# રૂા. ૧,૨૨૫નું પહેલું ઈનામ મેળવો



ઘેર સીનેમા ચિત્રો પાડવા માટે આગફાની ૧૬ મિલિમિટર રિવર્સિબલ ફિલ્મ સૌથી વધારે ભરોસાપાત્ર છે. આ ફિલ્મને ૨૪ કલાકની અંદર ધોઈ શકાય છે

## આગફા મૂવીની હરીફાઈ

એમેચ્યોર સીનેમેટોગ્રાફી માટે આગફાએ કાઢેલાં ૨૭ રોકડ ઈનામોમાંનું એકાદ હાથ કરવાની આ બારે તક છે. હવે તો સરસ ચિત્રો પાડવાના ઘણા પ્રસંગો મળી રહે છે, એટલે અનુકૂળ વિષયની પસંદગી તથા ફિલ્મિંગની કળામાં તમારી બાહોશી બતાવવાની આ તક જવા ન દેતાં જલદી તમારી કૃતિઓ મોકલો. હરીફાઈમાં દાખલ થવાનાં ફૉર્મ આગફાનો માલ વેચનારા હરકોઈ વેપારી પાસેથી, અગર નીચે જણાવેલાં ઠેકાણાંમાંથી ગમે ત્યાંથી મળી શકશે.

### આગફા મૂવી હરીફાઈની શરતો

(૧) હરીફાઈના સમય દરમ્યાન આ હરીફાઈ હિંદુસ્તાન, બ્રહ્મદેશ અને સીલોનના વતની બધા સીને-એમેચ્યોર માટે ખુલ્લી છે.

(૨) ૧લી ડિસેમ્બર ૧૯૩૧થી ૩૦મી એપ્રિલ ૧૯૩૨ સુધીમાં હરીફાઈની ફિલ્મો સ્વીકારવામાં આવશે. ૧લી ડિસેમ્બર પહેલાં પાડેલી ફિલ્મોને પણ હરીફાઈમાં સ્થાન મળી શકશે.

(૩) હરીફાઈ માટે ફિલ્મ આગફા ૧૬ મિલિમિટર રિવર્સિબલ પર પાડેલી હોવી જોઈએ, અને સાથે તેનું ઑફિશિયલ ફૉર્મ ભરેલું હોવું જોઈએ.



(૪) હરીફાઈની ફિલ્મની લંબાઈ ઓછામાં ઓછી ૪૦ ફુટ હોવી જોઈએ વધુમાં વધુ લંબાઈ ગમે તેટલી ચાલી શકે; તેને માટે બંધન નથી.

(૫) ફિલ્મોની ગમે તેટલી સંખ્યા હરીફાઈમાં દાખલ કરી શકાશે પરંતુ કોઈ પણ મોકલનાર એકથી વધુ ઇનામ જીતી નહિ શકે.

(૬) ફિલ્મ પાડવામાં કૅમેરા તો ૧૬ મિલિમિટર સાઇઝનો કોઈ પણ બનાવટનો ચાલી શકશે.

(૭) રમતગમતો, ગરબાની રમતો, ઘરની અંદરના દેખાવો કે બહારનાં દૃશ્યો કોઈપણ વિષયની ફિલ્મ હરીફાઈમાં દાખલ થઈ શકશે.

(૮) હરીફાઈની ફિલ્મો રજિસ્ટર્ડ પોસ્ટ પારસલથી અને ટિકિટ ઉપર મોડામાં મોડી ૩૦મી એપ્રિલની ટપાલની છાપ સાથે 'આગફા ફોટો કંપનીના મૂવી હરીફાઈ ખાતાને, કૅનેડા બિલ્ડિંગ, હૉર્નબી રોડ, પો. બૉ. નં ૪૮૮ મુંબાઈ-૧.' એ સરનામે પહોંચવી જોઈએ ને પારસલ ઉપર 'આગફા મૂવી હરીફાઈ' એવું લખેલું હોવું જોઈએ.

(૯) હરીફાઈમાં મળેલી ફિલ્મો સારુ દરેક કાળજી તથા સંભાળ લેવામાં આવશે, છતાં મળેલી ફિલ્મોને કાંઈપણ નુકસાન પહોંચે કે તે ગુમ થાય તેને માટે આગફા ફોટો કંપની જોખમદાર નથી

(૧૦) હરીફાઈ પૂરી થયે બધી ફિલ્મો પાછી મોકલવામાં આવશે; પરંતુ ઈનામ જીતી ગયેલી ફિલ્મોને રાખવાનો તથા તેનો પોતાની ઈચ્છા મુજબનો ઉપયોગ કરવાનો હક આગફા ફોટો કંપનીને રહેશે

(૧૧) પરીક્ષકોનો નિર્ણય છેવટનો ને સૌને બંધનકર્તા ગણાશે, ને હરીફાઈને લગતો કોઈપણ પત્રવ્યવહાર ચલાવવામાં આવશે નહિ

(૧૨) ધંધાદારી ફોટોગ્રાફરો કે ફિલ્મના ધંધામાં કામ કરનાર કોઈ પણ માણસથી આ હરીફાઈમાં ભાગ લઈ શકાશે નહિ

**Agfa**

### ઈનામો

| ઈનામ | રકમ |
|---|---|
| ૧લું ઇનામ | રૂા. ૧,૨૨૫ |
| ૨જું ઇનામ | રૂા. ૭૫૦ |
| ૩જું ઇનામ | રૂા. ૩૨૫ |
| ૧૦ ઇનામ (દરેક રૂા. ૧૦૦નું) | રૂા. ૧,૦૦૦ |
| ૧૪ ઇનામ (દરેક રૂા. ૫૦નું) | રૂા. ૭૦૦ |

અમદાવાદના વેપારીઓ

| | |
|---|---|
| અમદાવાદ ફોટો ડીપો | ગાંધી રોડ અમદાવાદ |
| એસ. ડી. છત્રપતિ | રીડ રોડ અમદાવાદ |
| એન્જીનિયર બ્રધર્સ | રીડ રોડ અમદાવાદ |


IKONTA
Zeiss
Ikon
163




Ultra Rapid
Platten


ZEISS
IKON






તંત્રી રવિશંકર રાવળ; મુદ્રક-પ્રકાશક બચુભાઈ રાવત,
કુમાર પ્રિન્ટરી–કુમાર કાર્યાલય, ૨૭૦૭ રાયપુર, અમદાવાદ.

## ચેતવણી



લવાજમ વરસના રૂ. ૬: પરદેશના રૂ. ૭–૮–૦ કે ૧૨ શિ.
મુંબઈના એજન્ટ: સી. જમનાદાસની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ; તથા આર. આર. શેઠની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨
જાહેર ખબર માટેના મુંબઈ ખાતેના સોલ એજન્ટ મેસર્સ રાવળ બ્રધર્સ, મૂળજી જેઠા બિલ્ડિંગ, પ્રિન્સેસ સ્ટ્રીટ.




# જીવનધૂપ

• વંશસ્થ •

૧

ઉદ્યાનમાં મંડપ કેળસ્તંભના
રોપ્યા, રચી મેં શત સ્વર્ણવેદિકા;
રંગોળીની રમ્ય ગૂંથેલ આકૃતિ,
નાચે પતાકા વનતોરણાવલિ.

હોમ્યાં હવિષ્યાન્ન ઘૃતાદિ કૈં બલિ,
પ્રદીપ્ત જ્વાલા ક્રતુની ભભૂકતી;
ભંડાર હોમ્યા ધનરાશિદાનથી:
સુગંધ વ્યાપી નભ યજ્ઞધૂપની.

૨

પ્રભાતને બ્રાહ્મમુહૂર્તકાલ હું
એકાંતમાં મંદિરદ્વાર ઠેલતો;
જલાવતો સપ્તશિખાની આરતિ,
સ્તોત્રો યશોગાન તણાં અલાપતો.

જલે તહીં નિશ્ચલ દીપજ્યોતિઓ,
પેટાવતો અંતર-દીવડો ઉરે;
એકાત્મતા પુણ્યસ્વરૂપ પામતો:
સુગંધ વ્યાપી ઉર જ્ઞાનધૂપની.



૩

નદી નહેરે સુ-રસાળ ભૂમિમાં,
અનંત મેં બીજ સુવર્ણ વાવિયાં;
લચી રહ્યાં ખેતર પાકભારથી,
સંધ્યા નમી, મોલ લણ્યા કણેકણ.

અને હસે ધાન્ય તણા મહાગિરિ
સુવર્ણવર્ણા મૃદુ સાંધ્યતેજથી
રચ્યા, ધર્યા એ તુજ પાદયુગ્મમાં:
સુગંધ વ્યાપી જગ કર્મધૂપની.

તનસુખ ભટ્ટ



■કૃપાળુ જગદીશ્વર! માનવ પ્રેરણાના આદિ સત્ત્વ ભગવાન! 'કુમાર'ને તેના વાચકો વચ્ચે અગમ્ય સ્નેહતંતુ રૂપે સાક્ષીભૂત રહી 'કુમાર'ના સંચલનમાં જે અણુધારી સહાય, ચમત્કાર અને સફળતા આપ્યાં છે તે માટે આ હૃદય આજે આભારભક્તિના ભાવથી નમે છે, અને જે શ્રદ્ધા તથા પ્રેરણાએ આજ સુધી કાર્યધુરા વહેવાનું બળ આપ્યું છે તેની જ સતત અપેક્ષા રાખી નવા વર્ષે આગળ જવાની અભિલાષ ધરું છું.

■કોઇ કહી શકતું નથી કે આ વર્ષ કેવું જશે. ભારતવર્ષ ઉપર મંડાએલું મહમંડળ વિચારતાં તો શી આફત કે શા આશીર્વાદના વર્ષાવ થશે એ ભાખવા કોઇ સમર્થ નથી. છતાં ઇતિહાસ અને માનવજીવનની અબળખાઓ કદી અટક્યાં નથી અને અટકશે નહિ. એ જ વિચારસરણી પર રહી, ઘડી પછી જગતનો અંત આવવાનો હોય તોપણ કાર્યતત્પર રહી, યથાશક્તિ સેવા ને સાધના ટકાવી રાખવામાં જ પુરુષાર્થ માનીને આજે 'કુમાર'નું નવા વર્ષનું પરિક્રમણ શરૂ કરી દઉં છું, અને એટલા માટે પણ અહોધન્ય માનવાનો સંતોષ લઉં છું.

■ભારતની જનતા પર બંધનો અને કઠોર મર્યાદાઓનો એક એવો શાસનવિસ્તાર છવાઇ ગયો છે કે કોઇ પણ દિશાએ ગતિસૂચન કરવું એ પણ વિમાસણનો વિષય થઇ પડે છે. વીરો તો વીરોચિત માર્ગ લેવાના જ. આજ કે કોઇ દિન મૃત્યુ અનિવાર્ય છે; પણ ટેકટેક માટે ઉપાડેલાં પગલાં પાછાં ન જ પડે એવો તેમનો નિશ્ચય

### જીવનનો રોજમેળ

જેમને કામ કરવું હોય ને કામ કરી ફતેહ મેળવવી હોય તેઓ વૈશ્યદૃષ્ટિ રાખે. સાચો વૈશ્ય દિ' બધો વેપારમાં લીન રહે છે. વેપાર વખતે વેપાર જ કરે છે; વાતો કરતો નથી પણ સાંજ પડે છે ત્યારે હિસાબ માંડે છે, અને તપાસે છે કે વેપાર કેવો કર્યો: ખોટનો કે હાંસલનો, આવડતનો કે અન આવડતનો, જીવનનો કે મૃત્યુનો?

એમ જ દરેક માણસ દિવસ આખો જીવનનો વેપાર કરે ને સાંજે તેનો હિસાબ લે. કેટલું આગળ વધ્યા, કેટલું પાછળ હઠ્યા તે જુએ; ધારેલું શું કર્યું અને શું રહી ગયું તે જોઇ જાય; ક્યાં ભૂલ હતી અને કેવી રીતે તે સુધરે તેનો વિચાર કરે;—અને એમ જીવનનો રોજમેળ ખેંચી આવતી કાલની પુરાંત મૂકે.

ગિજુભાઇ

---

બધી દલીલો ને તર્કથી યે—બધાં જ્ઞાનભંડારોથી યે—ચડિયાતો ધર્મ છે. એ ધર્મ જેમને પ્રાપ્ત થયો તેને ધન્ય છે. હજારો પદવીધારીઓ અને સંપત્તિવાનો કરતાં યે તોપ સામે ચડેલા એ મૃત્યુંજયો વધુ જગદ્વંદ્ય છે. ઇતિહાસ એમનાથી જ શોભે છે.

■કેટલાક પ્રસંગ ઊભા કરી શકે છે, કેટલાક પ્રસંગને વધાવી લે છે અને કેટલાકને પ્રસંગ ખેંચી જાય છે, જ્યારે અભાગી જીવનાશા કેટલાકને પ્રસંગથી વિમુખ કરે છે તો અધમ આશાવાળા જીવો પ્રસંગથી દૂર જ રહે છે; અને એ બધાના પરિણામે સરવાળે દેશ ચડે છે કે પડે છે. કોણે કયા દળમાં ઝુકાવવું એ તો સૌએ પોતાના હૃદય સાથે જ વાત કરી લેવાની. પણ કેટલી યે બાબતો તો એવી છે કે જેને માટે તો કાયરમાં કાયર માણસને પણ કર્તવ્યમાર્ગ સૂઝવો જોઇએ.

■દેશનાં ઘણાં દુઃખોનું એક મોટું કારણ દારિદ્રય અને બેકારી છે. આ આફત સામે ટકી રહેવાને કરકસર અને સ્વાશ્રય અતિ સિદ્ધ અને મહત્ત્વના મંત્રો છે. તમે કેટલું વાપરો છો કે તમે કેટલું કમાઓ છો તેના પર તમારી શક્તિઓ અંકાય નહિ; પણ તમે કેટલું બચાવો છો તે જુઓ એટલે તમારા પાયા કેવા દૃઢ છે તે જાણી શકશો. વિદ્યાર્થીજીવન માટે તો આ વિચાર એક જીવનતરણી થઇ પડે. તમારાં કપડાંમાં, તમારાં પુસ્તકોમાં, તમારા ખોરાકમાં, જેટલો બચાવ, જેટલી કરકસર તમે કરી શકો એટલા તમારા કુટુંબ તથા દેશને સીધી કે આડી રીતે શક્તિસંચયમાં તમે મદદગાર બનો છો.

■તમે જરૂર પૂરતી જ ખરીદી કરજો, અને તમારી ખરીદી પણ ઘણી જ વિચારપૂર્વક તથા ઊંચી પસંદગીવાળી કરજો. દેશની આફત વખતે તમારાં થીગડાં મારેલાં કપડાંથી શરમાશો નહિ અને એવાં કપડાં પહેરનાર તરફ સૂગ ધરશો નહિ. કપડાંનો ભભકો મારનાર જ ચારિત્ર્યવાળો હોય એવી ભ્રમણાનો ત્યાગ કરજો અને બીજાઓની એવી ભ્રમણા હોય તો ભાંગજો. સાદાઇની ખુદાઇ સમજજો ને જીવનમાં ઉતારજો.

■તમારા જીવનની શક્તિઓની પણ કરકસર કરજો. તમારાં યુવાનીનાં અમૂલ્ય વર્ષો કેવી રીતે

**આરંભવંદન · આજનો પરમ ધર્મ · જીવનની કરકસર · ચારિત્ર્ય-ત્રિવેણી**

વાપરવાથી ભવિષ્યમાં તમને અને દેશને વધુમાં વધુ લાભકારક અને હિતકારક નીવડે તેનો સંપૂર્ણ ક્યાસ કાઢજો અને તે પછી જ તમારી કારકિર્દીની સાચી તૈયારી કરવા જીવનની દરેકેદરેક પળ અને તક ઉપાડી લેવા જાગૃત રહેજો.

■વિદ્યાર્થી અવસ્થામાં જ જેઓ કંઇક ઉપયોગી જનસેવા કે ઉદ્યોગ શીખ્યા હોય છે તેઓ આગળના જીવનમાં ખરેખરા જનસેવક અને લોકનેતા બની શક્યા છે. તમારા જીવનની કરકસરમાં આ ચાર મુદ્દા બરાબર સાચવજો: (૧) કમાણી આપે એવો ઉદ્યોગ શીખજો; (૨) તમારી ખરીદીઓ વિચારપૂર્વક કરજો; (૩) તમારી કમાણીનો લાભ ઘણાને મળે એવી રીતે વાપરજો; (૪) આફત કે સંકટ વખતે કામ લાગે એટલી સંપત્તિ અને સાધન સંઘરજો.

■તમારી પાસે સાધન અને સંપત્તિ હોય તો તમારાથી ઓછા ભાગ્યવાળાને જરૂર મદદરૂપ થજો. નિઃસ્વાર્થ દાનવૃત્તિ અને સેવા જ ચારિત્ર્યના પાયા મજબૂત કરે છે અને સાધકને એવું પરમ સુખ તથા આનંદ આપે છે, જે ગમે તેટલા દ્રવ્યથી મેળવી શકાય જ નહિ. કરકસર અને પરોપકાર એ બંને એકબીજાનાં વિરોધી નથી. પહેલું એ બીજાનું પૂરક છે. ન જોઈતા ભોગવિલાસ પાછળ થતો વ્યય બચાવીને, જેને વધુ જરૂરત છે તેની તરફ હાથ લંબાવનારો માણસ ધનસ્મુ લક્ષાધિપતિઓ કરતાં પણ ઉચ્ચ પદ ધરાવતો મનુષ્ય બની શકે છે.

■આખી પ્રજાની ઉન્નતિ માટે કરકસર, સ્વાશ્રય ને પરોપકારબુદ્ધી એ ત્રણ ગુણોની આ સમયે ખરી જરૂરત છે. તેની ખીલવણી માટે દરેકેદરેક ચારિત્ર્યશાળી વિદ્યાર્થીએ અને યુવકે પોતાનો દૃષ્ટાંત આપવા જેવી લાયકાત મેળવવી એ જ આજનો પરમ ધર્મ દેખાય છે.

## ઉદ્‌બોધન

ભારતની પ્રાચીનતાનાં ને પુરાણાપુરાણા તેનાં ગૌરવનાં યશોગાન ગાવાની અને તેમાં રાચવાની આપણને કેવી ટેવ છે? તે ગૌરવવતી માતૃભૂમિનાં સાચાં સંતાનો તરીકે આપણને કોઇ અજાણ્યો માણસ પણ પારખી શકે એવા આજે આપણા કેવાક દેદાર છે? ભૂતકાળની એ ભવ્યતા વર્તમાનમાં મૂર્તિમંત ન થતી હોય તો એની કથાની મોટી મૌખિક પારાયણ કર્યે શું વળશે? આજની મહાપ્રજા લેખાતી અમેરિકાની પ્રજાને કશો જ ગૌરવભર્યો ભૂતકાળ નથી. ધર્મને કારણે હડધૂત થઇ બહિષ્કાર પામેલ ને રીસામણે નીકળેલ એ પ્રજાને સૌ-કાંઇ નવું જ વસાવવાનું હતું. વેરાન ને વગડા વેડીને તેને નગરીઓ વસાવવાની હતી; પ્રખર ભૂમિને પોચી કરીને અનાજ પકવવાનાં હતાં; રાજપ્રકરણી શાસન ઊભું કરવાનું હતું; અન્યોન્યના સંબંધો ઘડવાના હતા; આત્મરક્ષણ કરવાનું હતું;—સંસ્કૃતિ આખી નવી ઘડવાની હતી ને અનુભવી જૂના જગતની સાથે ઊભા રહેવાનું હતું. એક ગામ વસતાં કે વસાવતાં કેટલી બધી મુસીબતો નડે છે? દુનિયાભરને તાજૂબી પમાડે એવી સંસ્કૃતિ, આજે ત્રણસો જ વર્ષમાં ત્યાં ખડી થઇ છે. ત્રણસો વર્ષની એ પ્રજાની તપશ્ચર્યા, આજે પ્રાચીન ગૌરવથી ગર્વીલી બનતી, ત્રણત્રણ હજાર વર્ષ પૂર્વની સુખાકારી, જાહોજલાલી આદિને શરમાવે છે. દુનિયાની મહાનમાં મહાન પ્રજાની સામે કમ્મર કસી ઊભી રહી શકે તેવી શક્તિ તેણે આજે કેળવી લીધી છે. મહાપ્રજા ગણાવાની સૌકાંઇ સામગ્રી તેણે આજે હસ્તગત કરી લીધી છે. અમેરિકાની એ મહાપ્રજા આજે તો જગત આખાને ગૌરવ અર્પી રહેલી છે. આત્મનિર્ણય, વ્યક્તિસ્વાતંત્ર્ય, માનવીમાત્રને સંપૂર્ણ અવકાશ આપી ઊંચામાં ઊંચી પદવીએ પહોંચવાની તક આપનારૂં એ અમેરિકા પ્રજાશાસનવાદના નમૂના રૂપે આપણી આંખો સમક્ષ ખડું છે. પુરુષાર્થની પરમ સિદ્ધિ કેવી હોઇ શકે, રજકણમાંથી ને શૂન્યમાંથી માનવશક્તિ શું સિદ્ધ કરી શકે તેનો જ્વલંત પદાર્થપાઠ માત્ર ત્રણ સૈકાની નાનામાં નાની વયની એ પ્રજા ભૂતકાળની વર્ષોજૂની પ્રાચીન પ્રજાઓને આજે શીખવી રહેલી છે.

હજારો વર્ષની જૂની આપણી ગૌરવવતી મહાપ્રજા આ બાલપ્રજાની પડખે ઊભી રહેવા જેટલી પણ પગભર થવા ક્યારે કટિબદ્ધ થશે? આપણો ભવ્ય ભૂતકાળ પણ આપણને એટલી પ્રેરણા નહિ આપી શકે? આપણો અલ્પસંતોષ, આપણું આશુતોષિત્વ, આપણી કર્માધીનતા, અને એ સૌને લીધે ઘર કરી બેઠેલી આપણી જડતાને ખંખેરી આપણે ક્યારે બેઠા થઇશું? દિનેદિને નવા વાઘા સજતા, ને ચાર વર્ષમાં ચારસો વર્ષ જેટલી પ્રગતિ કરતા આજના જગત સાથે ઊભું રહે તેવું, સચેત ને નવજોબનવંત આપણું વૃદ્ધ ભારત ક્યારે બનશે?

ઊઠ ઓ ભરતગોત્ર તુજ વાટ<br>
જુએ છે જગત કાળને ઘાટ.

(કૌમુદી) —સ્વ. અમૃતલાલ દાણી

## સસ્તી કિંમતે પુસ્તકો

મૂળ કિંમત કરતાં ઠીકઠીક ઓછી કિંમતે પુસ્તકો મળી શકે તે માટે ઘડાએલી એક યોજના અનુસાર ૪૬૦ જેટલાં પુસ્તકો એ રીતે મળી શકે છે. તેની એક યાદી કિંમત વગેરે સાથે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ (રાવપુરા વડોદરા)એ બહાર પાડી છે અને તેમને લખી મંગાવવાથી મળી શકે છે.

લખ્યું છે કે 'ભાષા ઉપરાંત બીજા શોખના અભ્યાસ તરીકે તત્ત્વજ્ઞાન, ભૂગોળ અને ઇતિહાસ મારા પ્રિય વિષયો છે. ધાર્મિક અભ્યાસને લીધે મને મારા વતનમાં સારી જગ્યા મળી શકત; પણ ઉપર જણાવેલા ઉદ્દેશથી, અને ભાષાઓ પ્રતિ મારું અતિ વલણ હોવાથી ભવિષ્યમાં તેનો વિકાસ-થાય તથા મારું જીવનધ્યેય જે હંગેરિયન ભાષાનું મૂળ શોધવાનું તે પણ પાર પડે એવું ક્ષેત્ર શોધવા વિચાર કર્યો. મારાં માતપિતા ગુજરી ગયાં હતાં. માત્ર એક ભાઈ છે; પણ તેને મારી સહાયની જરૂર નહોતી. એટલે મારો મુલક છોડીને પૂર્વમાં આવવાનો મેં નિશ્ચય કર્યો. કેવળ નિર્વાહ જેટલું મેળવી લેવું અને યુરોપના વિદ્યાભ્યાસીઓને ઉપયોગી થાય એવી શોધખોળ કરવામાં જીવન ગુજારવું એ મારું ઇષ્ટધ્યેય છે. એ સાધી શકાશે તો યુરોપના પ્રાચીન ઇતિહાસની ઘણી બાબતો સ્પષ્ટ થઈ શકશે.'

તેના આવા પ્રવાસ માટે શાહી પરવાનો મળવાનો સંભવ ન હોવાથી બુકારેસ્ટ ખાતે ધંધાનું કામ છે એવું બહાનું બતાવી તેણે નેગી એન્યીડથી છાપેલો હંગેરિયન પરવાનો મેળવ્યો. પ્રથમ એણે ક્રોએશિયા (Crontia)માં વાસ કર્યો અને કેટલોક સમય સુધી સ્લૅવોનિક ભાષાઓના અભ્યાસમાં ગૂંથાયો. બુકારેસ્ટમાં તેણે તુર્ક ભાષા શીખી લઈ કૉન્સ્ટૅન્ટિનોપલ જવા ધારેલું. પણ તુર્કી ભાષા ન શીખાઈ નહિ તેમ કૉન્સ્ટૅન્ટિનોપલ પણ જવાયું નહિ; એટલે ૧૮૨૦ના જાન્યુઆરીની પહેલી તારીખે તે કેટલાક સાથીઓ જોડે ફિલિપોલીસ તરફ ઊપડ્યો. ત્યાં પ્લેગ ચાલે છે એવા ખબર મળતાં આર્કિપેલેગોના કિનારા તરફ વળ્યો અને ત્યાંથી એક ગ્રીક વહાણમાં એલેક્ઝાંડ્રિયા ગયો. અહીં તેણે અરબી ભાષાનો અભ્યાસ આરંભ્યો. કેમકે ગૉટિંગનમાં એના ગુરુ મહાન ઇકોર્ન (Eichhorn) તેને કહ્યું હતું કે મધ્યકાલીન યુરોપીય ઇતિહાસના અંધકારમય યુગ પર એ ભાષા અત્યંત પ્રકાશ પાડી શકે તેમ છે. પરંતુ એલેક્ઝાન્ડ્રિયામાં પણ પ્લેગની હવા ફરી વળી એટલે ત્યાંથી પણ તેને નીકળવું પડ્યું.

અહીંથી દરિયા માર્ગે સીરિયા જઈ તે ત્યાંથી પગરસ્તે ઍલેપ્પો તરફ વળ્યો. ૧૮૨૦ના જુલાઈમાં તે ઍલેપ્પોથી બગદાદ આવ્યો. આ બધો રસ્તો તેણે પગે કાપ્યો હતો અને જુદાજુદા કાફલાઓના સંગાથમાં એશિયાઈ પોશાકમાં તે પ્રવાસ કરતો. સપ્ટેમ્બરમાં તેણે બગદાદ છોડ્યું અને યુરોપીયન પોશાકમાં ઘોડા પર બેસી એક કાફલા જોડે ઑક્ટોબરની અધવચ્ચે તે તેહરાન પહોંચ્યો. ઇરાનની આ રાજધાનીમાં તે વખતના બ્રિટિશ એલચી સર હેન્રી વિલૉકની સોબત અને મમતા ભોગવતાં તેણે ૧૮૨૧ના શિયાળા દરમિયાન ફારસી અને અંગ્રેજી ભાષાનું અધ્યયન કર્યું.

૧૮૨૧ના માર્ચમાં અહીંથી ફરી તે એક કાફલા જોડે નીકળ્યો. હવે તે આર્મીનિયન બનીને મુસાફરી કરતો. ઇરાનથી ખોરાસાન આવી નવ મહિના રહીને નવેમ્બરની વચમાં તે બુખારા પહોંચ્યો. ત્યાં તેણે આખો શિયાળો રહેવાનું ધારેલું, પણ એવામાં ખબર પડી કે મોટું રશિયન લશ્કર એ તરફ ચઢી આવે છે. અહીંથી તેના પ્રવાસની ખરી વિટંબણાઓનો આરંભ થયો.

મધ્ય એશિયામાં કોઈક સ્થળે હંગેરિયન જાતિના ઉદ્ભવસ્થાનને લગતી પોતાની શોધખોળનાં સાધનો મળશે એવી એની ખાતરી હતી. પણ રશિયનોની



લાડખને રફ બોધ સતુ

રાખતો હોય તો તેનું વેતન બીજાં ત્રણ વર્ષ ચાલુ રાખવા સરકાર ઇચ્છતી હતી. આથી ફરી તે કામમાં ગયો અને પ્રબળ પરિશ્રમપૂર્વક અભ્યાસમાં ગૂંથાયો. તેણે ચાળીસ હજાર શબ્દોનો કોશ તો પૂર્ણ કર્યો હતો; તે ઉપરાંત પાંચસોથી સાતસો પાનાંનો એક, એવા સવા બસો ભાગમાં સમાએલા તિબેટી વિશ્વકોશનાં ચુમાળીસ પુસ્તકો વાંચી નાખ્યાં !

સેબાથુથી બસો માઇલ દૂર, દરિયાની સપાટીથી ૯૫૦૦ ફીટ ઊંચે તેનું નિવાસસ્થાન હતું. એક ભાંગેલી પાટ, બે ખુરશીઓ અને પુસ્તકો સિવાય તેના ઝૂંપડાંમાં કશું ફર્નિચર નહોતું. તેના ક્ષુદ્ર વેતનમાંથી પાઈ પણ સામાન્ય મોજશોખને અર્થે બચતી નહિ. બકરાંનું માંસ મદમાં પુષ્કળ હતું, પરંતુ તે પણ ખરીદવાની તેની શક્તિ ન હતી. પગારના પચાસમાંથી અરધી રકમ તે પોતાના ગુરુને આપતો ને પાંચ રૂપિયા ઘરભાડા તથા નોકરમાં જતા. બાકીના વીસમાંથી ઘણેભાગે પુસ્તકો, હસ્તલિખિત ગ્રંથો ને લખવાનાં સાધનો તે ખરીદ કરતો. આવી ગરીબીમાં પણ મદદ માટે કોઇની પણ વિનતિને તે અભિમાનથી પાછી વાળતો. તેના એવા એકાંતવાસમાં તેને આનંદ મળે એવી ઇચ્છાથી થોડાંક રોજિંદાં વર્તમાનપત્રો આપવાનો તેના મિત્ર જિરાર્ડે આગ્રહ કર્યો, પરંતુ સોમાએ નમ્રતાથી તેની પણ ના પાડી. કારણકે એક તો એવી બાબતમાં તેને રસ પડતો નહિ, અને બીજું એ કે પોતાને આર્થિક મદદ આપનાર સરકારના સમયનો એવા વાચનમાં દુરુપયોગ કરવાની તેની ઇચ્છા ન હતી.

કેટલાક અદેખા વિદ્વાનો તેના વિષે તરેહવાર વાતો કરતા, પણ ડૉ. વિલ્સન ને પ્રિન્સેસ જેવા ધુરંધર વિદ્વાનો તેના ગાઢ મિત્રો હતા. તેઓની સૂચના ને ભલામણથી સરકારે તેના કોશને પ્રસિદ્ધ કરવાનું ઔદાર્ય દેખાડ્યું. આથી ૧૮૩૨ના મે માસમાં તે કલકત્તા આવ્યો. તેના મિત્રોએ તેને એશિયાટિક સોસાએટીના મદદનીશ પુસ્તકાધ્યક્ષ તરીકે નીમ્યો અને તેણે કોશનું કામ ચલાવ્યું. ૧૮૩૪માં એ મહાન ગ્રંથ પૂર્ણ થયો અને ત્યાર પછીનાં વર્ષોમાં જોઇના પાસપૉર્ટ લઈ તેણે બંગાળાની વિશાળ યાત્રા કરી તથા સંસ્કૃત અને અન્ય દેશી ભાષાઓનું અધ્યયન કર્યું.

૧૮૩૭માં તે ફરી કલકત્તા આવ્યો અને એશિયાટિક સોસાએટીના અધ્યક્ષસ્થાને નિમાયો. આ સમયે તેની પાસે ૧૦૦૦ કરતાં વધુ તિબેટી ભાષાનાં ગ્રંથો હતા. એશિયાટિક સોસાએટીના મકાનમાં એક નાની ઓરડીમાં બેસી તેનું લેખનકાર્ય તે કરતો ને ભાગ્યે જ બહાર નીકળતો. માત્ર અંગની છૂટ તથા કસરત ખાતર સોસાએટીના કૉમ્પાઉન્ડમાં કે ઉપરની લાંબી ગૅલેરીમાં સાયંકાળે થોડી લટાર લેતો. પછી અધ્યયનના સ્થાનમાં પાછો જતો ને નોકર પાસે બહારથી તાળું દેવડાવતો. જ્યારે કોઇ ખાસ મુલાકાતે આવે ત્યારે ભારેભારે ચાવીઓ લાવી નોકર ઉઘાડે ત્યાં સુધી આવનારને ખોટી થવું પડતું. દાર્જિલિંગનો સુપરિન્ટેન્ડેન્ટ ડૉ. કૅમ્બેલ લખે છે કે 'તેની સંપત્તિમાં પુસ્તકો અને લેખોથી ભરેલી ચાર પેટીઓ હતી. થોડાં ખમીસ અને એક જ બ્લ્યુ ઝભ્ભો (જે તે હમેશાં પહેરી જ રાખતો અને જે પહેરીને મરી ગયો) તે સિવાય વધુ કપડાં પણ તેની પાસે નહોતાં. થોડાક ઓછાડ ને રાંધવાનું એક જ વાસણ હતું. ખોરાકમાં માત્ર ચા ને બીજું ભાત તે લેતો. એક સાદડી ઉપર બેસતો અને સૂઈ પણ ત્યાં જ રહેતો. રાત્રે પણ તે પોષાક કાઢતો નહિ. દિવસે ક્યાંય બહાર જવાનું તેને ગમતું નહિ. દારૂ, તમાકુ કે બીજી માદક વસ્તુઓનો સ્પર્શ પણ તે કરતો નહિ.'

નવ વર્ષની મહેનતને અંતે તેનું કોશનું કામ તો પૂરૂં થયું; પણ તેનું મૂળ ધ્યેય હજી પાર પડ્યું ન હતું. પોતાની જાતિ અને ભાષાનું મૂળ શોધવા માટેના પ્રયત્નોના વિચારમાં જ રાત ને દિવસ તે મશગૂલ રહેતો. કોઇકોઈવાર તે એકલો ઊંડા ધ્યાનમાં ઊતરી જતો, તો કોઇવાર વિચાર આવતાં વળી સ્મિત કરતો. પુરાણકાળના એશિયાની વિચારસૃષ્ટિમાં તે એટલો રચ્યોપચ્યો રહેતો કે હાલના યુરોપનો ખ્યાલ પણ ભૂલી ગએલો જણાતો. તેની અભિલાષા તો લ્હાસા જઇને ત્યાંના ખેમૂલ તિબેટી સાહિત્યોદધિમાં અવગાહન કરવાની ને પછી ત્યાંથી આગળ જવાની હતી, એટલે કલકત્તામાં સ્થિર બેસી રહેવું તેને ચેન કેમ પડે ?

એટલે ૧૮૩૬માં તેણે કલકત્તા છોડ્યું અને ટિટાલિયા ગયો. તેનો વિચાર ભૂતાન, સિક્કીમ ને નેપાળ જોઇ લેવાનો હતો. કર્નલ લૉઇડે તેને પોતાના બંગલામાં રાખવાની ગોઠવણ કરી, પણ તેથી કંઇ લોકસમુદાયનો સાચો સમાગમ, પરિચય અને અભ્યાસ થઈ શકે નહિ

એટલે એ તો કર્નલનું આમંત્રણ માનપૂર્વક નકારી એ દેશનાં ઝૂંપડાંમાં રહેવા લાગ્યો. લૉર્ડે તેને માટે બની તેટલી કાળજી રખાવી; પણ છતાં તેની મુફલીસી તેણે ન છોડી. તે નોકરને મહિને ચાર રૂપિયા પગાર આપતો ને એટલા જ ખર્ચમાં પોતાનું ખર્ચ નિભાવતો!

લ્હાસા તો તેનાથી જવાયું નહિ, પણ એકાદ વર્ષ આગ અભ્યાસમાં ગાળી તે પાછો કલકત્તે આવ્યો અને બીજા ઘણા વિદ્વાનોને મળ્યો. આ વખતે તેનું ઘર કેવું હતું તે વિષે ડૉ. મલાન નામના એક વિદ્વાન લખે છે: 'સોમા કૉરોસીનો વિચાર આવતાં લાગણી અને પ્રેમથી મારું હૃદય ભરાઈ આવે છે. ઇંગ્લંડ જતાં પહેલાં મેં તેનું તિબેટી વ્યાકરણ અને કોશ જોયાં હતાં, પણ એશિયાની એક સમૃદ્ધ ભાષા જાણવાનો માર્ગ ખુલ્લો કરનાર એવા પુરુષને રૂબરૂ મળવાનો મને યોગ મળશે એ તો હું સ્વપ્નવત્ માનતો હતો. રોમમાં અસલ પ્રસિદ્ધ થએલી લિપિથી મને કાંઈ જ ખુલાસો થતો નહોતો, એટલે કલકત્તે આવતાં વેંત જ હું સોમા કૉરોસીને મળવા એશિયાટિક સોસાઈટીના મકાન પર ગયો. અને મેં શું જોયું? મધ્યમ બાંધાનો, કેટલાયે વિચિત્ર પ્રવાસોની અસરથી ચીમળાએલા ચહેરાવાળો, પણ પ્રેમી ખુશમિજાજી અને પોતે જાણતો હોય તે બધું કહેવાને તત્પર એવો નિખાલસ સ્વભાવનો વિદ્વાન! પણ તે બહુ શરમાળ ને નિસ્પૃહી હતો. તેની પાસે શીખવા જવા મારે રોજ નદી પાર કરીને જવું પડે તેમ હતું એટલે અઠવાડિયામાં એક વાર તેની પાસે તિબેટી ભાષા શીખવાનું મેં ઠરાવ્યું. તે વાત તેણે આનંદથી સ્વીકારી, પણ એ કામ બદલ ફી લેવાનું તેણે કોઈ પણ રીતે માન્યું નહિ. મને એટલો વખત શીખો પણ શરત એ કે ફી વિના શીખો —વિદ્યાપ્રેમ અને આત્માના આનંદને ખાતર. આથી વારંવાર જતાં મને ક્ષોભ થતો તોપણ બને એટલું હું જતો.

તિબેટી ભાષામાં રસ લેનાર ત્યાં હું એકલો જ નીકળ્યો એટલે તેની ને મારી વચ્ચે મૈત્રી બંધાઈ. પણ અફસોસ! એ ઝાઝો વખત ભોગવાઈ નહિ. મારે વહેલા નીકળવાનું થયું. જુદા પડતી વખતે તેણે પોતાની પાસે જે કુલ ત્રીસ તિબેટી પુસ્તકો હતાં તે બધાં જ મને આપી દીધાં. તેના એ સ્મરણચિહ્નો મારે મન અતિ મોંઘાં છે. તેનાં વ્યાકરણ અને કોશ જે અમે સાથે



લાડખનો સ્ટૉક ગામનો વતની

બેસીને વાંચતા તે હું હજી હમેશાં વાપરું છું.'

સોમાના ઉદ્યમશીલ મનને જરા પણ નવરા તો બેસી રહેવું પસંદ જ નહોતું. સરકારનું કામ પૂરું કરેલું હોવાથી તેણે ફરી પોતાનો અભ્યાસ શરૂ કરવાનો નિશ્ચય કર્યો. તેની નજરે ચમત્કૃતિપૂર્ણ લ્હાસાના વિશાળ મઠો અને તેમાં સંઘરાએલું અપ્રસિદ્ધ વિશાળ સાહિત્ય તરવરતાં હતાં. તેથી યે દૂરદૂર, અજાણ્યાં સાહિત્યપૂર ને ભાષાભંડારવાળું ચીનનું નિઃસીમ સામ્રાજ્ય પથરાએલું હતું અને ત્યાં મધ્ય એશિયામાં હંગેરિયન પ્રજાના મૂળ વિષેનાં પ્રમાણો મળી આવે એવી તેની આશાભરી ખાતરી હતી. તેની ઉમર અઢાવન વર્ષની થઈ ગઈ હતી. એકાંતવાસ, તિતિક્ષા અને પ્રચંડ પરિશ્રમથી તેની શક્તિ હરાઈ ગઈ હતી. એક લેખક આ સમયની તેની દશાનું વર્ણન કરતાં લખે છે કે 'મને તો લાગતું હતું કે તેની જુવાનીને લીધે તે ફરીથી પોતાની જન્મભૂમિમાં ભાગ્યે જ જઈ શકશે. તેણે હજી બીજાં દસ વર્ષ સુધી આ ભૂમિમાં રહીને પ્રાચીન પુસ્તકોમાંથી જેટલું જાણી શકાય તેટલું જાણવાનો નિશ્ચય કર્યો.

એણે વેઠેલા એકાંતવાસથી ગમે તેવા દઢ શરીરને પણ ઘસાઇ જતાં વાર લાગે નહિ.'

પરંતુ સોમાને મન દેહનું મહત્ત્વ નહોતું. એના ચિત્તમાં તો એક જ લક્ષ્ય રમી રહ્યું હતું, અને એ સાધવા તેણે છેવટનો ભગીરથ પ્રયત્ન કરવાનો સંકલ્પ કર્યો. પોતાની આ મુસાફરી કદાચ છેવટની પણ નીવડે એવું લાગવાથી તેણે પોતાની સંપત્તિની યોગ્ય વ્યવસ્થા કરવાનું એશિયાટિક સોસાએટીને સોંપ્યું.

આમ ૧૮૪૨ની શરૂઆતમાં તે ફરી લ્હાસા જવા કલકત્તાથી નીકળ્યો. એની આંખમાં આનંદનાં અશ્રુ હતાં. ધ્યેયને સિદ્ધ કરવાના અદમ્ય ઉત્સાહ અને વીરશ્રીથી તેનું મોં ચમકતું હતું. પ્રફુલ્લ હૃદયે તે નીકળ્યો અને પગપાળો તરાઇમાં થઇ તા. ૨૪મી માર્ચના રોજ દાર્જિલિંગ પહોંચ્યો. અહીં તેને પૂરતા પાસપોર્ટ મેળવવા થોડોક સમય રોકાવાનું થયું. દરમ્યાન ત્યાં ડૉ. આર્કિબાલ્ડ કૅમ્પબેલે તેની વિચારમાળામાં તેને બહુ સહાનુભૂતિપૂર્વક સહાય કરી. લ્હાસા પહોંચવાનો યશ તે સૌથી વધુ માનતો. આનંદ ને ગૌરવથી તે બોલી ઊઠતો કે 'જ્યારે હું લ્હાસા પહોંચીશ ત્યારે મારા જેવી સ્થિતિ પ્રાપ્ત કરવાને હોડ્જ્સ, ટર્નર અને યુરોપના અન્ય તત્ત્વજ્ઞાનીઓ કેટલો ભોગ આપવા ઉત્કંઠા ધરાવશે!'

પરંતુ આ મર્ત્યલોકમાં તેને હવે વધુ સમય રહેવાનું ન હતું. તા. છઠ્ઠી એપ્રિલના દિવસે તેને તાવ આવ્યો. તેનું નિર્બળ અને જીર્ણ શરીર એનો હુમલો ખમી ન શક્યું અને અંતે પાંચ દિવસ પછી તા. ૧૧મી એપ્રિલ ૧૮૪૨ના રોજ મહાયાત્રા માટે એણે પ્રસ્થાન કર્યું. સરસ્વતીના સાહિત્યતીર્થે એણે પ્રાણાહુતિ આપી. દેવદારના વૃક્ષરાજીના કુંજમાં, ગગનચુંબી ભૂધરોની પાસે, દાર્જિલિંગના સમાધિગૃહમાં એના મૃતદેહને દાટવામા આવ્યો.

તેના અવસાનના સમાચાર મળતાં જ બંગાળાની એશિયાટિક સોસાએટીએ એકદમ દાર્જિલિંગમાં ડૉ. કૅમ્પબેલને રૂ. ૧૦૦૦ મોકલી આપ્યા અને તેમાંથી તેની કબર ચણાવીને એ સરસ્વતીસેવક હંગેરિયન યાત્રીનું યોગ્ય સ્મારક કરાવ્યું. હિંદી સરકારે એ સાચા નિષ્કામ વિદ્વાનની કબરની કાયમ સંભાળ રાખવાની દાર્જિલિંગના રેસિડેન્ટને ખાસ હુકમ કાઢી ભલામણ કરી. હંગેરિયન ઍકેડેમી સન્મુખ પ્રસિદ્ધ નવલકથાકાર ઇઓટ્રોસે (Eotros) ગદ્‌ગદ્‌કંઠે એના સાહિત્યદેહની સ્તુતિ કરતાં નિવાપાંજલી અર્પી.



દાર્જિલિંગમાં આવેલી સોમા કૉર્શિસીની કબર

પ્રાચીન ધર્મ અને ભાષાના અભ્યાસ પાછળ શૌર્યભરી ઉપાસનાનો ભોગ આપનાર જ્ઞાનના આ ફકીરે મરતાં અગાઉ ડૉ. કૅમ્પબેલ આગળ પોતાના જીવનનું લક્ષ્ય જણાવ્યું હતું. પૂર્વ અને પશ્ચિમ એશિયા ઢૂંઢવા નીકળવાનું મૂળ કારણ એ હતું કે તેની પોતાની જાતિનું મૂળ વતન હૂણોની રાજધાની હતું એવી તેની માન્યતા બંધાઇ હતી. એટલે એના તમામ પ્રયત્નો એ ગગિયર જાતિના મૂળ વતનના સંશોધન પાછળ જ ખર્ચાએલા હતા. આ મુલક તે લ્હાસાની પૂર્વોત્તર તરફના ખામ પ્રદેશમાં તથા ચીનની ઉત્તર હદ પર આવેલો હતો. ત્યાં પહોંચવું અને ત્યાંના સાહિત્ય તથા બીજાં સાધનો વડે સંશોધન કરવું એ તેની મોટી નેમ હતી. તેને તો પાકી આશા હતી કે ત્યાં જ તેની મૂળ જાતિનું આદિસ્થાન મળી આવશે. દરમિયાન વચલા સમયમાં ભાષા અને સાહિત્યનું મૂળ સંશોધન કરવું અને પૂર્વ તિબેટના વિદ્વાન લામાઓ સાથે વાતચીત કરી સમાગમ વધારવો એ તેની અભિલાષાઓ હતી. લાડક અને ખાનચુમના લામાઓ કરતાં પણ લ્હાસાના લામાઓ વધુ વિદ્વાન હતા, તેથી

તેમનો સંપર્ક પામવાની તેની ઉત્કંઠા હતી. આ સિવાય આવા-પ્રવાસથી મળનારા બીજા લાભો તરફ તેણે કદી ધ્યાન આપ્યું નહોતું.

૧૮૨૦ના ઑક્ટોબરની ૨૧મી તારીખે તેહરાનથી તેણે પોતાને વતન લખેલા એક પત્રમાં લખેલું કે: 'મારી પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરવાને તથા પ્રજા તરફનો મારો પ્રેમ અને ઋણ દાખવવાને હું બહાર નીકળ્યો છું. મારી પ્રજાનું મૂળ શોધવાની જે જ્યોત જર્મનીમાંથી મારા-દિલમાં પ્રકટી છે તેને વિઘ્નો, સંકટો કે ગમે તેટલો અગવડભર્યો પ્રવાસ વેઠીને પણ હું પાર પાડીશ. અત્યાર સુધી તો પરમાત્માએ દયા બતાવી છે, અને બીજું કોઈ નવું વિઘ્ન નહિ આવે તો થોડા જ વખતમાં હું બતાવી આપીશ કે મારી કલ્પના પાયાદાર નહોતી.'

પરંતુ, હિમાલયની પૂર્વોત્તર દિશાએ તથા ચીનની પશ્ચિમ સરહદ પર રહેતી મગિયર જાતિમાં પોતાના હંગેરિયન પિતૃઓના એશિયાઇ વડવા હોવા જોઇએ એવી તેની જે માન્યતા હતી તે તેના દેશના લોકોને માન્ય નહોતી. તેઓ તેની એ વાત નાપાયાદાર કલ્પના જ લેખતા. અને આખરે તો એ તેની ભ્રમણા જ ઠરી. હંગેરિયન ભાષા યુગેરિયન અને તુર્કી-તાતાર ભાષાના મિશ્રણથી બનેલી છે એવો નિર્ણય હમણાં સિદ્ધ થયો છે. પણ તેથી શું? તેથી કાંઇ તેની ધ્યેયનિષ્ઠા, અડગ નિરધાર અને અવિરામ સમર્થ પ્રયત્નોનું મૂલ્ય લેશમાત્ર ઓછું થતું નથી. અને તેની મૂળભૂત કલ્પના ખોટી ઠરી હોવા છતાં પણ જે બીજાં પ્રયત્નો વડે તેણે તિબેટી ભાષા હસ્તગત કરીને તેનો ભંડાર જગત સમક્ષ રજૂ કર્યો તેને માટે, તથા એ ભાષાના સર્વપ્રથમ વિદ્વાન એકાગ્ર બુદ્ધિના પ્રખર પંડિત અને આત્મત્યાગી વીર તરીકે તો તેના દેશમાં તેનું નામ આજે પણ સુપ્રસિદ્ધ અને વંદનીય છે.

જર્મન વિદ્વાન મૅક્સમુલરે હ્યુએનસંગ માટે જે કહ્યું હતું તે સોમા કૉરૉસીને યથાર્થ લાગુ પડે છે: 'બુદ્ધ-વિહારની કોટડીમાં, કેવળ અજાણ્યા પરદેશીઓ વચ્ચે, ફકીર જેવી નિષ્કિંચન મુફલીસીમાં રહીને, તદ્દન પારકી ભાષાના અભ્યાસમાં રચ્યાપચ્યા રહેલા આ ઉપાસકના જીવનમાં જે સત્ત્વ દેખાય છે તેને લીધે તેનું નામ ગ્રીસના વીરો કે રોમના ધર્મભોગ બનેલા શહીદ સંતો, અથવા ક્રુઝેડના સિપાહીઓ કે ઉત્તર ધ્રુવના બહાદુર શોધકોની હરોળમાં આવીને ઊભું રહે છે.'

કંઇક કાચા રહી ગએલા તાર્કિક વિદ્વાનોની પેઠે તે ખોટા ખ્યાલનો ભોગ થઇ પડેલો, છતાં એ મહાપુરુષના જેટલો નિઃસીમ ભોગ આપીને જગતના સારસ્વતપ્રવાહમાં સાહિત્યસ્રોતસ્વિની વહેવડાવનારા ક્વચિત જ ઉત્પન્ન થયા છે. To strive, to seek, to find and not to yeild (મહાસિદ્ધિ માટે મથવું, જયી થાવું, ન નમવું) એ જાણે સોમાનું જીવનસૂત્ર હતું. ભલે કદાચ એની ગણના જગતની મહાન નિષ્ફળ વિભૂતિઓમાં કરવામાં આવે, છતાં 'પ્રાપ્તિ' કરતાં 'પ્રાપ્ત કરવામાં પડેલા શ્રમ'નું મહત્ત્વ હમેશાં ચઢિયાતું છે.

હંગેરીની પ્રજાનો આવો તેજસ્વી કીર્તિનારક ભારતને સીમાડે પોતાની સદાની સોડ તાણી સૂતો છે. જગતનાં ભાવનાશીલ નરનારીઓ ને વિદ્વાનો દાર્જિલિંગ જાય છે ત્યારે એક વાર તેની સમાધિ આગળ મૌન અંજલિ આપ્યા વિના રહેતાં નથી.

## ફોકટ ચિંતા આપણી

સોરઠા

દરિયા કાંઠે પાળ, બાંધો કે બાંધો નહિ;
(જેણે) પોતે બાંધી પાળ: ફોકટ ચિંતા આપણી.

ડુંગર માથે ઝાડ, પાણી પાઓ કે નહિ;
(જે) ઊગે આપોઆપ: ફોકટ ચિંતા આપણી.

સિંદણ કેરાં બાળ, શીખવો લડતાં કે નહિ,
(જે) શૂરાં જન્મ્યાં સાથ: ફોકટ ચિંતા આપણી.

અંતરનો અંગાર, હોમો ઈંધણ કે નહિ,
(જે) સળગ્યો જીવન સાથ: ફોકટ ચિંતા આપણી.

'સુન્દરમ્

## અમેરિકાનાં ગગનચુંબી બાંધકામો પર, સેંકડો ફીટ ઊંચે અવકાશમાં વેંતભરનાં પાટિયાં પર હથેલીમાં જીવ

આ વાતનો નાયક ગુજરી ગયો છે. તેને જેવી રીતે મરવાની આશ-અભિલાષ હતી તેવી રીતે તે 'પહેર્યે પગરખે જ ચાલી નીકળ્યો.' મૉસ્કિવિટો બિલી તેનું નામ. હું ધારું છું કે આજે તો માત્ર ન્યૂયૉર્કનાં પરાંઓમાં કોઇક સ્થળે એકાદો નાનો ક્રૉસ કે આરસનો ટુકડો તેના છેલ્લા અવશેષોનું આરામસ્થાન દર્શાવી રહ્યો હશે; અને પેલા 'પૂલ બાંધનારાઓ'ના નામથી ઓળખાતા ઔદ્યોગિક વીરોમાંના એના સાહસિક ગોઠિયાઓએ તો એને કદાચ વિસારી પણ મૂક્યો હશે. પણ હું તો પરમ સંતોષની લાગણી સાથે આજ આટલે વર્ષે પણ તેના સ્મરણમાં રાચું છું. એ સંતોષ એટલા માટે કે હું એક વાર એ જિંદાદિલ મરદ ને હસતા હિંમતબાજ બિલીને મળ્યો હતો અને તેની સાથે વાતો કરી હતી.

એ વખતે હું એક છાપાનો ખબરપત્રી હતો. બિલી એ વેળા ન્યૂ યૉર્કના મૅનહટ્ટન બરો અને બ્રૂકિલનને જોડી દેતી સાંકળનો ત્રીજો મકોડો—પેલો આજનો જગવિખ્યાત જંગી મૅનહટ્ટન બ્રિજ—બાંધવામાં જિંદગીનું હમેશનું જોખમ ખેડનારા કોડીબંધ લોખંડી કામગારોમાંનો એક હતો.

વાત આમ બનેલી. બિલી 'આણી ચૂક્યો હતો.'* પૂલ પર કામ કરતાં જીવલેણ અકસ્માતમાંથી તે છટકી ગએલો. એક વાર જરા નીચેના એક ઠેલ પર તે ચાલતો હતો. તે જ વખતે તેના માથા પર, એ પૂલના એક લોખંડી મિનારાની ટોચેથી, કોઇએ બેદરકારીની એક પકડ પડતી મૂકી. બિલીએ તેને સરેરાટ આવતી સાંભળી. પણ એ સાંકડા ઠેલ પર જલદીથી આઘાપાછા થવાય તેમ નહોતું. પકડ બરાબર બિલીના માથામાં વાગી. તરત જ તે સમતોલપણું ખોઈ બેઠો. આધાર માટે જે કાંઇ હાથ આવે તે પકડવા તેણે ઝાંવું નાખ્યું. ભાગ્યવશાત્ એક પાટિયું તેના હાથમાં આવ્યું. તેણે તેની આસપાસ હાથના આંકડા ભીડ્યા. પણ પાટિયાંએ તેને ટકવી રાખવાની ના પાડી અને બિલી તથા પાટિયા બંને એ ધરેરાટ કરતી ૧૩૫ ફીટ નીચે વહેતી નદી તરફ સફર શરૂ કરી.

* પણ 'આણી ચૂક્યો સો વરસ જીવે' એ કહેવત બિલીના ધંધાને લાગુ પડે તેવી નથી. અને ખરેખર એણે એ કહેવત ખોટી પાડી.

બાંધકામ પર એકેય આદમી એવો નહોતો કે જેણે બિલીને જીવતો જોવાની આશા રાખી હોય. પણ બિલીએ એ સાની શંકા ખોટી પાડી. જે પળે બિલી અને પાટિયું ધુબ્બાંગ કરતાં પાણીમાં પડ્યાં તેની બીજી જ પળે બંને તરવા માંડ્યાં ને કિનારા ભણી ચાલી નીકળ્યાં. બિલીએ પાટિયાંની હોડી બનાવી ને પગ વતી ધકવવા માંડ્યું. તે કિનારે પહોંચી શકે એટલી શક્તિ તો ક્યાંથી રહી હોય ? પણ તેને લેવા એક બોટ ઉતારવામાં આવી અને તેને કાંઠે આણી દવાખાનામાં મોકલાવ્યો. ત્યાં થોડાં થીગડાં મરાવી એકાદ દિવસ આરામ લેવા તે ઘેર ગયો.

આ અકસ્માતની ખબર અમારા છાપાની ઑફિસમાં આવી. અમારા તંત્રીની જાણમાં તો, આવા ઊંચા ને જંગી નવા પૂલ પરથી પડતાં છતાં પોતાનો અનુભવ કહેવા જીવતો રહેનાર બિલી પહેલો જ હતો, એટલે તેને મળી તેના પરાક્રમની વાત મેળવવાનું કામ મને સુપ્રત થયું.

પણ બીજી જ સવારે મેં બિલીને તે જ પૂલ પર કામે ચડી ગએલો જોયો! પકડે તેની ખોપરી લગભગ તોડી નાખી હતી. તેના માથા પર જમણી બાજુના અર્ધા ક્ષેત્રફળમાં મલમપટ્ટાનો શણગાર હતો' છતાં જે ઠેલ પરથી તે આગલે દિવસે પડી ગયો હતો તે જ ઠેલ પર ઊભોઊભો તે દાંત દેખાય તેટલું તિરસ્કારભર્યું હસતો હતો!

મારા સવાલના જવાબમાં પહેલાં તો તે ખડખડાટ હસ્યો. 'મને કેવું લાગ્યું ? સાચું કહું તો ઘડીભર તો હું હેબત ખાઇ ગયો. નીચે જતાંજતાં હું મારી મા માટે પ્રાર્થના જેવું કંઇક બોલ્યો. પણ તે વેળા મોઢેથી કંઇ બબડેલો કે ફક્ત મનમાં જ પ્રાર્થના પસાર થઈ ગઇ એ કહી શકાય નહિ. હાથ ને પગ, પાટિયાં ને પૂલના ગર્ડરો, નદી ને બધું જાણે ખીચડો થઇને મારી સામે ધસતું હતું. પણ જ્યારે હું ધુબ્બાંગ કરતોક ને એ જુની નદીમાં બાબકો ત્યારે મેં જાણ્યું કે હવે ભલે તરવાની તાકાત રહી ન હોય પણ છતાં વાંધો નહિ આવે. મારા તપેલા મગજ પર નદીનું ઠંડું પાણી બહુ મજાનું લાગ્યું અને પાટિયાને હું બરાબર ચોંટી રહ્યો. એણે જ મને ઉગાર્યો. અકસ્માત વખતે આમ પકડી શકાય

**રાખીને મૃત્યુની સાથે ખભેખભા મિલાવી જીવનખેલ ખેલનારા વીર કામગારો**

# મોતના ભેરૂબંધો

**હોય તેમ ઇંચ ને સેકંડની ગણતરી પર જીવન લટકાવી જે બેફિકરાઇથી જીવન ગાળે છે તેની રોમાંચક કહાણી**

તેવી જગ્યાંએ આવું પાટિયું મૂકી રાખવા માટે મેં દયાળું પરમેશ્વરનો આભાર માન્યો. પછી તો મને પેલા લોકોએ કાંઠે આણ્યો અને હોસ્પિતાલમાં પાર્સલ કરી દીધો. ત્યાં દાક્તરો ને નર્સો બધાં બહુ ભલાં હતાં. મજાની સફેદ પથારીમાં મને સુવાડવાને તે બહુ યે ઇચ્છતાં હતાં. પણ મને તો મારી મા જે પથારી કરે છે તે જ સારી લાગી, એટલે હું ઘેર ગયો. આજે તો ખુશખુશાલ છું. ફક્ત અહીં જરાક દુઃખે છે.' આટલું કહી ગિલીએ નરમાશથી પાટા પર હાથ ફેરવ્યો અને પોતાના પહેરણની બાંયો પાટલુનમાં સંકોરી દીધી.



ન્યૂ યૉર્કનો જંગી મૅનહટન પુલ

ખબરપત્રીને જોઇએ તેવી વાર્તા જેવું કાંઇ આમાંથી મને મળ્યું નહિ. હું નિરાશ થયો. ગિલીને પોતાને તો આ સાહસમાં કંઇ જ લાગ્યું નહોતું. તે જોકે મૃત્યુને ઉંબરે જઇને પાછો આવ્યો હતો; પણ એનાં એને કાંઇ કૌતક કે મહત્તા નહોતાં.

મૃત્યુના મુખમાંથી પાછો આવવા છતાં ગિલીના મોંએથી આ પ્રસંગનું કશું જ દિલ થડકાવનારું બયાન કે અકસ્માતની બીષણતાનું વર્ણન કેમ ન નીકળ્યાં તેનો વિચાર કરતાં મેં ચોમેર નજર નાખી, તો મને ખરી હકીકત સમજાવા માંડી. તેને કે તેની સાથે તે લોખંડી પૂલ પર કામ કરતા બીજા માણસોને આમ મૃત્યુની લગોલગ જઇ આવવામાં કંઈ નવાઇ જેવું ન હતું. એ જોખમભરેલી દુનિયામાં તો તેઓ સો વારંવાર મૃત્યુ સામે અથડાતા—બજારમાં જેમ માણસો અથડાય છે તેમ. ગિલી જરા વધારે જોરથી ભટકાયો હતો એટલું જ. એટલે તેઓ એથી જરા પણ ખાસ અજાયબ કે ખુશ નહોતા થયા.

પૂલની કમાન પર, ધરતીથી લગભગ સવાત્રણ સો ફીટ ઊંચે જવું એ મારે માટે તો આકાશમાં ઊડવા જેવું હતું. પણ ત્યાં એ મિનારાઓની ટોચ પર જે કોટીંગના કામગારો કામ કરતા હતા એ તો લટકતાં દોરડાંના બનાવેલા ઝૂલતા પૂલો પર, જાણે જમીન પર જ ચાલતા હોય નહિ તેટલી બેદરકારીથી આંટા મારતા હતા. એ ઊંચાઇએ પવન તેમનાં કપડાં પતંગોની જેમ ફફડાવતો હતો, અને કોઇકોઇવાર તો એવા આંચકાથી વાતો હતો કે સમતોલપણું જાળવી રાખવા માટે તેઓને પવનની સામે વાંકા વળી જવું પડતું. અને એમાં જો પડ્યા તો ફક્ત સવા ત્રણસો ફીટનો ભુસકો! પણ એ બધાનો તેઓને મન કાંઈ હિસાબ જ નહોતો. દૂરદૂરની ભઠ્ઠીમાંથી તાજા લાલચોળ ખીલા અવકાશમાં ફેંકાતા અને એ બધાને એ કામગારો હેલ પર ઊભાઊભા ડોલમાં ઝીલી લેતા. માંડમાંડ આઠ ઈંચ પહોળા પાટિયા પર તેમને આ બધું કરવાનું હતી. એટલે એમાં જરાક લથડ્યા કે છેલ્લી બાજીના રામરામ જ હોય! એવા અકસ્માતોમાંથી બચી જનારા ગિલી જેવા ભાગ્યશાળી તો કોઇક જ નીવડે.

ફરીવાર મેં ગિલી તરફ તાકીને નજર નાખી. તે મને જ નીરખી રહ્યો હતો.

'આ—આ—કરવાની તમારી હિંમત કેમ ચાલે છે?' મેં પૂછ્યું.

'એમાં કંઇ જ નથી. અમને તો મદાવરો પડી ગયો છે. પતન અને જોખમ એ તો આ ધંધાનાં જ અંગો છે; અને અમારા બધાનાં તો એ લોહમાં ઊતરી ગયાં છે. અમને એ રમત જેવું છે. ઉલટું, આખો દહાડો જમીન પર જ રહેવાની કામગીરી અમને જો દવે મળે તો તો અમારામાંની ઘણાખરાની સ્થિતિ જળ વગરની માછલી જેવી થાય! હું ઘરડો થાઉં અને આ જીવનખેલમાં ભાગ લેવા કેવળ અશક્ત બની જાઉં ત્યાં સુધી મારી ઉમેદ તો આ જ ધંધો કરવાની છે. અને પછી,—પછી પણ જો માંદો પડીને પથારીમાં હું મરીશ તો તો હું અવગતિયો જ થઇશ. આ ધંધામાં ઘણાખરા જાય છે તેમ મારે પણ પહેલે પગરખે અહીં અદ્ધરથી જ ચાલી નીકળવું છે. અમે મરતા નથી પણ મરી "જઇએ" છીએ.'

અને ખરેખર, બિલીની વાતમાં જરા યે અતિશયોક્તિ કે દંભાસ નહોતો. એની એ વાત એટલી અસરકારક હતી કે તે સાંભળીને હું ચારે કોર નજર ફેંકવા લાગ્યો અને મારી આસપાસ કામ કરતા કામગારોના ચહેરા તપાસવા લાગ્યો.

આવો કપરો જીવનખેલ ખેલનારા માણસને ઘડપણ આવવાનો વખત જ ક્યાંથી રહે? એમાંના ઘણાખરાએ તો હજી ત્રીજો દાયકો યે નહોતો વટાવ્યો. જુવાનડા, કુસ્તીબાજ, કૉલેજના ફૂટબૉલની ટીમમાં જેવા ચપળ જુવાનો હોય છે તેવા જ બધા હતા.

'તમારા આ કામમાં પડીને ઘડપણ સુધી પહોંચે એવા કેટલાક?' મેં બિલીને પ્રશ્ન કર્યો.

'ખરૂં છે, ઝાઝા નહિ.' તેણે કબૂલ કર્યું. થોડાક આધેડિયા છે:—ચાલીસ પિસ્તાલીસ વરસના. પણ એ તો મુકાદમ અને એવે ઊંચે દરજ્જે ચડી ગએલા, અને કામગારની કામગીરી વખતે ભાગ્યને આધારે જ બચી ગએલા. અને અત્યારે તો એ કોઇક જ વાર અહીં ઊંચે આવવાવાળા. ઑફિસમાં અને યાર્ડમાં બેઠાબેઠા નકશા ઉકેલે અને અમને હુકમ કરે. પણ સેંકડે નેવું ટકા એવી ઊંચી પાયરીએ ચડી શકતા જ નથી, અને એટલી ઉમરે પણ પહોંચી શકતા નથી. આવો દરેક પૂલ અને આજના જમાનાના દરેક ગગનચુંબી સ્કાઇસ્ક્રેપર મકાનના પત્થરો એક, બે, અને કોઈવાર તો છ છ લોખંડી મનુષ્યના લોહીથી સંધાયા છે. એ ઉપરાંત કારખાનાં પર કેટલા આદમના બેટા મરી જાય છે તેની તો કોઇને જાણ પણ થતી નથી. છતાં તમારે ગણતી કરવી હોય તો આવો દરેક પૂલ અને દરેક માળો અમારા જેવા ઓછામાં ઓછા બબ્બેનો સ્મરણસ્તંભ તો છે જ: કોઈ મકાન પર ક્યાંક રાતો આંક દેખાય તો જાણજો કે એ મકાન એટલે પહોંચ્યું ત્યારે એક કામગાર પોતે પડી જવાથી અથવા પોતા પર કંઇક પડવાથી મરી ગએલો. દર અકસ્માતે એવો એક રાતો આંક મકાન પર ઉમેરાય છે, અને એ કામ પૂરૂં થાય ત્યારે એવા ઘોડાએક ભાઈબંધોને સદાને માટે તે કામ પર રહેવા દઇ બાકીના લોખંડી કામગારો બીજે કામે ચડે છે.

પણ આ કાંઇ હું અમારી બહાદુરીનાં બણગાં નથી ફૂંકતો. કામ કરતી વેળા અમે કાળજી તો બહુ જ રાખીએ છીએ;—અત્યંત સાવચેતી. અમારી જિંદગીની અમને કિંમત છે. તમારા કરતાં અમને જીવન જરા પણ ઓછું વહાલું નથી. પણ અકસ્માતને કંઇ લેવા જવા પડે છે? આટલા દિવસ નહિ ને કાલે જ એ પકડ પડી. જોકે જે કામગારના હાથમાંથી એ સરી ગઇ તેને ગોળીએ દેવામાં આવ્યો.

મુકાદમો અમારી સલામતી ખાતર કાયદાઓ તો ઘડે જ છે. આમ કરવું નહિ ને તેમ કરવું નહિ. કોઇકોઇ મુકાદમ તો પોતાનો માણસ એક નાનીશી ડોલ પડતી મૂકે તોપણ તેને ગોળીએ દે છે. પણ છતાં આ ધંધામાં મરી જનારા તો મરે જ છે. એ કાંઇ કાયદાથી અટકી બેસતા નથી. અને મારો વારો આવશે ત્યારે હું પણ બધાની જેમ ચાલી નીકળીશ.'

'પણ મને લાગે છે કે જીવલેણ અકસ્માતમાંથી તમારી જેમ બચી જનારા પણ ઘણા હશે જ.'

'ઘણા. કેટલાકને તો મેં નજરે જોએલા. આ સામેનો પેલો વિલિયમ્સબર્ગ પૂલ બાંધતી વેળા મારો એક સાથી બે વાર એમ લથડી પડ્યો હતો. પણ બે બે ય વાર કંઇ ને કંઇ હાથમાં આવી ગયું ને તેની મદદે તરીને બહાર નીકળી ગયો, અને તરત જ ભીને કપડે પાછો રંધો ખેંચવા મંડી પડ્યો. ઉનાળો હતો તે જરા ટંડક થઇ!

પણ એક પૅટ હતો પૅટ. એની વાત જરા રમુજ ઉપજાવે એવી છે. તે જ કહેવા દો.' કહી બિલીએ

પોતાના હાથમાંનું રબરનું ગૂંચળું દૂર ફેંક્યું અને લોઢાના એક ટેકાને અઢેલીને ઊભો રહ્યો. મઝાની વાત કહેવાના આનંદમાં કામે વળગવાની તેની અધીરાઈ ઓસરી ગઈ.

'એ પૅટ એક વાર એક ટેકા પર ઊંઘી ગએલો. સાચ્ચેસાચ! ઊંઘી જ ગએલો! આઠ ઇંચ પહોળું પાટિયું એની બેય બાજુ બીજું કંઈ નહિ, ને એના ઉપર ઊંઘી ગએલો! સ્વપ્નું આવે કે પડખું ફરે તો—ભમ્મ કરતોકને બારસો ફીટનો ભુસકો! અને એ પણ હું પડ્યો તેવી મજાની ફુમાશદાર નદીમાં નહિ. એ તો કાંઠા પરના મિનારા પર કામ કરતો હતો, એટલે પેલો હેઠળ રહેલા તેવા યાર્ડમાં ખાબકત. પછી એમાં કાંઈ બાકી રહે તેવું નહોતું.

તમને ખબર નહિ હોય. મિનારા જ્યારે બંધાઈને બહુ ઊંચે પહોંચે ત્યારે પછી કામગરો બપોરના નાસ્તા માટે નીચે ઊતરતા નથી. એ વખતે તો નીચે આવવું ને ઉપર જવું એ તો એક લાંબી મુસાફરી થઈ પડે. એટલે અમે અમારા ભાતાના ડબ્બા લઈને જ સવારે દાદરા ચડીએ અને બપોરની વ્હિસલ વાગે કે એક કલાક માટે બધું ફેંકી દઈ ત્યાં ટેકા પર જ બેસીને ડબ્બા ઉઘાડીએ.

ઉપર આકાશ, નીચે મકાનોનાં નાનાંનાનાં દેખાતાં છાપરાં કે હોડીઓ અને આજુબાજુ કંઈ નહિ એવી જગ્યાએ એ નાસ્તા કરવાની કંઈ ઓર મજા પડે છે. અમે એ વખતે પૂલ પરના કામગારો મટીને ફિરસ્તા બની ઊંચે કલ્પનામાં ઊડીએ છીએ. શહેરમાં લોકોને ગરમીથી અકળામણ થતું હોય ત્યારે અમારી આસપાસ ઠંડો મધુર પવન સુસવાટા કરતો હોય ને મિનારા પરની ટેકો મજાના હીંચકા ખાતી હોય. એ વખતે બપોરની એ રજામાં ભાતું ખાઈ રહ્યા પછી અર્ધે સ્વર્ગે હીંચકતો બાંધકામ ઉપરનો કામગાર દુનિયાભરમાં સૌથી સંતોષી અને સુખી મનુષ્ય છે.

મને લાગે છે કે એવા જ સ્વર્ગીય સુખમાં મુસતાન બનેલો પૅટ ભાતાનો ડબ્બો લઈને એક ટેકા પર ઘોડો પલાંગી ખાતો બેઠો. ન્યૂ યૉર્ક ઉપર નજર નાખતો નાખતો તે ખાતો હતો. હું બરોબર સમજું છું કે એ શાનો વિચાર કરતો હશે. ઘરના કે કુટુંબકબીલાના તો નહિ જ. પૅટી પરણેલો નહોતો. અમે ઘણુંખરું પરણતા જ નથી. એ પરણવાનો ધંધો જોખમભરેલો છે. પૂલ બાંધનાર સાથે પરણવા ખુશી હોય એવી છોકરી જ પહેલાં તો ન મળે, અને જો કદાચ કોઈ મળી આવે તો બીજે જ દિવસે એ ભાઈસાહેબ પોતાનો જુનો ધંધો છોડીને બીજો કોઈ વધુ સલામત ધંધો શોધવા નીકળવાના! કેમકે અમે પરણીએ તો અમારી નવોઢા અમને આ કામ પર ફરી ચડવા દે જ નહિ. અને આ કામ છોડવા કરતાં તો—
—વારુ, વારુ, પણ એ લપ મૂકી દઉં. ટૂંકામાં એ જ કે અમે પરણતા જ નથી.

એટલે પૅટી કોઈ છોકરીના વિચાર તો નહોતો જ કરતો. કદાચ એ—વારુ, ગમેતેમ પણ એ કંઈક વિચારમાં હતો. જેમતેમ ખાઈ પરવારીને તેણે ડબ્બો તે જ ટેકા પર જરા આઘે મૂક્યો ને પછી? પછી આઠ ઈંચના એ પાટિયા પર સૂઈ શકાય એમ તમે માની શકો, તો તે એ ટેકા પર જ લાંબો થયો. અને—અને પરમેશ્વરના સમ, ઊંઘી પણ ગયો!

ઊંઘમાં ને ઊંઘમાં તેણે પગ ફેરવ્યો. ભાતાના ડબ્બાને એ લાત વાગતાં તે ટેકા પરથી ગબડ્યો ત્યારે જ અમને ખબર પડી કે ભાઈ ઘોરે છે. ડબ્બો તો ખણણણ કરતો નીચે ગયો અને ટણણ ટણણ કરતો યાર્ડમાં પડ્યો. પહેલાં તો અમે માન્યું કે હમણાં પૅટી બેઠો થશે અને પોતે ડબ્બો પાડી નાખ્યો તે માટે કોઈક બીજા ઉપર ખીજ ઉતારી ગાળો ભાંડશે. પણ એવું કંઈ બન્યું નહિ. એ તો એક હાથ અને એક પગ અવકાશમાં લટકતા રાખી નસકોરાં ઘરડતો હતો.

'ઈશ્વરની સોગન એ ઊંઘી જ ગયો લાગે છે!' એક કામગાર ચમકીને બોલી ઊઠ્યો. બીજો વળી તેને બૂમ મારવા જતો હતો; પણ તેણે વિચાર બદલ્યો. બૂમથી તે જાગે તો ખરો, પણ જાગે ત્યારે જાણે પથારીમાં જ છું એમ સમજીને પડખું ફેરવે તો!—સલામ આલેકુમ! અમે સૌ વિચારમાં પડ્યા કે હવે શું થાય? અમે તો બહુ જ ગભરાઈ ગયા. એક મિનિટ તો બધા ગંભીર શાંતિમાં પડી ગયા. જેકે ખીસામાંથી ઘડિયાળ કાઢી. જોયું તો એકમાં બે જ મિનિટ કમ! તેના કપાળ પર કરચલીઓ પડી.

'બે મીનિટ, અને પેલી ભુંડી વ્હિસલ બરાડી ઊઠશે. એટલે નસ્ત જ— —બોમ મગતાના! કહો

બાઇઓ, બે મિનિટમાં આપણે પૅડીને જગાડવો જોઇએ કે નહિ? નહિતર વ્હિસલ સાંભળીને એ ઝબકીને જાગશે અને એમે જ——બિચારો ખલાસ થવાનો!' જૅકે માથું હલાવ્યું.

જૅકનું કહેવું સાચું હતું. એક વાગ્યાની વ્હિસલ પૅડીને કામ પર ચઢાવવાને બદલે સ્વર્ગમાં પહોંચાડી દે એ વધારે બનવાજોગ હતું. ક્ષણભરમાં નિર્ણય કરી જૅક અને હું નીસરણી પર ચડ્યા અને પૅડીની પાસે પહોંચ્યા. ટાવરથી બાર જ ફીટ દૂર, સૂર્યના પ્રકાશમાં, નાના બાળકની પેઠે પૅડી ઊંઘતો હતો. અત્યારે પણ તેનો વિચાર આવતાં હું જાણે હેબતાઇ ગયો ને ઠંડોગાર થઇ જાઉં છું. પૅડીનું આયુષ્ય હવે બહુ બહુ તો સાઠ સેકંડ બાકી રહ્યું હતું. તે કેમ લંબાવવું? અમને સમજ્યુ પડી નહિ.

એક જ માણસ પૅડી પાસે જઇ શકે તેટલી જગ્યા હતી; બીજાને તો, બે ડગલાં દૂર રહી મદદ આપી શકાશે તો આપીશું એટલું જ આશ્વાસન લેવાનું હતું. જૅક આગળ ચાલ્યો ને હું પાછળ. એ ચાલતો નહોતો. પગની ધ્રુજારીથી પણ પૅડી જાગી જાય તો! રેલ પર ધીરેથી પલાંઠી તે હાથ વતી હળવેહળવે આગળ વધ્યો. મેં પણ એમ જ કર્યું.

જૅક પૅડી પાસે પહોંચે અને તેનો કૉલર પકડી લે તે પહેલાં વ્હિસલ વાગે તો? પાંચદસ સેકંડની જ વાત હતી. હવે તો તેનો હાથ પૅડીના કૉલરથી બે જ વેંત દૂર હતો. એ . . પકડ્યો!

પણ ત્યાં તો વજ્રના હૃદયવાળી વ્હિસલ વાગી. અને અમે ધાર્યું હતું તેમ ખરેખર પૅડી ઝબક્યો ને સફાળો બેઠો થયો. બેઠો તો થયો, પણ ઊંઘમાંથી અચાનક જાગવાથી સ્થિર ન રહી શક્યો. સમતોલપણું ખોઇ બેઠો અને બાજુએ નમ્યો. રેલને બાઝવાનો તેણે પ્રયત્ન કર્યો, પણ એક હાથ સરી ગયો. બીજે હાથે ફક્ત કોર જ પકડાઇ અને આખો લપસી ગયો! અરધી સેકંડ તો આંગળીને આધારે એ લટકી રહ્યો. તેણે ચીસ પાડી. બધાએ ચીસો પાડી. પણ જૅકે મોં ઉઘાડ્યું નહિ. તેણે રેલને પગના આંકડા ભરાવી પૅડીનું બાવડું ઝાલ્યું અને પૅડી એક હાથનાં આંગળાં રેલની કોર પર અને બીજો હાથ જૅકના હાથમાં એમ હવામાં લટકી રહ્યો! બંને એકબીજાને અને રેલને વળગી રહ્યા.

પણ પહેલવાની બદનવાળા પૅડીનું વજન એક હાથે આમ કેટલીક ઘડી જૅકથી ઝીલી શકાય.? પહેલાં તો મને શું કરવું એ સૂઝયું નહિ. પણ આખરે કંઇક ભાન આવ્યું.

'જરા ધીરજ રાખજે; હું આવું છું, જૅક!' મેં કહ્યું; અને પછી જૅકને ટપીને પેલી બાજુ જઇ મેં પણ પૅડીનો રેલની કોરને બાઝી રહેલો હાથ પકડ્યો અને પછી બંનેએ થઇને તેને સીંચી લીધો.

પરસેવે રેબઝેબ થઇને ઘડીક વાર રેલ પર અમે બેઠા. જાણે તારનાં દોરડાં પર બેઠેલી ત્રણ ચકલીઓ. અને પછી જરા નિરાંતવા થયા એટલે કામે ચડ્યા.

આ કંઇક સારી વાત થઇ, નહિ?' કહી બિલીએ પાછું રબ્બરનું ગૂંચળું ઊંચકી લીધું અને એ રેલ રૂપી ઝૂલતા પૂલ પર ચાલ્યો ગયો.

**મૉ**સ્કિટો બિલી સાથેનું આ મારું પહેલું—અને છેલ્લું ઓળખાણ. એની વાત સાંભળી લઇ હું મારા છાપાની ઑફિસમાં ગયો ને અકસ્માતનો હેવાલ લખી કાઢ્યો. અને થોડા દિવસમાં તો બધું ભૂલી ગયો.

એક દિવસ અચાનક ન્યૂ યૉર્કના એક છાપામાં પાંચ લીટીનો નીચે પ્રમાણે તાર હતોઃ

જીવલેણ અકસ્માત!

ભોગ થનારનું મરણ!

વિલિયમ ટી. શયન, ઉર્ફે મૉસ્કિટો બિલી, ફોરમૅન, મિડલવેસ્ટના એક પૂલ પર કામ કરતાં બે મોટાં બીમ વચ્ચે આવી જવાથી અકસ્માતથી કચડાઇને મરણ પામ્યો છે. મરનારનું વય પાંત્રીસ વરસનું હતું.

બિલીને અભિલાષા હતી તેમ તે 'પહેર્યે પગરખે જ' ચાલ્યો ગયો. પણ તારમાં ફોરમૅન શબ્દ હતો તે પરથી હું સમજ્યો કે પોતે ધાર્યું હતું તેના કરતાં ઊંચી પાયરીએ તો એ ચડી ગયો હતો.

પણ એણે છત્રીસમા વરસનું સવાર જોયું નહિ!

(અંગ્રેજી ઉપરથી) શામજી લવજી આલગિયા

## તમારો નવો ગ્રાહક નંબર

આ અંક પરની કોથળી ઉપર હશે, તે નોંધી રાખશો. દરેક પ્રકારના પત્રવ્યવહાર વખતે તે અચૂક લખવા વિનંતિ છે.



સાગરકુમાર

ચિત્રકાર • રસિકલાલ ન. પરીખ



**કારેલાં**

આ માસની ઉચ્ચ શ્રેણીની ફોટોગ્રાફી હરીફાઈમાં ઇનામ પામેલું ચિત્ર

ફોટો જશવન્ત ભટ્ટ

કલા અમુક વિશિષ્ટ સ્થળ કે વસ્તુમાં જ સમાઈ રહેતી નથી. ખરું જુઓ તો તે સર્વવ્યાપી છે. સૌંદર્યપિપાસુ દૃષ્ટિને તો તે ચેતન-અચેતન, સજીવ-જડ સર્વ વસ્તુમાં સર્વ સ્થળે ને સમયે દેખાય છે. કલ્પનામાં પણ ન આવે એવી નજીવી મામૂલી વસ્તુમાં પણ સૌંદર્યપારખુ આંખ તેને પકડી પાડે છે અને તૃપ્તિ પામે છે. 'કારેલાં' એનો એક દૃષ્ટાન્ત છે. એ, છે તો એક સામાન્ય શાક-ફળ. પણ, એ આસપાસ કારેલાએ ગોળ રકાબીમાં પડીને જે રચનાસૌંદર્ય ઉત્પન્ન કર્યું છે તે વિશિષ્ટ અને આકર્ષક છે. ફોટોગ્રાફરે તેનું એ સૌંદર્ય જરા ઊંચેથી [illegible] અસાધારણ દૃષ્ટિકોણથી ઝડપ્યું છે અને કૅમેરા આપી શકે તે બે જ રંગ વડે—છાયા અને પ્રકાશના સમવિભાગ અંશ ખૂબીપૂર્વક સાચવી તેને આકર્ષક ઉઠાવ આપ્યો છે. એ, પશ્ચિમમાં જ્યાં ફોટોગ્રાફીની કલા ઉચ્ચ કક્ષાએ ખીલી છે ત્યાં આ પ્રકારની ફોટોગ્રાફી બે રીતે મહત્ત્વની ગણાય છે. એક તો આપણી શાકભાજીમાંની એક વસ્તુનું pictorial record (ચિત્રસ્વરૂપે નોંધ—વનસ્પતિવિદ્યાનું ચિત્રદફતર) રહે છે; અને બીજું તેમાં કોઈએ કદી ન કલ્પેલું એવું અસામાન્ય તથા અનેરું છતાં આકર્ષક સંયોજન-સૌંદર્ય છે. વનસ્પતિ તરીકે કારેલાનો સંપૂર્ણ ખ્યાલ આવે તે માટે તેના લાંબા ડીંટિયાથી માંડીને ઉપરનાં બીજડાં સુધીની બધી વિગતો સ્પષ્ટ ઉઠાવ સાથે દેખાય તેવી રચના કરી છે, તથા અંદરના ગર્ભનું સ્વરૂપ અને બી કેવાં છે તેનો પણ ખ્યાલ આવે તે માટે એક કારેલાંના બે કટકા કરીને તે બતાવ્યાં છે. આમ, જ્ઞાનસંગ્રહનો એ હેતુ સાધી લીધા પછી તેનું ચિત્રસંયોજન આકર્ષક ને કલાત્મક કર્યું છે. કાપેલા એક કટકાને ચિત્રમાં મુખ્ય સ્થાન આપીને આજુબાજુ બે લાંબાં કારેલાં ગોઠવ્યાં છે. તે કારેલાંની રેખાઓ જોનારની આંખને બંને બાજુથી દોરી લઈ જઈને કાપેલા કારેલાના ગર્ભ તથા બી વાળા સફેદ કેન્દ્ર પર સ્થિર કરે છે. બીજી ખૂબી એ છે કે આખા ચિત્રમાં ઘેરામાં ઘેરી છાયાવાળો સૌથી કાળો જે ભાગ છે તેની લગોલગ, વધુમાં વધુ પ્રકાશ ધરાવતો સૌથી ધોળો ભાગ (કારેલાનો કાપેલો છેડો) આવે તેમ ગોઠવ્યો છે. જોનારની આંખ આખા ચિત્ર પર ગમે ત્યાં ફરતી હોય છતાં અંતે તો એ બંને બિન્દુ તેને ચિત્રના કેન્દ્ર ઉપર જ લાવીને ઠેરવે છે.







# સ્વાસ્થ્ય · શક્તિ · સૌન્દર્ય

વગર કસરતે અને 'પ્રોટીન્સ' 'વિટામિન્સ' કે 'કાર્બોહાઇડ્રેટ્સ'ની ખટપટમાં પડ્યા સિવાય પક્ષીવર્ગ, પશુઓ ને ઇતર પ્રાણીસૃષ્ટિ સર્વાંગસુંદર સુરેખ અને સશક્ત શરીર સાચવે છે. ઊલટું, માનવસમાજમાં ભાગ્યે જ કોઇને શરીરની પડી હોય છે. 'શરીર' શું એ જાણવાની પણ કોઇને દરકાર નથી,—આ દેશમાં તેમ પરદેશમાં; આ દેશમાં ખાસ કરીને. પ્રકૃતિના સામાન્ય નિયમોના પાલનથી, નિયમિત આહારવિહાર, નિયમિત આરામ અને શરીર નભાવવા પૂરતા જ હલનચલનથી, વાઘ, સિંહ, હાથી વગેરે અપ્રતિબદ્ધ બળ અને અજોડ અંગસંચાર જિંદગીના મોટા ભાગ સુધી નભાવી જાય છે. હરણ આદિની અદ્ભુત ચપળતા, પક્ષીઓની અવિશ્રાંત ગતિ, જળચરની અનવધિ(?) જીવનવ્યવસ્થા કશા યે કૃત્રિમ શ્રમને લીધે નભતી નથી. જ્યારે બીજી બાજુ અનેક પ્રકારના ઉપભોગનાં સાધનો, આહારવિહારની ઝીણવટ, જીવનના નભાવની અત્યુત્તમ યુક્તિપ્રયુક્તિઓ વગેરે છતાં મનુષ્યજાતિ નમાલી વ્યક્તિઓને નભાવ્યે જ જાય છે ને નવી ઉત્પન્ન કર્યે જાય છે. કોઇ આકાશમુનિ તો કોઈ વામનજી, એક કુંપાદાસ તો બીજો સરગવાની શીંગ! ઊભા દેડકા જેવાં પેટ અને દાટી ગએલી આંખોવાળા આ જમાનામાં કરાચીના વતની ભાઇ પરશુરામ નેહાણીનો આ સાથે દર્શાવેલો સર્વાંગસુંદર અંગવિકાસ આંખને ઠારે છે. વરસમાં એકાદ વખત આવું દેહસૌષ્ઠવ જોવામાં આવે ત્યારે આદર્શ માનવી કેવા હોય તેનું ભાન થાય ને અપૂર્વ સંતોષ થાય.

હવે ચિત્ર વિષે. ભાઇ નેહાણીની ઉમર ૨૭ વર્ષની, વજન 130 રતલ અને ઊંચાઇ ૫'૭" છે. એમના શરીરનો વિકાસ ખરે જ અપૂર્વ છે. પણ ખરી મહત્તા તો એમના પ્રત્યેક સ્નાયુની સપ્રમાણ ખીલવણીમાં છે. વ્યાયામની અનેક પદ્ધતિઓ છે. પ્રત્યેકથી સધાતો સ્નાયુવિકાસ સર્વ રીતે પરિપૂર્ણ હોતો નથી. એવું જ કંઇક આ ચિત્ર ઉપરથી દેખાય છે. ખૂબ પરિશ્રમથી અને દીર્ઘકાળની તપસ્યાને અંતે રોમન રિંગ્સ, પૅરેલલ બાર્સ અને હૅન્ડ બૅલૅન્સના અભ્યાસથી સ્નાયુઓ આટલા ખીલી શક્યા છે. છતાં ગરદન જોતાં સહેજ ક્ષીણતા દેખાઇ આવે છે. હાથ હજી ઇંડના પ્રમાણમાં પ્રકોષ્ઠ નથી અને મકોડાના જેટલો મેં મણિબંધ (કાંડા)નો વિકાસ નથી. આવું જ કંઇક કેડ નીચેના ભાગનું હશે. છતાં સુંદરતા, સપ્રમાણતા અને કુમાશમાં ભાઇ નેહાણીનું શરીર અજોડ જેવું છે. નથી એમાં કાળમીંઢ પથ્થરની કઠોરતા, કે નથી નપુંસકત્વ સૂચક ગાભા જેવી નરમાશ. પાણીદાર તલવારની ચપળતા આ સ્નાયુસંચાલનમાં છે; તેની સાથે જ રેશમની દોરી જેવી તીવ્ર બળસૂચક કુમાશ પણ છે. જિમ્નૅસ્ટિક્સ ને વેઇટલિફ્ટિંગના દશેક વર્ષના સેવનથી આ રૂપ આવ્યું છે. ગોરીલાનું ૬ માસનું બચ્ચું બધે બલશાલી માનવ મહારથીને પહોંચી વળે(?), પણ ભાઇ નેહાણીના જેવાં શરીર છે ત્યાં સુધી જગતમાં ગર્દાનશીસૂચક મનુષ્યદેહની ઉપાસના નાશ નથી પામી, એ વિચાર સુંદરતાના ઉપાસકને ઓછો આશ્વાસક નથી. ઉ.





# ફોટોગ્રાફી હરીફાઈઓનું પરિણામ

ત્રણ માસ પછી આ વખતે પાછી ઉચ્ચ શ્રેણીની ફોટો-હરીફાઇ પ્રગટ થાય છે. ગયા વખતની જેમ આ વખતે પણ હરીફોની સંખ્યા અતિશય ન્યૂજ છે, અને તેમા શ્રી બલવન્ત ભટ્ટ (અમદાવાદ) તથા નરેન્દ્ર વર્મા (મ્યૂનિચ–જર્મની) નાં ચિત્રો આગળ આવ્યા છે. ભાઇ બલવન્ત ભટ્ટે 'કારેલાં' જેવા સાદા પદાર્થોમાં લાક્ષણિક છાયાપ્રકાશ અને સંવિધાન ઉતારવામાં ઘણી સફળતા મેળવી છે શ્રી નરેન્દ્ર વર્મા કુદરતમાથી પણ એવું જ લાક્ષણિક દૃષ્ટિબિંદુ પકડીને 'છેલ્લાં પાન' નામક ચિત્રમાં જર્મનીની હિમ વરસતી શિશિરના એક સૂકા વૃક્ષની છબી રજુ કરે છે. એ ચિત્ર હવે પછી અમે પ્રકટ કરીશું.

ચાલુ ત્રૈમાસિક હરીફાઇમાં આ વેળા ભાઈ જયંત ખાડવાળા (મુંબાઇ) અને ભાઈ હર્ષદ પંડયા (અમદાવાદ) આગળ આવ્યા છે. ભાઇ ખાંડવાળાને હાથે 'કંચનજંઘા'નું આવું કોઇ સિદ્ધહસ્ત કૅમેરિસ્ટને હાથે ઊતરે એવું—સુંદર ચિત્ર ઊતર્યું તે માટે તેમને અભિનંદન ઘટે છે હિમાલયના એ રમણીય શિખરસમુદાયનું સૌંદર્ય જગતમાં અપ્રતિમ ગણાય છે આકાશ, ધુમ્મસ અને માઇલોનું અંતર હિસાબમાં રાખવામાં છબી લેનારને આગળનો અચ્છો અનુભવ હોય તો જ સફળતા મળે. ભાઇ હર્ષદ પંડયાએ ગાગનગાવે દેખાતું પ્રભાત રસિક દૃષ્ટિથી લીધું છે. માત્ર પાણીના વિસ્તાર પર, આકાશમાં છે તેમ, કોઇ એકાદ આકાર ખેંચાણ કરતો હોત તો એ ભાગ નકામો ખાલી ન લાગત. એ બંનેની સાથે પ્રકટ કરેલો ત્રીજો ફોટોગ્રાફ ભાઇ શંકરલાલે મોંબાસાથી મોકલ્યો છે તેમાં કોઈ કથાના વિરલ દૃશ્ય જેવું રહસ્ય ઊતર્યું છે. તેમને ઉત્તેજના પારિતોષિક આપીએ છીએ.

બીજા નોંધ લેવા લાયક ફોટોગ્રાફોમાં ભાઇ મુકુંદ શેઠ (પૂના)ના બે ઝાંખા ફોટોગ્રાફો આવે છે. તેમણે ચિત્રવસ્તુમાં પ્રસંગ ઉપજાવવા પ્રયત્ન કર્યો છે. જો ચિત્રો બરાબર ઉઠાવ પામ્યાં હોત તો ઈનામપાત્ર બની જાત. એ ભાઈને એક ચેતવણી આપવાની જરૂર છે, કે ચિત્રો લેવામાં બીજાનો ચીલો ન પકડતાં સ્વતંત્ર પ્રયત્નથી અને પોતાની દૃષ્ટિથી વિષયો પકડવા. ભાઇ ભવાનીદાસ વોરાને ચિત્રો લેવાનું ક્ષેત્ર સરસ મળ્યું છે, પણ વસ્તુ શોધતાં આવડી નથી. વસોના ભાઇ કાન્તિલાલ પટેલે સિદ્ધપુરનો નદીતટ પસંદ કરવામાં સુરૂચિ બતાવી છે, પણ ઘણાં પાત્રોમાંથી ચિત્ર પૂરતાં તારવી લઇને ફોટોગ્રાફ પાડયો હોત તો પોતાની દૃષ્ટિની પરીક્ષા આપી શકત. ભાઇ જયંત ખાંડવાળાએ બીજાં પણ બે સારાં ચિત્રો મોકલ્યાં છે. તે પરદેશનાં હોવાથી નોંધ નહિ લેતાં ભલામણ કરવી પડે છે કે તેમણે હવે હિંદી જીવન અને પ્રદેશનાં એવાં જ આકર્ષક ચિત્રો લેવા પ્રયત્ન કરવો જોઇએ.



# દેવોનું કાવ્ય



'નવજીવન'ની 'શિક્ષણ અને સાહિત્ય' પૂર્તિમાં કાકાસાહેબે 'રાત્રિની સમૃદ્ધિ' એ મથાળા હેઠળ આકાશનું દર્શન આપવું શરૂ કરેલું, પણ યુદ્ધને લીધે પૂર્તિની સાથે તે પણ બંધ થયું. આ નીચે પ્રકટ થતા આકાશદર્શનના સાત લેખો તો ૧૯૩૦ના યુદ્ધ પ્રસંગે કાકાસાહેબ જેલ ગયા ત્યારે ગ્રીષ્મના અંતમાં લખેલા છે. ચાલુ આકાશના નિરીક્ષણના તે ન હોવાથી તેમાં પેલી લેખમાળાનો સાક્ષાત્દર્શનનો રસ નથી; છતાં આકાશી સૃષ્ટિનું અમર કાવ્ય તો તેમાં છે જ, ને તે પણ કાકાસાહેબ જેવાની સુચિરસિક કાવ્યદૃષ્ટિએ ફૂંકેલી આપેલું; એટલે વાચકો આગળ તે રજુ કરવાનો લોભ અમે રોકી શકતા નથી. કાકાસાહેબ બહાર હોત તો તેમની ઈચ્છા મુજબ એને સચિત્ર કરવાનો અમારો અભિલાષ જે પાર પડત તે નથી પડ્યો એટલો ખેદ રહી જાય છે.

ચન્દ્રની શોભા રાતે એટલી બધી હોય છે કે દહાડે એને ધ્યાનપૂર્વક જોવાનું મન જ નથી થતું. અને જ્યારે એના તરફ નજર જાય છે ત્યારે ગરીબ થએલા વિલાસચતુર ચારુદત્તનું સ્મરણ કરાવે છે. આજે સવારના નવ વાગ્યે પરિક્ષીણ ચંદ્રલેખા નજરે પડી. દીવાલની બાજુએ હું સૂતો હતો એટલે સૂર્યનાં ઉગ્ર કિરણની આંખ ઉપર અસર થતી ન હતી. ટૉલસ્ટૉયની કેળવણીની મીમાંસાનું ચિંતન કરતાં-કરતાં ચંદ્રલેખાએ ધ્યાન ખેંચ્યું. ચંદ્ર નજરને ફિક્કો ન લાગ્યો. ખટાશથી ઉજ્જ્વલ કરેલા તાંબાના રંગ અને ચળકાટની શોભા કરતાં ચંદ્રલેખાની શોભા વધારે હતી. તેમાં યે જે કોર સાવ સૂરજ બાજુની હતી એના લાવણ્યની તો રાતનો ચંદ્ર પણ અદેખાઇ કરે. ચંદ્ર આના કરતાં નાનો હોત તો યે ન શોભત અને મોટો હોત તો યે ન શોભત. એના બે બાજુનાં શીંગડાંની અણીઓ સહેજ અસ્પષ્ટ હોવાને લીધે રસિકજનના મર્મવચન જેવી લાગતી હતી. આવા ચંદ્રખંડને ભાંગેલા ઈંડાની ઉપમા કોઇ આપે તો અજાદારી હિંદુને રસક્ષતિ જેવું લાગે. ચંદ્રલેખા આના કરતાં પાતળી હોત તો ઉતારેલા નખની ઉપમા આપી શકાત. એ પણ આપણા લોકો અભદ્ર જ ગણે, કેમકે ઉતારેલા વાળ કે નખને શબની પેઠે અસ્પૃશ્ય જ ગણવાં જોઇએ. આવો વિચાર કરતો હતો એટલામાં મને સ્મરણ થયું કે નાનપણમાં મારે માટે સોનાની કલ્લી કરાવવા માટે સોનું ખરીદ્યું હતું. એને ચંદ્ર જેવો જ કુલડીનો આકાર હતો. માત્ર અંદરની બાજુએ એ ખરબચડી હતી. પણ બહારના ચળકાટમાં ચંદ્ર કરતાં જરા યે ઊતરતી શોભા ન હતી. કેટલે વર્ષે ચંદ્ર જોઇને આજે એનું સ્મરણ થયું! છેલ્લાં ત્રીસ વર્ષમાં એ સોનાનું મને સ્મરણ થયાનું યાદ નથી. ત્યારે શું સાચેસાચ આપણે કશું ભૂલી જ જતા નથી? જોએલું અનુભવેલું બધું ક્યાંક દટાએલું રહે જ છે ને પ્રસંગ આવ્યે પાપપુણ્યની પેઠે ઊભું થાય છે! તો તો સ્વર્ગમાં કોઇ સ્વતંત્ર ચિત્રગુપ્ત કે એના ચોપડા હોવાની જરૂર જ નથી. દરેકનું ચિત્ત એ જ ચિત્રગુપ્તનો ચોપડો. ચંદ્રને જોઇને જો પાંત્રીસ ચાળીસ વરસ પહેલાંની વાત યાદ આવી તો સરજનહાર આગળ ઊભા થઇશું ત્યારે શું શું યાદ નહિ આવે!

દહાડે દૂરબીન લઇને કોઇએ ચંદ્રનો પૃષ્ઠભાગ તપાસ્યો છે? એના પહાડટેકરા અને સમુદ્ર દહાડે કેવાં દેખાતાં હશે? નાનપણમાં સરદાર હાઇસ્કૂલમાં ભણતા હતા ત્યારે એક મોટું દૂરબીન ગમે ત્યારે વાપરવાનું મળતું. કેટલી યે રાતો હાઇસ્કૂલના બાંકડા ઉપર સૂઇને ગાળી છે. ત્યારે ચંદ્રબિંબ દહાડે નિહાળવાનું કેમ ન સૂઝ્યું? આજે દૂરબીન ક્યાંથી આણીએ? દૂરબીન માટે આઠસો બારસો રૂપિયા તો ગમે તે આપે; પણ પ્રજાસેવામાં ન વાપરતા હવે દૂરબીન પાછળ પૈસા ખરચાય ખરા? હે રજનિનાથ! હવે તારી ઉપાસના આ રીતે તો શક્ય નથી. એટલે ભક્તિથી કેવળ એક નમસ્કાર પાઠવું છું તેટલાથી સંતોષ માનજે.

આખી રાત તારાઓએ ચળકવા કર્યું. કેટલી સુંદરતા! જેમ દેવો મરતા નથી, અપ્સરાઓનું લાવણ્ય મ્લાન થતું નથી તેમ તારાઓની તાજગી વાસી થતી જ નથી.

બે અહો વચ્ચે કેટલું બધું અંતર! તારાઓ વચ્ચે પણ કેટલું બધું અંતર! પૃથ્વી અને સૂરજ વચ્ચે જ ૯ કરોડ ૨૦ લાખ માઇલનું અંતર છે. અને છતાં મૂરખ લોકો આ વિશ્વને જડ કહે છે! આ અનંત આકાશમાં જડ વસ્તુ એટલી ઓછી ઓછી છે કે કરોડો માઇલ જઇએ ત્યારે એકાદ કટકો હાથ આવે. સહરાના રણમાં પાંચ દસ નાળિયેરનાં છુટાંછવાયાં ઝાડ આવવાથી કોઈ એને જંગલ કે મહાકાંતાર કહેતું નથી; એવી જ રીતે

આ વિશ્વને પણ કોઇ જડ કહી ન શકે. વિશ્વ એટલે સનાતન શાંતિનું અનંત પોલાણ. એ પોલાણ બરાબર ધ્યાનમાં ન આવે એ બીકે અત્યંત કંજુસાઇથી જડ વસ્તુના થોડા કણો આમતેમ ફેંકી દીધા છે એટલું જ.

છતાં રાત્રે એ આખું પોલાણ ઘેરો નીલો રંગ ધારણ કરી ચળકતા દાંત કાઢી હસે છે.

આજે સવારે ચંદ્ર અને મંગળ અત્યંત પાસેપાસે આવ્યા હતા. એ મંગળ હતો એમ હું માની લઉં છું; કેમકે બુધ આટલો વહેલો, આટલો ઊંચો ચડે નહિ. અને મંગળને છેલ્લો જોએલો ત્યારે એ રોહિણીની આસપાસ ક્યાંક હતો, એટલે રેવતીના ચંદ્ર પાસે એ મંગળ જ હોવો જોઇએ. અમસ્તો તો એના લાલ રંગથી અને ઉગ્ર તેજથી મંગળ સહજ વર્તાઇ આવે, પણ ચંદ્રની સંનિધિમાં એનું વ્યક્તિત્વ કંઇક ઝાંખું જ પડે.

એ આટલો નજીક કેમ આવ્યો ? ચંદ્ર તો પૃથ્વીનો એક કટકો. પૃથ્વીની આસપાસ ફરવામાં જ એ સમાધાન માને છે અને પુરાણોમાં મંગળને પૃથ્વીનો દીકરો કહ્યો છે. મંગળનું એક સંસ્કૃત નામ કુજ છે. (કુ=પૃથ્વી, જ=જન્મેલો) એટલે બંને જણ પૃથ્વીપુત્ર થઇ ભેટવા આવ્યા હશે ? ગ્રીક પુરાણો વાંચીને કલ્પનાશક્તિ દોડાવનાર નરહરિને લાગ્યું કે મંગળ તો યુદ્ધદેવ છે. એને માથે શિરસ્ત્રાણ હોવું જોઇએ. અને સાચે જ આજની ચંદ્રલેખા ગ્રીક લોકોના શિરસ્ત્રાણ (Helmet) જેવી જ દેખાતી હતી. માત્ર એ હેલ્મેટના ચળકાટ આગળ યુદ્ધદેવ માર્સ Marsની આંખ to threaten and commandની શક્તિ ધરાવતી લાગી નહિ. રાતના ત્રણ વાગ્યાથી એ બંને પૃથ્વીપુત્રો હાથમાં હાથ મિલાવી ચડતા હતા. એમને વંદન કરીને અમે પ્રાર્થનામાં બેઠા.

વૃશ્ચિકની શોભા જેટલી એના આકારમાં છે એટલી એની દિશામાં યે છે. એ ઊગતી વખતે લટકતો દેખાય છે, ચડે છે ત્યારે હમણાં કૂદશે એમ લાગે છે અને આથમે છે ત્યારે ભોંય ભેગો થયો હોય એવો લાગે છે. સપ્તર્ષિ, મૃગ અને વૃશ્ચિક ત્રણેની એવી મજા હોય છે.

ગુરુ; આકાશની નિરભ્રતા ગઈ! આજથી કાચાં વાદળાં આવવા લાગ્યાં. ખેડુતો એને ગરભ કહે છે. પણ સવારે તો એ નહોતાં. અત્યારે જ ક્યાંથી આવ્યાં. ઘણું કરીને ખંભાતના અખાતમાંથી આવતાં હશે. જાણે મોટામોટા હંસોનું અથવા બગલાઓનું ટોળું સૂરજના દર્શને દોડે છે. આ વાદળાં જરા યે ચાલાક દેખાતાં નથી. જેમ ઊંટ આમતેમ મૂરખ જેવાં ચાલે છે તેવાં જ આ વાદળાં દેખાય છે. સવારે વહેલાં ઊઠ્યાં નહિ તેથી આટલાં મલિન હશે ? ક્યારનાં આવે છે તો યે હજી ખૂટતાં નથી.

આકાશમાં કશું ન હોય ત્યારે એક રીતે આકાશ મોટું દેખાય છે; અને ઊડતાં વાદળાં વાદળીની પેઠે ફૂલાતાં હોય ત્યારે. પણ આકાશ વધતું જતું હોય એમ લાગે છે. પવન વાદળાંને પીંજે છે એ પરથી આપણે પણ રૂ પીંજવાની કાંઈ એવી જ યુક્તિ શોધી કાઢવી જોઇએ. આજની આપણી પદ્ધતિ તો કબુલાત કઢાવવા તહોમતદારને પોલિસો પજવે છે તેના જેવી જ છે. એના કરતા કંઇક સારી અહિંસક પીંજણપદ્ધતિ શોધી કાઢવી જોઇએ. આ ધનુર્વિદ્યા ક્યાં સુધી ચલાવીશું ?

આ પેલું ઈંડા જેવું વાદળું આવે. એનો નીચલો ભાગ કાળો છે ત્યાં ભીનાશ વધુ હશે. ઉપર ભીનાશ ઓછી એટલે એ બાજુ ધોળાશ વધારે. પણ ઈંડું આટલામાં ભાંગી ગયું. પેલી શું બચ્ચાની ચાંચ કહેવાય ? હવે એ સાવ પાસે આવી ગયું. હવે તો ઢાલ જેવું દેખાય છે. ના, ના; આરસપહાણનો કટકો લાગે છે. ના ભૂલ્યો, અબ્બાસસાહેબની દાઢી છે. ગયું; દીવાલ બહાર ગયું. એને ક્યાં બહાર જવા માટે રજા લેવાની હોય છે ?

પક્ષીઓ વગર આકાશ શોભે જ નહિ; અને પક્ષીઓમાં પણ ખાસ સમળી હોય ત્યારે એ શોભે. કવિએ રાત્રિના આકાશનું વર્ણન કર્યું છે કે शशिना च निशा, निशया च शशि। शशिना निशयाय विभाति नभः॥ જો દિવસના આકાશનું વર્ણન કર્યું હોત તો કહેત 'વાદળાંથી સમળી શોભે છે, સમળીથી વાદળાં શોભે છે ને સમળી ને વાદળાંથી આકાશ શોભે છે.' આ કબૂતરો ઊડે છે, પણ એ તો સાવ ગદ્ય છે. એ નથી સમળીનું મહાકાવ્ય કે નથી પોપટની સૉનેટ. કબૂતર સહેજ ઊડે તો યે કામસર નીકળ્યાં હોય એવાં લાગે છે.

આજથી વાદળાંઓએ કહ્યું કે ઋતુ બદલાઈ છે. હજી પાણીથી લદાએલા શામળભાઇઓ આવ્યા નથી. એ તો કાલિદાસનું વચન માની આષાઢને પહેલે દિવસે આવવાના અને રામગિરિથી ઉપડી અલકાપુરી તરફ પ્રયાણ કરવાના. આ વાદળાં તો આજુ યે ન પહોંચે. મરઘાંનાં બચ્ચાંની પેઠે ચણવા આમતેમ દોડતાં હશે. આપણે એમની પાછળ નહિ દોડીએ. આપણને બીજું ઘણું કામ છે. **દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

# પૃથ્વીના અંધારા પેટાળમાં પાકતા વજ્રાંગી પ્રકાશ-કણ



## હીરા

માનવીને હાથે ખોદાએલી દુનિયાની મોટામાં મોટી હીરાની ખાણ ટ્રાન્સવાલના પાટનગર પ્રિટોરીઆની પૂર્વે ૨૫ માઇલ છેટે આવેલી છે. તે ખાણ એટલે ૫૦૦ફીટ ઊંડો અને લગભગ અરધો માઇલ પહોળો એવો એક ટેકરા પરનો જંગી ખાડો! ટેકરા પર ચડી ખાણની ધારેથી નીચેના એ વિશાળ ખોદાણમાં નજર નાખતાં અંદર હરફર કરી રહેલાં કાળાં ટપકાં જેવડાં માણસો કીડીની હારો જેમ દેખાય. એ ખાણનું નામ 'પ્રીમીઅર'. એ પ્રીમીઅર ખાણની આખી વાત પણ કોઇ રસિક કથા જેટલી રસમય છે. જગવિખ્યાત અદ્‌ભુત 'કુલીઅન' હીરો * એ ખાણના જ ઉદરનું રત્ન. તે પછી તો કરોડો પૌંડની કિંમતના નામચીન હીરા એ ખાણે જગતને આપ્યા છે.

### હીરા મળવાનાં ઠેકાણાં

બધાં કિંમતી ઝવેરાતોમા હીરો સૌથી પાણીદાર, સૌ કરતાં કઠણ અને સૌથી વધારે ટકાઉ ચીજ છે. જગતને તેનું જ્ઞાન આજકાલનું નહિ પણ પૂર્વકાળથી થયું જણાય છે. હીરો કાચના કરતાં યે સ્વચ્છ, નિર્મળ, પારદર્શક, ચમકદાર અને પાસાવાળો હોય છે. ખરો હીરો મોટે ભાગે રંગ વિનાનો હોય છે, છતાં પીળા કે વાદળી છાયાના પણ સહજ મળી આવે છે.

હીરા મોટે ભાગે પહેલાં તો હિંદુસ્તાન અને બોર્નિઓમાં નદીના પટમાંથી તથા દક્ષિણ અમેરિકામાં




જગતને વધુમાં વધુ હીરા પૂરા પાડનાર દક્ષિણ આફ્રિકામાં હીરાનું મુખ્ય સ્થાન કિંબરલી છે.

* રોમન લોકો તેનું બહુ મૂલ્ય આંકતા; પણ તેનું મૂળ નામ તો ગ્રીક લોકોએ પાડેલું. તેઓ તેના ટકાઉપણા અને સખતપણાને કારણે તેને એડેમેસ કે 'અજય' કહેતા. તે પછી તેને એડેમેન્ટ, ડાયામાઉન્ટ, ડાયામેન્ડ એમ કહેતાંકહેતાં અંગ્રેજી શબ્દ 'ડાયમન્ડ' = હીરો થઈ ગયો. સંસ્કૃતમાં તેને વજ્ર કહે છે.

બ્રાઝીલ દેશમાં ખાણમાંથી મળી આવતા. બ્રાઝીલ તો ઘણાં વર્ષો સુધી હીરાને માટે અગત્યનો પ્રદેશ મનાતો, અને હજી પણ સાંના મીનાસ ગીરેઇસ નામના ઉચ્ચ પ્રદેશની નદીના પટમાં કે ત્યાંની પાસેની જમીનમાં મરડીઆ પથ્થરોમાં ચોંટેલા હીરા મળી આવે છે. પણ આજે તો હીરાની બાબતમાં અગ્રસ્થાન દક્ષિણ આફ્રિકાનું છે. દુનિયામાંના લગભગ બધા જ હીરા એ દેશ આજે પૂરા પાડે છે.

### હીરો શો પદાર્થ છે?

હીરો એ કેવળ કોલસાની જ જાત છે એમ કોઈ કહે તો નવાઈ ન લાગે? આપણે માની પણ ન શકીએ કે પેન્સિલની કાળી અણીમાં કે બાવળના કોલસામાં કારબન નામનું જે તત્ત્વ છે એ જ તત્ત્વ હીરામાં છે. કુદરતની અલૌકિક લીલા છે કે સામાન્ય કોલસાની જાતનો એ પદાર્થ આવા સુંદર અને વિલક્ષણ સ્વરૂપમાં માલૂમ પડે છે. આજે જોકે વૈજ્ઞાનિકો કુદરતી હીરા જેવા જ બનાવટી હીરા ઉત્પન્ન કરવા ખૂબ મથે છે, પણ એમાં પૂરી સફળતા મળી નથી. કાર્બનના ભેગવાળા લોઢાને અતિ હદે ગરમી આપીને ટાઢું પડવા દેવાથી નાનાનાના હીરા બનાવી શકાયા છે. એમ તો હીરાના એવા બારીક કણો બીજાં દ્રવ્યોમાં ચોંટેલાં પણ જથ્થાબંધ મળી આવે છે. પરંતુ ધંધાની નજરે તેની કાંઇ કિંમત નથી, કેમકે કદમાં તે બહુ જ સૂક્ષ્મ હોય છે અને તે મેળવતાં ખર્ચ બહુ થઈ જાય છે.

### હીરા શી રીતે મેળવાય છે

આપણે આગળ જોયું કે નદીના પટમાંથી ઘણા હીરા મળી આવે છે. પણ તે તો ઉપરવાસથી પ્રવાહમાં તણાઇને આવેલા તેટલા જ. પરંતુ તે પછી તો હવે સિદ્ધ થયું છે કે આ હીરા મૂળ તો પૃથ્વીના પેટાળમાં માટી વડે બનેલી વિચિત્ર પ્રચંડ નળીઓમાંથી જ મળે

ધખધખતા જ્વાળામુખીના શીતળ-પ્રકાશમાન પ્રપૌત્રો, જેઓ જગતમાં

છે. એ નળીઓ બીજું કંઈ નહિ પણ નાનાનાના જ્વાળામુખીનાં ગોં છે. જ્વાળામુખીનાં ગોંનાં એ પોલાણ કાળક્રમે હીરાવાળી કોલસાની માટીથી ભરાઇ જાય છે. આ માટી કઠણમાં કઠણ અને વિચિત્ર વાદળી રંગની હોય છે. તેમાં હીરા ઉપરાંત બીજી ઘણી જાતનાં પથ્થરનાં રજકણો ને ખડકની કચ્ચરો હોય છે. એટલે પહેલી નજરે તો એ ગટ્ટા નકામા જ લાગે. આવા મૂલ્ય વગરના, ગટ્ટાવાળા ચોટી રહેલા જથ્થામાંથી કિંમતી હીરાને છૂટા પાડવા એ સહેલ વાત નથી. બે ટન વજનના ખડક તોડી છૂટા પાડે ત્યારે સરેરાશ ૧ કૅરેટ * વજનના હીરા તેમાંથી મળે! બીજા શબ્દોમાં કહીએ તો ૧ ઔંસ (અઢી તોલા) વજનના હીરા મેળવવા માટે અઢીસો ટન પથ્થરો તોડીને તપાસવા પડે છે!

દક્ષિણ આફ્રિકામાં તો હીરાની શોધ અજબ રીતે એક અકસ્માતથી જ થઇ. ઑરેન્જ નદીના કિનારા પરના એક ગામડામાં એક ખેડુતના ઘર આગળ એક ફેરિયો માલની ફેરી કરવા ગયો હતો. ત્યાં તેણે બેત્રણ છોકરાને પાંચકુકરી રમતાં જોયાં. તેમાંનો પાંચીકો સૂર્યના તેજમાં તેણે ચળકતો જોયો. એ કઇ જાતનો હશે તે જાણવાના કુતૂહલથી તેણે છોકરાને પટાવીને તે મેળવ્યો અને પછી છોકરાને પૂછતાં જાણ્યું કે નદીના પટમાંથી તેને એ જડ્યો હતો. કેટલાક દિવસો પછી જ્યારે તે ફેરિયો કેપ કૉલોની પાસેના ગ્રેહામ ટાઉનમાં પાછો ફર્યો ત્યારે તેણે પેલો પાંચીકો એક ડૉક્ટરને બતાવ્યો. ડૉક્ટરે તે જોતાવેંત આશ્ચર્યથી કહ્યું, 'અરે, આ કાંઇ પાંચીકો નથી, પણ મોટો હીરો છે!' અને પછી તો




હીરો શો પદાર્થ છે તથા તે જમીનમાં ક્યાં હોય છે તે દર્શાવતી મીમિચર ખાણની આકૃતિ.

* હીરાનો તોલ કેરેટમાં થાય છે. ૧૫૧½ કેરેટ=૧ ઔંસ.

એની કિંમત ૫૦૦ પૌંડ ઉપજી! પારીસમાં ૧૮૬૭ના ભરાએલા આંતરરાષ્ટ્રીય પ્રદર્શનમાં તે હીરો મૂકાએલો.

...આ કિસ્સાને પરિણામે કેટલાક સાહસિક વેપારીઓ એ પ્રદેશમાં પહોંચ્યા. બે વર્ષ પછી તેથી યે મોટો એક હીરો મળી આવ્યો. તે ૨૫,૦૦૦ પૌંડે વેચાયો અને 'દક્ષિણ આફ્રિકાનો સિતારો' એ નામથી પ્રખ્યાતી પામ્યો. પછી તો વેપારીઓએ એ પ્રદેશ પર દરોડો પાડ્યો અને થોડા જ મહિનામાં એ ભાગમાં ૨૦,૦૦૦ મજૂરો ખોદકામ કરતા થઇ ગયા. પહેલાં તો તેઓ માટે તંબુ ઊભા કરેલા; પણ પછી ધીમેધીમે ઝૂંપડાં બંધાયાં અને તેમાંથી આજનું કિંબરલી શહેર વસ્યું.

જેમજેમ સમય જતો ગયો તેમતેમ ખોદાણ વધુ ઊંડું કરવું પડતું ગયું. પથરાઓને સાફસૂફ કરીને હીરા કાઢવા માટે ખડકની સપાટી પર લાવવા પડતા. એટલે સ્વતંત્ર માલિકના જુદાજુદા ખાડામાં કામ કરવું ઘણું મુશ્કેલ થવા માંડ્યું. આથી પાસેપાસેના ખાડાઓને એક જ ખાણ ગણીને એના માલિકો વચ્ચે સહકાર કરવાની જરૂર પડી અને આખરે તેમનું જોડાણ થયું. હાલ દક્ષિણ આફ્રિકાની બધી હીરાની ખાણોનો વહીવટ ડી. બીઅર્સ નામની મોટી કંપની ચલાવે છે.

### હીરા શોધવાની રીત

હીરાને શોધવાની રીત પહેલાં એવી હતી કે હીરાવાળી જમીનમાંથી મોટાં ગડબાં ખોદીને મોગરી વતી તેને ભાંગી નાનાંનાનાં મચિયાં બનાવતા. પછી તેને પાણીમાં પલાળી કાદવ અને બીજા ઢીલા પદાર્થો ધોઇ કાઢતા એટલે કાંકરા ને પથ્થરનો ભાગ પાછળ પડ્યો રહેતો. એ બધા એકઠા કરીને તેમાંથી હાથે હીરા જુદા પાડતા. પણ હવે તો હીરા મેળવવા માટે અતિશય યુક્તિવાળાં સાધનોનો ઉપયોગ થાય છે.

પહેલાં ખાણમાંના ખડકને સુરંગ ફોડીને ઢીલો બનાવી તેના કુરચા કરી નાખવામાં આવે છે. પછી દેશી મજૂરો એ ગડબાં પાવડા વડે ખટારામાં ભરે છે. આ ખટારા તારનાં દોરડા વડે બહાર જમીનની સપાટી પર ખેંચી લાવવામાં આવે છે. નીચેના ચિત્રમાં ખાડાની ચોમેર ફરતા ખટારાને ચાલવાના પાટા બનાવ્યા છે ને દૂર તાર બાંધેલા દેખાય છે તે વડે તેમાંનો ભાર સપાટી પર ખેંચી લઇ જવામાં આવે છે. જમીન

## લોભની કઠોરતા, ઐશ્વર્યના ઝળહળાટ અને સૌંદર્યના સર્વોપરિપણાના પ્રતીક છે.

પર લાવ્યા પછી એને ખુલ્લી હવામાં પાથરી દેવાથી થોડા મહિના બાદ તેના પોડાં છૂટાં પડી જાય છે એટલે તેને મોટી ટાંકીઓમાં નાખી પાણીમાં ખૂબ ડખોળે છે. આથી ઉપરનો માટીનો હલકો ભાગ ધોવાઇ જાય છે અને વજનદાર પથરાનો જથ્થો તળિયે રહે છે, જેમાં માત્ર એકાદબે હીરા જ હોય છે. આ હીરાઓને તેમાંથી જુદા પાડવાની રીત ઘણી ચમત્કારિક છે. ભીંજાએલા કાંકરાઓને ચીકટ પદાર્થ ચોપડેલા લોખંડના ઢાળિયા ટેબલ ઉપર પાથરવામાં આવે છે. પછી તે ઢાળિયાને યંત્ર વડે હલાવવામાં આવે છે. આથી કાંકરા નીચે સરી પડે છે, પણ હીરા ચીકણી સપાટી પર ચોંટી રહે છે અને તરત હાથે પડે છે.

### ખાણના કામદારો

લગભગ આ બધું જ કામ ખાણની હદમાં વસાવેલા ત્યાંના વતનીઓ કરે છે. એ લોકો ખાણની હદમાં જ પોતાનાં રહેઠાણો બાંધીને રહે છે. કામ કરીને છૂટતાં તેઓ ખાણમાંથી એક નાની કણી પણ ચોરી જઇ ન શકે, એ બાબત તેમના પર સખત જાપતો રાખવામાં આવે છે. ખાણની સરહદને ફરતી વાડ હોય છે અને તેને ફરતી કાંટાવાળા તારની વાડ હોય છે. એ બધાની આસપાસ વીજળીના પ્રવાહવાળા તાર હોય છે. ખાણના મજૂરોને સરહદની અંદર જ રહેવું પડે છે. કામ પ્રસંગે કોઇને બહાર જવું હોય તો તેની ખૂબ જડતી લેવાય છે.

હીરા ખોદવા માટે ધીમેધીમે અગાધ ઊંડાણમાં જવું પડતું હોવાને લીધે પહેળાં મોં વાળી ખાણો ખોદવાની બહુ મુશ્કેલી પડવા લાગી તેથી એ પ્રથા કિંબર્લી ખાતે હવે બંધ થઇ ગઇ છે. તેને બદલે હવે જમીનમાં માત્ર એક દ્વાર રાખી ઊંડાં દર પાડવામાં આવે છે ને તે મારફતે હીરાવાળી માટી બહાર ખેંચી કાઢવામાં આવે છે. સપાટી પર તો માત્ર જમીનમાં પેસી જતા બોગદાના દ્વાર સિવાય કાંઇ નજરે પડતું નથી. આ રીતે ગમે તેટલું ખોદાણ કરીને જમીનમાં ઊંડે ને ઊંડે કશી પણ મુશ્કેલી કે ધાસ્તી વિના બોગદા ખોદયે જવાય છે. પ્રીમીઅર ખાણમાં તો હજી પહોળા મો વાળી ખોદવાની પ્રથા જ કાયમ છે.

### હીરાના ઉપયોગ

ઘરેણાં વગેરેમાં જડુમૂલ રત્ન તરીકે હીરાની કિંમત અને ઉપયોગ ઉપરાંત એના સખતપણાને લીધે એ કાપવામાં, પૉલિશ (ઓપ) કરવામાં અને કોતરકામમાં વપરાય છે. ઘણાને જાણીને નવાઈ લાગશે કે દુનિયાના હીરાની અરધી નિકાસ તો આવા ઉદ્યોગોમાં જ વપરાય છે; જોકે તે હીરા પણ હલકી જાતના જ હોય છે. કેટલીક વખત ઘડિયાળો અને એવાં ચાલુ ગતિનાં બીજાં અનેક નાજુક યંત્રોમાં ગતિધારક તરીકે તેનો ઉપયોગ કરવામાં આવે છે. ખડક કોરનાર સારડીની અણી પર પણ હીરાકણી જ જડેલી હોય છે. પ્લૅટિનમ, સોનું, રૂપું વગેરે કિંમતી ધાતુઓના તાર ખેંચવામાં પણ હીરા વપરાય છે. ચપટા હીરામાં કાણું પાડીને તેમાંથી આ ધાતુના તારને ખેંચવામાં આવે છે. હીરાના આ જંતરડા મજબૂત ગણાય છે અને એમાંથી નીકળેલો તાર એકસરખી જાડાઈનો હોવાની ખાતરી રખાય છે. વીજળી અને રેડિયોના ગોટામાં વપરાતા બારીક તારો આ રીતે જ તૈયાર કરેલા હોય છે.

દુનિયા આખીમાં મળી આવતા હીરા પૈકી સૌથી મોટો ભાગ–લગભગ પંચાણી ટકા તો એકલું આફ્રિકા જ પૂરો પાડે છે, અને દુનિયાભરમાં બીજા દેશો કરતાં હીરાની સૌથી વધુ ખરીદ કરનાર દેશ અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સ છે. (અંગ્રેજીને આધારે)



પ્રીમીઅર ખાણના અંદરના ભાગનો ફોટોગ્રાફ જેમાંથી ઊંચે ચડતા ખટારાના પાટા તથા તારનાં દોરડાં વાટે હીરાવાળી માટી ખેંચી જવામાં આવે છે.

ઇતિહાસદર્શન*

# શિવાજી મહારાજ નાસી છૂટે છે



બાદશાહ ઔરંગઝેબે પોતાના વૃદ્ધ અને અનુભવી સરદાર રાજા જયસિંહને જ્યારે દક્ષિણમાં મોકલ્યો ત્યારે એ કસાએલા સેનાપતિએ માત્ર ત્રણ માસમાં જ શિવાજીને હંફાવી દીધો. તેને પુરંધર મુકામે સંધિ કરવી પડી. અને પોતાના રાજ્યનો ઘણો ભાગ આપીને, કેટલાક મજબૂત કિલ્લાઓ આપી દઇને તથા મોગલ લશ્કરમાં પોતાના પુત્ર સંભાજીને પાંચહજારી મનસબ બનાવીને, પોતાનું નાનું સરખું રાજ્ય બચાવી લેવું પડ્યું! ઉદેપુરના રાણાની માફક શિવાજીએ પણ કહ્યું કે મોગલ દરબારમાં હાજરી આપવાની ફરજમાંથી મને મુક્ત કરવો જોઇએ. મારે બદલે મારો પુત્ર સંભાજી આવશે. બાકી દક્ષિણમાં મોગલ લશ્કર બિજાપુર-ગોવળકોંડા સામે યુદ્ધ કરશે તેમાં મદદ કરવા હું જાતે આવીશ.

સંધિ થઈ ગઇ. મંજૂરીનું બાદશાહી ફરમાન પણ આવી ગયું. શિવાજી માટે ખિલઅત મોકલાયો. રાજા જયસિંહની શિખામણ પ્રમાણે શિવાજી બાદશાહી ફરમાન લેવા છ માઇલ પગે ચાલીને સામે ગયો અને ઘડીભર લાગ્યું કે શિવાજીનું વ્યક્તિત્વ મુગલાઇમાં મળી ગયું છે! રાજા શિવાજી પોતાના નાના રાજ્યમાં રાજા, પણ મોગલ સરકારના તો એક સરદાર!

રાજા જયસિંહ ઘણો વિચક્ષણ ને કુનેહબાજ હતો. તે માત્ર શૂરવીર લડવૈયો કે દીર્ઘદર્શી સેનાપતિ ન હતો. તે રાજદ્વારી શેતરંજનો પણ અઠંગ ખેલાડી હતો. એણે જોઈ લીધું કે મોગલ સૈન્ય બિજાપુર-ગોવળકોંડાના લશ્કરને હંફાવે ત્યાં સુધી તો શિવાજીની મૈત્રી ખપમાં આવે; પણ ન કરે નારાયણ ને જો મોગલ સૈન્ય હાંફવા માંડે, અને એ જ વખતે દક્ષિણના ડુંગરેડુંગરાની ચાવી ગજવામાં લઇને ફરનારો શિવાજી બદલે, તો દિલ્હી-આગ્રાથી હજાર માઇલ દૂર આવેલા મોગલ સૈન્યની કબર દક્ષિણમાં જ ખોદાય! એણે બીજું એ પણ જોઇ લીધું કે જો શિવાજીને જાળવી રાખવાની બાદશાહી રાજનીતિ સફળ થાય તો આખું દક્ષિણ એકલે હાથે જ સાચવી રાખવાની શક્તિ શિવાજીમાં છે. શિવાજી જ બાદશાહીનો સ્તંભ બને, દક્ષિણનો સૂબેદાર બને અને હમેશને માટે દક્ષિણ તરફની પીડા નીકળી જાય.

રાજા જયસિંહ બિજાપુર સર કરવા ચડ્યો. શિવાજી મહારાજની સરદારી નીચેના સૈન્યે આગળ વધીને રસ્તામાં નડતા દુશ્મનોને હંફાવવાનું શરૂ કર્યું. શિવાજી મહારાજની આ સેવાની ઘણી પ્રશંસા થઇ. રત્નજડિત ખંજર બાદશાહી પ્રશંસાપત્ર સાથે ભેટ મળ્યું. બિજાપુરથી દસ જ માઇલને અંતરે બાદશાહી લશ્કર આવી પહોંચ્યું. પણ બિજાપુરનો કિલ્લો ઘણો મજબૂત હતો. મશહૂર મુલકે-મેદાન તોપનો રાક્ષસી માર હજી મોગલ સૈન્યે ચાખ્યો નહોતો. બિજાપુરની ફરતું જાણે સાત માઈલનું કૃત્રિમ રણ જ હોય તેમ, ઝાડનું ઠૂંઠું કે પાણીનું પાવળું ક્યાંય મળે એવું બિજાપુર શાહ આદિલશાહે રહેવા જ નહોતું દીધું!

આવી સ્થિતિમાં મોગલ સૈન્યની એકએ જગ્યાએ હાર થઇ. હુમલો શિવાજી મહારાજની સૂચના પ્રમાણે થએલો, એટલે આરોપ એમના ઉપર જ ચડ્યો. જયસિંહના પ્રતિસ્પર્ધિ દિલેરખાને શિવાજીને કેદ કરવાની પણ માગણી કરી એવામાં શિવાજીની પોતાની પન્હાળગઢ લેતાં હાર થઇ. બીજો શિવાજી હોય એવો બહાદુર સરદાર નેતાજી બિજાપુરને મળી ગયો. રાજા જયસિંહે એને ઘણીઘણી લાલચો આપીને પાછો તો મેળવ્યો, પણ એ અનુભવી રાજા સમજી ગયો કે શિવાજી પણ જો આમ ફરી બેસે—અને ગોવળકોંડા-બિજાપુર તો એક થઇ જ ગયા છે—તો આખું મોગલ સૈન્ય અહીં જ સૂઈ જાય.

મોગલ શહેનશાહતને ભવિષ્યમાં વખતે લાગી જાય એવો આ ભયંકર ઘા વાળી લેવા તેણે શિવાજીને બાદશાહની હજુરમાં મોકલવાનું નક્કી કર્યું. પુરંધરની સંધિ પ્રમાણે તો બાદશાહી તહેનાતમાં હાજર રહેવાની ફરજમાંથી શિવાજીને છૂટ મળી હતી; એટલે જયસિંહે બીજી ચાલબાજી રચી. દક્ષિણના સૂબેદાર બનવાની

*શ્રી 'ધૂમકેતુ'ની લખેલી 'યુગદર્શન ગ્રંથમાળા'માં હવે પછી પ્રકટ થનારા એ નામના, પુસ્તકમાંથી. એ ગ્રંથમાળાનું પહેલું પુસ્તક 'પડછાયા' બહાર પડી ચૂક્યું છે.



તમને હવે તક મળી જાય એવું છે; કેમકે દક્ષિણ જીતવામાં બધા સરદારો હાર્યા છે. એટલે બાદશાહી મહેરબાની મેળવવાનું તમારે માટે શક્ય છે. આવી ભવિષ્યના ઉદયની વાત કરીને તેણે શિવાજીને આગ્રા જવા માટે ઉત્તેજન આપ્યું. ૭ વર્ષ પહેલાં અફઝલખાનને મળવા જવા માટે શિવાજીના મનમાં જે શંકા ને વ્યાકુળતા થયાં હતાં તેવાં જ આ વખતે પણ થયાં. વખત છે ને બાદશાહ નારાજ હોય ને આ બધી જાળ હોય તો? પણ જયસિંહે સોગન લીધા કે તમે અવશ્ય પાછા આવશો જ અને મારો પુત્ર રામસિંહ દિલ્હીમાં તમારી ખબર રાખશે.

પોતે પાછો ફરે ન ફરે તેની કોને ખબર છે? એટલે શિવાજી પોતાના રાજ્યનો બંદોબસ્ત કરવા ગામડે-ગામડું જોઈ વળ્યો. મોરોપંત પેશ્વા સાથે માતા જીજાબાઈ રાજપ્રતિનિધિ રહેવાનાં હતાં. નેતાજી પાલ્કર સેનાપતિ બન્યો. આમ, પોતે પાછો આવે કે ન આવે, જીવે કે મરે, પણ આ વ્યવસ્થા પ્રમાણે રાજ્ય તો ચાલ્યા જ કરે એવી સૌને સૂચના આપીને, ઇ.સ. ૧૬૬૬ના માર્ચ મહિનાની એક સાંજે નવ વર્ષના સંભાજી સાથે તે આગ્રા જવા નીકળ્યો. ૭ વર્ષ પહેલાં અફઝલખાનને મળવા જતાં જીવન, મરણ ને રાષ્ટ્રધર્મનો પ્રશ્ન જેવી રીતે તેનું અંતર વલોવી રહ્યો હતો, તેવી રીતે આજે પણ એના અંતરમાં ઊંડુંઊંડું મંથન ચાલી રહ્યું હતું. પોતે એકલો ન હતો; સંભાજી સાથે હતો, અને બાળબચ્ચાં, માતા, સ્ત્રી, સગાંસંબંધી સૌને છોડીને તેની સાથે ચાલી નીકળનાર ચાર હજાર વીર પુરુષો પણ હતા. મહારાષ્ટ્રનું જીવન તેની સાથે આવતું હતું. કદાચ આગ્રાથી પાછા નહિ ફરીએ તો?—કદાચ .... તે વધુ વિચાર કરી શક્યો નહિ.

આથમતા સૂર્યના ભૂખરા રંગમાં દૂરદૂર ધૂળમાં ઢંકાતું સૈન્ય જીજાબાઈએ જોયા કર્યું;—જોયા જ કર્યું. અને છેવટે જ્યારે એકલું અંધારું રહ્યું ત્યારે, જીજાબાઈ જાણે પ્રાણ વિનાનો દેહ હોય તેવા શિવાજી વિનાના રાયગઢમાં પાછાં ફર્યાં.

ચાલતાંચાલતાં સૌ ઔરંગાબાદ પહોંચ્યા. આખું શહેર શિવાજીને જોવા મળ્યું. અફઝલખાનને એક ઘડીમાં ભર સૈન્યની વચ્ચે હણી નાખનાર, પૂનામાં પેસા શાહિસ્તખાનને મધરાતે જગાડીને ભગાડનાર, આ વીર પુરુષની કીર્તિ ઠેરઠેર ફેલાઈ રહી હતી. એના વીરત્વ પર લોકો આફ્રીન હતા. બચ્ચાં પૂછી રહ્યાં છે, 'આમાં શિવાજી કયા?' પનિહારીઓ માથે પાણીનાં બેડાં લઈ શિવાજીની સવારી નિહાળવા ઊભી રહી છે. બારીમાં, બારણાંમાં, ગોખમાં, બજારમાં ઠેરઠેર લોકની ઠઠ જામી છે અને સૌની નજર સૌથી આગળ ચાલનારા શિવાજી પર ઠરી રહી છે. એની કેડે પ્રખ્યાત ભવાની તલવાર લટકે છે. તેની સોનેરી મૂઠના ફૂલમાં જડેલાં લાલ માણેકનું તેજ રસ્તાની ધૂળથી ઝાંખું પડ્યું છે, પણ છાનું રહેતું નથી. લોકોએ આજે જાણે પહેલવહેલાં સ્વતંત્ર સૈનિકો અને વીર સેનાપતિ નિહાળ્યાં. પણ ઔરંગાબાદનો સૂબો સફશિકનખાન આ જમીનદારની સામે પણ ફરક્યો નહિ. શિવાજી આગ્રા જાય કે ગમે ત્યાં જાય; એના જેવો મોટો સૂબેદાર એને મળવા જાય ખરો? શિવાજી અને તેનું ચાર હજારનું વીર સૈન્ય શહેર સોંસરવાં નીકળીને ઉતારે ગયાં. ઔરંગાબાદનો સૂબો શિવાજીને મળ્યો નહિ, તો શિવાજી પણ જાણે ઔરંગાબાદમાં સૂબો છે જ નહિ એમ પરબાર્યો ઉતારે જ ગયો. પછી સૂબેદાર મળવા આવ્યો.

જ્યાંજ્યાં ખબર પડે છે કે શિવાજી બાદશાહને મળવા આગ્રા જાય છે ત્યાંત્યાં લોકની ઠઠ જામી જાય છે. ગામડાંના ખેડુતો ખેતરમાંથી દોડીદોડીને એ મરાઠા સરદારને નિહાળે છે. એનું સૈન્ય ગામને પાદર નીકળે છે કે તરત આખું ગામ જોવા દોડે છે! એની કીર્તિ, એની સાહસકથા, એનું વીરત્વ ઘેરઘેર ગવાઈ રહ્યાં છે. બ્રાહ્મણો કહે છે કે એને ભવાની હાજરાહજૂર છે. કોઈ શાસ્ત્ર પ્રમાણે એણે વીર વિક્રમની પેઠે વૈતાળ સાધ્યો છે. કેટલાક કહે છે કે એણે લઘિમાં સિદ્ધિ મેળવી છે. કોઈ કહે છે કે એને એક ફકીરે ઇલમ શીખવાડ્યો છે. રસ્તા પર ચાલ્યું જતું એ વીર સૈન્ય ને એનો બહાદુર નાયક નિહાળીને સૌની આંખ ઠરે છે.

ત્રણ મહિને શિવાજી આગ્રા પહોંચ્યો. ઔરંગઝેબ બાદશાહનો મુકામ ત્યાં હતો. બીજે દિવસે બાદશાહની પચાસમી તિથિ ઊજવવાની હતી અને તે દિવસે દરબારમાં હાજર રહેવાનું શિવાજીને નિમંત્રણ હતું. કુમાર રામસિંહ શિવાજીને દરબારમાં લઈ ગયો ત્યારે દરબારીઓની ઠઠ જામી હતી. બાદશાહની તુલા કરવા

માટે સોનારૂપાનો ઢગ કર્યો હતો. દરબારીઓ અને તેમના હજુરીઓ હજારોની સંખ્યામાં ઊભા હતા. ચારે તરફ રેશમી ગાલીચા ને જરિયાનની જાજમો શોભી રહી હતી. હીરા, રત્ન ને માણેકથી પૂરેલી મયૂરાસનના મયૂરની કળા ઝગાંઝગાં થઈ રહી હતી, અને સાચાં અંગૂરી મોતીનાં ઝુમખાં ને તોરણ તખ્તે તાઉસને શોભાવી રહ્યાં હતાં.

છેક દક્ષિણથી આવેલા વીર મરાઠાને કેટલાક મોગલ સરદારો નિહાળી રહ્યા હતા. એટલામાં ખુદ બાદશાહ પોતે પધાર્યા. ઉમરાવોએ ઘૂંટણીએ પડી સેજદો કર્યો. શિવાજીએ નજર તરીકે પંદરસો સોનામહોર ધરી અને નીસાર તરીકે છ હજાર રૂપિયા ધર્યા.

ટૂંકી દાઢીનો, વિચક્ષણ ને શરીરે જરા નમેલો ઔરંગઝેબ મીઠા અવાજથી બોલ્યો: 'આવો શિવાજી રાજા!'

શિવાજીને સિંહાસન સમક્ષ દોરી ગયા. શિવાજીએ નીચા વળી બાદશાહને ત્રણ સલામ કરી. પણ 'રાજા' શબ્દમાં રહેલો કટાક્ષનો રણકો અને ગર્ભિત અર્થ હજી તો શિવાજી સમજે તે પહેલાં તો ઔરંગઝેબની આંખની ઇશારત થઈ અને શિવાજીને ત્રીજા વર્ગના સરદારોની હરોળમાં તેની જગ્યાએ લઈ ગયા. દરબારનું કામ આગળ ચાલ્યું અને જાણે શિવાજી ક્યાં ય છે જ નહિ તેમ તેની સામે પણ કોઈએ જોયું નહિ.

શિવાજીએ તો રાજા જયસિંહની વાતચીત પરથી એવી મનોરમ કલ્પના કરી હતી કે પોતાને બાદશાહ દક્ષિણની સૂબેદારી આપશે, મિત્ર પેઠે રાખશે બિજાપુર-ગોવળકોંડાની આંટીઘૂંટીની વાતો પૂછશે અને પોતે બાદશાહને બિજાપુર-ગોવળકોંડાના રાજ્યનો ખરો ખ્યાલ આપશે. પણ અહીં તો શિવાજીને લેવા માટે સામે આવેલા બે સરદારો—બંને ત્રીજા વર્ગના. બાદશાહ સલામતે તેનું નામ ઉચ્ચાર્યું તે પણ મશ્કરીમાં! મૂછમાં હસતા હજારો ઉમરાવોની હાજરીમાં તેને ત્રીજા વર્ગના સરદારોની હરોળમાં ઊભો રાખી જાણે તેની નિષ્ઠુર મશ્કરી કરવાનો જ સૌનો ઇરાદો લાગ્યો. હજારો આંખમાં અટ્ટહાસ્ય ભર્યું હતું. એણે કુમાર રામસિંહને પૂછ્યું, 'શું આ બધા પાંચહજારી મનસબદારો છે? હું પણ પાંચ હજારી!—રામસિંહ!'

રામસિંહ દરબારની રીનભાતથી વાકેફગાર હતો. તેણે ધીમેથી ઉત્તર વાળ્યો, 'રાજાસાહેબ! ધીમે બોલો. ખુદ બાદશાહ સલામતનું ધ્યાન આ તરફ ખેંચાય છે! જોયું, હવે નામવર શહેનશાહને સોનાથી તોળશે!'

શિવાજીની આંખમાં ખુન્નસ ચડ્યું. એને ઘડીભર ગાંડપણ આવ્યું. અફઝલખાનને હણનારી વીરત્વ ભરેલી ધીરવૃત્તિ તેને છોડી ગઈ. એના રોમરોમમાં મારવાનો ને મરી ફીટવાનો અગ્નિ પ્રકટ્યો.

'રામસિંહ!' તે ફાટી ગએલા ઘોઘરે સાદે બોલ્યો. મુખ્ય વજીર જાફરખાને કરડી નજરે રામસિંહ સામે જોયું. રામસિંહ શિવાજીને શાંત પાડે તે પહેલાં તો જ્વાળામુખીમાંથી ભભૂકતા અગ્નિગોળક શિવાજી ઉતાવળમાં બોલી ગયો, 'મારી પાસે સૈન્યમાં કેટલાયે પાંચ હજારી છે! નેતાજી પાંચ હજારી છે; અને શું હું પાંચ હજારી! લાવ, ક્યાં છે તારું ખંજર?' આમ કહીને શિવાજીએ રામસિંહનું ખંજર ખેંચવા હાથ લાંબો કર્યો, પણ ખેંચે તે પહેલાં તો ફેફેફે વ્યાપેલા ક્રોધથી તે બેભાન થઈ ભરસભામાં ઢળી પડ્યો!

## અનંત ધારે—

·ઉપજાતિ-વંશસ્થ·

અનન્ત ધારે ફૂટતો ફુવારો
સંજીવનીનો તહીં પૂર્વ આરે;
ને રેલતાં નીર અખંડ ધારે
સૃષ્ટિ તણો પાય વિશાળ ક્યારો.

હસી ઊઠ્યાં ઉન્નત શૃંગ અદ્રિનાં,
નાચી રહ્યાં નિર્ઝર સર્વ પૃથ્વીનાં;
ખીલ્યાં ફૂલો અંતરની સુવાસે,
ને વિશ્વ ગાજ્યું દ્વિજ કિલ્કિલાટે.

એ નાચવા નિર્ઝર-નૃત્ય જીવને,
પંખી તણાં ગાન સદૈવ ગાવા,
ઉઘાડીને અંતર-પાંખડી સહુ
પુષ્પો સમી ઉર સુવાસ ફેરવા,

અનંત ધારે તુજ પ્રેમ કેરો
બ્રહ્માંડવ્યાપી ફૂટતો ફુવારો.
એ ઝીલવા ઉર ધરી ગયું હું,
ના ઉરનો કેમ ભરાય ક્યારો?

**પ્રહ્લાદ પારેખ**

દરબારીઓએ શિવાજીના શબ્દો સાંભળ્યા હતા. દરબારી રીતભાતનો ભંગ ન થાય માટે તેઓ બોલ્યા નહિ; પણ સૌનાં મન વ્યગ્ર થયાં હતાં. ખુદ શહેનશાહે અવ્યવસ્થા થતી જોઇ રામસિંહને પૂછ્યું, 'શું છે?'

'એ તો જહાંપનાહની સલામે આવેલા, પણ જંગલના વાઘ એટલે અહીંની ગરમી ન ખમી શક્યા. જરાક બેચેન લાગે છે. એને આવો દરબાર નવો છે, રીતભાત પણ નવી છે. એની બેઅદબી માટે માફી માગું છું.'

પાસેના દીવાનખંડમાં લઇ જઇ શિવાજી ઉપર ગુલાબનું સુગંધી જળ છાંટતાં તે ભાનમાં આવ્યો. ઔરંગઝેબે બેચેન રાજાને ઉતારે લઇ જવાની રજા આપી.

ઉતારે તો શિવાજી પહોંચ્યો. પણ શિવાજીના શબ્દો બાદશાહને કાને પહોંચી ગયા હતા. રામસિંહને હુકમ થયો કે જયપુરને ઉતારે શિવાજીને રાખવો અને તેની સઘળી જોખમદારી પણ તેને માથે જ નાખી.

શિવાજીને હવે કાંઇક સમજણ પડી કે આગ્રા આવવાનું સહેલું હતું, પણ આગ્રામાંથી દક્ષિણમાં પહોંચવું સહેલું નથી. બિજાપુર અને ગોવળકોંડા જીતવાની આશા આપીને આગ્રામાંથી જવાની શિવાજીએ માગણી કરી. પણ જવાબ મળ્યો કે 'થોડી રાહ જુઓ; પછી યોગ્ય થશે.'

એક વખત ઔરંગઝેબની મુલાકાત લેવા માટે પણ શિવાજીએ પ્રયત્ન કરી જોયો. પણ શાહિસ્તખાન પૂનાના ઘા ભૂલી ગયો ન હતો. એ શાહિસ્તખાન મુખ્ય વજીર જાફરખાનનો સાળો થતો હતો. સાળાએ બનેવીને ચેતાવ્યો હતો કે શિવાજી આંખમાંથી કાજળ કાઢે તેમ જીવ કાઢી લે છે. બનેવીએ ઔરંગઝેબને ચેતાવ્યો કે ભૂલેચૂકે શિવાજીને એકલા મળતા નહિ. શિવાજીને એકલા મળવાની કોઇ ભૂલ કરે કે હિંમત દેખાડે એ આશા ફોકટ હતી. દસ હજાર લશ્કરીઓથી ઘેરાએલા અફઝલખાન પર પડેલો ઘા સૌને સાંભરતો હતો. વીસ હજાર સૈનિકોથી વીંટાયેલા શાહિસ્તખાન પર તેના ઘરમાં ઘા પડ્યો તે કોઇ ભૂલ્યું ન હતું. જયસિંહ તેને મળ્યો ત્યારે શિવાજીના આવવાના રસ્તા ઉપર બંને બાજુ ખડી તલવારે સૈનિકો ઊભા રહ્યા હતા. શિવાજી મુખ્ય વજીર જાફરખાનને મળવા ગયો ત્યારે તેણે 'સારૂં, હું બાદશાહ સલામતને વાત કરીશ' એવા બે શબ્દમાં જ વાત પતાવી દીધી.

(અપૂર્ણ) 'અકેતુ'

# ગણિત-જ્ઞાનલીલા

## આપેલી રકમને કઇ રકમ વડે ભાગી શકાશે?

૧ આપેલી રકમને છેડે બેકી સંખ્યા હોય તો બે વડે ભાગી શકાય.

૨ રકમના બધા આંકડાઓના સરવાળાને ત્રણ વડે ભાગી શકાય તો મૂળ રકમને ત્રણ વડે ભાગી શકાય.

૩ રકમના છેલ્લા બે આંકડાને ચાર વડે ભાગી શકાય તો આખી રકમને ચાર વડે ભાગી શકાય.

૪ આપેલી રકમના છેલ્લા આંકડાને પાંચ વડે ભાગી શકાય તો આખી રકમને પાંચ વડે ભાગી શકાય.

૫ રકમનો છેલ્લો આંકડો બેકી હોય અને રકમના બધા આંકડાઓના સરવાળાને ત્રણ વડે ભાગી શકાય તો તે આખી રકમને છ વડે ભાગી શકાય.

૬ રકમના છેલ્લા ત્રણ આંકડાને આઠ વડે ભાગી શકાય તો આખી રકમને આઠ વડે ભાગી શકાય.

૭ રકમના બધા આંકડાઓના સરવાળાને નવ વડે ભાગી શકાય તો આખી રકમને નવ વડે ભાગી શકાય.

૮ આપેલી રકમમાં એકી જગ્યાએ આવેલા આંકડાઓના અને બેકી જગ્યાએ આવેલા આંકડાઓના સરવાળાની બાદબાકી કરતાં, શૂન્ય અથવા ૧૧ વડે ભાગી શકાય એવી રકમ વધે તો આપેલી રકમને ૧૧ વડે ભાગી શકાય. દાખલા તરીકે ૬૧૨૭માં ૬+૨ અને ૧+૭ની બાદબાકી કરતા શેષ શૂન્ય વધી માટે ૧૧ વડે ભાગી શકાય. ૮૨૯૪૭૧૮૩માં ૮+૯+૭+૮ ને ૨+૪+૧+૩ની બાદબાકી કરતાં ૨૨ વધ્યા જેને ૧૧ વડે ભાગી શકાશે, માટે આપેલી રકમને ૧૧ વડે ભાગી શકાશે.

૯ ઉપરની આઠ રીતો અજમાવતાં એમ માલૂમ પડે કે આપેલી રકમ બે કે તેથી વધુ રકમોથી ભાગી શકાય તેમ છે તો ભાગી શકે તેવી રકમોમાંથી સગવડ પડે તેટલી રકમોનો ગુણાકાર કરી ગુણાકાર વડે જ પરભાર્યો ભાગાકાર કરવો. દાખલા તરીકે ૧૭૧૬ ને ત્રણ વડે તેમ જ ચાર વડે ભાગી શકાય તેમ છે; માટે ત્રણ ચોક બાર, એટલે પરભારો બાર વડે જ ભાગાકાર કરવો. પરંતુ આ મિશ્રણવાળી રીતમાં એક વાત ખાસ ધ્યાનમાં રાખવી જરૂરની છે કે એ મિશ્રણ એકબીજાને અવિભાજ્ય રકમોનું જ કરવું. એટલે પહેલાં તો અવિભાજ્ય રકમ કોને કહે તે જાણવું જરૂરનું છે. જે રકમને ૧ સિવાય બીજી કોઇ રકમ વડે ભાગી ન શકાય તે રકમ અવિભાજ્ય રકમ કહેવાય.

૧,૨,૩,૫,૭,૧૧,૧૩,૧૭,૧૯,૨૩,૨૯,૩૧,૩૭,૪૧,૪૩, ૪૭,૪૯,૫૩,૫૯,૬૧,૬૭ વગેરે અવિભાજ્ય રકમો છે.

વળી, જો બે અગર વધુ રકમોમાંથી કોઇ પણ રકમ બાકીની રકમોમાંની કોઇ પણ રકમને ભાગી શકે નહિ તો તે રકમો 'એકબીજાને અવિભાજ્ય' રકમો કહેવાય. ૨,૩,૫,૭ એ એકબીજાને અવિભાજ્ય રકમ છે. ૬ પોતે અવિભાજ્ય રકમ નથી પણ ૬ અને ૫ એકબીજાને ભાગી શકે નહિ માટે તે બંને એકબીજાને અવિભાજ્ય છે. નવમી રીતમાં જે મિશ્રણ કરવાનું સૂચવ્યું છે તે હમેશાં એકબીજાને અવિભાજ્ય રકમોનું જ કરવું. દાખલા તરીકે ૯ અને ૩નું નહિ, પણ ૬ અને ૫નું થઈ શકે; ૮ અને ૨નું થઇ શકે.

૧૦ પહેલી આઠ રીતો અજમાવતાં ભાજક ન જડે તો પછી ખરેખરા ભાગાકાર કરી જોવાની જરૂર પડે છે. આવી સ્થિતિ ઊભી થાય ત્યારે પ્રથમ ૭ વડે ભાગી જોવું; અને પછી ૧૩થી માંડીને ફક્ત અવિભાજ્ય સંખ્યાના જ અખતરા કરવા. કારણકે જો ભાજ્ય સંખ્યા જેવી કે ૧૮ લો તો ૯×૨=૧૮; આપણે આગલી રીતો અજમાવીને જ જાણી લીધું છે કે ૯ વડે તેમ જ ૨ વડે ભાગ ચાલતો નથી. માટે અઢાર વડે ભાગ નહિ ચાલે. તેમ જ બધી ભાજ્ય સંખ્યાનું સમજવું. માટે ૧૩,૧૧,૧૯,૨૩, એમ અખતરા કરતા જવું; તે એટલે સુધી કે જ્યારે અખતરાવાળી સંખ્યા કરતાં ભાગાકાર પહેલી વાર ઓછો આવે. અને શેષ પણ વધે ત્યારે અટકી જવું અને સમજવું કે આપેલી રકમ પોતે જ અવિભાજ્ય હોવાથી કોઇ પણ બીજી રકમથી ભાગ ચાલશે નહિ. આમ અટકવાનું કારણ એટલું જ છે કે જ્યારે ભાજક કરતાં ભાગાકાર ઓછો આવવા લાગે ત્યારે જો આપણે ભાગાકારને ભાજક બનાવીએ અને ભાજકને ભાગાકાર બનાવીએ તો નવા અખતરાવાળો ભાજક આપણે છેલ્લા જે સંખ્યાનો અખતરો કર્યો તે કરતાં નાનો થઇ જશે. અને છેલ્લો જે સંખ્યાનો અખતરો કર્યો તે કરતાં કોઇ પણ નાની સંખ્યાથી ભાગ ચાલતો નથી એ તો આપણે જાણી લીધું છે.

૧૧ કખકખને કખ તેમજ ૧૦૧ વડે ભાગી શકાય. કખગકખગને કખગ તેમજ ૧૦૧ વડે ભાગી શકાય. કખગઘ....કખગઘ....ને કખગઘ.... તેમ જ ૧૦૧ વડે ભાગી શકાય. કખકખકખને કખ તેમજ ૧૦૧૦૧ વડે ભાગી શકાય. કખકખકખકખને કખ તેમ જ ૧૦૧૦૧૦૧....વડે ભાગી શકાય.

[ઉપરની ૧૧ કલમોમાંથી પહેલી ૯ માધ્યમિક શાળાઓમાં ચાલતા ગણિતોમાં પહેલા કે બીજા પ્રકરણમાં આપેલી હોય છે. પરંતુ તે પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓને અઘરી પડે એમ ગણી નાનાં ગણિતોમાં આપી હોતી નથી; એટલે બને છે એમ, કે જ્યારે વિદ્યાર્થી ગુણાકાર ભાગાકાર વગેરે શીખે છે ત્યારે તેને આ રીતો સમજાવવામાં આવતી નથી. પછી માધ્યમિક શાળામાં દાખલ થતાં તેના હાથમાં મોટું ગણિત આવે છે, પણ તેમાં તે વચમાંથી જ ઉપાડવામાં આવે છે એટલે આ રીતો વિદ્યાર્થીઓનો મોટો ભાગ જાણવા પામતો નથી.

૧૦મી અને ૧૧મી કલમો લેખકે નવી ઉમેરી છે.

૯મી કલમમાં જે મિશ્રણ કરતી વખતે એકબીજાને અવિભાજ્ય રકમો જ લેવાનું ધ્યાન રાખવા વિષે ઉપર લખ્યું છે તે પણ લાકડાવાળાના તેમજ ઝાખલેના ગણિતમાં નથી. તેથી એ સૂચના વિના એ બે ગણિતોમાં આપેલી આ રીત અધૂરી છે તે લેખકે પૂરી કરી છે.]

**શામજી લવજી આલગિયા**

## ભરતકામના આલેખ

સ્વદેશીની પુનઃ પ્રતિષ્ઠા સાથે દેશની પરંપરાગત કલા પણ તેનું યોગ્ય આદરણીય સ્થાન પામવી જોઇએ. ખાદીનાં કપડાં પર પશ્ચિમી કે પરદેશી વેલ-બુટ્ટા અને કોર-કિનારનાં સુશોભનો તદ્દન વરવાં જ લાગે. ખાદીના ઉદ્યોગની સાથોસાથ રંગવા-છાપવાનો જૂનો હુન્નર સજીવન થતો ગયો છે અને સુશોભનોની એક વખતની આપણી સમૃદ્ધ સુંદર વાડી ફરી ખીલી ઊઠી છે. ઉપરના નામનું પુસ્તક એ દિશામાં પ્રશંસાપાત્ર પ્રયત્ન છે. શ્રીમતી કુંવરબાઇ વકીલે એમાં ચોળી, બદન, પોલકાં, નાનામોટા રૂમાલ, ચાદર વગેરે ઉપર ભરવા તથા છાપવામાં ઉપયોગી થઇ પડે તેવાં ભારતીય ઢબનાં નાનામોટાં વિવિધ ને સુંદર આલેખનો આપ્યાં છે. સાથે રંગની મેળવણી વિષેની ટૂંકી સમજણ આપી છે, અને પંડિત જવાહરલાલ નેહરુએ તેનો આદર-લેખ લખ્યો છે. બે રંગના ભભકાદાર પૂઠા અને સુંદર રંગબેરંગી દેશી કાગળ ઉપર છપાએલું એ આલ્બમ દસ આનાની કિંમતે કુમાર કાર્યાલયમાંથી, અથવા રચનાર પાસેથી ૩, સ્ટેશન રોડ પૂના એ સ્થળેથી મળશે.

# કાવેરીના કલાપ્રદેશમાં



દક્ષિણ હિંદના શિલ્પમાંનું એક સુશોભન

ડાક બંગલો ચિદમ્બરમ્ • ૪થી સપ્ટેમ્બર

ગઈ કાલે રાત્રે હું કુંભકોનમથી અહીં આવ્યો હતો. આજે સવારે નટરાજનું મંદિર અને બપોરે અન્નામલય યુનિવર્સિટી જોયાં. રાત્રે ત્રિવેંદ્રમ એકસ્પ્રેસમાં કંજીવરમનાં લોકપ્રસિદ્ધ દેવળો જોવા નીકળીશ. ત્યાંથી નીકળીને સીધો મદ્રાસ. હવે બીજો પત્ર મદ્રાસથી.

કુંભકોનમમાં ત્રણ મંદિરો મોટાં અને પોતપોતાની રીતે અનોખાં છે. એક સારંગપાણિનું મંદિર વૈષ્ણવોનું છે. બીજું રામસ્વામીનું પણ વૈષ્ણવોનું અને ત્રીજું કુંભેશ્વરનું શૈવોનું છે. સારંગપાણિના મંદિરનું ગોપુરમ્ દક્ષિણનાં બધાં જ મંદિરોમાં ઊંચામાં ઊંચું છે. આ મંદિરમાં બહુ મૂર્તિઓ જોવા ન મળી. માત્ર બે દ્વારપાળો સુંદર લાગ્યા. મંદિરનું સ્થાપત્ય શ્રીરંગમના મંદિર કરતાં ઊંચા પ્રકારનું લાગ્યું. રામસ્વામીના મંદિરમાં પંદરેક મૂર્તિઓ પોતાના વિવિધ ભાવોનો પ્રકાશ કરતી જુદાજુદા ભંગોમાં જોઈ. દરેક મૂર્તિનો ભંગ જુદો ને એ ભંગથી ભાવ વ્યક્ત કરવાની કલાકારની ખૂબી અપૂર્વ. જુદા ભંગવાળી ૭ સુંદરીઓ લાવણ્ય ને પ્રસાદભરી લાગી. અહીં મદુરાની રતિનું સ્મરણ થયું. આ ઉપરાંત બે દ્વારપાળો ને નટરાજનાં બે સ્વરૂપો આકર્ષક લાગ્યાં.

કુંભેશ્વરનું મંદિર પણ મોટું અને ભવ્ય છે. અહીંની છતમાં અને સ્તંભોમાં કારીગરી ભરી પડી છે. જ્યાં ટેકો દેવાનો આવે ત્યાં માત્ર સ્તંભ ઊભો ન કરતાં એક ભક્તમૂર્તિ પાસે ખભાનો ટેકો અપાવ્યો છે. આવી કલાકારની ખૂબી પ્રશંસનીય નથી? આ ત્રણે મંદિરમાં સારંગપાણિના મંદિરનું ગોપુરમ્ ભવ્ય છે. યુરોપીઅન પ્રવાસીઓ પણ અહીં આવીને નવમા માળ સુધી ચડે છે ને ત્યાં પોતાનું સ્મરણ રાખવા ચાકથી સહી કરી જાય છે. એઓ પણ આ નીરખીને ઘડીભર થંભી જાય છે એ હકીકત અહીંની યુનિવર્સિટીના એક પ્રોફેસરના મુખે સાંભળી. કુંભકોનમમાં પણ કાવેરી ફરી વળી છે અને આખા યે ભાગને ફળદ્રુપ બનાવી દીધો છે.

અહીંનું નટરાજનું મંદિર મારાં જોયેલાં મંદિરોમાં મદુરાના મીનાક્ષી મંદિર પછી બીજું આવે છે. અહીં મંદિરમાં લિંગને બદલે નટરાજની તાંડવ નૃત્ય ખેલતી મૂર્તિ છે. અહીંનું સ્થાપત્ય ઊંચી કોટિનું છે. મદુરાની જેમ સાતસાત માળનાં ચાર મોટાં ગોપુરમો અને દરેક ગોપુરમ્‌માં મૂર્તિવિધાન જુદું. મંદિરમાં આપણા સુરસાગરથી અરધું એક સુંદર તળાવ છે. અહીંનો ૧૦૦૮ સ્તંભો વાળો નટરાજનો સભામંડપ વખણાય છે. નટરાજનાં વિવિધ સ્વરૂપો અહીં જોવા મળ્યાં એ મોટો લાભ થયો. એની વિગત હું નિરાંતે લખીશ.

હવે અન્નામલય યુનિવર્સિટી વિષે થોડું લખીને આ પત્ર પૂરો કરીશ. યુનિવર્સિટીના બસો ગઠામાત્ર શ્રી વિશ્વનાથજી આચાર્યે બે કલાક સુધી વિગતવાર માહિતી પૂરી પાડી અને બધાં મકાનો સાથે ફરીને દેખાડ્યાં. આ યુનિવર્સિટી એ ચેટ્ટીનાડના કરોડાધિપતિ ધી ઑનરેબલ રાજા સર એસ. આર. એમ. અન્નામલય ચેટ્ટીઆરના ૩૭ લાખ રૂપીઆના મહાદાનનું ફળ છે. આ રૂપીઆ સર અન્નામલયે એવી શરતે આપ્યા છે કે બીજા એટલા સરકારે આપવા જોઈએ. અને સરકારે પણ એટલા આપ્યા છે. સર અન્નામલયના રૂપીઆનું ૧ લાખ ૮૦ હજાર વાર્ષિક વ્યાજ આવે છે અને ૧ લાખ ૫૦ હજાર વ્યાજ સરકાર (મદ્રાસ સરકાર) આપે છે. વિદ્યાર્થીઓની વાર્ષિક ફી ૫૦ હજાર આવે છે. એટલે એકંદરે વાર્ષિક ૩ લાખ ૮૦ હજારની આવક છે ને ચાર લાખનું ખર્ચ છે. લખનૌ અને બનારસની જેમ આ 'રેસિડેન્શીઅલ યુનિવર્સિટી' હોવાથી વિદ્યાર્થીઓ ને પ્રોફેસરો અન્નામલય નગરમાં જ રહે છે. યુનિવર્સિટીએ જે ૨૦૦ એકર જમીન ખરીદી છે એમાં ૧૬ થી ૧૭ લાખનાં મકાનો આજે ઊભાં છે અને હજી બીજાં પાંચેક લાખનાં મકાનો બંધાવાનાં છે. અત્યારે ૭૦૦ વિદ્યાર્થીઓ યુનિવર્સિટી હોસ્ટેલમાં રહે છે. પરંતુ આ જગ્યા ઓછી પડવાથી હોસ્ટેલ માટે નવાં મકાનો બંધાય છે. આર્ટ્સ અને સાયન્સની કૉલેજો ઉપરાંત યુનિવર્સિટી સંગીત, સંસ્કૃત અને તામીલ કૉલેજો પણ ચલાવે છે. આર્ટ્સમાં એમ.એ. અને સાયન્સમાં એમ.

એસસી. સુધીની ડિગ્રીઓ અપાય છે. સંસ્કૃત અને તામીલ કૉલેજ માટે વિદ્વાન અને શિરોમણિની ડિગ્રી અનુક્રમે બી.એ. અને એમ.એ. માટે રાખી છે. ચિદામ્બરમ્‌થી અન્નામલય નગર સુધી પાકી સડક છે અને આખા નગરમાં વીજળી તથા પાણી માટે યૂનિવર્સિટીએ સ્વતંત્ર સગવડ કરી છે. થોડે દૂર વહેતી કાવેરીમાંથી નહેર લાવીને પાણીનું સદંતર દુઃખ મટાડવાની વ્યવસ્થા યૂનિવર્સિટી કરી રહી છે. ૩૭ લાખના આ દાન ઉપરાંત સર અન્નામલય બીજી કેટલી યે હાઈસ્કૂલો, અન્નછત્રો ને દવાખાનાં ચલાવે છે. ચિદામ્બરમ્ જેમ એના પ્રસિદ્ધ નટરાજના મંદિર માટે દક્ષિણ ભારતના યાત્રિકોનું ધ્યાન ખેંચે છે તેમ સંસ્કારી મુસાફરોને આ અન્નામલય યૂનિવર્સિટી આકર્ષે છે. આ યૂનિવર્સિટીની વિશેષતા, અથવા જેને મૌલિક તત્ત્વ કહીએ તે એની તામીલ, સંસ્કૃત ને સંગીતની કૉલેજો છે. સંસ્કૃત ને તામીલના મોટા વિદ્વાનોએ એમાં પોતાની સેવા આપી છે ને સાથે પ્રાચીન સાહિત્યના સંશોધનનું કામ પણ હાથ ધર્યું છે. તામીલ ભાષાને આ યોજનાથી બળ ને વેગ મળશે એ કાર્ય પણ ઓછું નથી.

આજે રાત્રે ત્રિવેંદ્રમ ઍક્સપ્રેસમાં નીકળીને સવારે વહેલો કંઝવરમ પહોંચીશ. હવેનો કાગળ તો મદ્રાસથી જ લખી શકાશે.

રૉય પેઠ મદ્રાસ • ૭મી સપ્ટેમ્બર

ચિદામ્બરમના નટરાજના મંદિરની હોડ કરે એવું ભવ્ય મંદિર શિવકાંચીનું છે. અહીં પણ ૧૦૦૦ સ્તંભો વાળો રાજમંડપ છે. માનવની અભિપ્સાના મૂર્ત સ્વરૂપ જેવું એનું ગોપુરમ્ અહીં પણ જ ભવ્ય લાગ્યું. સાત માળનું ગોપુરમ્, ને એ સાતે માળમાં જુદાંજુદાં મૂર્તિવિધાનો. એટલું જ નહિ, પણ પ્રત્યેક મૂર્તિના ભંગ ને ભાવ વિવિધ. ચિદામ્બરમ્‌ના મંદિર કરતાં શિવકાંચીના મંદિરનું તળાવ પણ વધારે સુંદર ને કલાત્મક છે. અહીં ચાર મૂર્તિઓ સુંદર લાગી. એ કોઇ દેવની નહિ પણ સામાન્ય ભક્તોની જ છે. મંદિરની બહાર એક ચાર સ્તંભોનો મંડપ છે. એ નાનાશા મંડપમાં યે નવીનતા. આ ઉપરાંત છત, સ્તંભો ને કમાનોમાં પણ કલાકારનું પ્રાવિણ્ય અને સામર્થ્ય સ્પષ્ટ દેખાય છે.

બીજાં કામાક્ષી અને વામનનાં મંદિરો સામાન્ય છે. શિવકાંચી જેટલું જ ભવ્ય ને એક બાબતમાં તો એનાથી ચડતું વિષ્ણુકાંચીનું મંદિર જોયું. એનો લોકવિખ્યાત ૧૦૦ સ્તંભોવાળો કલ્યાણમંડપ ને અપૂર્વ મંડપ જોયો. આટલી કલાસમૃદ્ધિ મારી આ મુસાફરી દરમ્યાન ક્યાં યે જોઇ નથી. મદુરા જેવા કલાધામમાં પણ આવો સમૃદ્ધ મંડપ ન જોયો. આખા દક્ષિણમાં આ મંડપની બરાબરી કરી શકે એવો મંડપ નથી એવું બેચાર કલાકાર મિત્રોએ કહ્યું. સ્તંભોમાં આખી રામાયણ ને મહાભારતના પ્રસંગો કોરી કાઢ્યા છે. આપણા સ્મરણમાં યે તરત તો ન આવે એવાએવા પ્રસંગો એમાં ઊતાર્યા છે. આટલી સમૃદ્ધ કલાને એકઠી કરીને મૂકી જનાર એ કલાકાર પ્રત્યે માથું નમે એટલું એ અનુપમ છે.

મદ્રાસમાં આજે બીજો દિવસ છે. અહીંનાં ટ્રિપ્લીકેન અને મયલાપોરનાં બે પ્રસિદ્ધ મંદિરો જોયાં. પણ પેલા આગળ તો એની કલા બહુ જ સામાન્ય ને ગરીબ લાગે છે..

અહીં એક દિવસ વધારે રોકાઇને અહીંનું મ્યૂઝીઅમ જોઇ લીધું. એમાંય એનો સ્થાપત્ય વિભાગ મારે ખાસ જોવો હતો. આ વિભાગમાં નટરાજનાં કેટલાંક સ્વરૂપો જોવા મળ્યાં. એ ઉપરાંત લક્ષ્મી, પાર્વતી, રતિ અને સરસ્વતીની મૂર્તિઓ જોઇ. લક્ષ્મી અને રતિ એ બંને વચ્ચેનું અંતર કલાકારે બહુ જ ખૂબીથી બતાવ્યું છે. બંનેના વ્યક્તિત્વના સમ્યક્ ને સૂક્ષ્મ અભ્યાસ તથા સુરેખ કલ્પનાદર્શન વિના આવું કલાસર્જન શક્ય નથી. બંનેના મુખના ભાવ, શરીરના ભંગની કલા અને વસ્ત્રોની રચના, એ બધા ઉપરથી બે ય તદ્દન જુદીજુદી કોટિની દેવીઓ લાગે છે.

સ્થાપત્ય ઉપરાંત ચિત્રવિભાગમાં રાજા રવિવર્મા, રાજા યશોવર્મા અને બેત્રણ મદ્રાસી ચિત્રકારોનાં આલેખેલાં મૂળ તૈલચિત્રો જોયાં. રવિવર્માનાં પ્રસિદ્ધ અને છપાએલાં ચિત્રો જોઇને એમને દેવદેવીઓના પૌરાણિક ચિત્રકાર તરીકે જ મેં તો ઓળખેલા. પણ મારી ઓળખાણ કરતાં વધારે વિવિધ અને વિશદ શક્તિ ધરાવનારા કલાકાર તરીકે મેં એમને અહીં જ જાણ્યા. પ્રકૃતિનાં મનોરમ ચિત્રો અને જીવનની જુદીજુદી દશાનાં વાસ્તવિક તથા હૃદયંગમ પ્રસંગદર્શનો જોઇને રવિવર્માની કલાનું વધારે ભાન થયું. રાજા યશોવર્માનાં ચિત્રો પણ સુંદર લાગ્યાં. હા, આજના બંગાળી કલાધરો અવનિબાબુ, નંદબાબુ, ગગનેન્દ્રબાબુ, પ્રમોદકુમાર, મુકુલચંદ્ર કે દેવી-

પ્રસાદ રાયચૌધરી જેવી કલમની લાવણ્ય અને પ્રસાદ-ભરી, રંગદર્શી અને રમ્ય તથા ઉત્ક્રાંત કલાપ્રસાદી આપણને જોવા ન મળે. પરંતુ એમના વખતમાં જ્યારે ભારતીય ચિત્રકલાનાં ગર્ભદ્વાર ઊઘડતાં હતાં એવે નાજુક સમયે એમણે કરેલા કામનું મૂલ્ય જરૂર છે.

જે પુસ્તકોના અભ્યાસના આધારે મેં આ યાત્રા કરી એમાંના એક પુસ્તક South Indian Shrines ના કર્તા પી.વી. જગદીશઆય્યરને મારે મળવું હતું. આખરે મદ્રાસ સરકારના સ્થાપત્યવિભાગમાં મૂંગું ને શાંત કાર્ય કરતા એ સજ્જનને શોધી કાઢ્યા. એમની સાથે દ્રાવીડિયન અને હિંદુ સ્થાપત્ય વિષે ઠીકઠીક વાતો થઇ. એ ઉપરાંત દક્ષિણનાં મંદિરોના સ્થાપત્યની કેટલીક વિગત માં પણ એમણે પોતાના વિચારો કહ્યા. આ માણસે ૧૫ વર્ષ સુધી સતત મુસાફરી કરીને એકેએક મંદિરને પાંચપાંચ વખત બારીકાઇથી જોઇને દક્ષિણની સ્થાપત્ય-કલાનો સૂક્ષ્મ ને વિશદ અભ્યાસ કર્યો છે. એ પુસ્તક હું સાથે લેતો આવીશ. જોઇને જરૂર આનંદ થશે.

'કુમાર' મંડળ વાળા આપણા ઊગતા ગુજરાતી ચિત્રકાર ભાઇ રસિકલાલ અહીંની આર્ટ્સ કૉલેજમાં મશહૂર બંગાલી કલાધર શ્રી દેવીપ્રસાદ રાયચૌધરી પાસે અભ્યાસ કરે છે. મારે એ કૉલેજ અને કલાકાર બંનેને જોવાં હતાં, પણ વખતને અભાવે એ ઇચ્છા છતાં માંડી વાળવું પડ્યું. વખત ભરાઈ જવાથી મારે મહાબલિપુરમ્ અને ત્રિવેન્દ્રામલય જેવાં પ્રસિદ્ધ કલા-ધામો પણ છોડી દેવાં પડ્યાં છે. આવતી કાલે સવારે હું પૂના જવા માટે નીકળીશ. ત્યાં ત્રિવેદી સાહેબની સાથે બે ત્રણ દિવસ આરામ લઇને પછી વડોદરા માટે નીકળીશ. પૂના ગયા પછી મને કંઇક કળ વળશે. મદ્રાસ સરકારની છુપી પોલિસે મને જે હેરાન કર્યો છે એ ન ભૂલી શકાય એવી વાત છે. હું પોંડીચેરીથી નીકળેલો એટલે મારી જેટલી ખબર લઇ શકાય એટલી ખબર પોલિસ મિત્રોએ લીધી. એમની સતત ચોકીથી મારી મુસાફરીમાં કેટલેક સ્થળે તો મને ઊતરવાની પણ સખત હાડમારી પડી હતી. આટલી મુશ્કેલીઓ છતાં યે કોઇપણ જાતની વાસ્તવિક કનડગત વિના મારો પ્રવાસ પૂરો થયો એ સફળતા જ કહેવાયને?

તિલક રોડ પૂના • ૧૦મી સપ્ટેમ્બર

અહીંથી તો પત્ર લખવાનો મુદ્દલ વિચાર ન હતો. પરંતુ Greater India Society વાળા ડૉ. કાલિદાસ નાગે અહીં ભારતનાં પ્રાચીન સ્થાપત્ય અને શિલ્પ વિષે લૅન્ટર્ન સ્લાઇડ્ઝ' સાથે જે વ્યાખ્યાનો આપ્યાં એ ઉપરથી આ પત્ર લખવાનું મને સૂઝયું. ભારતીય સંસ્કૃતિના અભ્યાસક અને પ્રચારક તરીકે એમનું નામ ભારતમાં જ નહિ, પરદેશમાં પણ જાણીતું છે. દક્ષિણ ભારતનું સ્થાપત્ય જોઇને મને જે સંવેદનો થએલાં એવાં અને એથીયે વધારે તીવ્ર ને બલવાન સંવેદનોને એમણે સમર્થ ભાષા દ્વારા વ્યક્ત કર્યા ત્યારે મારાં દર્શનોને બલ અને સ્પષ્ટતા મળ્યાં.

કોઈ પણ કલાનું ઉત્તમોત્તમ સર્જન બુદ્ધિથી પર આવેલી સહજજ્ઞાન (Intuition)ની દર્શનશક્તિમાંથી જ થાય છે. અસ્તિત્વ કે જીવનના કોઇ સત્યનું દર્શન કલાકારને થાય છે અને તેમાંથી કલામૂર્તિ સરજાય છે. 'ભારતીય કલામાં રૂપને તેને પોતાને ખાતર અગત્ય આપવામાં આવતી નથી. રૂપ સ્વયંભૂ નથી; રૂપ દ્વારા પ્રકટ થવા મથતા આંતરની સૃષ્ટિની જ તે સૃષ્ટિ છે. પ્રત્યેક રૂપ કોઈ આંતરસત્ય પ્રકટ કરે છે; ને રૂપનો એ આત્મા જ તેને ખરી વાસ્તવિકતા તથા સફળતા આપે છે.' આ દૃષ્ટિબિંદુથી જોતાં જણાય છે કે આર્ય કલા-વિધાયકને મન રૂપ, દેહ, રેખા, રંગ વગેરે તો તેમના દ્વારા પ્રકટથવામથતા અંતરાત્માના કેવળ પ્રતિકો જ છે.

પોંડીચેરીમાં અંબુભાઇએ નીકળતાં પહેલાં વાતચિતમાં ઉપરના વિચારો મને કહેલા તે અહીં બહુ જ વાસ્તવિક લાગ્યા. દક્ષિણનાં મંદિરો જોઇને અંબુભાઇએ 'મંદિર એ તો પરમાત્માને અર્પણ થએલી માનવની વેદી છે' એ વ્યાખ્યા યાદ આપી. આજે તો ભલે કે મંદિરો એના વાતાવરણને લઇને પાપાચારનાં પણ ધામ થઇ પડ્યાં હોય, પરંતુ એટલા ખાતર એના સ્થપતિઓનો મૂળ ને વિશિષ્ટ આદર્શ વિસરી ન શકાય. સર જૉન માર્શલ, મિ. હાવેલ અને શ્રી આનંદ કુમારસ્વામી જેવા આર્ય કલાના અનન્ય ઉપાસક અને કલાકોવિદ ઉપલી દૃષ્ટિએ ભારતીય કલાની વિશિષ્ટતા કબૂલે છે અને સમર્થ વિવેચના વડે પુરવાર કરે છે.

મદુરા અને પેરૂરમાં નટરાજની જે મૂર્તિઓ જોઇ એમાં વિશ્વમાં વિનાશ ને સર્જન પ્રેરતી વિરાટ શક્તિની પ્રતિમા સમી કાલસંહારની મૂર્તિ તથા વિશ્વમાં પ્રચૂર આનંદથી ભરત નૃત્ય કરી રહેલી નટરાજની મૂર્તિ

ભારતીય કલાકારની અનુપમ પ્રસાદી છે. આ ઉપરાંત નટરાજનાં સોળ સ્વરૂપો તો પ્રસિદ્ધ છેઃ નટરાજ, કાલસંહારમૂર્તિ, ઉમાસહિત, ચંદ્રશેખર, ભિક્ષાનરેશ, કલ્યાણસુંદર, સંધ્યાનૃત્યમૂર્તિ, સુખાસન, દક્ષિણામૂર્તિ, ગજરામૂર્તિ, ગંગાધર, અર્ધનારીશ્વર, વૃષભવાહન, લિંગોદ્ભવ, ત્રિપુરાંતક અને સોમસ્કંદ. આ સ્વરૂપોમાંથી ચંદ્રશેખર, કલ્યાણસુંદર, સંધ્યાનૃત્યમૂર્તિ, કાલસંહારમૂર્તિ, ગજરામૂર્તિ અને નટરાજની મૂર્તિઓનાં પ્રત્યક્ષ દર્શનથી કલાકારના સામર્થ્યનું ભાન થયું.

અને હજી તો સ્થાપત્ય અને શિલ્પની આપણી કલામાં કેટલાં યે અણઓળખ્યાં તત્ત્વો વસતાં હશે, એ સૌને તો કોઇ સમર્થ અને આજીવન કલાકોવિદ પોતાની તેજસ્વી પ્રતિભા વડે બહાર લાવે ત્યારે વાત. મારા જેવા સામાન્ય પ્રેક્ષકનું આ કલાઓનાં યથાર્થ સ્વરૂપ અને તત્ત્વોને સમજવાનું શું ગજું?

આર્ય કલા ઉપર અંબુભાઇએ પણ પોંડીચેરીના શાંત અને અભ્યાસી જીવનમાંથી થોડો વખત બચાવીને એક સુંદર લેખ લખ્યો છે. આર્ય કલાના કેટલાક મૌલિક તત્ત્વોની આટલી વિશદ અને મર્મસ્પર્શી ચર્ચા કરતો અને બીજી કલાઓ સાથે સરખામણી કરતો લેખ ગુજરાતીમાં હજી સુધી નથી.

ત્રિવેદી સાહેબના મીઠા સૌજન્યે મારો બધો યે થાક હરી લીધો. પૂના અને તેમાં યે એમનું ઘર એટલે આસાએશની વાત જ ન પૂછવી. હું આવતી કાલે નીકળીને એકાદ દિવસ મુંબાઇ રોકાઇ વડોદરે પહોંચીશ.

સૌને સ્નેહસ્મરણ.

કિસનસિંહ ચાવડા

# થોડાંક ગધેડાં

નંબર બીજો



બા ળ વિ ભા ગ

એક ગધેડો જંગલમાંથી જતો હતો. થોડેક ગયો ત્યાં ખખડાટ સંભળાયો. પાછું વાળી જોયું તો વરુ આવતું દેખાયું. વરુ ભૂખ્યું ડાંસ હતું. ગધેડા ઉપર નજર માંડી દોડ્યું આવતું હતું.

ગધેડાએ યુક્તિ કરી. ભાગ્યું નહિ પણ ઊભું રહ્યું. પણ ખુબીથી ઊભું રહ્યું. ચાર નહિ પણ ત્રણ પગે.

વરુ નજીક આવ્યું ને બચકું ભરવા ધસ્યું. ગધેડું કહે 'મંજુર. એમ ને એમ મને ખાઇ જઇશ તો ગળે કાંટો ભરાશે. આ પાછલે પગે કાંટો વાગ્યો છે તે કાઢી નાખ ને પછી મને ખા. ઉતાવળો થઇશ તો કાંટો ગળે ભરાશે.'

લુચ્ચું વરુ મૂરખ ગધેડાથી ભોળવાયું. તે બોલ્યું 'ત્યારે પહેલાં કાંટો કાઢું. એમાં કેટલી વાર લાગશે?'

ગધેડું શાંતિથી ત્રણ પગે ઊભું રહ્યું ને વરુ બે પગે બેસીને ચોથો પગ તપાસવા લાગ્યું. એક નજરે તપાસવા લાગ્યું; ત્રીજી નજરે તપાસવા લાગ્યું. તપાસતાં તપાસનાં લીન થઈ ગયું.

તર્ક બરોબર મળી ગઇ. પગ તોળીને ગધેડાએ ફડ કરતીક ને વરુના મો પર લાત ફટકારી. એવી ફટકારી કે વરુનાં તમરાં બોલી ગયાં ને ગડથોલું ખાઈ નીચે જઈ પડ્યો. પાછું ફટકારીને ગધેડાએ તો પોબારા ભણ્યા.

અણધાર્યો ઘા લાગવાથી વરુનો આગલો દાંત પડી ગયો. તે તો આભું બનીને જોઇ જ રહ્યું. ગધેડાની ચાલાકીનો વિચાર જ કરી રહ્યું.

અને પછી ધીમેથી માથું ખંજવાળીને બોલ્યું, 'માળું...... ગધેડાંને પણ અક્કલ હોય છે ખરી.'

---

જમાલમિયાં ગધેડાં પાળી જાણતા અને તે માટે બહુ જાણીતા હતા. એક વાર પગે લંગડાતા લાકડીને ટેકે તેમને નીકળેલા જોઇ કોઇએ પૂછ્યું કે 'મિયાં તમને શું થયું? ગધેડાં ચારનાર તરીકે તમે તો બહુ જાણીતા છો.'

'મિયાં કહે, 'એ ખરું પણ કાલે આવેલા ગધેડાને મારી ખ્યાતિની ખબર નહિ હોય!

## સાચી વાત કે સ્વપ્નું?

અરે! આ શું?
મારો હીંચકો તો આસોપાલવ-
ની ડાળીએ હતો.
અહીં કોણે લટકાવ્યો?
બીજમાતાના મંદિરમાં!



અહાહા, શું મજાનું તેજ!
જાણે રૂપેરી સરોવર ભર્યાં.
કેવો મીઠો પ્રકાશ!
જાણે દુનિયા બધી રૂપેરી જળથી
તરબોળ તરબોળ.
લાવને જરા તેજ આકાશે છાંટું.
અરે, આ તો બધા તારા બન્યા!
લાવને જરા ધરતી પર છાંટું.
અરે, આ તો મોગરાનાં ફૂલ થયાં!
લાવને લખોટી કરી સાથે રાખું.
બેનને માથે કેવી શોભા થશે!
જાણે પ્રકાશનો મણિ મૂક્યો.
બેન ચાલશે ત્યાંસાં તેજના ફુવારા
છૂટશે!
બેન કહેશે, 'વાહ મારો ભાઈ!'
અરે, પણ પેલું કોણ ઊડતું
આવે છે?
રૂપેરી પાંખે ને મીઠાંમીઠાં ગીતે.
હાં હાં, આ તો પરીઓ જ છે
ને શું.
જરા આંખ મીંચવા દે.
જોઉં તો ખરો કે પરીઓ શું
કરે છે.
પહેલી આવી, ઓવારણાં લીધાં
ને આશિષ દીધીઃ 'બેટા, સો
વરસનો થજે.'
બીજીએ બચી ભરીને કહ્યુંઃ'ભાઈ,
વજ્રંગી થા.'
ત્રીજીએ ચંદ્રતેજનાં આંજણ આં-
જ્યાં; ગાલ પર ટપલી મારી હ-
સીને કહ્યુંઃ 'રૂપરૂપનો અંબાર હજો.'
ચોથીએ કાનમાં કહ્યુંઃ 'ફૂકરે ફૂક.'
'ભરત, ઊઠ, જાગ ને આગળ વધ.'
પાંચમીએ તો 'પણ આનંદી થજે
હો' એમ કહી ગલીગલી કરી.
હું હસી પડ્યો ને પરીઓ ય
હસીઃ હં હં જાગે છે કે તું!'
સૌ હસ્યાં ને સૌ રમ્યાં.
મેં કહ્યું ચાલોને મારે ઘેર.
આપણે ખૂબખૂબ રમશું.
તમે ગીત ગાજો ને હું નાચ કરીશ.
તમે વાર્તા કહેજો ને હું રાજા
થઈશ.
અને તમને સૌને આવો રૂપેરી
કંદોરો ય આપીશ.
નાચશું ત્યારે ઘુઘરીઓ એવી
વાગશે તે કે બસ!
ચાલોને બહુ મજા પડશે.
બેસી જાઓ મારા હીંચકા પર.
પાંચે પરીઓ બેઠી ને હીંચકો
તૂટ્યો—
ખરરર .... કરતો કને ધબ
દઈ નીચે પડ્યો.
જાગીને જોયું તો ક્યાં પરીઓ
ને ક્યાં હું!



બીજ માવડી હસતાં હસતાં અ-
લોપ થતાં હતાં.
એનો એ આસોપાલવ હતો.
હીંચકો મારા ઉપર ઝૂલતો હતો.
મંદિરમાં આરતી થતી હતી.
હસતો હસતો ઊભો થયો.
કૂદતો કૂદતો મંદિર ગયો.
આરતી લીધી; પ્રસાદ લીધો.
ઘેર આવી બાને વાત કરી; બેન-
ને વાત કરી.
સૌ હસી પડ્યાંઃ 'જા જા ભરત,
એવું તે હોય?
એ તો સ્વપ્નું આવ્યું હશે.'
તમે શું કહો છો?
આ તે સાચી વાત કે સ્વપ્નું?

'મધુ'

---

## અથાણું

'એટલી બધી નરમ ચીજ કઈ છે કે જે તોડવાને તમારે માત્ર અવાજ જ કરવો પડે?' 'ચૂપકીદી.'

卐

બેપોઃ એઇ, જોતો નથી આ પાટિયું? 'ખાનગી રસ્તો' લખેલું છે છતાં કેમ ત્યાં ચાલ્યો?

છોકરોઃ 'ખાનગી' લખ્યું હોય ત્યાં હું નજર કરતો જ નથી.

卐

કોણ મૂરખો?

કસરત માસ્તરે હુકમ આપ્યોઃ 'એક ધ્યાન! તમારો ડાબો પગ ઊંચકી આગળ સીધો ધરી રાખો.'

એક છોકરે ભૂલથી જમણો પગ ઊંચક્યો અને જમણી તરફના જોડેના છોકરાના ડાબા પગ સાથે અડતો રાખ્યો. એ જોઇને કસરત માસ્તર બરાડ્યા, 'ક્યા મૂરખાએ એ રીતે બંને પગ અદ્ધર કર્યા છે?'

卐

'અલ્યા, એ લાલ ફાનસ લઇને શું કરે છે?'

'મને એ જડયું. કોઇ મૂરખો રસ્તા પર એક ખાડાને પડખે ભૂલી ગયો'તો!'

# મધુકરી



જ્યાં ઝેર તણાં છે પીવાં મૌન મુખે ધારી ઘન ઘોર,
જ્યાં સ્વજન ત્યાં છે ઊભાં કરી નિજ અંતર વજ્રકઠોર,
ભારતડંકાને બજાવવા,
જગમાં શાંતિસુધા ઢાળવા,
કોણ ફરી પકડે આગળ ધરી ભારત ભાગ્ય તણી કર દોર?
છે એ કોણ વીરોની માત?
શૌની પહેલી ગુજરાત!
શૌની પહેલી ગુજરાત!
ગુજરાત જ રે ગુજરાત! (કવિ ખબરદાર)

## હાઇપેશ્યા

કરુણામૂર્તિ જીસસ ક્રાઇસ્ટે ફેલાવેલો ધર્મ આચાર અને રૂઢિનાં જડ બંધનોથી બંધાઈ ગયો હતો. ધર્મનો મુખ્ય સિદ્ધાંત પ્રેમધર્મ ભૂલી જવાયો હતો, અને એને સ્થળે ધર્મનો પ્રચાર ધાર્મિક મતોની અસહિષ્ણુતા ને આચારધર્મ પ્રબળ બન્યાં હતાં.

એલેક્ઝાંડ્રિયાના એક સુંદર મકાનમાં એક વૃદ્ધ પુરુષ અને જુવાન કન્યા બેઠાં હતાં. પુરુષની આકૃતિ પૂજ્યભાવ ઉત્પન્ન કરાવે તેવી હતી, જ્યારે કન્યા ઊગતા યૌવનની તેજસ્વી મૂર્તિસમી દેખાતી હતી. એલેક્ઝાંડ્રિયાના મહાવિદ્યાલયનો આચાર્ય પોતાની પુત્રી હાઇપેશ્યા સાથે વાતચીત કરી રહ્યો હતો. આચાર્યે ગણિતવિદ્યા, ખગોળવિજ્ઞાન અને ભૂમિતિશાસ્ત્રને પોતાની પાઠશાળામાં એવા તો રસ અને એકાગ્રતાથી શીખવાડ્યાં હતાં કે દૂરદૂરથી—ગ્રીસ અને રોમથી—હજારો વિદ્યાર્થીઓ ત્યાં શીખવા આવતા. તત્ત્વજ્ઞાનને એણે એવું સહેલું કરી મૂક્યું હતું કે ઘણા વિદ્યાર્થીઓ તો વિષય શીખવા માટે અહીં જ આવતા.

પણ આચાર્ય હવે વૃદ્ધ થયા હતા એમની શક્તિ ક્ષીણ થતી હતી. પોતાના આશ્રયે આવેલા હજારો વિદ્યાર્થીઓને શીખવી શકે એવો કોઈ ઉપાચાર્ય એમની નજરે આવતો ન હતો. એમણે આજે પહેલવહેલું પોતાની વિદુષી પુત્રીને કહ્યું હતું કે આ અધિકાર હવે તું સંભાળી લે. મેં અપૂર્ણ મૂક્યું હોય તે તું પૂરું કર.

અને હાઇપેશ્યા ખરેખરી વિદુષી હતી. જ્યારે એ તત્ત્વજ્ઞાનના વિષય પર બોલતી ત્યારે વિદ્યાર્થીઓ આશ્ચર્યમુગ્ધ બનીને એને સાંભળી રહેતા. હાઇપેશ્યા એ વિષયની એવી તો સુંદરરીતે છણાવટ કરતી કે પિતાના કરતાં પણ વધારે કીર્તિ એણે મેળવી. તત્ત્વજ્ઞાન માટે એલેક્ઝાંડ્રિયા ને હાઇપેશ્યા એ બે શબ્દો જ જુવાન વિદ્યાર્થીઓને મોંએ સંભળાતા હતા

એ વખતે એલેક્ઝાંડ્રિયામાં મુખ્ય ધર્માચાર્ય તરીકે અભિમાની ને અસહિષ્ણુ સાઇરીલ નામે એક માણસ હતો. એનામાં ધર્મ ને તત્ત્વજ્ઞાનનાં રહસ્ય સમજવાની શક્તિ ન હતી. હાઇપેશ્યાની વિદ્વત્તાથી એનામાં ઈર્ષા પ્રગટી હતી. કોઇ પણ જાતના નવા વિચાર ફેલાય એ એને પસંદ ન હતું. ધર્માંધના ઉપર જ એ ટકી રહ્યો હતો. એણે હાઇપેશ્યાને દૂર કરવાનો વિચાર કર્યો.

પહેલાં તો તેણે એને પોતાના ધાર્મિક સિદ્ધાંતોના સાંકડા વાડામાં લેવા માટે પ્રયત્ન કર્યો. જો હાઇપેશ્યા મને માન આપતી થાય તો મારા અનુયાયીઓની સંખ્યા પણ વધે એ સ્વાર્થબુદ્ધિથી પ્રેરાઇને તેણે તેને છળવાનો પ્રયત્ન કર્યો. પણ જ્યારે તેને છળી ન શક્યો ત્યારે તેને મારી નાખવાનો નિશ્ચય કર્યો. પિટર નામના એક માણસને તેણે હાઇપેશ્યાનું ખૂન કરવાનું કામ સોંપ્યું

તેના જેવા જ ધર્માંધોનું એક ટોળું જામ્યું તેમણે વાત ફેલાવી કે હાઇપેશ્યા નાસ્તિક છે અને તે જ્યાંજ્યાં જાય છે ત્યાંત્યાં શેતાન હાજર થાય છે. તેના ઉપદેશ ખરા ક્રિશ્ચિયન ધર્મની વિરુદ્ધ છે અને તેના બોધ ઉપદેશથી એલેક્ઝાંડ્રિયાની જનતા નર્કમાં પડવાની છે.

કરુણામૂર્તિ ક્રાઇસ્ટના નામે તેઓએ આ વાત ફેલાવી. પછી એવું ઠર્યું કે જ્યારે હાઇપેશ્યા તેના કામમાંથી પરવારીને ઘેર આવવા પાછી ફરતી હોય ત્યારે તેને પકડી લેવી આથી સંતલસ કરી સૌ હાઇપેશ્યાના માર્ગમાં વિખરાઈ ગયા.

પોતાના વિષયનું ઊંડું ચિંતન કરતી હાઇપેશ્યા થોડી વારમાં જ ત્યાંથી નીકળી. એની નિર્મળ આંખમાં વિદ્યાનો પ્રભાવ હતો; ચહેરા ઉપર ઊંડા આત્મસંતોષનાં ચિહ્ન હતાં. હાઇપેશ્યાનો રથ પાસે આવતાં જ ધર્માંધોનું ટોળું તેને ફરી વળ્યું. હાઇપેશ્યા પોતાની સ્વપ્નસૃષ્ટિમાંથી જાગ્રત થઇ ક્રોધથી ધુંઆપુંઆ થએલા લોકો સામે જોઇ રહી. પોતે કાંઇ

પણ ગુનો કર્યો નથી છતાં દરેકેદરેક મનુષ્ય પોતાને દુશ્મન માનીને પોતાના તરફ જોઇ રહ્યો હતો. સહાયની માગણી કરવી થઈ શકે એવો એક પણ મિત્ર નજીક ન હતો.

'દેવળમાં લઈ ચાલો ! એને દેવળમાં લઇ ચાલો !' પીટરે બૂમ પાડી. 'આપણે ઈશ્વરને એનું બલિદાન આપીશું '

અને સૌ દેવળ તરફ વળ્યો: 'તે નાસ્તિક છે, રાક્ષસી છે; જાદુગરણી છે.' વગેરે બૂમોથી ક્રાઇસ્ટનું મંદિર ગૂંજી ઊઠયું.

અત્યંત ઘાતકીમાં ઘાતકી રીતે હાઈપેશ્યાનું ખૂન થયું. તેનો વેદનાથી ભરેલો ચહેરો જીસસ ક્રાઈસ્ટની મૂંગી મૂર્તિ તરફ ફર્યો. જેણે કરુણાનો અને પ્રેમનો સંદેશો દુનિયાને આપ્યો તેના શિષ્યો ધર્મને નામે લોહી વહડાવી રહ્યા હતા.

અને જીસસ ક્રાઈસ્ટની મૂંગી મૂર્તિએ એ જોયાં કર્યું.

'ધૂમકેતુ'

## ડોલતાં વહાણ થંભાવે તેવો રાક્ષસી ભમરડો

સાગર પર સફર કરતાં વહાણોમાં ઘણાંને ફેર ચડે છે ને ઉલટી તથા બકારીથી તેઓ હેરાનપરેશાન થઈ જાય છે. પણ હમણાં વહાણને ડોલતાં થંભાવે એવી યુક્તિ.જો એક રાક્ષસી ભમરડો એક નવી ઇટાલિયન સ્ટીમરમાં ગોઠવવામાં આવનાર છે, જેથી વહાણ તોફાની સમુદ્રમાં પણ ડોલતું બંધ થઇને સપાટ મેદાન પર ચાલતી ગાડીની માફક ચાલતું થશે અને મનુષ્યને દરિયો લાગવાનું દુઃખ દૂર થશે. આ યુક્તિ સફળ થશે તો જગતનાં બધાં વહાણો પર એક પલકારામાં આવા ભમરડા ગોઠવાઇ જશે.

નાનાં હોડકાં અથવા સહેલ કરનારી ખાનગી નાની બોટો પર તો આ યુક્તિનો ઉપયોગ થઈ ચૂકયો છે, પણ મહાસાગર ઉપર સફર કરનારા કોઇ મોટા જહાજ પર હજી લગી આ રાક્ષસી ભમરડો ગોઠવવામાં આવ્યો નથી. આ યુક્તિથી મુસાફરોને ફેર ચડતા બંધ થશે ને પરિણામે ઉલટી વગેરે બંધ થવાથી ઉતારૂઓ આનંદથી દરિયાઈ સફર માણી શકશે વહાણને ડોલતાં બંધ કરવાની આ યોજનાનું વર્ણન 'પોસ્ટ-ડિસ્પૅચ' પત્રનો ખબરપત્રી નીચે પ્રમાણે આપે છે: 'ઇટાલીમાં ટ્રીએસ્ટમાં ૪૫૦૦૦ ટનનું એક મોટું નવું જહાજ બંધાય છે. એના બાંધનારાઓની યુક્તિ જો સફળ થશે તો ત્રણ રાક્ષસી ભમરડા વડે ગમે તેવા તોફાની મહાસાગરમાં પણ એ જહાજ વગર



મોજાં ડોલાવે તેમ ડોલતું જહાજ



રાક્ષસી ભમરડાની યુક્તિથી મોજાંના લોઢ સામે સ્થિર રહીને ચાલ્યું જતું જહાજ

ડોલ્યે એકસરખી સપાટી પર ચાલતું હોય તેમ સડસડાટ ચાલશે. બ્રૂકલિનની લૉઈડ સૅબૉડો લાઈનના ડાયરેકટરોને ખાત્રી છે કે દરિયો ન લાગે એવા શાંત ચાલતા જહાજ તરીકે એમનું આ સ્ટ્રિક્ટ કાર્ડન વહાણ પહેલો યશ પામશે.

આ એકેક રાક્ષસી ભમરડાનું વજન ૫૬૦૦ મણનું થશે ને તેની કિંમત દસ લાખ ડૉલર બેસશે. પણ તે સાથે ખાત્રી આપવામાં આવે છે કે તેથી વહાણની બનાવટને મુદ્દલે ચલવલ પહોંચશે નહિ. આ ભમરડા વહાણને તળિયે ગોઠવવામાં આવશે. વહાણને ડોલતું અટકાવનાર એ યંત્ર એક દાંતાવાળું પોલાદનું સાંચાની ગતિ સમતોલ રાખનારૂં ચક્ર છે, જે વીજળિક બળથી ચલાવવામાં આવશે. આ બળ સામાન્ય વિદ્યુત્ ઉત્પન્ન કરનાર યંત્ર (ડાયનેમો)માંથી મેળવી લેવામાં આવશે.

સામાન્યરીતે વહાણ સમુદ્રની સપાટી પર ઊભું હોય છે ત્યાં તેની એક બાજુ મોજું ચડે એટલે વહાણ સામી બાજુ ડોલે છે, અને મોજું બીજી બાજુ અથડાય ત્યારે સામી તરફ ડોલે છે એક જ મોજાથી વહાણ બહુબહુ તો પાંચ છ ડિગ્રીથી વધુ ઊંચું કે નીચું જતું નથી. પણ વહાણ તો સતત ડોલે છે અને મોજા અનિયમિતરીતે ઊછળ્યા કરે છે. સમુદ્રના વધુ-ઓછા તેફાન પ્રમાણે મોજાં પાંત્રીસથી ચાલીસ ડિગ્રી સુધીના હીલોળા ખાય છે. આ હીલોળા ખાળવા સારૂ જેવું મોજું આવી પહોંચે તેવું જ તેને નિષ્ફળ બનાવવા માટે વહાણને પૂરતી શક્તિ આપવાની જરૂર ઊભી થાય છે.

આમ પ્રારંભમાં જ હીલોળાનો ઉપાય મૂળમાંથી કરવાથી તેને દાબી શકાય છે. તે માટે કાંઇ ઝાઝા બળની જરૂર નથી હોતી. માણસનો રચેલો માયરોસ્કોપ નામનો આ નાનોસરખો ભમરડો ગમે તેવાં પ્રચંડ મોજાંના લોઢની અસરને પણ સાવ નિષ્ફળ કરી શકે છે.

આ સાથેના ચિત્ર પરથી આ માયરોસ્કોપ ભમરડાના સિદ્ધાંતનો ખ્યાલ આવશે. ભમરડાનું મોટું ગોળ પૈડું AB ધરીની આસપાસ, દોરેલા તીરની દિશામાં ચક્ર ફરે છે. જ્યારે મોજાંના દબાણને લીધે વહાણ એક બાજુ—ધારો કે ડાબી બાજુ ડોલવા જાય છે અને K પર નીચેની બાજુ દબાણ થઇને L આગળ પડું ઊંચે જાય છે ત્યારે ભમરડના નિયમ મુજબ




વહાણને થંભાવનારો આ ગાયરોસ્કોપ ભમરડો કેમ ફરે છે તેની ગતિ બતાવતું ચિત્ર. વિગતવાર સમજણ નીચે આપી છે.

તેની ધરી આ ગતિના કાટખૂણે ફરવા માંડે છે; એટલે કે એ ધરી વાચકના તરફ ફરવા માંડે છે. A છેડો આપણી તરફ આગળ ધસી આવે છે ને B પાછળ જાય છે, જેથી વહાણને ડોલાવનારી મોજાંની શક્તિ હરાઇ જાય છે. જેવું મોજું વહાણ નીચેથી પસાર થાય છે અને તેનું બળ અવળુ ફરે છે તેવું જ ભમરડા પર આવતું બળ પણ ઉલટાઇ જાય છે અને ભમરડાની ટોચ પાછી ફરે છે. આથી ફરી વાર વહાણને મોજાંની સામેનું બળ અગાઉની જેમ લાગે છે, જેથી મોજાનું બળ નાશ પામે છે.

આ ગાયરોસ્કોપ ભમરડાની ગતિ પર અંકુશ રાખનાર નાનો ભમરડો પણ એ જ યુક્તિ પર રચવામાં આવે છે તે એવો નાજુક ચેતનવંત હોય છે કે જરા પણ ઝોલો આવે કે તેને દાબી દે છે. સીધા ઊભેલા વહાણને સહેજ પણ ઝોક લાગે કે તરત જ વિદ્યુત્પ્રવાહ (ઇલેક્ટ્રિક સર્કિટ) બંધ થઇ જાય છે. જેને લીધે એક મોટર ચાલુ થાય છે. આ



સાડા બાર ટનનો આ રાક્ષસી ભમરડો હજારો ટનનાં જહાજોને પ્રચંડ મોજાંના લોઢ સામે સ્થિર રાખશે.

મોટર નાના ભમરડાને એવી રીતે ફેરવે છે કે તેના દાંતા વડે તે પેલા રાક્ષસી ભમરડાને આગળ પાછળ ધકેલે છે. નાના હોડકા પર ગોઠવેલા આવા ભમરડા જેવા સફળ નીવડયા છે તેવા ૪૫૦૦૦ ટનનાં જહાજો પર જો સફળ નીવડશે તો, એમ મનાય છે કે, થોડા જ સમયમાં બધાં મોટાં જહાજો પર પણ તે ગોઠવી દેવામાં આવશે.' —રે. ઓ. સોમપુરા

('લિટરરી ડાયજેસ્ટ'માં આવેલા એક લેખ પરથી)

### જગતની ફૂલછાબ

સર્જનહારે આ સૃષ્ટિ સર્જી ત્યારે કેટલાં પુષ્પો સરજ્યાં હશે તે તો કોણ જાણે; પરંતુ પુષ્પો એટલે સૃષ્ટિના સલાટે ઘડી કાઢેલાં સ્થાપત્યનો સર્વોચ્ચ નાદર નમૂનો એ વાત તો સાચી જ. એના ચંપો, બકુલ ને મોગરો, એના કમળ ગુલાબ ને ડોલર. શાં તેમનાં રૂપ રંગ અને ફોરમ! પુષ્પો એટલે કલ્લોલતી કળા. એની રચનામાં સ્થાપત્ય છે, એના રંગમાં ચિત્રામણ છે અને એની ફોરમમાં સાહિત્યના ફુવારા છે. એના વિના માઘ અને કાલિદાસ લુખ્ખા અને ફિક્કા હોત, વેનીસની વનશ્રી ઝાંખી હોત અને એના વિના કાશ્મીર વિષે

અગર ફિરદૌસ બ રૂએ ઝમીનસ્ત
હમીનસ્તો હમીનસ્તો હમીનસ્ત

એમ ન ઉચ્ચારત! તેમ નગાધિરાજ હિમાલયની અર્ધી શોભાસુષમા એના વિના ક્યારની વિલીન થઇ હોત!

પછી એ પુષ્પોનો વારસો બે માનવબંધુઓ વચ્ચે વહેંચાયો: માળી અને મીમાંસક. માળી હતો કળાધર અને મીમાંસક હતો વિજ્ઞાનવાદી માળીએ પુષ્પો માણ્યાં અને ગણાવ્યાં! મીમાંસકે પાંખડીઓ ઉખેળી, કેસર-પરાગને છૂટાં પાડયાં, રંગગંધને ભેળાં અને સાંધ્યાં! પણ વિવિધતા આણી એટલી એ કળા આણી શકયો નહિ. વનસ્પતિવિજ્ઞાનીઓ આજે એક ગુલાબની સો ઉપરાંત જાત અને ભાત બનાવી શકયા છે. અનેક આડસૃષ્ટિઓ ઊભી કરી છે તે તો જુદી. એક મીમાંસક બંધુએ પુષ્પોની હજાર જાત પારખી છે. તે કહે છે કે તેમાં તેને ૨૨૨ લાલ, ૨૨૩ પીળાં, ૪૪૪ વાદળી, ૨૮૭ ધોળાં, ૭૨ જાંબુડીયાં, ૩૬ લીલાં, ૧૨ નારંગી, ૪ તપખીરીયાં અને ૨ કાળાં પુષ્પો જણાયાં! એ મીમાંસકનો કોઇ માળીબંધુ એ ફૂલછાબ ગોઠવે તો?

કુદરત અંધકાર કાળાશને ધિક્કારે છે. ખુલ્લા, પ્રસન્ન સ્મિત વેરતા રંગો તેને કેવા ગમે છે તેનું પ્રમાણ પુષ્પોના રંગ વૈવિધ્યમાંથી મળી રહે છે.

પણ કુદરતને તો રંગની ભભક કરતાં પુષ્પોની સોરમ વધારે ગમે છે. એટલે વધારે ભભકદાર પુષ્પોમાં તે ફોરમ મૂકે છે. છીછરાપણું તેને માફક નથી જ્યાં મોજ-ભોગવિલાસની વિપુલતા વધારે ત્યાં એ સુગંધના હૃદયસિંચન ઓછાં અને અધુરાં જ કરે છે. કારણ સુગંધ એ તો પુષ્પોનો રુહ—આત્મા છે અને તે ભોગવિલાસમાં ટકી ન શકે.

આપણા જગદીશ બાબુએ શોધ કરી છે કે ફૂલો પર ગાયનની પણ અસર થાય છે. મધુર ગીતથી ફૂલો પ્રફુલ્લ બને છે અને અમધુર તથા કર્કશ ગીતથી ચીમળાવા લાગે છે. ગુલનારનાં ફૂલ એવા અવાજથી ચંચળ બને છે અને અવાજની સામેની દિશામાં ઝૂકી પડે છે. ઈસ્ટરલીલીનાં ફૂલ ઉપર પણ એવી જ અસર જણાય છે. એક વાર એક ઠેકાણે ઇસ્ટરલીલીનું તોરણ બાંધ્યું હતું. ત્યાં બૅન્ડ વાગી રહ્યું હતું. થોડીક વાર બાદ જણાયું કે દરેક પુષ્પે તેની પીઠ બૅન્ડના અવાજ સામે ફેરવી હતી. ફરીથી બૅન્ડ સામે એ પુષ્પો મૂકવામાં આવ્યાં, છતાં ફરીથી પણ પુષ્પો મોં મચકોડી એ સંગીતથી વિમુખ થયાં હતાં. કાશ્મીરની કો રૂપસુંદરીના મુખ-સીંચ્યા મદિરાપાનથી કેસરની પુષ્પપાંખડીઓ પ્રફુલ્લ ને પુલકિત બનતી એ પણ કાલિદાસે વર્ણવ્યું જ છે ને?

( કૃષિવિજ્ઞાન ) ડાહ્યાલાલ હ. જાની

## મગધ

એ ખરું છે કે મગધને વ્રાત્યદેશ કહેલો છે ને પ્રાચીન શાસ્ત્ર-ગ્રન્થોમાં મગધયાત્રાનો નિષેધ છે. આજે પણ ગંગાને ઉત્તર કાંઠે વસતા મિથિલાવાસીઓ પર્વણીની કો તિથિએ ગંગાને દક્ષિણ આરે જઇને મગધ ઘાટે ગંગાસ્નાન કરતા નથી. છતાં મગધનો ઇતિહાસમહિમા અજબ બ્રાહ્મતેજે ને ક્ષાત્રતેજે છે. ભૂગોળનો કોઇક જ પ્રાંત મગધ સમો કીર્તિવંત હશે. બુદ્ધ ને મહાવીર સમા મહા ધર્મસ્થાપકો મગધ ખોળે થયા. બુદ્ધ ભગવાનને બોધિસત્ત્વ ત્યાં સાંપડ્યું; મહાવીર પ્રભુનું નિર્વાણ-તીર્થ ત્યાં છે. એમની ધર્મમહાસભાઓ મગધમાં ભરાતી. નાલંદ, વિક્રમશિલા, વિહાર ને ઉદંતપુરી સમી શારદાપીઠો મગધના એક પ્રાંતમાં હતી પતંજલિ, વરરુચિ, પિંગળાચાર્ય આર્યભટ્ટ સમા મન વાણી કવિતા ને ગગનમંડળના સંયમ-સિદ્ધરાજો મગધ હૈયે થઈ ગયા. આર્યાવર્તનો છેલ્લો અશ્વમેધ યજ્ઞ પુષ્યમિત્રે મગધમાં કીધો. ચંદ્રગુપ્ત, બિંદુસાર, અશોકદેવ, સમુદ્રગુપ્તને ધર્મપાળ સમા ચક્રવર્તીઓ મગધ સિંહાસને હતા. સેંકડો બિસ્માર્કને ગંજવે પાડે એવા, રાજશેતરંજના અવતાર સમા અર્થશાસ્ત્રના સ્વામી મહૌજસ વિષ્ણુગુપ્ત મગધરાજના મહામંત્રી હતા. મગધરાજનું સેનાદળ સાંભળીને સિકંદરના જગત્જેતા યોધરાજોએ સતલજ ઓળંગી ગંગાપ્રદેશમાં જવાની ના પાડી, ને સ્વેચ્છા વિરુદ્ધ સિકન્દરને પાછો વાળ્યો. ગ્રીસના, મીસરના, સિંહલદ્વીપના, સુવર્ણભૂમિના એલચીઓ મગધરાજસભાને શોભાવતા. પંચટેકરીના હૈયામાં વસેલું રાજગૃહ, ને નિરંજનાને તીર્થઘાટે વસેલું પાટલીપુત્ર મગધની પાટનગરીઓ હતી ગ્રીસ ને પાર્સિપોલિસ, સૂષા ને બાબી-લોનના રાજમહેલોને ઝંખવે એવા પાટલીપુત્રના રાજપ્રાસાદો હતા. એમ પાટલીપુત્રને પ્રત્યક્ષ પેખનાર એક સજ્જન મે-ગૅસ્થિનિસ કહે છે. કંદહાર, કાબૂલ, હેરાત આજે ભારતીય સામ્રાજ્યમાં નથી; ત્યારે મગધના મૌર્યને આધીન હતાં આજે નથી એટએટલું આર્યાવર્તનું ચક્રવર્તીત્વ મગધરાજને બાવીસસો વર્ષ પૂર્વે હતું. મગધનાથ મૌર્યોની મુકુટકલગીમાં સરસ્વતીનો મોર હતો, અને બૌદ્ધોનો પ્રત્યેક વિહાર ત્યારે શારદામંદિર હતો. પાટલીપુત્રમાં ત્રીસ પુરજનોની નગરપરિષદ હતી. દુનિયાનું પ્રથમ વસ્તીપત્રકખાતું મગધની એ પાટનગરીમાં સ્થપાયું હતું શાહજાદાઓને મુગલ મહારાજાઓ સુબાગીરીએ મોકલતા એ જાણે મૌર્ય મહારાજોના રાજકારભારનું અનુકરણ હતું. સીરિયા ઓળંગી નીલને કાંઠે, એપિરસની સમુદ્રનગરી ને સિકંદરના મેકિડોનીયા દેશમાં, હિન્દુકુશની પેલી પાર ને સુવર્ણભૂમિ ને સિંહલદ્વીપમાં—મગધના ધર્મસામ્રાજ્યનો ધર્મ-ધ્વજ એમ ત્રિખંડમાં ફરફરતો. મગધનો રાજચંપો નાનકડો હતો પણ એના ઉત્કટ પરિમળ સાગર ઊતરી ગિરિરાજ ઓળંગી પૃથ્વીના ચોખૂટમાં ઊડતા.—કવિ નાનાલાલ (સંઘમિત્રા)

## વફાદાર કુતરો અને તેનું સ્મારક

કુતરાની વફાદારી અતિ પ્રસિદ્ધ છે જગતમાં રહેનારાઓ જ તેની વફાદારીની કિંમત સમજે છે. યુરોપાદિ સુધરેલા દેશોમાં એ મૂંગા પ્રાણીને કેળવી તેની પાસેથી પહેરેગીર તરીકેનું અને એવાં બીજાં કામ લેવાય છે.

આપણા દેશમાં જ્યારે રેલવે વ્યવહાર શરૂ થયો નહોતો ત્યારે માલ લાવવા લઈ જવાનો ઘણોખરો વેપાર પોઠી વણ-જારાઓના હાથમાં હતો. આ પોઠી વણજારાઓ મોટા વેપા-રીઓ હતા. હજારો રૂપિયાના માલની લેવડદેવડ કરતા હતા. સારા શરાફો જેવી એમની આંટ ગણાતી હતી

આવા એક આબરૂદાર પોઠી વણઝારાને વેપારમાં નુક-સાન આવ્યું અને વણઝારો એક શેઠનો દેવાદાર થઇ ગયો. શેઠ વારંવાર તેની પાસે ઉઘરાણી કરે, પરંતુ સંજોગવશાત્ વણઝારો તેનું દેવું ભરી શકે નહિ. આ વણઝારા પાસે એક નિમકહલાલ કુતરો હતો. પોતાના દીકરા કરતાં પણ તે એને વહાલો હતો. ઘડીભર પણ તે એને પોતાનાથી વિખૂટો કરતો નહિ. શેઠની ઉઘરાણી સખત થવા લાગી એટલે વણઝારાએ કંટાળીને શેઠને પોતાનો વહાલો કુતરો લખી આપ્યો, અને એવી શરત કરી કે જ્યારે તેનું દેવું પૂરું થઇ જાય ત્યારે કુતરો પાછો આપવો. શેઠ કુતરાને લઇને પોતાને ઘેર ગયા.

કુતરો પણ પોતાના માલિકનું લૂણ વાળવા શેઠની વફા-દારીથી નોકરી કરવા લાગ્યો. થોડાએક માસ વીત્યા બાદ શેઠને ઘેર ખાતર પડ્યું. ભારે કિંમતનો માલ ચોરાયો. શેઠ ઘણા ઉદાસ થયા. દરબારમાં ફરિયાદ નોંધાઇ. પગેરું શોધાયું. પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. આ પ્રસંગે કુતરો દૂર ઊભોઊભો બધો તમાશો જોઇ રહ્યો હતો. જ્યારે બધાં માણસો વીખ-રાયાં ત્યારે તે પોતાના નવા માલિક પાસે ગયો ને તેના ધોતિ-યાનો છેડો મોંમાં પકડી ખેંચવા લાગ્યો. કુતરો કવખતે ગેલ કરે છે તે જાણી શેઠે તેને હાંકી કાઢ્યો. પરંતુ કુતરાએ તો એની ક્રિયા ચાલુ જ રાખી આ ઉપરથી પાસે ઊભેલામાંથી

કોઇએ કહ્યું કે કુતરો વણઝારાનો છે. પગપારખું છે. તો જુઓ તો ખરા તે ક્યાં લઇ જાય છે, અગર શું કરવા માગે છે.

કુતરાએ તો શેઠના ધોતિયાનો છેડો મોંમાં રાખી ચાલવા માંડયું અને તેની પાછળ બીજા ગામલોક ચાલ્યા. આ રીતે બેએક ગાઉ દૂર જંગલમાં કુતરો બધાને લઇ ગયો અને એક વડના ઝાડ નીચે જઇ અટક્યો, ને આગલા બે પગે જમીન ખોદવા માંડી. આ ઉપરથી શેઠે એ જગ્યાએ ઊંડું ખોદાવ્યું તો શેઠનો ચોરાએલો તમામ માલ ત્યાંથી મળી આવ્યો.

વાત એમ બનેલી કે રાત્રે ચોરો ખાતર પાડી ઘરમાં પેઠા તે વખતે કુતરાએ ભસીને ઘોંઘાટ કરવાને બદલે ચૂપકીદીથી ચોરોની બધી ક્રિયા જોઇ લીધેલી ને ચોરો માલ લઇ ઘરમાથી બાહાર નીકળ્યા ત્યારે તેમની પાછળ લપાતાછૂપાતો જઇને ચોરોએ દાટેલી જગ્યા જોઇ તે પાછો વળેલો.

કુતરાની આ નિમકહલાલી અને હોશિયારી જોઈ સૌ તેનાં વખાણ કરવા લાગ્યાં. શેઠે પણ કુતરાની વફાદારીથી ખુશ થઇ કુતરાના મૂળ માલિક વણઝારાનું દેવું માફ કર્યું અને કુતરાને પોતાના બંધનમાથી મુક્ત કર્યો. આ બધી હકીકત શેઠે એક કાગળમાં લખી અને તે કાગળ કુતરાના ગળે બાંધી તેને માનપૂર્વક વિદાય કર્યો. કુતરો પણ હર્ષમાં આવી પોતાના માલિકને મળવા ઉતાવળો થઈ ચાલવા લાગ્યો.

કુતરો પોતાના માલિકની શોધ કરતોકરતો ઇડર રાજ્યના વડાળી ગામથી એક ગાઉ ઉપર જ્યાં વણઝારાનો મુકામ હતો ત્યાં ગયો. પ્રભાતનો સમય હતો, વણજારો તાપણી કરી ટાઢ ઉડાડી રહ્યો હતો. એવામાં દૂરથી પોતાના કુતરાને આવતો જોઈ વણઝારો વિચાર કરવા લાગ્યો કે કુતરો શેઠના ઘેરથી નાસી આવ્યો ને મારૂં નામ બોળ્યું. એને જોતાં જ તેનું હૃદય ઊકળી ઊઠયું.

અવિચારી વણઝારો ઉતાવળો થયો. ઘણે વખતે સ્વામીનાં દર્શન થતાં કુતરાના હરખનો પાર ન રહ્યો. પૂંછડી પટપટાવતો તે પોતાના પરાક્રમની કથા માલિકને કહેવા ઉતાવળો ઉતાવળો તેની પાસે જેવો પહોંચ્યો તેવો જ ધડ દઇને ડાંગનો એક ફટકો તેના માથે પડયો અને તેની જ સાથે એનો આત્મા ઊડી ગયો.

થોડો સમય વીતતાં વણઝારાનો ક્રોધ શાંત પડયો ને કુતરા તરફ વળી જોવા લાગ્યો તો તેને ગળે બાંધેલી ચિઠ્ઠી તેની નજરે પડી. એ વાંચતા જ તે મૂર્છાવશ થયો. ભાન આવતાં અતિ કરુણ આક્રંદ કરીને તે પોકેપોકે રડયો. વફાદારીનો આ બદલો! તેને જીવન અકારૂં લાગ્યું વહાલા વફાદાર પ્રાણીના સ્મારક માટે તેણે પોતાની બધી મિલ્કત આપી દીધી અને એ નખીરા કુતરાના નામથી તે જ જગાએ એક મોટું વિશાળ તળાવ બંધાવ્યું અત્યારે પણ એ વફાદાર નખીરા કુતરાની જીવનલીલા કહેતું નખીરા તળાવ વડાળી પાસે એ મૂંગા પ્રાણી અને વણઝારાના સ્મારક તરીકે સાક્ષી પૂરી રહ્યું છે.

૭૮૬

મુસલમાન ભાઇઓ કોઇ પણ લખાણની શરૂઆત કરતી વખતે કે કોઇ સારૂં કામ આરંભતી વખતે મંગલ શબ્દ તરીકે ૭૮૬નો આંક લખે છે. તેનું રહસ્ય એ છે કે એ સંખ્યામાં તેમનું હમેશનું મંગળ-આરંભ-વાક્ય સમાઇ જાય છે. કેવી રીતે તે નીચેની હકીકત પરથી સમજાશે. એમનું મંગળ-આરંભ-વાક્ય આ છે: બિસ્મિલ્લા-હિર્રહેમા-નિર્રહીમ. તેની વ્યુત્પત્તિ છૂટી પાડીએ તો આ પ્રમાણે થાય: બ ઇસ્મે અલ્લા-હિર્ રહેમા-નિર્ રહીમ. હવે, એ દરેક શબ્દનો અર્થ આ નીચે બતાવ્યા મુજબ થાય છે: બ=(સાથે), ઇસ્મ=(નામ), અલ્લાહ=(ખુદાના), અર્=(જે), રહેમાન=(માયાળુ), અર્=(જે), રહીમ=(કૃપાળુ) એટલેકે "ખુદા કે જે માયાળુ ને કૃપાળુ છે તેના નામ સાથે (હું કામ કરૂં છું)"

મુસલમાન ભાઇઓ કોઈ પણ કાર્ય શરૂ કરે તે પહેલાં ઉપલું વાક્ય બોલે છે; એટલેકે ખુદા કે જે આ લોકમાં ને પરલોકમાં કૃપાળુ છે તેનું નામ સંભારીને પોતાનું કામ તેઓ આદરે છે. હિંદુ ભાઇઓએ જે રીતે કૃષ્ણાર્પણ બુદ્ધિથી પોતાનાં કામો આદરવાં જોઇએ તે જ રીતે મુસલમાન ભાઇઓએ પણ ખુદાના નામે પોતાનાં કામો આદરવાનાં છે.

હવે એ આખું વાક્ય ૭૮૬માં કેમ સમાયું છે તે જોઇએ. અરબી ભાષાના ૨૮ અક્ષરોમાંના પ્રત્યેકની કિંમત મુકરર કરેલી છે. યાદ રાખવું સહેલું પડે તેટલા ખાતર એ ૨૮ અક્ષરોને તેની કિંમત સાથે આઠ શબ્દોમાં ગોઠવેલા છે. આ નીચે તે આપેલા છે. તેમાં પહેલી લીટીમાં તે શબ્દનું નામ, તેની નીચેની લીટીમાં તે કયાકયા અક્ષરોનો બનેલો છે તેની જોડણી, અને તેની નીચે તે દરેક અક્ષર દીઠ જે કિંમત મુકરર થઇ છે તે જણાવેલાં છે:

(૧) અબજદ — અલેફ, બે, જિમ, દાલ. — ૧, ૨, ૩, ૪.
(૨) હવ્વઝ — હે, વાવ, ઝે — ૫, ૬, ૭.
(૩) હુત્તી — હે તોય, યે. — ૮, ૯, ૧૦.
(૪) કલમન — કાફ, લામ, મિમ, નુન. — ૨૦, ૩૦, ૪૦, ૫૦.
(૫) સઅફસ — સિન, અઈન, ફે, સ્વાદ. — ૬૦, ૭૦, ૮૦, ૯૦.
(૬) કુરશત — કૉફ, રે, શિન, તે — ૧૦૦, ૨૦૦, ૩૦૦, ૪૦૦.
(૭) સખ્ખઝ — સે, ખે, ઝાલ. — ૫૦૦, ૬૦૦, ૭૦૦.
(૮) ઝઝઘ — ઝવાદ, ઝૉય, ઘેન. — ૮૦૦, ૯૦૦, ૧૦૦૦.

ઉપરના વિવિધ અક્ષરોની વિવિધ કિંમત મુજબ 'બિસ્મિલ્લા હિર્રહેમાનિર્રહીમ' માંહેના અક્ષરોની કિંમતનો સરવાળો ૭૮૬ થાય છે; એટલેકે ૭૮૬નો આંકડો બિસ્મિલ્લા હિર્રહેમા નિર્રહીમ સૂચવે છે આથી એ મંગળવાક્યને ટૂંકાણમાં, ઝડપથી કે થોડી જગ્યામાં લખવા માટે એ અંક વપરાય છે.

આ હિસાબ-પદ્ધતિ અરબીમાથી ગ્રહણ કરેલી હોવાથી તેમાં ચાર શુદ્ધ ફારસી અક્ષરોનો સમાવેશ કરેલો નથી. છતાં એ પૈકીનો કોઈ અક્ષર વાક્યમાં આવે તો તેની કિંમત

તેની આગળના અક્ષર જેટલી ગણવી. જેમકે, 'પે'ની 'બ', 'ચે'ની 'જિમ', 'ઝે'ની 'ઝે' અને 'ગાફ'ની 'કાફ' જેટલી.

આ પદ્ધતિને 'અબજદ' પદ્ધતિ કહે છે, કારણકે એ આઠ શબ્દસમૂહનો પ્રથમ શબ્દ 'અબજદ' છે.

આ પદ્ધતિનો ઉપયોગ ઐતિહાસિક બનાવો, જન્મ, મરણ રાજ્યારોહણ વગેરે પ્રસંગે પણ કરવામાં આવે છે. તે એવી રીતે કે એ પ્રસંગના સ્મારક તરીકે થએલા શિલાલેખ, મકાન અથવા અન્ય સાધન ઉપર ગદ્ય કે પદ્યનો એકાદબે લીટી રચીને લખવામાં અથવા કોતરવામાં આવે, જેનો અર્થ એ પ્રસંગને લગતો થતો હોય. તે ઉપરાંત એ લીટી રચવામાં પાછી ખૂબી એ હોય કે તેમાં વપરાયેલા તમામ અક્ષરોની કિંમત ઉપલી પદ્ધતિએ કાઢીએ તો એ બનાવ જે વર્ષમાં બન્યો હોય તે વર્ષનો આંક નીકળી આવે! એ વાક્યની જોડણીના તમામ અક્ષરોનો જે સરવાળો આવે તે હીજરી વર્ષ સમજવું. (ઇતર વાચન પત્રિકા)

### ૐ

'ૐ' આ સંજ્ઞાનો ઉચ્ચાર 'ઓમ્' કરવામાં આવે છે. એ 'अ', 'उ' ને 'म्' એમ ત્રણ અક્ષરનો બનેલો છે. 'एकमेवाद्वितीयम् ।'=એક જ તત્ત્વ છે–બીજું નથી, અર્થાત્ પરમાત્મા સિવાય અન્ય કંઇ છે જ નહિ, એવી હિંદુઓની મૂળ માન્યતા છે. એ પરમાત્માની પ્રાર્થના ગૂઢાક્ષર ૐથી કરવામાં આવે છે. એ અક્ષર સર્વ પ્રાર્થના ને ધર્મવચનના આરંભમાં વપરાય છે; અને એવો પવિત્ર છે કે કોઇથી સંભળાય નહિ એવી રીતે તે બોલવો જોઇએ. આ નાની દેખાતી સંજ્ઞા હિંદુ ત્રિમૂર્તિ બ્રહ્મા–વિષ્ણુ-શિવનું મૂર્તિમંત સ્વરૂપ મનાય છે.

અથી ઇશ્વરનાં 'વિરાટ', 'અગ્નિ', 'વિશ્વ', આદિ નામો જણાય છે:
ઉથી „ 'હિરણ્યગર્ભ', 'વાયુ', 'તૈજસ', „
મ્થી „ 'ઇશ્વર', 'આદિત્ય', 'પ્રાજ્ઞ', „

'વિરાટ્'=વિવિધ જગતનો પ્રકાશક; 'અગ્નિ'=જ્ઞાનસ્વરૂપ સર્વવ્યાપી ઇશ્વર; 'વિશ્વ'=જગતને સમાવનાર; 'હિરણ્યગર્ભ' =સ્વયંપ્રકાશ અને પ્રકાશક; 'વાયુ'=અત્યંત બળવાન અને જગતને ધારણ કર્તા; 'તૈજસ'=સ્વયંપ્રકાશસ્વરૂપ; 'ઇશ્વર'= જગત્કર્તા; 'આદિત્ય'=અવિનાશી; 'પ્રાજ્ઞ'=સર્વજ્ઞ જ્ઞાનસ્વરૂપ ઇશ્વર. આ ૐકારનો અર્થ થયો. હવે હિંદુ શાસ્ત્રનું તાત્વિક સ્વરૂપ 'ગાયત્રી' મંત્ર છે, અને એ મંત્રનું ટૂંકું રૂપ ૐ છે.
(વસંત) જેહાંગીર માણેકજી દસાઇ

### ઝોળાબારની ગતિવાળી રેલવે

જર્મનીમાં તાજેતરમાં બની છે. તે કલાકે સો માઇલ જશે તે એંજીનિયરની બનાવેલી છે અને તેનો ઘાટ લાંબા ઝેપલિન

### કાગળની પેઠે ઘડી વળે તેવું લાકડું

કાતરથી કાપી શકાય અને કાગળની માફક ઘડી વળાય છતાં બીલકુલ તૂટે નહિ એવા પાતળા લાકડાનાં પાટિયાં હાલ બનાવવામાં આવે છે. આ પાટિયાં કુદરતી લાકડા જેવાં જ આકર્ષક અને સળ વાળાં આવે છે. જાડા કપડાની માફક તેના પર કામ થાય છે. એક ઇંચના ૬૦મા અગર ૧૨૦મા ભાગ જેટલું તે જાડું આવે છે. કાગળને બદલે તે દિવાલ પર લગાડી શકાય છે અને તેના પર બીજાં લાકડાં માફક કાચિયો કાગળ, લાખ કે મીણ પણ લગાડી શકાય છે. છો કરેલી દિવાલ પર, ધાતુના પતરા પર, અગર હલકી જાતના લાકડા પર પણ તે ચોડી શકાય છે જેથી દેખાવ બહુ સુંદર લાગે છે, છતાં ખર્ચમાં અર્ધોઅર્ધ સસ્તું પડે છે. આનો ઉપયોગ ઊંચા વર્ગનાં મકાનોમાં, હોટેલોમાં, કલબોમાં, ઑફિસોમાં ઇત્યાદિ સ્થળે યૂરોપ-અમેરિકામાં ખૂબ થવા માંડ્યો છે.
(લિટરરી ડાઇજેસ્ટ ઉપરથી) રે. ઓ. સો.

### પાણીની ઊંડાઈ માપવાને વાયરલેસ

માર્કોની કંપનીએ વહાણો માટે એક એવી શોધ કરી છે કે જેમાં બટન દાબતાં જ તેમાંના ઘડિયાળનો કાંટો વહાણ જ્યાં ઊભું હોય તે જગ્યાના પાણીની બરોબર ઊંડાઇનો આંકડો બતાવે. આમાં વીજળીનો પ્રવાહ નીચે ફેંકાય છે અને તે તળિયે અડીને તુરત પાછો ઉપર વળે છે. તેનો આંક બતાવાય છે.

### એક નગદ દેશસેવા

પટણાના પ્રસિદ્ધ ધારાશાસ્ત્રી શ્રી હસન ઇમામ સાહેબે એક ઘણું જ આવકારદાયક પગલું ભર્યું છે. હિંદના મધ્યમ વર્ગના જુવાનો અને યુનિવર્સિટીઓના પદવીધારીઓમાં વ્યાપી રહેલી બેકારીથી એ બુઝર્ગ મુસલીમ ધારાશાસ્ત્રીનું અંતર ખૂબ દાઝતું હતું છેલ્લાં પાંચ વર્ષ દરમિયાન એમણે આ બેકારીના નિવારણને માટે અનેક વિચારો રજુ કર્યા છે. આજે એ એક આચાર રજુ કરે છે. અલ્લાહાબાદ જીલ્લામાં આવેલી પોતાની ચાળીસ હજાર એકર જમીન–લગભગ એક લાખ વિઘા જમીન–એમણે શ્રી તુલસીચંદ્ર ગોસ્વામી જેવા મહાસભાના પ્રસિદ્ધ કાર્યકર્તાને સોંપી દીધી છે. એ જમીન ઉપર મધ્યમ વર્ગના જુવાનોની–કોમ કે નાતના ભેદ વગર–એક વસાહત સ્થાપવામાં આવશે. ત્યાં ખેતી, ફળ-ઝાડ, ગૃહઉદ્યોગ વગેરેના હુનરી અખતરાઓ અને ઉત્પત્તિ કરવામાં આવશે. આ વસાહતમાં આશરે રપથી ૩૦ હજાર જેટલા જુવાનોને રોજી અને અનુભવ બંને મળવાની સંભાવના છે. શ્રી હસન ઇમામ એ એક નિષ્પક્ષ જાહેર પુરૂષ છે; વિચારશીલ મુસ્લીમ છે. કોમી ભેદથી પર રહીને એક અતિ ગંભીર આર્થિક પ્રશ્નના ઉકેલ

રૂપવતી નૂરજહાંનો અમૂલ ચીનાઇ આરસો દાસીને હાથે અકસ્માત તૂટી જવાથી દાસી ખિન્ન થઇને બીવા લાગી. આ વાત નૂરજહાંની જાણમાં આવતાં તેણે કહ્યું, 'કંઇ નહિ; એ તો સારૂં થયું, ગુમાનને જોવાનું સાધન નાશ પામ્યું !'

'પૈસા'ના પ્રતિશબ્દ: કંઇ, ફદિયું, દોઢિયું, કાવડિયું, સવાકો, ત્રાંબિયો.

ચામડાની પેટીઓ વપરાશ વિના પડી રહેવાથી ભેજવાળી હવાને લીધે તેને ફૂગ વળી જાય ત્યારે સરખે ભાગે મેળવેલા સરકા અને પાણીથી કપડાના પોતા વડે અંગને સાફ કરી ઓલિવ ઓઇલ કે વેસેલિનનો આછો હાથ મારજો. લવીંગનું તેલ આછુંઆછું ચોપડવાથી પણ ફરી ફૂગ વળતી અટકશે.

વીંછીના ડંખ ઉપર મીઠું ઝીણું વાટીને ઘસવાથી અથવા મધ ઘસવાથી ફાયદો થાય છે. નાગરવેલનાં બે પાનમા ચપટીચપટી મીઠું નાખી એક પછી એક ચાવી જવાથી પણ વીંછી ઊતરે છે.

સીઝર શબ્દનો અર્થ થાય છે ઘેરાં ઝુલ્ફાં વાળો માણસ; છતાં સીઝર (જુલિયસ)ને માથે તો ટાલ હતી !

બીજાં પશુઓની માફક ઊંટ પાણીમાં તરી શકતું નથી; તેમ જ પાણીમાં પડે છે કે તરત તરવાનો જરા પણ પ્રયત્ન કર્યા વિના કાં તો બેસી જાય છે, અથવા આડું પડી સૂઇ જાય છે.

સૌ પહેલી એર મેઇલ (વિમાની ટપાલ) આજથી ૨૦ વરસ પર અર્લ ઓવિંગ્ટન નામનો અમેરિકન અમેરિકામાં ગાર્ડન સિટીથી મીનીઓલા ગામે લઇ ગએલો,-૧૯૧૧ના સપ્ટેમ્બરની ૨૩મી તારીખે.

ફ્રેંચ લેખક વૉલ્તેર (Voltaire)નું ખરૂં નામ Arovet L.I. હતું જેના અક્ષરોને આડાઅવળા ગોઠવીને તેણે પોતાનું એ તખલ્લુસ ઉપજાવેલું.

વિરોધી અર્થવાળી કહેવતો: 'માથું મૂકે તે માલ ખાય.' 'શિર સલામત તો પઘડિયાં બ્હોત.'

મોટું ઘડિયાળ સાફ કરવાને તેને ઘરામાંથી જૂદું પાડી લોલક બાજુએ મૂકો તથા બધાં સ્ક્રૂ ચાવીઓ વગેરે પણ સંભાળી રાખો. પછી ચાવી ચડાવીને તેને નરમ સાબુ અને પાણીના મિશ્રણમાં ઝબકોળી રાખો. તેનાં ચક્રો અંદર ભલે ચાલ્યાં કરે. એમ બધી ચાવી ઉબજી જાય એટલે ફરીવાર ચાવી આપો અને ફરી ઉબાગવા દો. આથી બધા ભાગો ધોવાઇ જશે પછી બહાર કાઢી એક વાર ચાવી દઇ તેને અંગારાના તાપની નજીક, રજ ન ઉડે તેમ સુકાવા મૂકો, એટલે ધૂળ ચોંટ્યા વિના સુકાઇ જશે. તે પછી ઊંચામાં ઊંચું સંચાનું તેલ તેના દાંતાઓ આગળ છાંટો અને ઘડિયાળને ઘરામાં નાંખી લોલક ચડાવી દો. રેલા ચાલે તેટલું તેલ ન રેડશો; એથી ઊલટી ધૂળ ચોંટી ઊલટું નુકસાન થશે.

પરજને કોઇ પણ રકમ વડે ગુણીને ગુણાકારમાંથી ૭ બાદ કરો. પછી બાકી રહેતી રકમને ૭, ૮ ને ૯ વડે ભાગશો તો અનુક્રમે ૧, ૨ અને ૩ શેષ જ વધશે.



ડફરીન સ્ટીમર પર નૌકાવિદ્યાની તાલીમ પામતા હિંદી વિદ્યાર્થીઓમાં નાવિક તરીકેની ઉત્તમ તાલીમ તથા ગુણો બતાવવા માટે એ. ચક્રવર્તી નામના આ બંગાળી કુમારને સુવર્ણચંદ્રક મળ્યો છે.

મરચીના છોડનાં લીલાં પાનને થોડા પાણી સાથે પીસી રસ કાઢી તેમાં થોડું મીઠું નાખી દાદર પર ખૂબ મસળવાથી ગમે તેવી જૂની લાલ કે કાળી દાદર મટી જઇ ચામડી સુંવાળી બને છે, બીજી દવાઓ જેટલી આ બળતી નથી.



દુનિયાના જેજે પ્રદેશો પર વરસમાં (શિયાળાના) ઓછામાં ઓછા ત્રણ માસ સુધી બરફ રહે છે તે લીટીવાળા ભાગ વડે દર્શાવતો નકશો.



વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અજાયબ જેવું પોષણ મળે છે.

નાનાં—મોટાં, માંદાં—સાજાં સ્ત્રી—પુરુષ, નબળાં—સબળાં સૌકોઈ એનું સેવન કરી શકે છે.

# તમે વાપરી જોયું છે?

# ઝંડુનું કેસરી જીવન

કેસરી જીવન ઝંડુનું જ મેળવવાનો આગ્રહ રાખો

## મહારસાયન

રસસિંદૂર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન, પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં રસદાર ફળમાંથી બનાવેલા આ સુશોભિત, સુવાસિત, સ્વાદિષ્ટ ને પૌષ્ટિક ખોરાકનું નિયમિત સેવન લાંબું આયુષ્ય તથા સારી ગ્રહણશક્તિ આપી શરીરમાં બળ અને તેજ તથા દરેક ઇંદ્રિયમાં ચેતન પૂરે છે.

પા રતલના ડબ્બાનો રૂ. ૧॥
આધા રતલના ડબ્બાના રૂ. ૨॥
એક રતલના ડબ્બાના રૂ. ૫)




કેસરી જીવન

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કર્સ લિમિટેડ

કારખાનું: ગવર્નર રોડ, મુંબઈ ૧૪
દુકાન: જૂની હનુમાન ગલી, કાલબાદેવી મુંબઈ—૨


KALADARSHAN
A PICTURE ALBUM
કલાદર્શન
અભિનવ ચિત્રસંગ્રહ

કુમાર
માહ ૧૯૯૯
અંક ૯૮



તંત્રી રવિશંકર રાવળ; મુદ્રક-પ્રકાશક બચુભાઈ રાવત,
કુમાર મિન્ટરી-કુમાર કાર્યાલય, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ.

## ચેતવણી



લવાજમ વરસના રૂા. ૬: પરદેશના રૂા. ૭-૮-૦ કે ૧૨ શિ.
મુંબાઇના એજન્ટ: સી. જમનાદાસની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ; તથા આર. આર. શેઠની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ-૨
જાહેર ખબર માટેના મુંબાઇ ખાતેના સોલ એજન્ટ
મેસર્સ રાવળ બ્રધર્સ, મુળજી જેઠા બિલ્ડિંગ, પ્રિન્સેસ સ્ટ્રીટ.



પનિહારીઓ

ચિત્રકાર • કનુ દેસાઈ

કુમાર
માર્ચ'૮૮
આવતી કાલનાં નાગરિકો ઘડતું માસિક

# શહાદત

•પૃથ્વી•

મશાલ સળગાવી મૂક દુઃખિયાં જનો ઢૂંઢવા;
પ્રફુલ્લ તુજ સ્વપ્નની–જીવનનાં–અધૂરી કળીઃ
અસંખ્ય કચડાયલાં અબલની થવા પ્રેરણા,
દીવેલ ખૂટતાં બલિ બની જજે મશાલે ચડી.

ફૂગાવ તુજ કલ્પ્ય સૃષ્ટિ સજવા નવાં આયુધો,
નવાં સરજનો વિના ક્યમ શમે ક્ષુધા ક્રાંતિની?
નવાં સરજનો વિના પ્રતીતિ રે, થશે ભ્રાંતિની!
મરી જીવવું એ વૃત્તિ જીવી રહ્યાં નવાં સર્જનો.

નહિ સૂરજના વિના ધરતી રૂપ ધારે નવું,
નથી રજની દીસતી મધુરવી વિના ચંદ્રિકા;
લીલોતરી વિના સુધા પ્રકૃતિમાં નથી ઊડતી,
નથી નૂર સ્વતંત્રતા તણું કદી શહીદો વિના.

શહાદત બની જશે જીવનની મજા જે ઘડી,
જયંત કરવા તને જગ સિંહાસને ઊતરી
કમાન રચશે દ્યુતિ!

ઈન્દુલાલ ગાંધી



## રાષ્ટ્રીય તપશ્ચર્યાનું પત્રક

(આમાં ઘટતા ફેરફારો તથા સુધારા કરી શકાય. કોઇ પણ વાચક તરફથી આ વિષયને લગતી વ્યવહારુ યોજનાઓ કે વિચારો મળશે તેનો ભાવપૂર્વક આદર કરીશું.)

| ઘરમાં વપરાતી ચીજો | ઘર બહાર દુકાન, ઑફિસ, શાળા, કે કારખાનામાં વપરાતી ચીજો | હિંદમાં બનેલી ચીજો: તે ગામડાની કે શહેરની ? | પરદેશમાં બનેલી ચીજો: કયા દેશમાં બનેલી ? | વપરાશનું પ્રયોજન | કઈ ચીજોનો ત્યાગ થઈ શકે; અથવા તે બાબતમાં સાદાઈથી, પરદેશી કે હાનિકારકમાં ફેરફાર થઈ શકે. | કઈ ચીજો બંધ કરી ? તેને બદલે હિંદની કઈ ચીજો દાખલ કરી ? | દાખલ કરી તે હિંદી કારખાનાની છે કે ગૃહઉદ્યોગની ? | નહીં કરેલ પરદેશી ચીજ તેની પછી તે કયા દેશની ? શા માટે ? |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | |

■ વ્યવહાર ઉન્નતિના પ્રયાસો ચાલુ રાખવાનું સિદ્ધ કરવા ઉપરાંત દરેક જાગૃત યુવાન કે વિદ્યાર્થી અથવા કુમારિકા કે યુવતીનો ધર્મ રાષ્ટ્રની મનોદશા સુધારવા પાછળ દિવસની ઘડીએ ઘડી મથવા-કરવાનો છે. આપણા કેટલા યે કુરિવાજો, વહેમો ને કુટેવો આપણી પ્રગતિની આડે આવ્યા જ કરે છે અને નાહક શક્તિ સમય અને ધનની ખરાબી કરી રહ્યા છે. તેની સાથે મોટ્યી માંડી રહેલી સંસ્થાઓ, વિચારકો ને કામ કરનારાઓ પ્રત્યે સક્રિય તેમજ બને તેટલી સહાનુભૂતિ બતાવી તેમના બળમાં વધારો કરી પોતાનો ફાળો દેશાની-ઉન્નતિનાં કાર્યોમાં આપ્યાં જ કરવો જોઇએ. શા માટે લગ્નોમાં મોંઘી પરદેશી સાડીઓ પહેરી ઠાઠ બતાવવો ? શા માટે ભારે પડતા વરાઓ નિભાવી રાખવા ? શા માટે વૈધવ્યના સંતાપને સમાજની સંમતિ મળે ? શા માટે બાળલગ્નોમાં સમજુ જનો સહાયક બને ? શા માટે કૉલેજિયનો ખોટી ફૅશન અને દેખાવના ભોગ બને ? શા માટે ગરીબ ગામડિયાનો તિરસ્કાર કરવામાં આવે ? શા માટે અજ્ઞાન અને ભોટ પ્રજાજનો ખોટા ડાકટરો અને દંભી ઉપદેશકોના ભોગ બને ? શા માટે લાંચ રૂશ્વત પ્રચાર પામે ? આ બધા યે રોગોનાં નિવારણ કરવા મથતું માનસ તમારામાં કેળવો અને ધીરેધીરે તમારામાં કાર્ય કરવાની દૈવી શક્તિ અને ઉત્સાહ પ્રકટતાં તમે અનુભવી શકશો. નાડયમાત્મા બલહીનેન લભ્યઃ ।

## આપણી સમૃદ્ધિ

હિંદ એટલે પૃથ્વીના પટ ઉપર અનેક રિદ્ધિસિદ્ધિથી ભરેલો અલૌકિક દેશ;—જ્યાં હિમાલય, અરવલ્લી, વિંધ્યાચળ, સહ્યાદ્રિ સમા અઢારેભાર વનસ્પતિ અને ઔષધિઓથી ભરેલા પર્વતો યોદ્ધા સમા ખડા છે; જેના ઉદરમાં રત્નો, સુવર્ણ ને અનેક પ્રકારની ધાતુઓ અને વિનવિધ જાતના ક્ષાર ભર્યા છે; જ્યાં ત્રણે ઋતુઓ નિયમિત આવે છે, અને ઉનાળે, શિયાળે તેમજ વર્ષાઋતુમાં તે તે ઋતુનાં વિશિષ્ટ ફળફૂલો ઉત્પન્ન થાય છે; જ્યાંની જમીન એવા રસકસથી ભરેલી છે કે આખા દેશમાં ધનધાન્યના ભંડારો ઊભરાય. દરેક જાતની અનુકૂળ આબોહવા જો કોઇને મળતી હોય તો આખી પૃથ્વીભરના દેશો પૈકી માત્ર આપણા દેશને જ મળે છે.

ખેતીની પેદાશમાં અનાજ, તેલીબીઆં, ઔષધિ, ફળ પદાર્થો અને કપાસ વગેરે તો હિંદમાં મોટા જથ્થામાં પાકે છે. ચોખા તો એટલા બધા થાય છે, કે દુનિયામાં હિંદ તેમાં પહેલે નંબરે આવે છે;—એટલેકે જગતના ચોખાની કુલ ઉત્પન્નના ૪૦ ટકા જેટલો જથ્થો ફક્ત હિંદમાં પાકે છે. ઘઉંની ઉત્પત્તિમાં હિંદ બીજે નંબરે આવે છે, તેમ રૂની નિકાસમાં પણ હિંદનો નંબર ત્રીજો છે.

વળી અર્વાચીન ઉદ્યોગવાદની ખીલવણીના ખજાનારૂપ કાચો માલ પણ કુદરતે હિંદને મોકળે હાથે આપ્યો છે. કોલસો, સોનું, જસત, મૅંગેનીઝ, ક્રોમાઇટ, કલાઇ, અબરખ, ગ્રેફાઇટ, પેટ્રોલિયમ, ચાંદી અને વિવિધ ક્ષારો હિંદના ઉદરમાં ભર્યા છે. ૨૨૦ લાખ ટન કોલસો દરેક વર્ષે હિંદની ખાણોમાંથી નીકળે છે,—જે જથ્થો હિંદની જરૂરિયાત કરતાં પણ વધારે છે. ઘણા ઘણા લાંબા સમય સુધી ચાલે તેટલું લોઢું પણ હિંદની ભૂમિમાંથી મળે તેમ છે.

અર્વાચીન ઉદ્યોગવાદનાં બે મુખ્ય અંગ કોલસો અને લોઢું—જેને લીધે આજે ગુજરાતના કરતા પણ નાનકડા પ્રદેશવાળા બ્રિટને પૃથ્વી પર મહાન સામ્રાજ્ય સ્થાપ્યું છે તે વસ્તુ—આપણી ભૂમિમાં છે, તો પછી કયો હિંદી પોતાની જન્મભૂમિને નિર્ધન માની શકશે ? સન ૧૯૧૮માં નીમાએલા ઔદ્યોગિક કમિશને તો તે સંબંધમાં કહ્યું છે કે: 'હિંદમાં થતા કાચા માલનો જથ્થો કોઇપણ ઉદ્યોગ ચલાવવાને માટે પૂરતો છે.' એક અનુભવી અને અર્થવિશારદ ભૂસ્તરશાસ્ત્રીએ પણ કહ્યું છે કે 'ઉન્નતિને વરેલી પ્રજાની જરૂરિયાતોને પહોંચી વળે તેટલી કાચા માલની ખાણો હિંદના વિસ્તારમાં છે.'

યાંત્રિક શક્તિની બાબતમાં વિચારીએ તો તેમાં પણ પોતે ગર્વથી માથું ઊંચું રાખી શકે તેટલાં સાધનો હિંદ ધરાવે છે. આપણા દેશમાં જેટલો વરસાદ અને બરફ પડે છે, તે ઉપરથી એવો અંદાજ કાઢી શકાય છે કે હિંદમાં જે સમયે ઉદ્યોગવાદ ખીલે તે સમયે વર્ષે દિવસે જેટલી વિદ્યુતશક્તિ જોઇએ, (લગભગ એક કરોડ કીલોવૉટ પાવર) તેના કરતાં કેટલાયે ગણી વિશેષ શક્તિ હિંદમાં ઉત્પન્ન થાય તેમ છે. (પ્રદીપ)



# ડૉ. મહેન્દ્રલાલ સરકાર

ચોદપંદર વર્ષના એક નિર્ધન પણ અતિ હોશિયાર વિદ્યાર્થીને કલકત્તા હેર સ્કૂલમાં ૧૮૪૮માં શિષ્યવૃત્તિ મળી. તેને જ્ઞાન તથા સત્યની અનહદ તૃષા લાગી હતી. વૈજ્ઞાનિક પુસ્તકો મળતાં તેટલાં તે વાંચી જતો. એક દહાડો 'સૃષ્ટિમાં પ્રવાસ' નામના મિલ્નરના પુસ્તકમાં તેણે સર વિલિયમ હર્શલની શોધનું વર્ણન વાંચ્યું કે 'આકાશમાં સૂર્ય કોઇ સ્થિર પદાર્થ નથી, પણ આખું સૂર્યમંડળ તેના ગ્રહ તથા ઉપગ્રહ જોડે ગતિ કરી રહ્યું છે અને તે કદાચ કોઈ અન્ય મોટા સૂર્યની આસપાસ પ્રદક્ષિણા ફરે છે.' આ વાંચતાવેંત જ આ નાનો બાળક પોતાનો અભ્યાસ છોડી રાતના બબ્બે વાગ્યા સુધી ખુલ્લા મેદાનમાં ઊભો રહી આકાશનું નિરીક્ષણ કરતો. આ સમયથી જ કુદરતની અદ્‌ભુતતા ને સૃષ્ટિના અટલ નિયમો જાણવાની તેના દિલમાં ધગશ જાગી. એ ધગશ ક્ષણજીવી લાગણીનો ઊભરો માત્ર જ નહોતો, પણ તેના ૭૧ વર્ષના આખા આયુષ્ય દરમ્યાન તે એવી જ સતેજ રહી. એ લાગણીને પ્રતાપે જ તેણે પોતાના દેશબાંધવોને વિજ્ઞાનની અગત્ય સમજાવવામાં પોતાનું જીવન અર્પણ કર્યું. ઉન્નતિને પથે દોરનાર તથા નવસર્જન રચનાર વિષય વિજ્ઞાન જ છે ને હિંદના પુનર્વિધાનની કોઇપણ રચનામાં આ વિષયને અગત્યનું સ્થાન આપવું જ પડશે એવી તેની ખાત્રી થઇ હતી; એટલે આવા કંગાલ ને દુઃખી દેશને વૈજ્ઞાનિક અભ્યાસની જોઇતી અનુકૂળતા કરી આપવાના ઉમદા હેતુ માટે પોતે જીવનસમર્પણ કર્યું. આ મહાન નરરત્ન તે બંગાળના ડૉ. મહેન્દ્રલાલ સરકાર, એમ ડી., સી. આઇ ઇ., ડી એલ.



હાવરા પરગણામાં આવેલા પૈકપુરા નામના ગામડામાં ડૉ. મહેન્દ્રલાલ સરકારનો જન્મ થયેલો. આ ગામ એટલું નાનું તથા પછાત છે કે તે ક્યાં આવ્યું તે પણ કોઇ ભાગ્યે જ જાણતું હશે. ડૉ. સરકારનાં માતપિતા વિષે પણ ઘણી જૂજ માહિતી મળી આવી છે. પોતે ખેડૂત કુટુંબના છે એટલું જ જાણવામાં છે. બાકી ડૉ. સરકારે જિંદગીમાં અસંખ્ય વાર આપેલાં પોતાનાં વ્યાખ્યાનોમાં કે લેખોમાં ક્યાં યે એ વિષે ઇશારો સરખો પણ કર્યો નથી. વૃદ્ધાવસ્થામાં જ્યારે પોતે મોટી-મોટી સંસ્થાઓ સ્થાપતા તેમજ શિષ્યવૃત્તિઓ કે અધ્યાપકપદ ઉઘાડતા હતા ત્યારે પણ પોતે માતાપિતાનું નામ તેની સાથે જોડવાની કદી ઇચ્છા દર્શાવી નથી. કદાચ બાળપણમાં માતાપિતા ગુજરી ગએલાં તેથી એ વિષે તેમને કંઇ સાંભરતું નહિ હોય. તપાસ કરતાં થોડીક માહિતી મળી છે. પિતા માતા કરતાં એનનણ વર્ષ ઉમરે મોટા હતા. ડૉ. મહેન્દ્રલાલ આ દંપતીનું પહેલું જ સંતાન હતા. એમના જન્મ વેળા માતાની વય ૨૪ વર્ષની હતી. બંગાળામાં બાળલગ્નનો રિવાજ પ્રબળ હોઈ સ્ત્રીઓને બહુ નાની ઉમરે સંતતિ થતી ત્યાં આટલી યુવાન વયે આ બાળકનો જન્મ થયો તે કંઇક નવાઇની વાત ગણાય.

ડૉ. મહેન્દ્રલાલનો જન્મ ૧૮૩૩ના નવેમ્બરની બીજી તારીખે થયો. પાંચ વર્ષની ઉમરે પિતા ગુજરી ગયા ને ત્યાર બાદ ચાર વર્ષે

માતા સ્વર્ગે સંચરી. નવ વર્ષની ઉંમરે આ બાળક અનાથ થયો. પિતાની ઉત્તરક્રિયા પછી માતા જોડે વૈકપુરાથી કલકત્તે આવી નેબુતોલામાં મામાને ઘેર રહ્યો, અને માતાના મૃત્યુ પછી એ મામાને ત્યાં જ મોટો થયો. સમજણા થયા પછીનું બાળપણ આ સ્થળે ખૂબ આનંદમાં વીતાવેલું તેથી ડૉ. સરકાર આ સ્થળને ઘણી યે વાર સ્નેહથી સંભારતા.

## પ્રાથમિક કેળવણી

યોગ્ય વયે પહોંચતાં આ નાના બાળકને આંક તથા બંગાળી લેખનવાચન શીખવા સારૂ એક ગામઠી નિશાળના ગુરુ ગદાશય પાસે મૂક્યો. ત્યાંથી જ તેણે પોતાની બુદ્ધિનો તેણે અનથી ચમત્કાર બતાવ્યો અને અજબ ઝડપથી અભ્યાસમાં આગળ વધ્યો. આથી તેના વાલીઓ—મામા ઈત્યાદિ—ને તેનેઅંગ્રેજી કેળવણી અપાવવા મન થયું. અને અંગ્રેજી મૂળાક્ષરો શીખવવા સારૂ બાબુ ઠાકુરનાથ દેને વિનતિ કરી. એ સંજોગ કંઈક દૈવી હોય તેમ જણાય છે. આવી કુમળી વય કે જે વેળા બાળકના મન પર ધાર્યા સંસ્કાર નાખી શકાય તે સમયે આવા અસાધારણ પુરુષનો સંયોગ મળ્યો એ નવાઈ જેવું છે. એ પુરુષે આ શિષ્યના હૃદય પર સજ્જડ છાપ પાડી. ડૉ. સરકારના લેખો તથા વ્યાખ્યાનોમાં આ મહાન પુરુષનો વારંવાર ઉલ્લેખ કરવામાં આવતો. થોડુંક અંગ્રેજી ભણી મોટા બનવાનો ડોળ કરી જંગલી બની ગએલા તે સમયના કેટલાક દંભી સ્વાર્થી લોક જેવા આ પુરુષ નહોતા. તે તો ઉન્નત આત્મા હતા. એમણે પોતાથી બને તેટલું ધ્યાન આપી પચાય તેટલું જ્ઞાન નાના મહેન્દ્રને પાવા માંડ્યું. એ શિષ્ય માટે એમને કંઈક કુદરતી રીતે જ એવી શ્રદ્ધા બેસી ગઈ કે જાણે પોતાના જીવનભરના શ્રમનું ફળ એ પાર પાડશે એમ લાગતું અને એ બાળકમાં ખીલતા સદ્‌ગુણ પોતાની વૃદ્ધાવસ્થાનું સંચિત ધન હોય તેમ જોતા.

## હેર સ્કુલમાં

નાના મહેન્દ્રને આ શિક્ષકનો સમાગમ માંડ બેએક દિવસ રહ્યો હશે ત્યાં એકાએક મામાની આર્થિક સ્થિતિ ખરાબ થઈ. મોટા મામા સરકારી નોકરીમાં પ્રવાસી મુદ્રક તરીકે જોડાયા ને કલકત્તા બહાર રહેવા ગયા. એ વેળા કલકત્તામાં ડેવિડ હેરની નિશાળ લોકપ્રિય સંસ્થા ગણાતી. તે દાનેશ્વરી પુરુષ વિદ્યાર્થીઓને મફત દાખલ કરતા. નાના મામા મહેશચંદ્ર ઘોષના પ્રયાસથી મહેન્દ્ર આ નિશાળમાં દાખલ થયો. મહેન્દ્રલાલના કૂમળા અંતઃકરણ પર ડેવિડ હેરના પણ સચોટ સંસ્કાર પડ્યા. તેને તો મહેન્દ્રલાલ બંગાળાની કેળવણીના પિતા કહેતા. પોતાના પર પડેલા સંસ્કારનું ઋણ વાળવા તેમણે 'વિજ્ઞાન વિકાસ મંડળ'માં તેમના નામનું એક અધ્યાપક-સ્થાન સ્થાપી તેમનું નામ અમર કર્યું છે. ઈ.સ. ૧૮૪૨માં ડેવિડ હેર મૃત્યુ પામ્યા. તે પછી મહેન્દ્રલાલ પણ માંદા પડ્યા અને અભ્યાસમાં વિક્ષેપ આવ્યો. એ વેળાના તે સંસ્થાના મુખ્ય શિક્ષક ઉમાચરણ મિત્રની સહાયથી પાછા તેમાં દાખલ થયા અને ૧૮૪૯માં અભ્યાસમાં શિષ્યવૃત્તિ મેળવી હિંદુ કૉલેજમાં જોડાયા.

## હિન્દુ કૉલેજમાં

હિંદુ કૉલેજનો વડો તથા ગણિતનો અધ્યાપક મિ. સુટક્લિફ કરીને એક અંગ્રેજ હતો. તે ઘણો ભલો તથા આનંદી સ્વભાવનો હતો. પોતાના સારા વિદ્યાર્થીઓ પ્રત્યે તો તે પિતાના જેટલો પ્રેમ રાખતો. શિષ્યોમાં કયો છોકરો વધુ બુદ્ધિશાળી છે તે ખોળી કાઢવાની તેનામાં અજબ શક્તિ હતી. પોતે સુસંસ્કારી હતો તથા પોતાના વિષય પર સારો કાબુ હતો. પારકાને પોતાના કરી લેવાની તેની આકર્ષણશક્તિથી તે એ સંસ્થાનો અતિ લોકપ્રિય પ્રિન્સિપાલ ગણાતો. મહેન્દ્રલાલ કૉલેજમાં દાખલ થયા અને વર્ગમાં ઊંચું સ્થાન રાખવા લાગ્યા કે તરત જ મિ. સુટક્લિફનું ચિત્ત તેમના પ્રત્યે આકર્ષાયું. મહેન્દ્રલાલને અંગ્રેજી સાહિત્ય તથા તત્ત્વજ્ઞાનનો શોખ હતો એથી મિ. જોન્સ નામના એક બીજા અધ્યાપકના પણ તે પ્રિય શિષ્ય બન્યા. અહીં અંગ્રેજી સાહિત્યનાં ઉત્તમ પુસ્તકો તથા યુરોપીય તત્ત્વચિંતકોનાં પ્રસિદ્ધ પુસ્તકો ખંત અને ઝીણવટથી તે વાંચી ગયા. વાંચનાર તો તે અતિ જબરા હતા, અને એ ટેવ જિંદગીભર તેમને રહેલી. તે હિંદુ કૉલેજમાં પોતે સામાન્ય વિદ્યાર્થી હતા તે વેળાથી જ તેમને લાગતું હતું કે કોઈ મહાન કાર્યને અર્થે જ જગતકર્તાએ તેમને જન્મ આપેલો છે. પોતે જીવનમાં પડ્યા ત્યારે પોતાના ધંધાનો તથા જાહેરસેવાના કામનો અસહ્ય બોજો માથે હોય છતાં ઇતિહાસ, સાહિત્ય તથા તત્ત્વજ્ઞાનના

વાચન માટે દરરોજ થોડોક નિયમિત વખત તો એ અચૂક કાઢતા અને પોતાના જ્ઞાનમાં વૃદ્ધિ કરતા કે જેથી વૈજ્ઞાનિક જેવું લાગણીશૂન્ય જીવન પોતાનું ન બની જાય. દુનિયાની સાહિત્ય વિષયક તથા વિજ્ઞાન વિષયક પ્રવૃત્તિઓથી પોતે જીવનભર માહિતગાર રહેતા. વિલાયતના દરેક મેઇલમાં ઇગ્લંડ, ફ્રાન્સ, જર્મની તથા અમેરિકાનાં પ્રસિદ્ધ પુસ્તક પ્રકાશકોનાં સૂચિપત્ર તેમના પર આવેલાં જ હોય, અને તેમાંથી માત્ર પોતાને જ રસ પડે તેવાં નહિ પરંતુ જાહેર જીવનમાં ઉપયોગનાં હોય તેવાં પુસ્તકો પણ પોતે તરત જ મંગાવી લેતા. આ પુસ્તક ખરીદવાની ધારા એમના આખા જીવન દરમ્યાન અખંડ રહેલી; તે એવી કે તેમના પરલોકગમનની તિથિ પછી પણ વિલાયતના મેઇલમાં તેમના નામની ચોપડીઓનાં કેટલાંક પાર્સલ આવેલાં! ૧૯૧૯માં ડૉ. મહેન્દ્રલાલની જયંતી વેળા બોલતાં રાય બહાદુર ડૉ. ચુનીલાલ બોઝે કહેલું કે ડૉ. મહેન્દ્રલાલ કેવળ તેમના ધંધા તથા વિજ્ઞાનની વિવિધ શાખાઓમાં જ નહિ પરંતુ સામાન્ય સાહિત્યમાં પણ તે મોટા પંડિત હતા. તેમના સમકાલીનોમાં કોઇને ભાગ્યે જ એવડું મોટું ખાનગી પુસ્તકાલય હશે.

કૉલેજમાં છેલ્લા વર્ષમાં મહેન્દ્રે હકસલિ તથા મિલનાં પુસ્તકોનો ખૂબ ધ્યાનપૂર્વક અભ્યાસ આદર્યો. આ વાચને એમના જીવનનું પરિવર્તન કર્યું પણ એ વાચનથી જાગેલી તેમના આત્માની તૃષા તો વિજ્ઞાનના અભ્યાસના પાનથી જ છીપે તેવી હતી. સ્વાભાવિક જ બાળપણથી તેના મનનું વલણ એ પ્રકારનું હતું; એટલે અભ્યાસકાળમાં પણ વિશિષ્ટ સત્યની શોધ તે હંમેશાં કરતા. તેથી જ ઉપલા પુસ્તકોને તે કવિઓ તથા તત્ત્વચિંતકોના હવાઇ કિલ્લા કહેતા ને તેની ઊંડી અસર તેમના મન પર ન થઈ. કૉલેજમાં મળતી સામાન્ય નિર્જીવ કેળવણીથી તેમને સંતોષ ન થયો. હકસલિ તથા મિલના સિદ્ધાન્તો સમજવા માટે ક્રિયાત્મક વિજ્ઞાનના અભ્યાસની જરૂર છે એમ તેમને લાગ્યા જ કર્યું અને વૈજ્ઞાનિક કેળવણીના દૈવી પાનની તૃષા તેમના ઝંખતા અંતઃકરણમાં દિનપર દિન તીવ્ર થતી ગઇ. આ મંથનકાળને સમયે ૧૮૫૪માં હિંદુ કૉલેજ 'કલકત્તા પ્રેસિડેન્સી કૉલેજ' બની અને મહેન્દ્રને શિષ્યવૃત્તિ મળી. પણ આથી તેની વિજ્ઞાન માટેની ધગશ ગોળી ન પડી. તેણે તો જ્યાં પોતાનો પ્રિય વિષય સરસ શીખવાતો હોય તેવા સ્થાનની શોધ કરવા માંડી.

વિજ્ઞાનની અગત્યની શાખાઓમાં ક્રિયાત્મક પાઠ વિદ્યાર્થીઓને અપાતા હોય તેવું સ્થાન તે દહાડે 'કલકત્તા મેડિકલ કૉલેજ' હતી. મહેન્દ્રે ધાર્યું કે 'નહિ મામા કરતાં કે'ણો મામા શો ખોટો?' ડૂબતો માણસ તરણું પકડવા પ્રયત્ન કરે તેમ, વિજ્ઞાનના પાઠ શીખવાય છે એવું કહેનારી કોઈ પણ સંસ્થામાં કેળવણી લેવી એવી તેની ઝંખના હતી. પ્રેસિડેન્સી કૉલેજનો મુખ્ય હેતુ વિદ્યાર્થીઓને અંગ્રેજી ભાષા વાંચતાંલખતાં શીખવવાનો હતો. તેથી તેને છોડી દેવાનો પોતે મક્કમ નિશ્ચય કર્યો. પંદરપંદર વર્ષના અભ્યાસ પછી પણ અશુદ્ધ અંગ્રેજી બોલતાં લખતાં શીખવું એ કોઇ પણ હિંદીને નામોશી રૂપ છે એમ તેને લાગતું. પ્રિ. સુટલિફને સારુ તેમને ઘણું માન તથા ભાવ હતો એટલે તે તો મહેન્દ્રની આ મૂર્ખાઇ જાણી ભડકી ઊઠયા. થોડાક ગુસ્સે પણ થયા. પણ આ આગ્રહી શિષ્યે પોતાની હઠ ન જ છોડી ત્યારે તે નિરાશ થયા. અંતે પ્રો. જોન્સે વચ્ચે પડી મહેન્દ્રને ૧૮૫૫માં 'મેડિકલ કૉલેજમાં' જોડાવા રજા અપાવી.

## મેડિકલ કૉલેજમાં

આ કૉલેજની પ્રયોગશાળામાં મહેન્દ્રલાલની બુદ્ધિ ખીલવા લાગી. પોતાનું પ્યારું સ્થાન મળ્યું હોય એટલે તેને આનંદ થયો. અને અવિરત શ્રમ તથા ઉત્સાહથી તેણે અભ્યાસ આરંભ્યો. એક પણ અપવાદ સિવાય બધા અધ્યાપકોનો તે પ્રિય વિદ્યાર્થી બન્યો. વનસ્પતિ વિદ્યામાં, શરીરશાસ્ત્રમાં, ઔષધવિદ્યામાં, શસ્ત્રક્રિયામાં તેમજ સુવાવડશાસ્ત્રમાં તેણે સઘળા ચાંદ, સઘળી શિષ્યવૃત્તિઓ ને સઘળાં ઇનામો એકલે હાથે પ્રાપ્ત કર્યાં. વૈદકના વિદ્યાર્થી તરીકે તેનું જીવન ઝળહળતું હતું. પોતે બીજા વર્ષનો અભ્યાસ કરતા હતા તે વેળા એક અદ્ભુત પ્રસંગ બનેલો. તે ઉપરથી તેમની અતિ વિચક્ષણ તેજસ્વી બુદ્ધિ અને અભ્યાસપ્રિયતાનો તથા પાછલા જીવનમાં પોતે આટલા કીર્તિમંત કેમ થયા તેનો ખ્યાલ આવશે. એક દિવસ પોતાના કોઇ સગાને આંખના દર્દ માટે બહારના દર્દીઓ સારુ રાખેલા કૉલેજના દવાખાનામાં તે લઇ ગએલા. આંખના રોગના અધ્યાપક ડૉ. આર્ચર પોતાના વિષયમાં પાંચમા વર્ષના વિદ્યાર્થી-

ઓની પરીક્ષા આ દર્દીઓ બતાવીને કરતા હતા. આંખની રચના તથા દૃષ્ટિના નિયમ પર ઘણુ અઘરા સવાલો તે પૂછતા હતા. તેમાં આંખની રચના વિષેના કોઈ ખુણા-ખાંચરા જેવી બાબત પરના એક પ્રશ્નનો ઉત્તર એક વિદ્યાર્થી આપી ન શક્યો. બન્યું એવું કે એ વેળા મહેન્દ્ર પેલા સગા માટે કૉમ્પાઉન્ડર પાસેથી દવા લેતા હતા. તેણે દૂર ઊભાઊભા આ પ્રશ્ન સાંભળ્યો અને જરા ઊંચે સાદે ઉત્તર બોલી ગયા. ડૉ. આર્ચરે પૂછ્યું, 'એ માણસ કોણ છે?' કોઈએ ઉત્તર દીધો, 'એ તો પેલો બીજા વર્ષનો વિદ્યાર્થી. મહેન્દ્રલાલ સરકાર.' અધ્યાપકને ભારે આશ્ચર્ય થયું કે આ બીજા વર્ષનો વિદ્યાર્થી મારા છેલ્લા વર્ષના વિદ્યાર્થીને પૂછેલા આટલા અઘરા પ્રશ્નનો ઉત્તર આજથી આપી શકે છે! તેમણે તરત તેને બોલાવી મંગાવ્યો, અને કસોટી કરવા માટે અતિ અઘરા અને ભાગ્યે જ સમજમાં ઊતરે તેવા પ્રશ્નોની ઝડી વરસાવી. પણ મહેન્દ્રે એકેએક પ્રશ્નનો સંતોષકારક ઉત્તર આપ્યો. તે દિવસથી ડૉ. આર્ચરનો પણ પ્રિય બન્યો અને આ વિષયમાં ઊંડા અભ્યાસ સારૂ દરરોજ હાજરી આપવા તેને કહ્યું. ત્યાર બાદ ઉપલા વર્ગના વિદ્યાર્થીઓની વિનતિથી તથા પ્રિન્સિપાલ અને અધ્યાપકોની રજાથી મહેન્દ્રલાલે પોતે આંખની રચના તથા પ્રકાશનાં સાહિત્યના વિષય પર વ્યાખ્યાનમાળા ગોઠવી અને ઘણાં અસરકારક ભાષણો આપ્યાં.

મેડિકલ કૉલેજમાં ૭ વર્ષ ગાળીને મહેન્દ્રલાલ ૧૮૬૦માં એલ.એમ. ઍન્ડ એસ.ની પરીક્ષામાં પાસ થયા. 'મેડિકલ જ્યુરિસપ્રુડન્સ'—તબીબી ન્યાય—ના પ્રશ્નપત્રમાં એક સવાલ એવો હતો કે 'મનુષ્યના મૃત્યુ માટે ઓછામાં ઓછું કેટલું સોમલ જોઈએ?' તેના ઉત્તરમાં તેમણે લખેલું કે પુસ્તકોમાં એક ગ્રામ સોમલથી મૃત્યુ થાય છે એમ લખ્યું છે તે જૂઠું છે. કેટલાક માણસોને તેટલું સોમલ લેવાની ટેવ હોય છે છતાં તેમને કશું થતું નથી. પરીક્ષકે તેમની આ ભૂલ ગણી. મહેન્દ્રલાલે આ વિષય પર વજનદાર ગણાતા માણસોના જે છેલ્લા લેખ વાંચ્યા હતા તે પેલા પરીક્ષકે વાંચ્યા નહોતા, તેથી તેના માર્ક-ગુણ ઓછા મૂક્યા, અને એટલા જ માટે એ વિષયનો સોનાનો ચાંદ મહેન્દ્રને ન મળ્યો!

ડૉ મહેન્દ્રલાલ સરકારે આગળ અભ્યાસ કરી એમ. ડી. ની ઉપાધિ પણ પ્રાપ્ત કરી. તેથી તબીબી ધંધામાં તેઓ એક આગળપડતી વ્યક્તિ લેખાવા લાગ્યા. નવા ધંધાદારીને શરૂઆતમાં પોતાનો માર્ગ કાઢતાં જે મુશ્કેલી વેઠવી પડે છે તેવી તેમને ઘણુ જ થોડો વખત વેઠવી પડી અને ટૂંક જ મુદતમાં મહેન્દ્રલાલ અતિ લોકપ્રિય તથા પ્રસિદ્ધ ડાક્તર ગણાવા લાગ્યા.

### તબીબી મંડળ

એ સમયે ડૉ. ચક્રવર્તીના અથાગ પ્રયત્નથી કલકત્તામાં બ્રિટિશ મેડિકલ એસોસીએશન—બ્રિટિશ તબીબી મંડળ—ની બંગાળાની શાખા ખોલવામાં આવી હતી. ૧૮૬૩ના મેની ૨૭મી તારીખે ડૉ. ચક્રવર્તીને ઘેર એ મંડળની સભા ભરાએલી તેમાં ડૉ. મહેન્દ્રલાલે એક ઘણું જ અસરકારક વ્યાખ્યાન આપ્યું. તેમાં તેમણે હોમિયોપથી—સામ્યોપચાર વૈદક પદ્ધતિ—ને ઘણા સખત શબ્દોમાં તિરસ્કારી કાઢી. આ વ્યાખ્યાન સૌએ અતિ આદરમાનથી સાંભળ્યું. તરત જ તે મંડળના માનદ મંત્રી તરીકે તેમની ચૂંટણી થઈ અને ૧૮૬૬માં એ મંડળના તો તેઓ ઉપપ્રમુખ બન્યા.

### વાંછા

• મંદાક્રાંતા •

ના ના મારે કળશ બનવું મુક્તિના મંદિરે, વા  
વ્યોમે તેની નિત ફરકતી પ્રેમ કેરી પતાકા,  
વાંછા ઉરે કદી ન બનવું દીવડો ત્યાં અખંડ,  
વા ના મારે ફૂલડું બનવું ફોરવા ત્યાં સુગંધ.

કલ્પાન્તે યે કળશ ઝગે મુક્તિના મંદિરે એ,  
તેની નિત્યે અવિચળ રહે વ્યોમચુંબી પતાકા,  
તેજે નિત્યે ઝગમગી રહે દીવડા ત્યાં અખંડ,  
ને મંદિરે પમરતી રહે પુષ્પ કેરી સુગંધ,—

એ કાજે છે અચળ બનવું એક પાષાણ માત્ર,  
મુક્તિના એ ગગનચુંબિના ભવ્ય મંદિર કેરા.

પ્રહ્લાદ પારેખ

### મહાન ભોગ

અત્યારે ડૉ. મહેન્દ્રલાલનું વય ૩૦ વર્ષનું હતું. તબીબી પાઠશાળામાં, કલકત્તા વિદ્યાપીઠમાં તથા દાક્તરી ધંધામાં તેમણે ઊંચું નામ કાઢ્યું હતું. તેમનો ધંધો પણ બહુ મોટા પાયા પર ચાલવા લાગ્યો. તેઓ એટલા બધા લોકપ્રિય દાક્તર થઇ ગયા કે કલકત્તામાં તેમનું નામ એક ઘરગથ્થુ શબ્દ જેવું થઇ પડ્યું. પરંતુ નામના એ કાંઇ એમના જીવનનું ધ્યેય નહોતું. સૃષ્ટિનાં ઊંડાં સત્ય જે ગુપ્ત પડદા નીચે છુપાએલાં પડ્યાં હોય તે પડદાને ચીરી નાખવો એ વિજ્ઞાનનો ખરો હેતુ છે અને એવા વિજ્ઞાનને માટે જ ધગશ એટલે સત્ય માટેની સાચી તૃષાનું જ તેમનામાં પ્રાબલ્ય હતું. ડૉ. મહેન્દ્રલાલે સંપૂર્ણ ભક્તિથી પોતાના જીવનના આ ધ્યેયનું અનુસરણ કર્યું છે તથા સત્ય અને વિજ્ઞાનની વેદી પર પોતાની જિંદગી સમર્પણ કરી છે. એવા સમર્પણનો એમના જીવનનો પહેલો બનાવ આ વર્ષે બન્યો.

પોતે હોમિયોપથી–સામ્યોપચાર વૈદક પદ્ધતિ–ને તબીબી મંડળમાં આપેલા વ્યાખ્યાનમાં ધિક્કારી કાઢી હતી એ વેળા જે સિદ્ધાંતો પર ચિકિત્સાની તે પદ્ધતિ રચાઈ છે તે પોતે બીલકુલ જાણતા નહિ.

આ પછી એક એવો બનાવ બન્યો કે જેથી તેમની કારકિર્દી તથા જીવનનું આખું વ્હેણ જ બદલાઇ ગયું. એક દહાડો એક મિત્રે મૉરગનનું રચેલા 'હોમિયોપથીનું તત્ત્વજ્ઞાન' નામના પુસ્તકની એક નકલ તેમને વિવેચન લખી મોકલવા સારૂ આપી. ડૉ. મહેન્દ્રે અતિ ઉત્સાહથી તે લીધી, કેમકે એ પદ્ધતિના વૈદકનો પોતાને વધુ સ્પષ્ટ ખ્યાલ આવે તો પોતે સપ્રમાણ વૈજ્ઞાનિક રીતે દલીલો આપી તેને બરાબર તોડી પાડે. જેમજેમ તે પુસ્તક વાંચવા માડ્યું તેમતેમ ઊલટી મૉરગનની દલીલની અસર તેમના પર થઇ ગઇ. સત્યને ખાતર કરેલી જોરદાર માગણી અને તે પરથી દોરવામાં આવેલું છેવટનું પરિણામ વાંચી ડૉ. મહેન્દ્રલાલ તો મંત્રમુગ્ધ બની ગયા. એકદમ હોમિયોપથીની સંપૂર્ણ ચિકિત્સા તથા પદ્ધતિનું પૂરૂં જ્ઞાન મેળવવા પોતે અડગ નિશ્ચય કર્યો. એ વિદ્યા પરનાં બજારમાં મળતાં બધાં જ પુસ્તક ખરીદ્યાં અને લંડન તથા ન્યૂ યૉર્કથી પણ આ વિષય પરનાં ભિન્નભિન્ન પુસ્તકોનો પ્રવાહ પોતાના વાચનાલયમાં આણવા માંડ્યો. એ બધું પોતે સંપૂર્ણ ધ્યાનથી તથા કાળજીપૂર્વક વાંચવા માંડ્યું અને એ સિદ્ધાંતો પૂરા સમજી તે પુસ્તકોમાં પોતે જે જે વાંચ્યું હતું તેની સત્યતા સિદ્ધ કરવા મનમાં સંકલ્પ કર્યો. કલકત્તાના લક્ષાધિપતિ ડૉ. રાજેન્દ્રલાલ દત્ત બંગાળામાં હોમિયોપથીના પ્રથમ જ પ્રચારક હતા. તેમને આ 'ઍલોપથી'ના પ્રખ્યાત દાક્તરને પોતાના પંથમાં ભળવાનો પ્રસંગ જાણી ખૂબ આનંદ થયો. પોતાની પ્રિય પદ્ધતિ સમજાવવા તેમણે મહેન્દ્રબાબુ પાસે આવવા માંડ્યું. પણ સમજાવવાની અગત્ય તો રહી જ નહોતી. મહેન્દ્રબાબુને ગળે તો ક્યારની વાત ઊતરી ગઇ હતી. હવે તો માત્ર થોડા 'ટેસ્ટ કેસ'—પરીક્ષા કરવા દર્દી જોઇતા હતા. અને જ્યારે દેખીતી રીતે અસાધ્ય રોગના દર્દીઓ પર હોમિયોપથીની પ્રમાણસરની સારવારની જાદુઈ અસર થતી પોતે જોઇ કે તરત જ ડૉ. હાનમાનના હોમિયોપથીના સિદ્ધાંતના પોતે અનુયાયી છે એવું વગર ચોળ્યે ડૉ. મહેન્દ્રલાલે જાહેર કર્યું.

આ આત્મઘાતી માર્ગે પરથી પાછા વાળવા ડૉ. ફ્રેયરે તેમને ઘણુંઘણું સમજાવ્યા. પણ એમના ગુરુ તથા શુભેચ્છક ડૉ. ફ્રેયર જેવી મહાન વ્યક્તિનાં પણ બધાં વેણ એમની સત્યની ધગશ પાસે નિરર્થક ગયાં. ૧૮૬૭ના ફેબ્રુઆરી માસની તબીબી મંડળની વાર્ષિક સભામાં 'વૈદકીય વિજ્ઞાનમાં કલ્પિત અચોક્કસતા અને રોગ તથા તેની ચિકિત્સા વચ્ચેનો સંબંધ' એ વિષય પર એમને વ્યાખ્યાન આપ્યું અને તેમાં પોતાને હોમિયોપથી પર સંપૂર્ણ શ્રદ્ધા છે એવું નીડરતાથી જાહેર કર્યું. આ વ્યાખ્યાનને અંતે જે ધાંધલ તથા દેખાવ થઇ રહ્યો હતો તેનું વર્ણન કરવા કરતાં કલ્પના જ કરી લેવી સહેલ છે. આવા ડાહ્યા માણસોની સભામાં પણ અવર્ણનીય શોરબકોર તથા અસાધારણ ગડબડાટ મચી રહ્યા. 'ઍલોપથી' પર જ્યારે તેમણે પ્રહાર કરવા માંડ્યા ત્યારે તો એકઠા થએલા સભ્યોએ આ તેમના ઉપપ્રમુખને ઊંચકી બહાર ફેંકી દેવાનો જ પ્રયત્ન કર્યો. સમજ્યા વગર આ 'ઍલોપથી'ના ચેલાઓએ ડૉ. મહેન્દ્રને મંડળમાંથી બહિષ્કૃત કર્યા. અને હોમિયોપથી પ્રમાણે આ કામ કરનારાને તેમણે ઊંટવૈદનું વિશેષણ લગાડ્યું.

ચાલુ]

રેવાશંકર ઓ. સોમપુરા



શૃંખલાભંજન

નામના શ્રી રસિકલાલ પરીખના ચિત્રનો એક ભાગ

# દાતરડીનો ડાઘ . . .



. . . . . સૂવરના શિકારની વાર્તા

પોષ માસના અંતિમ દિવસોની વાત છે. મગરના શિકારને માટે યમુનાના તટ ઉપર ગયો હતો. તટ ઉપરથી પડાવ એક માઇલ દૂર બીડમાં હતો. પડાવથી આઠ માઇલ દૂર કલાકોની તપશ્ચર્યા પછી બે મગર માર્યા. ચામડું ઉતારતાં વાર થઇ એટલે ઝડપથી પડાવે પહોંચવા સારૂ ધોરી રસ્તો છોડી ખાડાખૈયામાં થઇને અમે ચાલ્યા. બેત્રણ માઇલ ચાલ્યા હોઇશું ત્યાં તો સંધ્યાકાળના રાતા સૂર્યે ક્ષિતિજમાં પોતાનું મુખ ઢાંકી દીધું અને રાત્રિની દાસી ગોધૂલિએ પ્રકૃતિને પોતાની સ્વામિનીના આગમનની ખબર આપી. ચારે બાજુએ સમ્રાજ્ઞી રાતનાં દુંદુભિ વાગવા લાગ્યાં. દિનચર આમતેમ દોડતાં હતાં. પ્રકાશની સત્તા પલટાઇ ગઈ હતી; પણ રાત્રિરાણીએ હજી શ્યામ અંચળો ઓઢ્યો નહોતો. સૂર્ય ડૂબી ગયો હતો પણ જોવા પૂરતું અજવાળું હતું. નીલ ગાયનાં ઝુંડનાં ઝુંડ ચરવાને માટે આવતાં હતાં. સસલાં અમારા પગરવથી ચમકીને નાસતાં અને પાછાં ઊભાં રહી જતાં. તીતર ઝાડીઓમાં જતાં રહ્યાં હતાં. ઠંડી વધતી જતી હતી. ચાર કારતૂસ ભરેલી રાઇફલ લઇ હું સૈનિક–વેષમાં ઉતાવળે ચાલતો હતો. શિકારનો કંઇ જ ખ્યાલ નહોતો એટલે છુપાઇને દબાતે પગલે નહિ, પણ વેગ ભર ચાલ્યો જતો હતો. હું તો ચાહતો કે અહીંથી ઊડું અને પડાવ ઉપર જઇને રાઇફલને સાફ કરી મગરના ચામડામાં નમક લગાવીને, દસબાર રોટલી પેટમાં પધરાવી દઉં. પણ કલ્પનાની પાંખો શરીરને થોડી જ લાગે છે! ભૂખ ને થાકને લીધે વાત કરવાની પણ ઇચ્છા થતી નહોતી. ચમાર ચામડું ઉપાડીને પાછળ આવતો હતો. પાછો વળીને હું વારંવાર તેની તરફ જોતો એટલે મારા મનનો વિચાર તે જાણી ગએલો. પણ શું કરે! આમ પણ એ મારી સાથે નહોતો ચાલી શકતો અને અત્યારે તો બોજો ઉપાડ્યો હતો! થોડે દૂર આગળ ગયા ત્યાં એક ટેકરો આવ્યો. તેની નીચે મેદાન હતું. એક બાજુએ કેટલાંક ખેતર હતાં. ચમારે કહ્યું: 'પંડિતજી, ઇખકો ખેતુ એ. ખાઉ તો બાલંગ હૈ કૈ નિકસ્યલો. એકાદુ તોડલીઓ.'

હું બોલ્યો: 'ઠીક કહ્યું. બેએક ખેતરવાનું ચક્કર પડશે. ભૂખથી તો દમ નીકળી જાય છે. ચાલો, પૂર્વ દિશાથી જવાનું ઠીક પડશે.'

અમે નીચે ઊતર્યા. સરસવના છોડવા ઝૂકીઝૂકીને જાણે કુર્નિશ બજાવી રહ્યા હતા. ખેતરને પાર કર્યું ત્યાં એક નાળું દેખાયું. નાળાથી બેત્રણ ફર્લાંગ પૂર્વે એક ખેતર હતું. મેદાનની કટિમેખલા જેવું એ નાળું પૂર્વથી પશ્ચિમ વાંકુંચૂંકું વહેતું હતું. નાળા પાસે પહોંચ્યા કે ચમાર બોલ્યો: 'અરે પંડિતજી, જુ દેખો! કિતનો જેયદુ (મોટો) સૂઅર બાઈ ઓરકૂં આઇ રહ્યો એ.'

ચમકીને મેં જોયું તો મારાથી સો ગજ આગળ એક બહુ મોટો સૂવર મસ્ત ચાલે પશ્ચિમથી પૂર્વ તરફ આવતો હતો. અહો! કેટલું મોટું એનું શરીર અને કેટલી બધી ચરબી! કાળા વાદળમાં દબાએલા બીજના બે ચન્દ્ર જેવી એની મોટી દાતરડીઓ (Tusks) ચોખ્ખી જબરી દેખાતી હતી. એણે અમારી ઉપેક્ષા કરી. સાંજ પડી હોવાથી તે પોતાનું ખાજ શોધવા નીકળ્યો હતો. અને બેચાર આદમીઓની તો તેને શી પરવા? એની કાંપો (દાતરડીઓ) કંપ ઉત્પન્ન કરતી હતી. મોટા સૂવર ઉપર વાઘ પણ સાગો ઘા કરી શકતો નથી, કેમકે વાઘ તેની દાતરડીની ઠોકરને ખમી શકતો નથી. પરંતુ તે એટલો બુદ્ધિવાન અને ચાલાક હોય છે કે પોતાની ઉપર સૂવરની ચોટ લાગવા દેતો નથી. જંગલમાં કદી સૂવર અને વાઘનો સામનો થાય તો સૂવર ઝાડીની તરફ સહેજ પાછો હઠીને ક્ષત્રિયની માફક ખુલ્લી છાતીએ લડવાને માટે તૈયાર થાય છે. આવી સ્થિતિમાં વાઘ સૂવર ઉપર ઘા કરી શકતો નથી, પરંતુ તેને ભડકાવીને યા થકાવીને પછી તેના પર તૂટી પડે છે.

આવડા મોટા સૂવરને જોઇને મારો ઉત્સાહ જાગૃત થયો. ભૂખ તો કોણ જાણે ક્યાં ચાલી ગઈ! રાઇફલને ખાંધ ઉપરથી ઉતારી બોલ્ટમાંથી નાળીમાં કારતૂસ મૂકી. ખડખડાટ થવાથી સૂવરે મારી સામે જોયું;—જાણે કે પોતાનાં કાંપની શક્તિની ચેતવણી આપી. તે ક્ષણવાર રોકાયો અને તરત જ વેગથી નાળામાં ચાલ્યો ગયો. મેં તેને આગળથી રોકવા માટે માણસો દોડાવ્યા. નાળું વાંકુંચૂંકું હતું એટલે માણસો દોડીને સૂવરના માર્ગથી આગળ ગયા. હું નાળાની ઉપર ઊભો રહ્યો;—એવા ખ્યાલથી કે સૂવર પાછો ફરીને નાળામાં ને નાળામાં અહીં જ આવશે. નાળાની ઊંડાઇ ફક્ત દોઢ ગજ હતી, એટલે સૂવરને માટે ઉપર ચડવું કંઇ કઠણ તો નહોતું. પણ મેં તો મોરચો જમાવી દીધો અને પચાસ ગજનું નિશાન તાકી રાઇફલ સાથે બીજના ચન્દ્ર જેવા દાતરડાંવાળા સૂવરની પ્રતીક્ષા કરતો બેઠો. અંતર-ના ઊંડાણમાં એ પણ શંકા હતી કે ગોળી બરાબર ન લાગી તો ચીરીને બે ફાડિયા કરી નાખશે. પણ બાજી લાગી ગઇ હતી. આટલો મોટો સૂવર શોધતા પણ મળે નહિ. નિરામિષભોજી એ સૂવરે કોણ જાણે ક્યાંનાં ય કંદમૂળ ખાધાં હતાં! તે ખરેખર વકરી ગયો હતો. હાથી જેમ મસ્ત થઇને જેને પકડે છે તેને પૂરો કરીને છોડે છે, તેમ સૂવર પણ મસ્ત થાય છે—વકરી જાય છે ને બીજાં સૂવરો તેનાથી ગભરાય છે. જેમ ઘરડો થાય છે તેમ વધુ એકાન્તિક થતો જાય છે.

પણ થોડી વારમાં શું જોયું જાણો? મોટા એક કાળમીંઢ પથ્થર બેતરમાં દોડે છે! એ પેલો સૂવર જ હતો. નાળેનાળે ન આવતાં મૂળ જ્યાંથી આવ્યો હતો તે તરફ જ નાઠો. તેને બેતરમાં જોઇ ટોપીને એક બાજુ ફેંકીને હું ઊભો થઇ ગયો. મોટરને અચાનક બ્રેક લાગે તેની પેઠે સૂવર એકદમ રોકાયો અને મારી તરફ કાન માંડીને ઊભો રહ્યો. આંખો નહોતી દેખાતી, પણ દ્વિતીયાના ચન્દ્ર જેવાં તેનાં અસ્ત્ર સ્પષ્ટ જણાતાં હતાં. 'તારા રસ્તે ચાલ્યો જાને છાનોમાનો! નકામી છેડ કરીશ તો ફળ પામીશ.' એમ જાણે કહેતો હોય એમ તેની આકૃતિ પરથી જણાતું હતું. પણ હું તો મારી રેમિં-ગ્ટન રાઇફલના જોર પર મુસ્તાક હતો. ૨૨૦ ગ્રેનની એક જ ગોળી જો તેની કાંખમાં વાગી જાય તો તરત પડી જાય એવો ખ્યાલ કરી, નિશાન લઇને ગોળી મારી. બીજણ, ઘુરઘુરાટ કરીને સૂવર ભાગ્યો. મોટા આશ્ચર્યની વાત તો એ હતી કે તેણે એ વખતે જ મારી ખબર લઇ ન નાખી. ફક્ત ત્રીસ ચાલીસ ગજ જ દૂર હતો. ગોળી સહેજ નીચે વાગી હતી. બેત્રણ ઇંચ ઊંચે વાગી હોત તો ખેલ ખતમ થાત.

સૂવર ઝાડીની તરફ ભાગ્યો અને અમે તેનો પીછો પકડયો. અનુમાનથી એક ગીચ ઝાડી પાસે આવ્યા તો અંદરથી વેદનાનો અવાજ સંભળાયો. અવાજ પરથી પ્રતીત થતું હતું કે મોતના કીટાણું તેના શરીરમાં પ્રવેશ તો કરી ચૂક્યા છે. સવાર પડતાં તો ખલાસ થઇ જશે. એટલે અત્યારે તેને ન છેડતાં બીજે દિવસે ત્યાં આવવાનો અમે નિશ્ચય કર્યો. જાણીબૂઝીને એમ આગમાં કૂદી પડવું એ મૂર્ખતા છે; પણ શિકારની ઉત્તેજનામાં લોકો ઘણી વાર મૂર્ખ બની જાય છે. જોકે ઉત્સાહ અને આનંદના તરંગોમાં મારું મન નહાતું હતું, છતાં એ દિવસે તો મેં સીમા ન ઓળંગી. કેટલો મોટો સૂવર અનાયાસે મળી ગયો એના વિચાર કરતો હું ચાલતો થયો. મનસૂબો કરતો હતો કે પ્રાતઃકાળમાં તો સૂવર મરેલો મળશે. અફસોસ, તેનો ફોટો લેવાને અત્યારે કૅમેરા પણ નથી. પરંતુ અંતરિક્ષમાં વિધાતા હસી રહી હતી.

પ્રાતઃકાળે સૂર્યોદય થતાંથતાં તો અમે ઝાડીમાં પહોંચી ગયા. સાથે ગામના બે કુતરા પણ લીધા હતા કે કદાચ જરૂર પડતાં સૂવરને ઝાડીમાંથી બહાર કાઢી શકે અથવા તો નાસી જતાં રોકી રાખે. પણ આ બધું તો સાવધાની માટે જ રાખ્યું હતું. આશા તો એવી હતી કે સૂવર મરેલો જ મળશે. ગામના કેટલાક આદમી અને વળી કુતરા પણ સાથે હતા, એટલે ચૂપ-ચાપ ન પહોંચી શકાયું. ત્યાં જઇને જોયું તો ઝાડીમાં નિસ્તબ્ધતા હતી. જ્યાંથી સૂવર અંદર ઘૂસ્યો હતો ત્યાં લોહીની ધાર હતી. મેં ઉપરથી એક પથ્થર ફેંક્યો, પણ ઝાડીમાં કંઇ અવાજ ન થયો; પરંતુ જેવો બીજો પથ્થર ફેંક્યો કે 'ઘુર્ર' કરતો સૂવર નીકળીને નાઠો.

તે નીકળ્યો એવો જ ગામવાળાઓએ હો હો મચાવી. કુતરાઓને પ્રોત્સાહન મળતાં તેમણે જોત-જોતાંમાં ત્રણ પગવાળા ઘાયલ સૂવરને પકડી લીધો. એક કુતરાએ તેના ઉપર પાછળથી હુમલો કર્યો, બીજાએ આગળથી રોકવાની ઇચ્છા કરી. રાઇફલ કે બંદુક ચલાવ-

વાની તક તો લોકોએ આવવા ન જ દીધી. તેઓ તો લાઠી લઈને પાછળ પડ્યા. પેલા કુતરાઓ 'બડે લાગૂ' કહેવાતા હતા. એમણે અનેક સૂવરોને પછાડ્યા હતા; પણ આટલા મોટા સૂવરનો સામનો કરવાનો અનુભવ તેમને કદી મળ્યો નહોતો. અને કદાચ ગળ્યો હોત તો પણ શું? પશુવૃત્તિમાં સમજ અને અનુભવનું કામ થોડું જ છે? આગળવાળા કુતરાએ જેવો સૂવરની આગળ જઈને તેના પડખામાં બચકું ભરવાનો પ્રયત્ન કર્યો કે તરત સૂવરે તેને પકડી દબાવી દીધો અને ક્ષણવારમાં પોતાની દાતરડી વડે તેને ચૂંથી નાખ્યો. એ કુતરાનો ચિત્કાર સાંભળીને બીજો કુતરો પણ હતોત્સાહ થઈ ગયો અને દૂર જઈને ભસવા લાગ્યો. માણસો પણ આગળ વધી શક્યા નહિ. પ્રોત્સાહનમાં એક એવી વીજળી આવે છે જે પાંગળાને પણ કર્મણ્ય બનાવી દે છે; જ્યારે હાર અને પતનમાં હ્રાસ અને અકર્મણ્યતાનો વાસ છે. પાછળવાળા કુતરાએ પોતાના સાથીનું પતન દેખ્યું કે તરત હ્રાસ અને અકર્મણ્યતાએ તેના પ્રોત્સાહનનું વીજળીનો પ્રવાહ બંધ કરી દીધો. સૂવરનાં વિકરાળ દાતરડાં જોઈને લોકો પણ ભયથી ડરી ગયા. કુતરા તરફની એમની સંચિત સહાનુભૂતિ પણ ડરી ગઈ. કુતરાને ચીસો પાડતો છોડીને સૂવર આગળ ભાગ્યો. લોકો તેની પાછળ દોડવા લાગ્યા. હું કુતરાની પાસે ગયો. તેને અંતિમ વેદના થઈ રહી હતી અને તેનો આત્મા બળપૂર્વક બહાર નીકળતો હતો. જે ઘરમાં તેનો વાસ હતો તેનો અંત સૂવરે પોતાની દાતરડી વડે આણ્યો હતો. તે મરી ગયો હતો, છતાં તેમાં જીવન પ્રતીત થતું હતું; જીવનની ગંધ રહી હતી ફૂલ સૂકાઈ જાય છે, પણ ગંધ શેષ રહે છે; દોરડું બળે છે પણ આંબળો રહે છે; તેમ કુતરાના શરીરનો સ્વામી પરલોકયાત્રા કરી ચૂક્યો હતો, પણ તેનું વસ્ત્ર રહી ગયું હતું. મેં તેના મોઢામાં બ્રાન્ડી નાખી. પણ અગ્નિ હોય તો ધુમાડો નીકળે ને? તેને છોડીને હું પણ સૂવરની પાછળ પડ્યો અને દોડીને લોકોની સાથે થઈ ગયો.

મેં હવે તેમને મારાથી એક ફર્લાંગ પાછળ રહેવા કહ્યું. કેમકે આ ધમાધમમાં કાંઈ સૂવર મરે નહિ; અને નાહક કોઈનો જાન જાય. લોક અનિચ્છાએ પાછળ રોકાયા. આમ ઘોંઘાટ શમી ગયો એટલે હું ધીમો પડીને સૂવરની શોધ કરવા લાગ્યો. મદદ માટે સાથેના માણસે માંથી એક જણને સાથી તરીકે લઈ લીધો.

શોધ કરવી એ શિકારનો સૌથી સરસ આનંદ અને તેની એક મુખ્ય કલા છે. શિકારની શોધ કરવી એ સાધારણ વાત નથી; મોટા અનુભવનું કામ છે. અમે ઘણું મથ્યા પણ ખબર ન પડી કે સૂવર ક્યાં ગયો વાંકા વળીને પગલાં જોતાજોતા અમે આવ્યા જતા હતા. પથ્થરવાળી જમીન પર આમ પગેરું કાઢવું એ બહુ કઠણ કામ થઈ પડતું. કદીકદી ખોટે રસ્તે પણ ચઢી જતા; પરંતુ દસવીસ ગજ આગળ જઈને પાછા આવતા અને ખરો રસ્તો ઢૂંઢતા. દોઢેક કલાક આમ મથામણમાં રખડ્યા પછી અમે બીડના એક સૂમસામ ભાગમાં આવ્યા. શિકાર પીલુની ગીચ ઝાડીમાં ગયો છે એમ ચિહ્નો ઉપરથી જણાતું હતું. 'કહો ન કહો પણ એ અહીં જ ભરાયો છે' એમ કહી મેં મારા સાથીને આગળ જતો રોક્યો. એક વિકરાળ વાંઘામાં એ ઝાડી આવેલી હતી. સૂવર અંદર છે કે નહિ એની ખાતરી કરવાને અમે આસપાસ તપાસ કરી. જો તે ઝાડીમાંથી નીકળી ગયો હોય તો આસપાસ તેનાં કંઈક ચિહ્ન મળવાં જોઈએ. પણ અમારો અંદાજ ખરો હતો. આજુબાજુમાં તેના પાછા વળવાનાં કોઈ ચિહ્નો નહોતાં. અમે ઝાડીની છેક નજીક ન ગયા, કારણકે સૂવર વકરેલો હતો. કદાચિત તૂટી પડે તો કુતરાના મોતે મરવું પડે. મારી રાઈફલ બરોબર સંભાળીને હું બીજી બાજુ ગયો અને પેલા માણસોમાંથી છ સાત કામઠાવાળાને બોલાવવા મારા સાથીને કહ્યું. એણે ચૂપચાપ તેમ કર્યું.

ક્રોધિત સૂવરે જ્યારે જોયું કે તેનો પીછો પકડનાર કોઈ છે નહિ ત્યારે નાળાં, ટેકરા અને વાંઘાં પાર કરતો તે અહીં આવ્યો હતો. લોહીની નિશાની તો હવે રહી નહોતી, પરંતુ તેનાં પગલાંના આધારે અમે અહીં આવ્યા હતા. મારી સાથેના ગામડિયાઓને સૂવર મારવાનો કંઈક અનુભવ હતો, પણ તેઓ મારી રાઈફલને બ્રહ્માસ્ત્ર સમજતા હતા. એક જણે આવીને મને કહ્યું: 'કા કરેં સા, કસૂર બડી પરો. મૈં એ બન્દૂક હમ ચલાઇ લૈં દેતે, ન તુ બુ કુત્તા મરતો, ના હેરાનગતી હોતી!'

વાંઘાની ઉપર ટેકરી જેવું હતું એટલે ત્યાં તો

(અનુસંધાન આગળ પાન ૫૪મે)



ઉપર: પહેલું ઇનામ જીતનાર ભાઇ નરસિંહ અર્જુન પરમાર (કાશી)નું ચિત્ર 'એકાગ્ર' નીચે: ભાઇ કાન્તિલાલ પટેલનું બીજું ઇનામ પામનાર ચિત્ર 'સંધ્યાના પડછાયા'.



ઉત્તેજના પારિતોષિક પામેલાં બે ચિત્રો: ઉપર–ભાઈ ચતુર્ભુજ વલ્લભદાસનું ચિત્ર 'કુદરત ખોળે માનવી.' નીચે–ભાઇ તુલસીદાસનું ચિત્ર 'સરિતા-તીરે ભાગોળ.'



# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

જીવનપ્રકાર બતાવતું ભાઈ નરસિંહ અ. પરમાર (કાશી)નું ચિત્ર આ મહિને પ્રથમ ઇનામ પામે છે. જિંદગીનો થાક લાગે એવી અવસ્થા સુધી પોતાના ધંધામાં 'એકાગ્ર' થઇ રસથી કામ કરતો આ કારીગર તેની રંકાવસ્થા અને ઉંમર ભૂલી ગયો દેખાય છે. તેની સાદાઈ મગરૂરીભરી લાગે છે. દુનિયાની તેને પરવા નથી. ચિત્ર જરા વધુ પ્રકાશિત બન્યું હોત તો કોઇ પણ ઉચ્ચ શ્રેણીની હરીફાઇમાં ઉપર આવી શકે તેવું છે. બીજું ઇનામ 'સંધ્યાના પડછાયા' માટે ભાઇ કાંતિલાલ પટેલ (વસો)ને મળ્યું છે. આખા દૃશ્યની ગંભીરતામાં માનવપાત્ર જે સંગતિ પામ્યું છે તેમાં વડનાં મોટાં પાન આડે આવીને નકામો ઓળો નાખી ભાત બગાડે છે. કોઇ એવું દૃષ્ટિબિંદુ લેવું જોઇતું હતું કે જેથી એકાદી પાતળી ડાળ વધુ સુંદર રેખા નાખતી ખાલી આકાશના ખાલી ભાગમાં જરૂર જેટલી ભરતી કરે અને પાંદડાં ઘણાં નાનાં પડે એટલી દૂર રહે.

ઉત્તેજના પારિતોષિક માટે ભાઈ તુલસીદાસ પરીખ (સિદ્ધપુર)નું 'સરિતા-તીરે-ભાગોળ' ઠીક લાગ્યું છે. આવા સ્થળનું ચિત્ર લેતાં નજર પર પહેલું શું ચડે છે તે વિચારવું જોઇએ. ચિત્રમાં ઘણી યે વસ્તુઓ એવી છે કે જેને આગળ-પડતી રાખી વધુ આકર્ષક બનાવી શકાત. એક ચિત્રમાં ઘણાં ચિત્રો સાચવવાં એ સહેલું નથી જ. ઊગતા કલાકારે થોડી વસ્તુઓ પર ધ્યાન આપી સંતોષ પકડવો જોઇએ. બીજો ઉત્તેજના યોગ્ય ફોટોગ્રાફ તે ભાઈ ચતુર્ભુજ વલ્લભદાસ (ઘાટકોપર)નો 'કુદરત ખોળે માનવી' સરસ સામગ્રી છતાં તે સારૂં ચિત્ર બની શક્યું નથી. માનવી ને વૃક્ષ એક જ સપાટી પર હોવાથી આગળ કે પાછળ કંઈ જ ખેંચાણ રહેતું નથી. માનવ, વૃક્ષ અને

દેખાવની ચિત્રપ્રદેશમાં સરસ વ્યવસ્થા જામે અને પરસ્પર સંબંધ જળવાય એવી ચિત્રની યોજના થવી જોઇએ.

આ ઉપરાંત ધ્યાનમાં લેવા જેવા બીજા થોડા ફોટોગ્રાફો પણ છે. તે દરેકે ચિત્રનું રૂપ પામતાં જરાજરા માટે ગોથું ખાધું છે. ભાઇ જયન્ત મહેતા (કરાચી)ના ફોટો 'બાળરમત'માં મોટા ભાઇ પર ઘોડેસવાર થએલો બાળક કૅમેરા તરફ જોવાને બદલે ઘોડાને હાંકવાની ચેષ્ટામાં પડ્યો હોત અને બીજો ખાલી ઊભેલો બાળક તેની ક્રિયામાં રસ લેતો કે શામેલ થતો હોત તો બીજી રીતે ચિત્રનું સ્થાન બહુ જ ઉચિત ગણાત. આવાં ચિત્રો લંબગોળ ગાળામાં મૂકવાં ન જ જોઇએ. ભાઈ જમના-દાસ કાપડિયાએ વાદળાંવાળા એક દૃશ્યનાં બે પાસાંની બે છાપ મોકલી છે. આવા સુંદર વાદળસમૂહ માટે આગળનું દૃશ્ય તે બેમાંથી એકેમાં જરા યે રૂચિકર બનતું નથી. કોઈ ઊંચી અગાશી પર જઇ, મુંબાઇના ગાળા ન દેખાય એમ, એકાદ મિત્રને વિરહી યક્ષ જેવો આકાશ તરફ મીટ માંડી બેસાડ્યો હોત તો વાદળાંનો આડંબર સંદેશા આપતો દેખાત. ભાઈ તુલસીદાસ પરીખે સિદ્ધપુરથી 'પ્રવાસના પંથે' નામના ચિત્રમાં અગાઉ 'કુમાર'માં આવી ગએલા ભાઈ આબીદમિયાંના ચિત્રને મળતો જ વિષય ઉપાડ્યો છે; પણ ચિત્રપ્રદેશમાં પાત્રોનો મેળ તે રાખી શક્યા નથી, તેમજ વસ્તુઓ જોઇએ તેટલી છૂટી પડતી નથી.

ભાઇ અહેમદમિયાં સૈયદે ચિત્ર માટે સ્થાન અને વસ્તુ સરસ પકડ્યાં છે; પણ પાડવાની જગ્યા જરા બદલી હોત તો સંપૂર્ણ ચિત્ર મેળવી શકત. દૃશ્યમાં દેખાતું સફેદ મકાન બધી સુંદરતા મારી નાખે છે. સુરતથી ભાઇ જયંત વણારિયા-એ મોકલેલા સરોવરના ચિત્રમાં માણસ નામે ય ન હોત તો વધુ અસરકારક દેખાત; અથવા તે ભૂમિના સ્વરૂપમાં મળી જાય એવું આગ્ય પાત્ર લાવી સંતોષ પામી સરસ ચિત્ર કરી શકાત. પોતાના પ્રવાસની નોંધના લોભે ઘણા માણસો દૃશ્યમાં પોતાની જાત અથવા પોતાના મિત્રોને ઉતારે છે, પણ તેથી એ સ્થાન વિરૂપ બને છે. પોતાની યાદી માટે છબી જુદી લેવી ઘટે. એકને જ મહત્ત્વનું હોય તે સૌને ન જ લાગે



## સ્વાસ્થ્ય·શક્તિ·સૌંદર્ય

ભાઇ નટવરલાલ પટેલ: ઉંમર વર્ષ ૧૮; ઊંચાઇ ૬' ૨"; વજન ૧૭૫ રતલ. અમદાવાદના રહીશ ને વ્યાયામના એકચિત્ત ઉપાસક આ ભાઇનું અપૂર્વ શરીરબંધારણ ઘડીભર તો આંખને ઝંખવી દે છે. ગયા માસનો પરિચિત યુવાન પ્રત્યેક અવયવના સુવિભક્ત સ્નાયુઓથી શોભે છે: ભાઇ નટવરલાલનું અંગસૌષ્ઠવ સરસરીતે ગંઠાયેલા એમના સ્નાયુવિકાસને લીધે મનોહર લાગે છે. એ ગરદન, એ ખભા, એ પ્રકોષ્ઠ, એ દંડ, એ કપાટભિન્ન વક્ષઃ-સ્થલ—અને આ બધાંની સાથે સરસરીતે સંકળાયેલી નીચેનાં અંગોની પરંપરા જોનારને એ અંગેઅંગમાંથી અદમ્ય વીરશ્રી ને શક્તિ નીતરતી લાગે છે. દેશી વ્યાયામપદ્ધતિ અને 'વેઇટ લિફ્ટિંગ'—વજન ઊંચકવા—થી સાધેલો આ શરીરવિકાસ પ્રત્યેક શરીરવિકાસપ્રેમીને આશ્વાસક ને ઉત્સાહપ્રેરક છે.—ઉ.

---

**ઉચ્ચ શ્રેણીની ફોટો હરીફાઇ** માટે જોઇએ તેટલા પ્રમાણમાં ચિત્રો મળતાં નહિ હોવાથી તેનું નિયમિત ત્રૈમાસિક પ્રકાશન હાલમાં બંધ રહેશે. તોપણ યોગ્ય ચિત્રો મળતાં વખતોવખત તેનો ઘટતો સત્કાર કરીને પ્રકટ કરવા ચૂકીશું નહિ. **'કુમાર'ના શતાંકને** છાજે તેવાં ચિત્રો એ અંકની હરીફાઇ માટે મોકલવા સૌ ભાઇઓ પ્રયત્ન કરે એવું અમે માગીએ છીએ.

## બીજાઓને પ્રકાશ પહોંચાડો

'કુમાર' માસિક પર પ્રસન્ન થનારા અનેક શ્રીમંત અને સાધનસંપન્ન વાચકો હશે. તેમને એક વિનતિ કરવાની છે. કેટલીક રંક બહેનો અને અત્યંજ ભાઇઓ તથા નજીવાં સાધનવાળી સંસ્થાઓ 'કુમાર' માટે ઝંખે છે. કુમારના સંચાલકોમાં એટલી શક્તિ નથી કે એ સર્વની માગણીને પહોંચી શકે. ઉદારદિલ વાચકો એવાઓને 'કુમાર' પહોંચતું કરવા યત્કિંચિત ફાળો આપશે તો અમે પ્રમાણમાં એવાઓને માટે બનતું કરી તેનો હિસાબ રજુ કરીશું. આ રીતે કુમારનું એક લવાજમ મોકલવા ઇચ્છનારાઓને રૂા. ૫ માત્ર મોકલવા વિનતિ છે. આવી બારેક માગણીઓ પૂરી કરવા જેટલાં લવાજમ હાલ જોઇએ છે.

**દાંતરડીનો ઘાવ** (અનુસંધાન પાન ૫૧થી)

હિમાલય જેવું રોકાણ હતું. ત્યાં સૂવર જઇ શકે એમ નહોતું. એને નીકળવાનો એક જ માર્ગ હતો અને તે અમે રોકી લીધો હતો. એક માણસને મેં ઉપરથી પથ્થર ફેંકવાને તથા કોલાહલ કરીને સૂવરને બહાર કાઢવાને મોકલ્યો. વાંઘાની બંને બાજુએ ત્રણ ત્રણ માણસ કામઠાં લઇને ઊભા રહ્યા. બધાથી આગળ હું રાઈફલ લઇને ઊભો રહ્યો. સૂવર એ એક જ માર્ગેથી બહાર નીકળી શકે એમ હતો. જો મારી ગોળી ન વાગી તો છ કામઠાંવાળામાંથી એક બેના તીર તો અવશ્ય વાગશે, અને એટલી વારમાં તો તેને ઝબ્બે કરી શકાશે. હળાહળ પીને કોઇ તો બચી શકે તો કન્દરાના મુખ ઉપર આવો વ્યૂહ રચાયા પછી અંદરનું પ્રાણી બહાર નીકળી શકે એમ મેં ધાર્યું. પણ મનુષ્યની બુદ્ધિથી પર પણ કોઇ ચીજ છે. કદીકદી નહિ થવાનું જ થઈ જાય છે. ઘનઘોર વાદળ ઘેરાય છે અને એમ જણાય છે જાણે પૃથ્વી જલમગ્ન થઇ જશે, પણ એવી દશામાં કોઇ વાર એક ટીપું પાણી પણ પડતું નથી. સુખની પૂર્ણ આશામાં—ભવિષ્યની કોમલ કલ્પનાઓમા—કોઇ વાર ઘોર સંકટ આવી પડે છે. અમે એવો નિશ્ચય કરી બેઠા હતા કે 'સૂવર બહાર નીકળતાં જ વીંધાઇ જશે. પહેલાં તો તે રાઇફલની ગોળીનું જ નિશાન બનશે. અમારા શરીરની એકએક નસ ઉત્તેજિત હતી. હું તો એટલો સચેત હતો કે મારૂં રોમેરોમ એકએક આંખ બની ગયું હતું. જો સૂવર પાછળથી આવત તો પણ હું તેને જોઈ લેત.

ટેકરી ઉપરથી પથ્થર પડ્યા. ઝાડીમા કૈંક સંચાર થયો. અમારો એકેએક સ્નાયુ અધીરતાથી ખેંચાઇ રહ્યો. સૂવર નીકળ્યો. રાઇફલનો બાર થયો અને કુંભકર્ણ જેવા સૂવરની પીઠમાં ગોળી લાગી. તેણે ચીસ પાડી, અને પાછલા પગના જોર વડે એકદમ ભાગવાની ચેષ્ટામાં મારી ઉપર જ આવીને ઝપટાયો. બીજી ગોળી ચલાવવાની મને તક ન મળી. મારી ડાબી જાંઘમાં તેનાં દાતરડાં ભોંકાયાં. પીડાથી હું ચીસ પાડી ઊઠ્યો.

બે મિનિટની મૂર્છા પછી જોયું તો મારાથી ચાર પાંચ ગજ દૂર તીરકામઠાંથી વીંધાઈ ગએલો સૂવર પડ્યો હતો. તેની તીક્ષ્ણ દાતરડીઓ મારી તરફ હતી. મારૂં આખું શરીર લોહીથી ભીનું થઈ ગયું હતું. કાચા ઘડાને કોઇ ઉછાળીને ફેંકી દે ને જેવી તેની દશા થાય તેવી મારા શરીરની દશા સૂવરે કરી હતી. પીડાથી મૂર્છા આવી ગઇ હતી. હું તો હજી માત્ર અકસ્માતમાં જ આવી ગયો હતો; પણ સૂવરને જો બરાબર ઘા કરવાનો વખત મળ્યો હોત તો મારી દશા પણ પેલા કુતરાના જેવી થાત. મારા સાથીઓમાંના તો દરેકને ક્ષણભર એમ જ લાગ્યું હતું કે હું ખલાસ થઇ ગયો! સૂવરે મારી ઉપર ઘા કર્યો અને હું પાછલી તરફ ગબડી પડ્યો. સૂવરનો ઘા નીચેથી ઉપરનો—નાસતી વખતે પાછલી બાજુનો હતો, એથી હું પાછળની તરફ ગબડ્યો. જો કદી આગળ પડ્યો હોત તો કોણ જાણે શું થાત? મારા ઉપર તેની ચોટ લાગી કે તરત જ છ યે ધનુષમાંથી છૂટેલાં તીર ભચોભચ સૂવરના દેહમાં ભોંકાયાં. પહેલેથી ગોળી તો વાગી હતી જ એટલે તીરોએ તેનો પ્રાણ લીધો.

અરધો સૂઇ રહેલો હું વેદનાથી કણસતો હતો; અને જાંઘમાંથી નીકળતી ખૂનની પરનાળને રોકવા માટે કપડું બંધાતી રહ્યો હતો. સૂવરની દાતરડીનો ઘા હાડકાં સુધી નહોતો પહોંચ્યો, એટલે લોહી રોકાઇ ગયા પછી કંઇ ભય જેવું નહોતું. એ પીડા અને કષ્ટમાં એ સમયે ખ્યાલ આવ્યો કે અંતરિક્ષમાં બેઠેલી વિધાતા મારી આ ગતિ જોઇને હસી રહી છે.

સૂવરના શબની સાથે મને પણ ખાટલામાં નાખીને પડાવમાં લાવ્યા. થોડા વખતમાં ઘા ઠીક થઇ ગયું, પણ છરા જેવી એ તીક્ષ્ણ દાતરડીનું ચિહ્ન હજી પણ ચન્દ્રાકારે મારી ડાબી જાંઘ ઉપર છે; અને જ્યાં સુધી આ કાયા આ રૂપમાં છે ત્યાં સુધી રહેશે.

હવે જ્યારે હું કોઇ મોટા સૂવરને જોઉં છું ત્યારે પેલા કુંભકર્ણનું સ્મરણ થાય છે અને તેની પ્રશંસામાં વરાહ અવતારનો આ શ્લોક બોલી જાઉં છું:

"वसति दशनशिखरे धरणी तव लग्ना ॥
शशिनकलङ्ककलेव निमग्ना ।
केशवधृतशूकररूप। जय जगदीश हरे ॥"

**ભોગીલાલ જ. સાંડેસરા**

('વિશાળ ભારત'માંના શ્રી શ્રીરામ શર્માના લેખ ઉપરથી)

---

છોકરો: બાપા, બાપા, દૂધના તપેલામાં ઉંદર પડ્યો'તો...
બાપ: (સફાળા) તે પછી, તેં કાઢ્યો કે નહિ?
છોકરો: નારે; મેં તો આપણી બિલાડી અંદર નાખી છે.

चित्रं देवानामुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः ।
आप्रा द्यावा पृथिवी अन्तरिक्षं सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥ ऋग्वेद १-८-७.

"Gladly, yet with deep devotion, do we receive the first warm rays of sun-light, like tender seeds in the warm spring earth. Clean, fine humanity thrills in us like a holy thing when the warm sun kisses our naked limbs, when glad sun-light kindles the soul to wonder."



# સૂર્યોપાસના

**એ પુરાણકાળનો વહેમ કે અંધશ્રદ્ધાભર્યો કર્મકાંડ નથી; પણ આધુનિક વિજ્ઞાને કસોટીએ ચડાવી કબૂલેલો, આ સમસ્ત સૃષ્ટિનો ચેતનદાયી, રોગનાશક, આરોગ્યરક્ષક, શક્તિવર્ધક ને ઉત્સાહપ્રેરક કીમિયો છે.**

**સૂર્યપ્રકાશ** એ નિસર્ગદેવતાની ચિત્‌શક્તિ છે. સૂર્યકિરણના પ્રથમ સ્પર્શ સાથે જ નિસર્ગમાં અભિનવ ચૈતન્યનો સંચાર થયેલો જોવામા આવે છે અને ઉત્સાહપૂર્ણ જીવનના બાહ્ય ચિહ્નરૂપ આનંદ નજરે પડે છે. સૂર્યપ્રકાશ એ જ સૃષ્ટિનું જીવન હોવાને લીધે અખિલ વિશ્વ–જીવનસૃષ્ટિ–એની અત્યંત ઉત્કંઠાથી સદૈવ પ્રતીક્ષા કરે છે. વૃક્ષો લીલાંછમ પાંદડાંવાળી પોતાની સૂર્યોન્મુખ ડાળીઓથી, પક્ષીઓ પોતાના સંગીત આકાશભ્રમણથી અને બીજાં પ્રાણીઓ નવરાશ મળે કે તડકામાં નિરાંતે સૂઈને, આ કુદરતી જીવનશક્તિનું આકંઠ પાન કરે છે. ફક્ત આપણે–માણસો–જ અતિ પરિચયને લીધે આ વગર મહેનતે પ્રાપ્ત થનારી દૈવી શક્તિને ભૂલી ગયા છીએ. એના પ્રાયશ્ચિત રૂપે આપણને અશક્તિ, દૌર્મનસ્ય અને ક્ષય જેવા અપરિહાર્ય રોગો સહેવા પડે છે.

વેદકાળમાં સૂર્યપ્રકાશની અમાપ શક્તિનું લોકોને જ્ઞાન હતું અને સૂર્ય એ સચેતન અને અચેતન સૃષ્ટિનો આત્મા છે એમ લોકો માનતા તેથી દરેક માણસ સૂર્યોપાસના અત્યંત આસ્થાપૂર્વક કરતો. દરેક બ્રહ્મચારીએ સૂર્યોપાસના તો કરવી જ જોઈએ એવો કડક ધાર્મિક નિર્બંધ હોવાને લીધે દરેકને નાનપણથી જ સૂર્યોપાસનાની ટેવ પડતી. પણ હાલ ધાર્મિક શ્રદ્ધા જોડે જ સૂર્યોપાસનાનો પણ લોપ થયો છે અને ફૅશન તથા ડીસેન્સીના નામ નીચે અનેક પ્રકારનાં કપડાંના ડગલામાં પોતાના શરીરને હમેશ માટે ઢાંકી દઈ આ અમૂલ્ય નિસર્ગશક્તિનો આપણે સર્વકાળ અનાદર કરીએ છીએ. યુરોપમાં પણ કેટલાક સમય પહેલાં સૂર્યકિરણનું કાંઈપણ મહત્ત્વ છે એમ કોઈને લાગતું નહોતું, પણ હાલમાં ફિન્સેન, રોલીઅર, બર્નાર્ડ ઇત્યાદિ સંશોધકોએ સૂર્યપ્રકાશના ગુણધર્મની શોધો ચલાવીને તેની સહાયતાથી કેટલાક દુ:સાધ્ય રોગો સારા કરી બતાવ્યા ત્યારથી એ પ્રજાને જાણે સૂર્યપ્રકાશનું ગાંડું જ વળગ્યું છે. રુગ્ણાલયો, અખાડા, ક્લબ, શાળાઓ, કૉલેજો ઇત્યાદિ સર્વ સંસ્થાઓમાં ત્યાં સૂર્યસ્નાનની ખાસ સગવડ કરવામાં આવે છે અને હજારો સ્ત્રીપુરુષો આરોગ્યની વૃદ્ધિ માટે નિત્ય એનો લાભ લઈ રહ્યાં છે. એટલે હવે આપણામાંથી દરેકે, ભલેને પારકી શિખામણે પણ આ નૈસર્ગિક શક્તિનું મહત્ત્વ જાણી તેની યોગ્ય ઉપાસના કરવી એ આપણું કર્તવ્ય છે.

### સૂર્યપ્રકાશના ઘટક

સૂર્યપ્રકાશના વિવિધ ઘટકની કલ્પના પ્રથમ ઇંદ્રધનુષ ઉપરથી આવી; કારણકે સૂર્યકિરણો જ વર્ષાનાં જળબિંદુમાંથી નીચે આવતી વખતે તેમનું પૃથક્કરણ થઈને વિચિત્રવિચિત્ર રંગનું ઇંદ્રધનુષ બતાવે છે. હવામાંથી પાણી કે કાચમાં જતી વખતે પ્રકાશકિરણો સહેજ વાંકાં વળીને પ્રવેશ કરે છે અને તેને પ્રકાશનું વક્રીભવન એવી સંજ્ઞા આપી છે. સૂર્યપ્રકાશના જુદા જુદા ઘટકોનું વક્રીભવન જુદાજુદા પ્રમાણમાં થાય છે. તેથી કાચના લોલકમાંથી અથવા પાણીમાંથી બહાર પડતી વખતે આ બધા ઘટક પૃથક્‌પૃથક્ બહાર પડે છે, અને તેથી આપણને લોલકની પેલી બાજુ અથવા પાણીની પેલી બાજુ જુદાજુદા રંગ દેખાય છે. એકાદ

ઓરડીમાં પૂર્ણ અંધારું કરી પછી બારણા-અથવા બારીમાંના કાણાંમાંથી થોડાંક સૂર્યકિરણ એકાદ ધોળા પડદા ઉપર પડે એવી વ્યવસ્થા કરી, કિરણના માર્ગમાં એક લોલક પકડીએ તો અનુક્રમે પહેલાં ગુલાબી પડતો જાંબલી, (વાયોલેટ) પછી જાંબલી, વાદળી લીલો, પીળો, નારંગી અને લાલ એવા સાત રંગના પ્રકાશની પટ્ટી તે પડદા ઉપર દેખાશે. આ ઉપરથી સૂર્યપ્રકાશના સાત દૃશ્ય ઘટક છે એ સ્પષ્ટ છે. આ સાત રંગની પટ્ટી-ઓમાંના દરેક પ્રકાશ ઘટકનું ને થોડુંક એની બહારની બંને બાજુનું ઉષ્ણતામાન થર્મોમીટરથી તપાસી જોતાં, રાતી પટ્ટીની સહેજ આ બાજુ અંધારું હોવા છતાં ઉષ્ણતામાન સૌથી વધારે હોય છે એમ જણાયું છે. આથી સિદ્ધ થાય છે કે આ સાત દૃશ્ય ઘટકો સિવાય ઉષ્ણતા ઉત્પન્ન કરનારાં કેટલાંક અદૃશ્ય કિરણો પણ છે. અંગ્રેજીમાં એને ઇન્ફ્રા રેડ રેઇઝ (**Infra Red Rays**) કહે છે. વેદમાં એમનું '*विलोहित*' કિરણને નામે વર્ણન આવે છે. દરેક ઘટકનું પરિણામ ફોટોગ્રાફ-ની પ્લેટ ઉપર શું થાય છે એ જોવામાં આવે તો ખબર પડે છે કે રાતા કિરણનો પરિણામ પ્લેટ ઉપર કાંઈ જ આવતું નથી, જ્યારે બીજી તરફના છેડા પર આવેલાં ગુલાબી પડતાં જાંબલી રંગનાં કિરણોનું પ્લેટ પર સૌથી વધુ પરિણામ થાય છે અને અંધારામાં પણ આછા જાંબલી રંગની પટ્ટી સામે પ્લેટ ધરવામાં આવે તો તે રીતસર એક્સપોઝ (Expose) થાય છે. ફોટોગ્રાફીની પ્લેટ ઉપર થનારાં આ પરિણામ તે પ્રકાશ-થી તેના પર થતી રાસાયનિક ક્રિયાને લઈને થાય છે. આ ઉપરથી સૂર્યપ્રકાશમાં રાસાયનિક ક્રિયાને સહાય કરનારાં એવાં પણ કેટલાક અદૃશ્ય કિરણો હોવાં જોઈએ. એને અંગ્રેજીમાં 'અલ્ટ્રા વ્હાયોલેટ' કિરણ કહેવામાં આવે છે. વેદમાં તેનું વર્ણન एतश અથવા '*नीलग्रीव*' એ નામે કરવામાં આવ્યું છે. આ एतश કિરણ અત્યંત મહત્ત્વનાં છે, કારણકે આ કિરણોમાં જ રોગનિવારક અને શક્તિવર્ધક ગુણ હોવાથી જે ઠેકાણે સૂર્યપ્રકાશમાં તે વધારે પ્રમાણમાં હોય છે ત્યાંના સૂર્યપ્રકાશમાં વધારે ગુણ હોય છે એમ જોવામાં આવ્યું છે. સાધારણ કાચ તો આ કિરણોનું ભક્ષણ કરી જાય છે. ફક્ત ક્વાર્ઝ નામનો એક વિશિષ્ટ કાચ જ આ કિરણોને પોતાની પાર જવા દે છે. સાદા કાચમાંથી આવતો તડકો ઉપચારની દૃષ્ટિએ નકામો છે. તેથી જ પ્રકાશોપચારમાં બને ત્યાં સુધી ખુલ્લા તડકામાં જ રોગીને સુવાડવામાં આવે છે, અને કાચની જરૂર પડે ત્યાં જ ક્વાર્ઝ કાચ વપરાય છે.



## હવામાન અને एतश કિરણ

કોઇ પણ સ્થળ સમુદ્રસપાટીથી જેટલું વધારે ઊંચું તેટલાં ત્યાંના સૂર્યકિરણમાં एतश કિરણ વધારે હોય છે. તેમજ જેટલું તે સ્થળ ઉષ્ણકટિબંધની પાસે તેટલું પણ તેમાં एतश કિરણનું પ્રમાણ વધારે. ઉના-ળામાં एतश કિરણનું પ્રમાણ સૌથી વધારે હોય છે, અને શિયાળામાં સૌથી ઓછું હોય છે. હવામાંની ધૂળ અને ધુમાડો સૂર્યકિરણમાંના આ एतश કિરણોને ખાઇ જાય છે, તેથી જ મોટાંમોટાં કારખાનાં અને મીલ જ્યાં છે એવા ગીચ વસ્તીવાળા શહેરમાં સૂર્યપ્રકાશ एतश કિરણ રહિત હોય છે અને તેથી ઉપચારની દૃષ્ટિએ નિરુપયોગી હોય છે.

સૂર્યસ્નાન માટે ઉત્તમ સ્થાન તો ગામ બહારની ટેકરી ઉપરની એકાદ નાનકડી ખુલ્લી જગ્યા અથવા આહ્લાદકારક એવું એકાદ લીલુંછમ ખેતર. પણ આ સાધ્ય ન હોય તો ઘર ઉપરની ખુલ્લી અગાશી પણ કાંઇ ખરાબ નહિ. આસપાસનું દૃશ્ય જેટલું નયન-મનોહર હોય અને વાતાવરણ જેટલું આહ્લાદકારક હોય તેટલું સારું. સૂર્યસ્નાન માટે અત્યંત સરસ તો વસંત ઋતુ; કેમકે આ અરસામાં સૂર્યની ઉષ્ણતા ઓછી હોય છે ને સૂર્યપ્રકાશમાં एतश કિરણનું પ્રમાણ પણ સારી-પેઠે હોય છે. ઉનાળામાં एतश કિરણ તો ઘણાં હોય છે પણ ઉષ્ણતા બહુ હોવાને લીધે તડકો બહુ વાર સહેવાતો નથી, અને સહેવાય તો સદતો નથી. સૂર્ય-સ્નાન માટે ઉત્તમ વખત સવારે સાતથી નવ સુધીનો. આ વખતે હવા ઠંડી હોવાથી કુમળા તડકામાં બેસવાનું ઠીક લાગે છે. શિયાળામાં દસ અગિયાર વાગ્યા સુધી તડકામાં બેસવામાં વાંધો નહિ.

પ્રકાશોપચાર માટે -રુગ્ણાલયો (સૅનેટોરિયમ) પર્વત ઉપર બાંધવાનો રિવાજ છે કેમકે પર્વત ઉપરના સૂર્યપ્રકાશમાં एतश કિરણનું પ્રમાણ વધારે હોય છે.



**બીજી એક છાયાછબી**

આ મહિને પણ આપીએ છીએ. આ તો તરત ઓળખાઈ આવશે કે કોની છે. ગયે મહિને કવિવર રવીન્દ્રનાથ ઠાકુરની સિત્તેરમી જન્મજયંતી ઉજવાઈ તેમના સ્મરણમાં એમની છાયાછબી આપી હતી. આ મહિને આમની પણ સિત્તેરમી જન્મજયંતી ઉજવાય છે. આ અંકની મિજલસમાં એમનો સંદેશ અપાયો છે. કોઈ તેજ વધુ કે ઓછાના નકામા પાના વડે ચિત્રમાંના કાળા ભાગ સફાઈથી કોરી કાઢીને અંધારા ઓરડામાં વીજળીની, ફાનસની કે મીણબત્તી જેવા નાના દીવાના પ્રકાશ સામે એ ધરશો એટલે ભીંત પર એમની મોટી આકૃતિ દેખાશે.

વળી પર્વત ઉપરની હવા ઠંડી હોવાથી સૂર્યપ્રકાશ વધારે વખત અને આનંદથી લઈ શકાય છે. ઉપરાંત પર્વત ઉપરના બરફમાંથી એતશ કિરણનું પરિવર્તન થવાને લીધે સૂર્યપ્રકાશનો બેવડો ફાયદો થાય છે. એ સિવાય પર્વત ઉપરની હૃદયંગમ વનશ્રી અત્યંત આલ્હાદકારક ને ઉત્સાહવર્ધક હોય છે, આથી યુરોપનાં ઘણાંખરાં રુગ્ણાલયો સ્વિટ્ઝર્લૅાંડમાં આલ્પ્સ પર્વતના પૃષ્ઠ ભાગ પર સ્થાપવામાં આવ્યાં છે. પ્રાચીનકાળ પણ 'गिरिशान्त' એટલે પર્વતસ્થ સૂર્યપ્રકાશને 'प्रथमो दैव्यो भिषक्' એટલે સર્વશ્રેષ્ઠ વૈદ્ય માનવામાં આવતો ને આયુરારોગ્ય માટે તેની ઉપાસના કરવામાં આવતી.

### એતશ કિરણના ગુણધર્મ

સૂર્યપ્રકાશના જુદાજુદા ઘટકના ગુણધર્મ શોધી કાઢવા ફિન્સેન નામના એક પ્રખ્યાત શાસ્ત્રજ્ઞે એક બહુ મજાનો પ્રયોગ કરેલો. તેણે એક પેટી તૈયાર કરી અને એના ઢાંકણામાં લાલ, પીળી, લીલી અને ભૂરી એમ ચાર કાચની પટીઓ લાઈનબંધ બેસાડી. આ પેટીમાં તે નિત્ય નવાંનવાં પ્રાણીઓ લાવીને પૂરી રાખતો અને પછી આ પેટી તડકામાં રાખી દરેક પ્રાણી સ્વેચ્છાથી કયા રંગના પ્રકાશ નીચે જઈ બેસે છે એ જોતો. આ જ પેટીમાં જુદાજુદા રંગના પ્રકાશમાં રોગજંતુની growth કેવી રીતે થાય છે એ પણ તેણે જોયું. આ પ્રયોગ ઉપરથી એને એમ જણાઈ આવ્યું કે પ્રાણી માત્રના પ્રકાશપ્રિય અને અંધકારપ્રિય એવા મુખ્ય બે વર્ગ છે. વંદા, કૃમિકીટક; રોગજંતુ વગેરે માનવજાતના શત્રુઓ અંધારામાં વધનારા છે. એમની વૃદ્ધિને ઓછી કરે છે. અને કેટલાંક તો એને લીધે મરી પણ જાય છે. એથી ઊલટું પતંગિયા, પશુપક્ષી અને માણસો પ્રકાશનો આશ્રય કરે છે. આ અને બીજા અનેક પ્રયોગો પરથી એતશ કિરણોમાં નીચેના ગુણધર્મ સિદ્ધ કરવામાં આવ્યા છેઃ (૧) રાસાયનિક પરિણામઃ ઑક્સિડેશન અને રિડક્શન આ બે મુખ્ય કાર્યો આ કિરણથી થાય છે. આ કિરણોથી ઓઝોન નામનો વાયુ હવામાં ઉત્પન્ન થાય છે અને આ વાયુનો ઘણા રોગોમાં ઠીક ઉપયોગ થાય છે.

(૨) રોગજંતુ અને કૃમિકીટક સૂર્યપ્રકાશથી મરી જાય છે તેથી જખમ ઉપર ઘણીવાર કૃત્રિમ સૂર્યપ્રકાશ પાડવામાં આવે છે. ક્ષયરોગના જંતુઓ તડકાથી તત્કાળ મરણ પામે છે. ઘણાખરા રોગજંતુઓની વૃદ્ધિ તડકાથી અટકી પડે છે. ગાદી, તકિયા, પલંગ વગેરે વારંવાર તડકે નાખવાનું તથા બારીબારણાં ઉઘાડાં રાખી ઘરમાં પુષ્કળ તડકો આવવા દેવાનું મહત્ત્વ આ ઉપરથી ધ્યાનમાં આવી જશે.

(૩) સૂર્યપ્રકાશ શરીર ઉપર એક જ ઠેકાણે ઘણો વખત પડવાથી તે જગ્યા કેટલાક કલાકે લાલ બની જાય છે ને પછીથી ત્યાંની ત્વચાનો રંગ કાયમનો કાળાશ પડતો લાલ થઈ જાય છે. એમ થવાનું કારણ ત્યાં અધિક લોહી આવે છે ને તેને લીધે કેટલીકવાર તે વખત પૂરતો સોજો પણ ચડે છે. પણ આ સોજો થોડામાં જ ચાલ્યો જાય છે. ચામડીના રંગ બદલાવાનું કારણ એ કે ચામડીની પેશીઓમાં નવા રંગીત કણો નિર્માણ થાય છે. આ કણો સૂર્યકિરણોને ખાઈ જનારા હોવાથી પાછળથી તડકામાં પહેલાં જેટલું જ બેસીએ તો યે ચામડીને સોજો ચડતો નથી.

(૪) સૂર્યપ્રકાશનું તેજ ચામડીમાંની રક્તવાહિનીઓમાના લોહીમાં વિલીન થાય છે પણ લોહીમાંથી ઇતર ઇંદ્રિયોને પહોંચે ત્યારે જ તે તેમના ઉપયોગમાં આવે છે. સૂર્યપ્રકાશથી રક્તગોલકો અને શ્વેત ગોલકો (red corpaselcs and white corpuscles) ની સંખ્યા વધે છે અને લોહીમાંનું calcium (કૅલ્શ્યમ) નામનું દ્રવ્ય પણ વધે છે. તેથી રક્તક્ષય, રિકેટ્સ, ઑસ્ટિયોમૅલેશિયા અને ક્ષયરોગ વગેરે રોગોમાં સૂર્યપ્રકાશ બહુ ઉપયોગી થઈ પડે છે.

(૫) સૂર્યપ્રકાશથી સર્વ ગ્રંથીગત રસો વધે છે તેથી પાચન સારૂં થાય છે, શરીરમાં ઉત્સાહ અને ચેતન આવે છે અને શરીરમાંની જુદીજુદી ઇંદ્રિયોનાં કાર્યો વ્યવસ્થિત થાય છે. થાયરૉઈડ, થાયમસ, પૅરાથાયરૉઇડ પિટ્યુઇટરી વગેરે ગ્રંથીઓમાંનો અન્તસ્થ રસ (ઇંટર્નલ સીક્રીશન) બહુ મહત્ત્વનો છે અને તેના અભાવે અનેક વિચિત્ર રોગો ઉત્પન્ન થાય છે. આ રસ યોગ્ય પ્રમાણમાં ઉત્પન્ન થવામાં સૂર્યપ્રકાશ બહુ મદદરૂપ છે.

(૬) સૂર્યપ્રકાશથી મજ્જાતંતુઓની ક્ષોભનીયતા ઓછી થાય છે. તેથી વેદના ઓછી થાય છે અને નિદ્રા આવવામાં મદદ થાય છે.

(૭) સૂર્યપ્રકાશથી સોજો ઓછો થાય છે.

(૮) સૂર્યપ્રકાશથી જુદાજુદા વિટામિન શરીરમાં

ઉત્પન્ન થાય છે. ઘણી વખત સૂર્યપ્રકાશમાં રાખેલાં અન્ન અને પાણીમાં પણ એ ઉત્પન્ન થાય છે. વિટામિનના અભાવે ઉત્પન્ન થતા રિકેટ્સ, સ્કર્વી વગેરે જેવા રોગો સૂર્યપ્રકાશથી સારા થાય છે. શરીરની પેશીઓની વૃદ્ધિને પણ સૂર્યપ્રકાશ મદદ કરે છે.



**સૂર્યપ્રકાશનો ઉપયોગ**

આરંભમાં સૂર્યપ્રકાશનો ઉપયોગ મુખ્યત્વે ક્ષયરોગ માટે થતો. પણ પછી ઉપર વર્ણવેલા તેમના અનેક ગુણોની જેમજેમ શોધ થતી ગઈ તેમતેમ બીજા રોગો ઉપર પણ પ્રકાશોપચાર કરવાની શરૂઆત થઈ ગઈ. હવે તો ચામડીના અનેક રોગો (ત્વગ્રોગો), રક્તક્ષય, ક્ષય, રિકેટ્સ, ઑસ્ટિયોમૅલેશિયા, જખમો, અપચનના રોગો, એમ અનેક રોગો ઉપર પ્રકાશોપચારનો મોટા પ્રમાણમાં ઉપયોગ થાય છે. પણ આપણી (નીરોગી લોકોની) દૃષ્ટિએ સૂર્યપ્રકાશના સૌથી મહત્ત્વના ગુણો તો શક્તિવર્ધકતા ને આરોગ્યરક્ષણ છે. સૂર્યપ્રકાશથી બલવત્તર બીજું એકેય ટૉનિક નથી એમ બધા શાસ્ત્રોનો અભિપ્રાય છે. સૂર્યપ્રકાશ સર્વ શક્તિઓ અને ઉત્સાહનો સમુદ્ર છે એમ વેદોએ એનું વર્ણન કર્યું છે. એટલે ઊગતી પ્રજાને આરોગ્યની અભિવૃદ્ધિ માટે સૂર્યોપાસનાનું મહત્ત્વ સમજાવી તેમની પાસેથી એ કરાવવી એ અત્યંત મહત્ત્વનું છે.

ઘણાની એવી સમજ છે કે આપણે તડકામાં ખૂબ ફરીએ છીએ એટલે આપણને તો જુદી સૂર્યોપાસનાની કાંઈ જ જરૂર નથી. પણ સૂર્યપ્રકાશ ઉઘાડા શરીર ઉપર પડ્યા વગર એનો કાંઈ ઉપયોગ નથી એ એમને ખબર નથી. ખુલ્લા શરીર ઉપર સૂર્યપ્રકાશ પડે તો જ તેનો કાંઈપણ ઉપયોગ થાય છે, નહિ તો બધા ઉત્તમ કિરણ કપડાં ખાઈ જાય છે અને ઉષ્ણતાનાં કિરણ ફક્ત અંદર જઈ શરીરને સારી પેઠે બફારો કરે છે. એટલે પહેલી વાત તો એ કે ઉઘાડે શરીરે જ સૂર્યોપાસના કરવી જોઈએ.

આપણામાં સૂર્યોપાસનાનો મુખ્ય વિધિ એ સૂર્યનમસ્કાર (એક પ્રકારના દંડ પીલવા તે) છે. સૂર્યનમસ્કાર તડકામાં કરીએ તો જ તે ખરી સૂર્યોપાસના છે. અંધારા મંદિરમાં ગમે તેટલા સૂર્યનમસ્કાર પીલો તોપણ તે સૂર્યોપાસના થતી નથી. એટલે સૂર્યનમસ્કાર તડકામાં કરવા જોઈએ એ બીજી વસ્તુ. રમ્ય નદીતીરે અથવા કૂવાકાંઠે પ્રથમ ખૂબ તરીને, સ્વચ્છ સ્નાન કરી પછી ખુલ્લામાં ઊગતા સૂર્ય તરફ મુખ કરી આસપાસના નિસર્ગ સૌંદર્યનો આસ્વાદ લેતાંલેતાં પ્રસન્ન અને ભક્તિયુક્ત અંતઃકરણથી, કુમળા તડકામાં શ્વાસોચ્છ્વાસનું યોગ્ય નિયમન કરતાંકરતાં પોતાની શક્તિ પ્રમાણે સૂર્યનમસ્કાર કરવા. આમ કરવામાં આવે તો જ તે સૂર્યોપાસના ફલપ્રદ થાય છે. જ્યાં નદી ઉપર જવું શક્ય ન હોય ત્યાં અગાશીમાં અને એ પણ શક્ય ન હોય તો આંગણામાં તડકામાં સૂર્યનમસ્કાર કરવા. નમસ્કાર પછી લેવાનું તીર્થ પણ તડકામાં મૂકેલું જ લેવું. ઘણીખરી રમતો ખુલ્લા શરીરે ખુલ્લા મેદાનમાં તડકામાં જ રમવી. ફક્ત સૂર્ય ઊંચો ચડે પછી તડકામાં બેસવું હોય તો આંખે ભૂરા રંગનાં ચશ્માં પહેરવાં અને માથે ચોવડી કરેલી ચાદરની ઘડી મૂકવી આવશ્યક છે. યુરોપમાં વિદ્યાર્થીઓના નિશાળના વર્ગો પણ હવે તો સવારની ખુલ્લી હવામાં તડકામાં જ લેવામાં આવે છે. એ જ પદ્ધતિ અહીં પણ શરૂ કરવામાં વાંધો નથી. સૂર્યોદયનો સમય સૂર્યોપાસના માટે સારો એમ વેદમાં પણ કહ્યું છે.

उद्यन्नद्यमित्रमह आरोहन्नुत्तरां दिवम् ।
हृद्रोगं मम सूर्य हरिमाणं च नाशय ॥

અર્થઃ ઉદય પામીને આકાશના ઉપરના ભાગ તરફ આક્રમણ કરતી વખતે, હે સૂર્ય ! તું મારા હૃદ્રોગ હૃદયરોગ અને હરિમા (પાંડુરોગ)નો નાશ કર.

**ઉપસંહાર**

સૂર્યપ્રકાશનું મહત્ત્વ ઠંડા પ્રદેશમાં સહેજે ધ્યાનમાં આવે એ સ્વાભાવિક છે. ત્યાં સૂર્યપ્રકાશ અત્યંત હિતકારક અને શક્તિવર્ધક છે એ વાત લોકોનાં મન ઉપર ઠસાવવી એ તદ્દન સહેલી વસ્તુ હોય છે, કારણકે ઉનાળો એ ત્યાંના લોકોનો અત્યંત સુખકારક અને ઉત્સાહકારક કાળ હોય છે. ત્યાં શિયાળાની કડક ટાઢ અને પ્રકાશના અભાવને લીધે મૃતપ્રાય ભાસતી સૃષ્ટિ વસંતઋતુમાંના આછા તડકાના પ્રથમ સ્પર્શ સાથે તરત

જ પાછી અભિનવ ચૈતન્યથી પ્રેરિત થાય છે, અને તેમાં એકાએક વિલક્ષણ ક્રાંતિ થએલી જોવામાં આવે છે. ટાઢથી ઠરી ગએલાં ને બરફથી આચ્છાદિત થવાને લીધે ભૂત જેવાં ભયંકર દીસતાં વૃક્ષ નવી કુંપળથી સુશોભિત દેખાવા લાગે છે. ધુમ્મસ અને અંધારાથી નિરાશાપૂર્ણ ભાસતું વાતાવરણ પાછું ઉજ્જ્વલ થઇ, દેશાન્તર ગએલાં પક્ષીઓના પુનરાગમનથી નિનાદિત થાય છે. હૂંફ માટે નિર્વાત ખૂણાઓમાં લપાઇ ગએલાં પ્રાણીઓ પાછાં ભક્ષ્યશોધન માટે અહીંતહીં સંચાર કરવા લાગે છે. માણસના અંતઃકરણમાં પણ આ સૃષ્ટિની ક્રાંતિ સાથે જ અવર્ણનીય ઉત્સાહ અને આનંદનો ઉદય થાય છે. તેથી જ ઠંડા પ્રદેશમાં સૂર્યપ્રકાશનું મહત્ત્વ અત્યંત સ્પષ્ટ અને સુંદર શબ્દમાં વર્ણવવામાં આવ્યું છે.

આ ઉપરથી આર્યોની વસ્તી વેદકાળમાં ઉત્તર ધ્રુવ તરફ હોવી જોઇએ એ લોકમાન્ય તિલક મહારાજની કલ્પના તદ્દન સાચી છે એ સિદ્ધ થાય છે. ઠંડા પ્રદેશમાં ન રહેતા હોત તો વેદમાં સૂર્યપ્રકાશ સંબંધે જે ઉદ્ગાર કાઢવામાં આવ્યા છે તે ન નીકળવા અસંભવિત છે, કારણકે ઉષ્ણ પ્રદેશમાં સૂર્યપ્રકાશનું મહત્ત્વ જલદી ધ્યાનમાં નથી આવતું. ત્યાં બારે માસ સૂર્યપ્રકાશ ભરપૂર ગળતો હોવાથી સૂર્યપ્રકાશને અભાવે માણસની કેવી દીન સ્થિતિ થઇ જાય છે એની કલ્પના જ આવે નહિ. ઉલટું ત્યાં ઊનાળાની અતિશય ઉષ્ણતાથી સૂર્યપ્રકાશનો અનુભવ થાય છે.

સૂર્યપ્રકાશમાં ઉષ્ણતા–કિરણ બહુ હોય તો તે શરીર ઉપર લઇ શકાતો નથી. લઇએ તો તે અપાયકારક થાય છે. ઍબેસીનિયા ને મેસોપોટેમિયા જેવા ઉષ્ણપ્રદેશમાં સૂર્યપ્રકાશોપચાર કરવા એ ભૂલભરેલું છે. તેથી ઉષ્ણ પ્રદેશમાં સવારના ઠંડા વખતે મળનારો કુમળો તડકો એ જ ઉપચારની દૃષ્ટિએ અત્યંત મહત્ત્વનો છે. ઠંડા પ્રદેશમાં જેટલો વખત સૂર્યસ્નાન કરાય તેટલો વખત હિંદુસ્તાનમાં કરવું એ ભૂલ છે. પણ પ્રભાતકાળનાં કુમળા સૂર્યકિરણોમાં ભરેલા ઉત્સાહ, શક્તિ ને આરોગ્યને ફેડફાઇ જવા ન દેવાં એ દરેકનું કર્તવ્ય છે. દેશકાળ ને ઋતુમાન પ્રમાણે સૂર્યોપાસનાનો વિધિ થોડોઘણો ફેરફારવાળો હોય તો યે યોગ્ય રીતે ઉપાસના કરનારને ફળ સર્વત્ર સરખું જ મળે છે. સૂર્યોપાસનાના ફળનું વર્ણન નીચેની ઋચામાં તદ્દન યથાર્થ શબ્દોમાં કર્યું છેઃ

विश्वाहा त्वा सुमनसः सुचक्षसः प्रजावन्तोऽनमीवा अनागसः।
उद्यन्तं त्वां मित्रमहो दिवेदिवे ज्योग्जीवाः प्रतिपश्येम सूर्य ॥

અર્થઃ હે સૂર્ય! તારી ઉપાસનાથી જેમનાં શરીર તેજઃપુંજ (सुचक्षसः) થયાં છે, કોઇપણ રોગની જેમને બાધા થઇ નથી (अनमीवाः), ઉત્તમ સંતતિ જેમને લાધી છે (प्रजावन्तः), જેમનું અંતઃકરણ નિષ્પાપ અને નિર્મળ થયું છે (अनागसः), મન પ્રસન્ન અને બુદ્ધિ કુશાગ્ર થઈ છે (सुमनसः) અને જેમના દરેક રૂંવાટામાંથી અભિનવ ચૈતન્ય ફાટફાટ થાય છે (ज्योग्जीवाः), એવા અમે, આયુષ્ય વધારનારા તને (मित्रं) આકાશમાં નિત્ય ઊગતો અનેક વર્ષો જોઇએ."

કુદરતે બક્ષેલી, અનાયાસે પ્રાપ્ત થતી આ ચૈતન્યપ્રદ સૂર્યશક્તિનો યથાયોગ્ય ઉપયોગ કરવામાં આવે તો આ ઋચામાંનો દરેક શબ્દ નિઃસંશય સાચો પડે.

'માઊ'

(મરાઠી માસિક 'શ્રુ.વિજ્ઞાન' માં આવેલા લેખને આધારે)

## સિંધુ રુદન

• અંજનીગીત •

એક જ શાન્ત હતો આ સિંધુ,
મૌનગ્રહણવ્રત જાણે લીધું,
કે શમદમનું ઝરણું પીધું,
સ્વર્ગથી સીધું.

એક દિવસ ચન્દ્રીએ આવી,
શ્વેત કિરણનું બાણ બનાવી,
નયન પણછથી ખેંચી ફેંક્યું,
ઉર વિષે વાગ્યું.

ઘાતિલ એ ઘાની ચોટથી,
ખળભળી ઊઠ્યો છે તે દિ'થી,
શાન્ત નિશામાં ઘોર વ્યથાથી,
રડતો એ તેથી.

રતિલાલ શુક્લ

# શ્નાઈડર પારિતોષિકની સ્પર્ધા

જેઓ વિમાનોમાં ને વિમાનોની અવનવી પ્રગતિમાં કાંઈ પણ રસ લેતા હશે તેઓને આ Schneider Trophy Contest બરોબર માલૂમ હશે. આ વિમાની હરીફાઈમાં વર્ષોવર્ષ મોટાં મોટાં રાજ્યો ઊતરતાં તથા તેમાં જીતવાને માટે અથાગ શ્રમ, બુદ્ધિબળ, શોધખોળો ને દ્રવ્યનો ઉપયોગ થતો. સન ૧૯૧૩થી ૧૯૩૧ લગીનો એનો ઇતિહાસ વિમાની પ્રગતિ પ્રકટ કરનાર એક સ્પષ્ટ તવારીખ છે.

એક રીતે આ પારિતોષિક ન હતું, પણ એક કિંમતી વિજયચિહ્ન હતું, જે જીતનાર પોતાની પાસે એક જ વર્ષ રાખી શકે;—આપણી ક્રિકેટ, ટેનિસ, વક્તૃત્વ આદિમાં જેમ શીલ્ડ, કપ આદિ હોય છે તેમ. શ્નાઇડરે કેટલા પૈસા ખર્ચેલા તે તથા એ 'ટ્રૉફી' શું હતી, (ઘણું કરીને એ કપ હશે) તે મને બરોબર માલૂમ નથી. પણ વર્ષોવર્ષ મોટાં રાજ્યોને આકર્ષી શકવા તે સમર્થ થઈ છે એ ચોક્કસ છે.

એની એક શરત એ હતી કે જે કોઇ દેશ એને લાગલાગટ ત્રણ વર્ષ જીતી લે, તે એને હમેશને માટે જીતીને સદાને માટે રાખી લે. આ પ્રમાણે ત્રણ વર્ષ ગ્રેટબ્રિટન જીત્યું, એટલે હવે ગ્રેટબ્રિટન એનો માલિક થયું, અને શ્નાઇડર-સ્પર્ધા આ રીતે પૂરી થઇ છે.

૧૯૩૧ની હરીફાઈ છેલ્લી અને તેરમી હતી. જાણવા જેવું તો એ છે કે શરૂઆતમાં બ્રિટિશ સરકારે કરકસરની ખાતર એમાં પૈસા ખર્ચવાની ના કહી, પાર્લમેન્ટમાં એમ જાહેર થયું અને તે પ્રમાણે ગ્રેટબ્રિટન આ તેરમી હરીફાઇમાં ભાગ ન લે એવું થયું. પરંતુ એમાં રસ લેનારા તથા એનું મહત્ત્વ સમજનારા અંગ્રેજોએ એની વિરૂદ્ધ મોટો પોકાર ઉઠાવ્યો, અને સરકારે એટલું કબૂલ કર્યું કે જો પૈસા મળે તો અમે એનો પ્રબંધ છોડી નહિ દઇએ, અને બધું કામ સંભાળી લઇશું. દેશાભિમાની ને વિમાનપ્રેમી શ્રીમંતોએ સરકારના હાથમાં તરત પૈસા મૂકયા, અને બધું તંત્ર ખેદાનમેદાન થતું બચી ગયું. પરિણામે ગ્રેટબ્રિટન એક મોટો વૈમાનિક વિજય ખોતું બચી ગયું.

પછી એક નવો બનાવ બન્યો. એમ માલૂમ પડ્યું કે ફ્રેંચ, ઇટેલિયન ને અમેરિકન એ ત્રણ મોટા હરીફોમાંથી કોઇ છેલ્લી ઘડી લગી તૈયાર થઇ શકે એમ નથી. એટલે ગ્રેટબ્રિટનને તો નામની જ હરીફાઇ રહેશે. રમતગમતોમાં ય ધર્મયુદ્ધના કાયદા ને આવેશ પ્રવર્તે છે. કેટલાકને લાગ્યું કે બીનહરીફાઇની શરતમાં જીતવું એમાં ખરી બહાદુરી નથી. માટે ગ્રેટબ્રિટને પણ અત્યારે શરતમાં ન ઊતરતાં, જ્યાં લગી કોઇ હરીફ તૈયાર થાય ત્યાં લગી થોભી જવું. એના ઉત્તરમાં બીજાઓએ કહ્યું કે આ હરીફાઇ તો વિમાનોની રચનાનાં યંત્રોની છે. છેલ્લી શરતમાં જે ઝડપ સૌથી વધારે થઇ હોય, એથી વધારે ઝડપથી સહીસલામતીથી ઊડી શકે એવું યંત્ર બનાવનારાઓ જ એમાં દાખલ થાય: બીજાઓ માટે તે વ્યર્થ છે. જ્યારે ફ્રેંચ ને ઇટેલિઅનોએ નામ નોંધાવ્યાં ત્યારે એમને આમ કરી શકવાનો વિશ્વાસ હોવો જ જોઇએ. તેઓએ નવાં વિમાનો બનાવ્યાં છે, માણસોને તાલીમ આપી છે વગેરે સુવિદિત છે. તેથી જો છેલ્લી ઘડીએ તેઓ પાછા હઠી જાય તો એનો એક જ અર્થ થઇ શકે કે એમની ગણત્રી કરતાં ને બ્રિટિશ વિમાનોના કરતાં તેઓ પાછા પડ્યા છે એમ તેઓ જાતે જ કબૂલ કરે છે.

પરિણામે ગ્રેટબ્રિટન એકલું હરીફાઇમાં ઊતર્યું. શરતો મુજબ એણે ઊડવાના ચક્રાવા પૂરા કર્યા ને ગયા વર્ષના કરતાં યે વધુ ઝડપ સરેરાશે બતાવી. સપ્ટેમ્બરની ૧૨મીએ બપોરે ૧૨—૩૯એ; વાઇટના બેટની નજીકમાં ૩૫૦ કિલોમીટર એટલે કે ૨૧૮·૫ માઇલનો એક ત્રિકોણમાર્ગ નિશ્ચિત થયો હતો. એક રીતે તો બ્રિટિશ વિમાન ગમે તે ગતિએ તે માર્ગે ઊડીને પાછું આવ્યું હોત તોપણ તે જીત્યું હોત. પરંતુ પોતાની શ્રેષ્ઠતા સારી રીતે સિદ્ધ કરે એ પ્રમાણે સરેરાશ

૩૪૦.૦૮ માઇલની ઝડપથી તે ઊડ્યું હતું; યાદ રાખવું જોઇએ કે ગયા વર્ષની શરતમાં જે બ્રિટિશ વિમાન જીત્યું હતું તેની સરેરાશ ઝડપ એથી કાંઇક ઓછી હતી, કલાકના ૩૨૮.૬૩ હતી.

આ શરતમાંથી આપણે ઘણું જાણવાનું ને વિચારવાનું મળી આવે છે. એક તો એ છે કે એક ખાનગી ગૃહસ્થે આ શરત સ્થાપીને વિમાનોના વિકાસમાં કેટલો ફાળો આપ્યો છે. જોકે હવે શ્નાઇડર-શરત પૂરી થઇ છે, તોપણ એવી જાતની બીજી કોઇ પાછી શરૂ થશે. કહેવાય છે કે જાપાનીઓએ તો નવું ઇનામ કોણ આપશે એ વિષે ય સૂચનો પ્રકટ કરી દીધાં છે.

નીચેનો કોઠો જોઇને આપણને વધુ સમજ પડશેઃ

| વર્ષ | યંત્ર | જીતનાર દેશ | સરેરાશ કલાકે કેટલા માઇલ |
|---|---|---|---|
| ૧૯૧૩ | ડેપરડ્યુસીન | ફ્રાન્સ | ૪૫.૭૫ |
| ૧૯૧૪ | સોપવિથ | બ્રિટન | ૮૬.૭૫ |
| ૧૯૨૦ | સેવોયા | ઇટલી | ૧૦૭.૧૨ |
| ૧૯૨૧ | મેકાર્ચી | " | ૧૧૦.૮૪ |
| ૧૯૨૨ | સુપર-મેરીન | બ્રિટન | ૧૪૫.૧૨ |
| ૧૯૨૩ | કર્ટિસ | યૂ.સ્ટે.અમેરિકા | ૧૭૭.૩૮ |
| ૧૯૨૫ | " | " | ૨૩૨.૫૭ |
| ૧૯૨૬ | મેકાર્ચી | ઇટલી | ૨૪૬.૪૯ |
| ૧૯૨૭ | સુપર-મેરીન | બ્રિટન | ૨૮૧.૬૫ |
| ૧૯૨૯ | " | " | ૩૨૮.૬૩ |
| ૧૯૩૧ | " | " | ૩૪૦.૦૭ |

ઝડપના માઇલના આંકડા સરેરાશના છે. એટલે આખી શરત દરમ્યાન એકસરખી ઝડપ ન રાખવી રહેવાય એનું એ પરિણામ છે.

૧૯૧૩ની સાલનો લગભગ ૪૫ માઇલનો આંકડો (આપણી રેલવે ટ્રેન ઝડપમાં જતી હોય, લગભગ તેટલી ઝડપનો) જરા ભ્રમજનક છે, કારણકે જીતનારે છેલ્લી હદ ઓળંગવામાં કાંઇક ભૂલ કરી એટલે એને વધારે ઊડવું પડ્યું હતું. એની ઝડપની ખરી સરેરાશ કલાકના ૭૦ માઇલની નજદીકમાં હતી. (એટલે આજની બ્રિટિશ એક્સપ્રેસ ટ્રેનોની ઝડપઃ એ ઝડપથી ટ્રેન જતી હોય છે ત્યારે આપણને પસાર થતાં દશ્યો ને પદાર્થો-ખરૂં જોતાં આપણી ટ્રેન જેને પસાર કરતી હોય તે દશ્યો ને પદાર્થો-અસ્પષ્ટ રેખાવાળાં ને ઝાંખાં દેખાય છે.) તેથી ૧૯૧૩થી ૧૪ના ગાળામાં ખરૂં જોતાં સુધારો નજીવો હતો, અને તે થોડે ભાગે યાંત્રિક રચનાનો ને મોટે ભાગે આવી શરતોમાં યંત્રો હાંકવાના અનુભવનો હતો.

૧૯૧૪-૨૦ના ગાળાના પ્રમાણમાં ૨૦ માઇલની ઝડપની વૃદ્ધિ અલ્પ જ કહેવાય. તેનું એક કારણ એ હતું કે આ શરત એવાં વિમાનોની વચ્ચેની હતી કે જે પાણી ઉપર પણ જઈ શકે. એને 'સી-પ્લેન' અથવા સમુદ્ર-વિમાન કહે છે. આ છ વર્ષનો ગાળો લડાઇનો હતો, તેમાં લડનારી પ્રજાઓ જમીનથી ઊડનારાં અને જુદી જાતની હાલતમાં કામ કરનારાં વિમાનોને ખીલવવામાં મગ્ન હતી. એટલે સમુદ્ર-વિમાન તરફ થોડું જ લક્ષ હતું.

૧૯૨૦-૨૧ના ગાળામાં ઝડપમાં જોકે પોણા ચાર માઇલનો જ વધારો હતો તોપણ રચનામાં એક મોટો વિકાસ થયો હતો. પહેલાંનાં વિમાનો ૫૫૦ હૉર્સ-પાવરનાં એન્જીનો ઊપાડી જતાં હતાં તેને બદલે યાંત્રિક સુધારાને લીધે હવે માત્ર ૨૦૦ હૉર્સ-પાવરનાં એટલે વધારે હલકાં એન્જીનો વપરાઇ શક્યાં.

૧૯૨૦ ને ૨૧માં ઇટલી જીત્યું, ને ૧૯૨૨માં યે તે જીત્યું હોત તો શ્નાઇડર પારિતોષિકનું માલિક તે થાત. પણ બ્રિટને સુપર-મેરીન નામની 'ઊડતી બોટ' રજુ કરી અને એની ઝડપ લગભગ દોઢસો માઇલની થતાં, ઇટલીના એનો કાળિયો થઇ ગયો. છતાં સુપર-મરીનની આટલી ઝડપ વધારે હતી, પણ એને પાછું ભારે એન્જીન, ૪૫૦ હૉ.પા.નું વાપરવું પડેલું.

પણ દરમ્યાન અમેરિકા ઊંઘતું ન હતું. ૧૯૨૩માં કર્ટિસ સમુદ્ર-વિમાને આ ક્ષેત્રમાં નવો યુગ પ્રવર્તાવ્યો, ઘણા યે જૂના જાણકારોના વિચારો ખોટા ઠરાવ્યા અને વધારાની શક્તિના માત્ર ૧૫ જ હૉર્સ પાવર લીધા છતાં, રચનાના અન્ય અનેક સુધારાઓને લીધે પોણા બસોની ઉપર ઝડપ જમાવી દીધી.

મુખ્ય સુધારો એ સિદ્ધાન્ત ઉપર હતો કે આગળના ભાગને હવાનો પ્રતિરોધ ઓછામાં ઓછો થાય એમ કરવું. તેથી આ વિમાનોના બાહ્ય દેહનું સારી પેઠે રૂપાન્તર થયું; અને રૂપાન્તરની સફળતા સિદ્ધ થઇ એટલે હવે એ જ પ્રશ્ન રહ્યો કે આગળનો ભાગ નાનામાં નાનો રાખી તથા એન્જીન તેલ તથા અન્ય સાહિત્યનો ભાર ઓછામાં ઓછો રાખી વધારેમાં વધારે શક્તિ-'પાવર' આપે એવું એન્જીન કોણ બનાવી શકે છે. મતલબ કે ઇજનેરોની લડાઈ બાકી રહી.

૧૯૨૫માં પાછું યુનાઇટેડ સ્ટેટ્સ જીત્યું અને તેમાં અમેરિકન વિમાને ૬૦૦ હૉ.પા.ના ઍન્જીનનો ઉપયોગ કર્યો હતો. બે વાર લાગલાગટ જીતતાં, એ દેશને બે છેલ્લી જયશ્રીની આશા બંધાઇ હશે. કલાકના પોણા-બસો માઇલથી વધીને સવા બસોથી યે વિશેષ ઝડપ એણે મેળવી હતી, એ કાંઇ જેવું તેવું કૃત્ય નહોતું.

પણ ૧૯૨૬માં ઇટલી ફરી આગળ આવ્યું. અમેરિકા પાસેથી ધડો લઇ ૮૦૦ હૉ.પા.ના ઍન્જીનનો ઉપયોગ કરી, માત્ર ૧૪ માઇલની વધુ ઝડપ મેળવી; પણ આગળ એ આવ્યું, ને લગભગ ૨૫૦ માઇલની ઝડપની સ્થાપના એણે કરી.

પણ તે પછીથી અંગ્રેજોએ રૉલ્સ–રૉયસ ઍન્જીનવાળાં સુપર–મેરીન બનાવીને પહેલાંના બધા યે આંકડાઓ તોડયા. ૧૯૨૭માં ૮૭૫ હૉ. પા. નું ઍન્જીન વાપરીને એકદમ ૨૮૧ માઇલ ઉપર ઝડપ લઇને એ જીત્યાં. ૧૯૨૯મા એથી બમણા ૧૯૦૦ હૉ પા. નાં ઍન્જીન વાપરીને સવા ત્રણસો માઇલ ઉપર આંકડો પહોંચાડયો. અને આ છેલ્લી બીન–હરીફાઇની શરતમા ૩૪૦ માઇલનો આંકડો પાડયો ત્યારે તો ઍન્જીન બે હજારથી યે વધુ હૉ. પા. નું હતું!

આ શરત જીત્યા પછી બીજા અંગ્રેજે (લેફ. સ્ટેઇનફૅર્થે પ્રદર્શનને ખાતર ત્રણ કિલોમીટરના માર્ગ ઉપર ચાર વાર આક્રમણ કર્યું. પહેલી વખતની ઝડપ કલાકે ૩૭૩.૮૫ માઇલની, બીજી વખતે ૩૮૮.૬૭ની, ત્રીજી વખતે ૩૬૯.૮૭ની અને ચોથી વખતે ૩૮૩.૮૧ માઇલની થઇ. એટલે સરેરાશે ૩૭૯.૫ માઇલની!

કલાકના સાડા ત્રણસોથી પોણા ચારસો માઇલની મુસાફરી! એ ઝડપનો વિચાર કરતાં યે વાર લાગે. એ ઝડપ જળવાઇ રહે તો મુંબાઇથી અમદાવાદ જતાં એક કલાક પણ ન થાય! આગ્રાથી મુંબાઇ જતાં બે કલાક બસ થાય! કલકત્તાથી દિલ્હી જતાં વાઇસરૉય આજે બે ઠેકાણે થોભે છે, બ્રેકફાસ્ટ તથા લંચને માટે. પણ પછી તો બે જ કલાકમાં પહોંચી જવાય. એક દિવસમાં માણસ મુંબાઇથી દિલ્હી જઈ ત્યાંનું કામ કરી પાછો મુંબાઇ આવી શકે!

પણ આ શરતોમાં જીતનાર વિમાન ખરું જોતાં બીજા કોઇ કામમાં આવી શકે એમ નથી. એક તો એ કે હવામાં હાલના આકારના વિમાનમાં કલાકના ૪૦૦ માઇલની ઝડપે સાધારણ રીતે જવું એ જરા યે સલામત નથી. વળી આવાં યંત્રોની ઝડપ ૧૦૦ માઇલથી ઓછી થાય છે કે તરત એ કાબુમાં રહેવાં મુશ્કેલ છે. અને એમને શાંત પાણીની સપાટી ઉપર જ ઉતારી શકાય. વધુમાં વધુ ઝડપ મેળવનાંની સાથે ધીમાશથી જઇ શકવાની ઓછામાં ઓછી ઝડપ ઉપર અને ઝડપ વધારવાનો કાળ જરૂર મુજબ લંબાવી શકાય, વધારીએ તેવા ધીરા ક્રમથી ઝડપ વધારી શકાય, એવો કાબુ મળવો જોઇએ.

તેમ આ વિમાનો બીજો ભાર ઉઠાવી શકે એવાં નથી. વળી એનાં ઍન્જીનોનું આયુષ્ય થોડા કલાકનું જ હોય એમ સંભવિત છે;—પછી ગમે તેવો કાબેલ ને કાળજીવાળો ઇજનેર ને પાઇલટ કેમ ન હોય.

અત્યારે જે વિમાનો મુસાફરો વગેરેને લઇ જવામાં વપરાય છે (અને અમેરિકામાં તો આવા વાયુ–માર્ગો બહુ સારી રીતે સ્થાપિત થયા છે) તેઓ પણ સરેરાશે કલાકના સો માઇલથી વધારે ઝડપે જતાં નથી.

બધો વિચાર કરતાં એટલું સ્પષ્ટ દેખાય છે કે જેક્સ શ્નાઇડરના ઇનામને લીધે વિમાનોની રચનામાં ને ઝડપમાં બહુ સુધારા થયા. પણ શરત જીતવાની લગનીમાં અને ઝડપ વધારવાની ઝુંબેશમાં ઉપયોગિતા જે મુખ્ય હેતુ હતો તે ઉપર યોગ્ય લક્ષ અપાયું નથી. નવું ઇનામ કાઢતી વખતે એની હરીફાઇની શરતો વધારે વિચારપૂર્વક ગોઠવાવી જોઇએ, જેથી વિજયની નૈતિક હોંશ ઉપરાંત માનવજીવનને સ્પર્શ કરે એવી સફળતા પણ પ્રાપ્ત થાય.

**કાન્તિલાલ છગનલાલ પંડયા**
('નેચર' સપ્ટેંબર ૧૯,૧૯૩૧ના એક અગ્રલેખને આધારે)

---

એક મહેરબાન ક્યાંકથી ઘોડો ચોરીને લાવતા હતા. રસ્તામાં બેએક જણે ખરીદવાની ઇચ્છા બતાવી, પણ સોદો પત્યો નહિ. ભાગજોગે બીજા એવા જ એક મહેરબાન એમને સામા મળ્યા. એમણે પૂછ્યું, 'ઘોડાની શી કિંમત છે?' જવાબ મળ્યો: 'પાંચસો રૂપિયા.' પેલાએ કહ્યું, 'વારુ; જરા હું ચડીને જોઇ લઉં. આ મારા જોડા અહીં ઉતારું છું: જરા ધ્યાન રાખજો.'

એ તો ઘોડાપર સવાર થઇને છપાંચ ગણી ગયો. ગાંડો હોય તે પાછો આવે? અહીં આ મહેરબાનને ફસાસ થઇરે જોડા પાસે ઊભેલા જોઈ કોઇએ પૂછ્યું, 'કેમ ભાઇ, ઘોડો કેટલે વેચ્યો?' તેને જવાબ આપ્યો, 'જેટલાનો ખરીદ્યો હતો તેટલાનો વેચ્યો; નફામાં આ જોડા મળ્યા છે!'



# દેવોનું કાવ્ય



સાબરમતી જેલમાં દક્ષિણોત્તર સૂઈ જઈને આકાશ જોવાની કેટલી મજા આવે છે! જાણે હોજમાં તરતા પડ્યા છીએ. જેલની દીવાલો એ હોજનો કિનારો છે. પગના અંગૂઠા ઉપર નજર સામે અચળ ધ્રુવ વિરાજમાન છે; ત્યાંથી જમણી બાજુએ શીંગડાના ખડિયા જેવો ધ્રુવમત્સ્ય ઊભો છે; અને સપ્તર્ષિ તો પોતાના ચક્કરમાં ઉપર સુધી પહોંચી નીચે ભૂસકવાની તૈયારીમાં છે.

પણ રહો! સપ્તર્ષિ હજી ઘણો વખત સુધી ત્યાં જ રહેશે; પણ પેલા ગુરુ શુક્ર આથમે છે એમને પ્રથમ પ્રણામ કરીએ. કેવી સુંદર જોડી! જાણે મોતીને મળવા હીરો આવ્યો છે. અથવા નહિ; સુરગુરુ અને અસુરગુરુ દૂરદૂરના પવિત્રા છોડી દઈ છેલ્લી કુસ્તીમાં બાથ ભીડવા તૈયાર થાય છે. અંતે વિજય કોનો થશે એ વિશે હવે શંકા રહી નથી. કાલે કે પરમ દિવસે એમની યુતિ થવી જોઇએ. યુતિ વખતે શુક્રાચાર્ય ગુરુ કરતાં ઊંચા આવેલા દેખાશે. પણ એનું વેર ક્ષણિક છે. ગુરુ પોતાનું સ્થાન છોડે એમ નથી. ભીમ અને જરાસંધના મલ્લયુદ્ધ જેવું આ યુદ્ધ જોવા એક તરફ બ્રહ્મહૃદય ચિત્ત દઇને ઊભું છે અને બીજી તરફ અસ્ત થએલા મૃગને છોડી દઇને આર્દ્રા નામધારી રુદ્ર લાલ આંખે નિહાળી રહ્યો છે.

બ્રહ્મમંડળ આખું દેખાવું જોઇએ, પણ અહીં લીમડાનાં પાંદડાં આડે આવ્યાં છે એટલે એ 'કૅપેલા' ને પડખેનાં ઘેટાંનાં બે બચ્ચાં જ દેખાય છે.

બ્રહ્મમંડળ એ મારે મન તો હમેશાં ખીચડીનું વાસણ જ છે. આથમે છે ત્યારે અંદર કડછી નાખીને અંદરની બધી જ ખીચડી જાણે બહાર કઢાય છે.

આથમ્યાં; એ બધા જ આથમ્યા. રુદ્ર, ગુરુ, શુક્ર, કોઇ રહ્યું નથી. હવે પશ્ચિમ આકાશમાં પુનર્વસુની એકલી હોડી તરે છે. પુનર્વસુના ચાર તારાનો પલંગ બનાવવા કરતાં હું તો બધાથી છ તારાને હોડી જેવી કમાન છે તેને જ વધારે સુંદર ગણું છું. અને 'કૅસ્ટર' ને 'પોલાક્સ' ને એ હોડીનું પાછળનું સુકાન કલ્પું છું. એ હોડી દક્ષિણ તરફ આશ્રમ બાજુ પ્રયાણ કરે છે. હોડીમાં ચડવાની વ્યાધની ઉમેદવારી નિષ્ફળ જવાની છે. મૃગની પાછળ દોડવું ને પુનર્વસુની હોડીમાં ચડવાની આશા રાખવી આ બે લોભ રાખવાથી બીચારો ત્યાં ને ત્યાં જ રહ્યો છે એકેમાં સફળ થયો નથી.

એનું સાચું નામ શું? પુષ્ય કે તિષ્ય? મહાવંશ વાંચું છું ત્યારે તિષ્ય નામ ગમે છે; પણ આકાશમાં જોઉં છું ત્યારે લાગે છે કે એ તિષ્ય તો નથી જ. પણ પુષ્યને બદલે પુષ્પ હોવું જોઇએ. પુનર્વસુની નૌકામાં બેઠેલી કોઇ અપ્સરાએ ઉપર ઉછાળેલું અને ત્યાગને લીધે ખંડિત થએલું એ મ્લાન પુષ્પ છે.

હવે આપણે આશ્લેષાને વટાવીને મઘા તરફ આવીએ. મઘા એટલે સિંહ રાશિ. આકાશમાં તો કેમે કરીને એ સિંહની આકૃતિ બનતી નથી, પણ વેદનું વચન યાદ આવે છે. સંસ્કૃતમાં ત્યારે શું એ સિંહનું પરાક્રમ હશે? આપણા સપ્તર્ષિઓએ હમેશાને માટે મઘા નક્ષત્રમાં રહેવાનું કેમ પસંદ કર્યું હશે? મઘાના પાણીમાં નહાવાની સગવડ જોઇને?

પણ આટલી વારમાં સપ્તર્ષિ ઊતરવા માંડ્યા અને એ જેલનો નવનો ટકોરો થયો. કહે છે કે મઘાનો યોગતારો ખલાસીઓને માટે બહુ મહત્ત્વનો છે. આકાશના ચાર રાજતારાનો તે એક છે. મઘા એટલે દાતરડું એ તો હવે મગજમાં ઠસી જ ગયું છે. એના હાથાને છેડે બે દોરીઓ બાંધી છે. બંનેને છેડે એકએક ફૂમતું છે. એક પશ્ચિમ તરફ ઊડે છે અને બીજું જાણે દક્ષિણ-પશ્ચિમ તરફ ઊડે છે. અને એ બે ફૂમતાં વચ્ચે બરાબર સીધી લીટીમાં એક ઝાંખો તારો પોતાનું અસ્તિત્વ પ્રગટ કરવું કે ન કરવું એવી શંકામાં ઊભો છે.

ચાલો હવે આપણે બંને ફાલ્ગુનીઓનો પરામર્શ લઇએ. એ ચોરસ તો નથી જ. ઉત્તરા ફાલ્ગુનીની તલકતી તારા રૂપગર્વિતા થઈ જો સ્થાન પરથી ખસી ન હોત તો એ ખાસ્સો ચતુષ્કોણ થયો હોત. ને જાણે પોતે બરાબર સ્થાન પર છે ને પોતાની સખીનો જ વાંક છે એમ ટગરટગર તે આપણા તરફ જુએ છે. સ્ત્રીઓ સાથે દલીલ હોય નહિ એટલે આપણે આગળ ચાલીએ.

હસ્તને જોવા માટે માથાને તાણ આપવા કરતાં ક્રમભંગનો દોષ વહોરી લઇને આપણે પ્રથમ સ્વાતિનેજ

જોઈ લઈએ. તેને પહેલવહેલી નવસારીમાં જોઈ હતી. પ્રદર્શન આગળના મેદાનમાં ચળકતી હતી. તે દિવસથી એણે મારી સાથે કેટલીયે મુસાફરી કરી છે. એ કાશ્મીરમાં આવી હતી; લંકામાં એણે મને દર્શન દીધું હતું.

ચિત્રા તો મારૂં જન્મનક્ષત્ર. ચિત્રામાં ક્ષણેક્ષણે રંગ બદલવાની સ્વાતિની કળા નથી. એને તો એક જ તેજ હમેશને માટે ધારણ કરવું છે.

જ્યાં સુધી જ્યોતિષના ગણિતનો ખ્યાલ ન આવે ત્યાં સુધી આ કોયડાનો ઉકેલ આવતો જ નથી: ચિત્રા ને સ્વાતિ સાથે જ ઊગતાં છતાં ચિત્રા જલદી આથમી કેમ જતી હશે ? ખરૂં જોતાં ધ્રુવથી ચિત્રા વધુ દૂર હોવાથી એને જ આકાશનો વધુ માર્ગ કાપવો પડે.

પણ સ્વાતિ નીચે લટકતા આ કિરીટનું શું કરીશું ! એના સાત તારામાં કોહીનૂર જરાક આગળ બેસાડ્યો છે એ ઘડનારની કુશળતા બતાવે છે. છેક માથા પર રહે એના કરતાં સહેજ કપાળ તરફ ઝુકે એ વધારે ઉઠાવદાર દેખાય જ. આ કિરીટને કોને માથે મૂકી દઈશું ! જેને માથે મૂકાશે તે આકાશની રાણી થાય. અત્યારે ઉમેદવાર તો બે જ છે: ચિત્રા અને સ્વાતિ. સ્વાતિ કહેશે કે તેજ તો મારૂં જ કહેવાય. હું નમ્રતાથી એને કહીશ. માટે જ મુકુટ વિના તારૂં ચાલી શકે એમ છે. હું તો એ મુકુટ મારી ચિત્રાને જ આપું.

પણ હવે દિશા ફેરવીને ઉત્તર તરફ માથું કરીને ચિત્રાનું સીધું દર્શન કરીએ એ જ બરાબર છે. હસ્તની આટલી સુંદર અને સ્પષ્ટ આકૃતિ હોવા છતાં પેલા બંગાળીએ જુએગચિત્રમાં કેવી ભમરાળી આકૃતિ ચીતરી છે ! પેલેર નીચે અંગૂઠો છે: ઉપર તર્જની, મધ્યમા અને અનામિકા છે; અને કનિષ્ઠિકાએ જેમતેમ સ્થાન મેળવ્યું છે. ચિત્રલેખાએ તેજોરસમાં પોતાની પાંચે આંગળીઓ બોળીને આકાશના ફલક ઉપર પોતાનો પંજો મુદ્રિત કર્યો અને તે હસ્ત થયો. હસ્ત ઉપરથી એ હાથિયા તરીકે ઓળખાય એમાં આશ્ચર્ય નથી થતું; પણ પશ્ચિમના લોકોએ એને કાગડો શી રીતે બનાવ્યો એ તો કલ્પનાની બહારની વાત છે.

સાત હસ્તિઓમાં ત્રિશંકુ સ્વર્ગે ચડવાની મથામણ કરે છે; પણ એનાં ભાગ્ય જ ઓછાં. એને તો દૂરથી જ સ્વર્ગની ઝાંખી કરી નીચે ઊતરવું પડે છે. સ્વર્ગના દ્વારપાળ જયવિજય એમને દિલાસો આપે છે. પણ અત્યારે તો તાજેતર જુવાન થએલો પીપળો એ બંનેની આડે આવે છે એટલે આપણે એમને છોડીને વિશાખાને બારણે પહોંચી જઈએ.

. વિશાખાનું જો જૂનું નામ રાધા જ હોય તો એ કોણે ફેરવ્યું, શા માટે ફેરવ્યું ! કયા વૃક્ષની એ બે શાખાઓ છે ! એ બધું કોણ કહી શકે !

થોભો, થોભો ! આ દીવાલ પરથી વૃશ્ચિક ઉપર આવે છે. અનુરાધા તો પૂરી ઉપર આવી. વૃશ્ચિકના પેટમાંથી પ્રવાલ જેવો ચળકતો પારિજાત પણ ડોકિયું કરે છે. પણ ઊગતા વૃશ્ચિકનું દર્શન કોણ કરે ! એને તો સવારે દસ ખોલી ઉપર આડો પડેલો જ જોવાની મજા. એટલે અત્યારે તો આ દેવોનું વિસ્તરેલું સુંદર કાવ્ય અહીં જ સમાપ્ત કરી કાવ્યાનંદમાં નિમગ્ન થઈશું અને નિદ્રાદેવીને કહીશું કે પોતાના સ્વભાવની પેઠે એ ચૂપચાપ ગમે ત્યારે ધીરે ધારે. નિદ્રાદેવીને છડેચોક આવતાં આટલી શરમ શાની ! એનું સામ્રાજ્ય તો હકનું છે. પણ નહિ; ઉપાડી રીતે એ નહિ જ આવે. એનો બધો આનંદ આપણને છેતરવામાં જ છે !

ત્યારે શું આ બધા તારાઓ આકાશના દેવો હશે ! મને લાગે છે કે એ દેવોનાં આસન છે. કોઈનાં મોટાં તો કોઈનાં નાનાં. દેવો કોઈ કાળે સૂએ નહિ એટલે એમને પથારીની શી જરૂર ! આસન ઉપર બેઠાંબેઠાં પરમાત્માના વૈભવનું ગાન કરતા હશે અને અનંત કાળની ગણના કરવાનો પ્રયત્ન કરતા હશે.

રાત શી રીતે વીતી ગઈ તેની ખબરે ન પડી. અને અત્યારે તો વૃશ્ચિક દસ ખોલી પર આથમવા આવ્યો છે. એનું માથું હજી જમીન ઓટવું હોય એવું ઝાંખું છે અને એનું પેટ જ્યેષ્ઠાનું બનેલું છે.

ત્રણત્રણ તારાની શોભા આપણને ત્રણ ઠેકાણે મળે છે: મૃગના પેટમાં કૃત્તિકાંડવાળા બાણની; વૃશ્ચિકના પેટમાં જ્યેષ્ઠાની; અને આ માથે આવેલી આકાશગંગાને કિનારે મોઆપની કાવડ લઈને ઊભેલા શ્રવણની. શ્રવણ કેવો નાક સામે આકાશમાં લટકે છે ! અને ઉપર જરા ઉત્તર તરફ નજર ફેંકીએ એટલે અભિજિત તૈયાર છે જ. અભિજિત એ જ દશરથ એમ મને કેમ થાય છે ! શ્રવણ નક્ષત્ર એનું બાણ છે એવા ખ્યાલથી ! પરંતુ અહીં એ કલ્પનાને જવા દઈએ. એને માટે તો રામાયણમાં પુરાવો ખોળવો જોઈએ. પણ

પેલો પારિજાત, પેલી આથમતી સ્વાતિ અને આ અભિજિત ત્રણનો કેવો સુંદર અને વિશાળ ત્રિકોણ થાય છે! આ અભિજિતની જમણી બાજુ શૌરી—હર્ક્યુલિસ પથરાયો છે, જ્યારે ડાબી બાજુ, આકાશ-ગંગામાં ચાંચ બોળતો હંસ જાણે 'કેસિયો પિયા' તરફ દોડે છે. હંસ પક્ષી જેવો તો તે સ્પષ્ટ દેખાય છે. એ એની ચળકતી ચાંચવાળો યોગતારા, વચમાં આવેલું એ પેટ અને બે બાજુ ફેલાએલી પાંખો. પીંછાંની પૂંછડી આટલી અસ્પષ્ટ કેમ? ગંગાના નીરમાં ભીંજાઈ ગઈ એથી?

પણ એને ઊડવા દઈ આપણે ફક્ત સત્તાવીશ કે ઓગણત્રીસ દિવસમાં આકાશની પ્રદક્ષિણા કરનાર ચંદ્રનું ને છેક ઓગણત્રીસ વર્ષે પોતાની પ્રદક્ષિણા પૂરી કરનાર શનિશ્ચરનું દર્શન કરીએ. શનિની કાળાશ કૃષ્ણ-પક્ષમાં ચંદ્ર સાથે કેટલી ભળી જાય છે!

હવે તો વૃશ્ચિકનો ફક્ત ડંખ જ દેખાય છે. પણ એનો ડોળ તો જુઓ! એ બે તારા જ્યાં બેંધાયા ત્યાં તો વેદના જ વ્યાપી રહેવાની. આ પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા એ ડંખનો માર બચાવવા જુઓ કેવી પોતાની જાતને બચાવે છે.

આ પેલો આગ્નેય દિશામાં અગ્રલો ઊગ્યો. એનું એકાકી-પણું એ જ એની ખૂબી છે. પૂર્વાભાદ્રપદાની લીટીમાં દૂર દક્ષિણમાં જઇને બેઠો છે. એ રીસાયો છે કે તપ કરે છે એ કોણ કહી શકે? એ તો ધ્રુવને જ પૂછવું પડશે.

પૂર્વાભાદ્રપદાને માથે ઉપર ચડાવેલા બે હાથ જેવા બે તારા દેખાય છે. એ તો આથમતી વખતે જ મજાના લાગે છે. અત્યારે એનો આકાર ગળણી જેવો પણ નહિ કહી શકાય. પૂર્વાભાદ્રપદા મળીને સુંદર ચોરસ થાય છે. એને 'સ્કેવર ઑફ પૅગસસ' કહે છે એટલું જાણતા છતાં એ પૅગસસની વાર્તા મને યાદ નથી એ કેટલી દુઃખની વાત? પણ આ ચારમાંથી ત્રણને જ લઇને પાંખ-વાળા ઘોડાનું બનેલું ચિત્ર તો હજી યાદ છે.

અગ્રલાથી પણ દૂર દેખાતો પેલો દક્ષિણ તરફનો તારો કોણ છે? યમુના કે યામમત્સ્ય? અત્યારે એનો નિર્ણય કરવા નહિ બેસીએ. અગસ્ત્યની હારમાં એ ઊભો થશે ત્યારે એની વાત.

હવે પહેલાંની પેઠે દક્ષિણ તરફ માથું કરીને વિષ્ણુનું ધ્યાન ધરતા ધ્રુવને ફરી નમસ્કાર કરીએ.

હીરાલાલભાઇ કહે છે કે ધ્રુવ તે જ વિષ્ણુ અને 'કેસિયોપિયા' તે લક્ષ્મી. એમની વાત સાચી હશે; પણ મેં કેસિયોપિયાને દેવયાની બનાવી છે એનું શું? દેવો જેના ઉપર બેસીને ફરે છે એવી એ આરામખુરશી દેવયાનીને નામે જ પ્રસિદ્ધ થવી જોઇએ.

સપ્તર્ષિના તો હવે ફક્ત ત્રણ જ તારા દેખાય છે. એ ચિત્ર શિખંડીનો પિચ્છભાર છે. સપ્તર્ષિને મોર બનાવનારની કલ્પના ભારે છે.

સ્વાતિ હમણાં લીમડાનાં પાંદડાંમાં અલોપ થશે. જ્યાં સુધી 'એન્ડ્રોમીડા' ઉપર આવે નહિ ત્યાં સુધી શૌરીનું ધ્યાન ધરીને જ બેસવું જોઇએ. આ શૌરી—'હર્ક્યુલસ'—મોટો કે 'ઓરાયન' મોટો? આ શૌરીનું એમ તો કશું મહત્ત્વ નથી. પણ આપણો સૂરજ દોડતો દોડતો એ શૌરી તરફ જાય છે એવું જ્યોતિર્ધરોએ નક્કી કર્યું છે ત્યારથી એનું મહત્ત્વ વધ્યું છે. ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે, પૃથ્વી સૂરજની આસપાસ ફરે, સૂરજ શૌરી ઉપરથી નક્કી થાય એવા કોઇ અજ્ઞાત તારાની આસ-પાસ ફરે! આમ ક્યાં સુધી ચાલવાનું? પેલી સંસ્કૃત કહેવત યાદ આવે છે. तिमिंगिल गिलो-प्यस्ति तद्गिलोऽप्यस्ति राघवः ॥ ભગવાને ટૂંકામાં કહી દીધું છે કે: नास्त्यंतो विस्तरस्य मे ॥

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

## પાયાના પથ્થર

[ દ્રુતવિલંબિત ]

સહી રહ્યા મુખ મૂક કરી શિરે,  
સહવું એ જ ગણી નિજ ધર્મને;  
અતુલ આપ્યું તમે બલિદાનને  
હૃદયઆશ કરી દૂર સૌ ધિરે.

તપ તણાં ફળમાં રુચિ ના ધરી;  
જનમીને બહુ વર્ષ થયાં નહિ,  
જીવનની તહીં તૃપ્તિ શમી રહી,  
અવગણી વય શિર દીધાં ધરી.

હૃદયઆંખથી સ્તંભ દીઠો થતો,  
નિજ મુખે તમ અશ્રુનદી વહી;  
કુમળી આશ બધી કચડી રહી  
ગગનને ચૂમવા હજી યે જતો.

નટવરલાલ મગનલાલ પટેલ

ઈતિહાસ દર્શન

# શિવાજી મહારાજ નાસી છૂટે છે

ગયા અંકને અનુસંધાને પૂર્ણ

આવી સ્થિતિમાં શિવાજીએ ત્રણ મહિના ગાળ્યા. નવ વર્ષના સંભાજીને ખોળામાં બેસાડી શિવાજી રાયગઢને, જીજાબાઈને અને દક્ષિણને સ્વપ્નોમાં નિહાળે છે. દૂરદૂર સહ્યાદ્રિના ડુંગરા તેને બોલાવી રહ્યા છે. જાણે પોતે સાંભળે છે કે 'શિવાજી, ઊઠ! આળસ ખંખેરી નાખ. અરજી છોડી દે. આજીજી તજી દે. એક વખત તારૂં પર્વતના બચ્ચાનું હૃદય મેળવી લે; અને એક ઘડીમાં તું બંધનમુક્ત થશે.'

શિવાજી નજરકેદ બન્યો એટલે રાજા જયસિંહની સ્થિતિ કફોડી થઇ. શિવાજીને દક્ષિણમાંથી ખસેડવાની જરુરિયાત એણે જોઇ હતી, પણ રજપૂત તરીકે અને રાજા તરીકે એણે ગંગાજળ લઇને પ્રતિજ્ઞા કરી હતી કે બાદશાહ સાથેની મુલાકાતમાં શિવાજીને સુબેદારી મળે કે ન મળે, પણ તે મહારાષ્ટ્રમાં સહીસલામત પાછો તો આવશે જ. એટલે એણે ઔરંગઝેબને લખ્યું કે શિવાજીને કેદ કરવાથી અથવા મારી નાખવાથી દક્ષિણની રાજદ્વારી સ્થિતિમાં બીલકુલ ફેર નહિ પડે. શિવાજી એવો વિચક્ષણ છે કે તેનું રાજ્યતંત્ર તેની ગેરહાજરીમાં એકધારૂં ચાલ્યાં કરે એવી એણે વ્યવસ્થા કરી છે. એટલે શિવાજીને મેળવી લેવાથી વધુ ફાયદો છે. રાજદ્વારી કુનેહ પણ એ જ બતાવે છે. જયસિંહ આ વાત ઔરંગઝેબને ગળે ઉતારવા મથતો હતો તે દરમ્યાન તેણે પોતાના પુત્ર રામસિંહને પણ લખ્યું હતું કે શિવાજીની જિંદગી જોખમમાં ન આવે એ તારે જોતા રહેવું. અને કોઇપણ સંજોગોમાં આપણે આપેલું વચન રહેવું જ જોઇએ; શિવાજી મહારાષ્ટ્રમાં એક વખત સહીસલામત પાછો ફરવો જ જોઇએ. પછી બાદશાહ સલામતનો હુકમ હશે તો આપણે જ એને ઉખેડી નાખીશું. પણ રજપૂતનું વચન ફરે ને આપણી રજપૂતાઇને કલંક ન ચોંટે એ પહેલું જોવાનું છે.

પણ જયસિંહ પ્રતિજ્ઞા પાળવા ગમે તેટલો મથે છતાં એ હજાર માઇલ દૂર હતો. ઔરંગઝેબે દક્ષિણની પરિસ્થિતિ તપાસીને પછી એ પ્રમાણે શિવાજી સાથેની પોતાની રાજનીતિ નક્કી કરવાનો વિચાર કર્યો હતો.

એટલે જેમજેમ વિજાપુર-ગોવળકોંડાની લડાઇ લંબાતી ગઇ તેમતેમ શિવાજીની નજરકેદ પણ લંબાતી ગઇ. પહેલાં તો રામસિંહને કહેવામાં આવ્યું કે શિવાજી આગ્રામાં જ રહે એની જવાબદારી તારા ઉપર છે. રામસિંહે પિતાની આજ્ઞા પ્રમાણે આવી જવાબદારી લેવાની ચોખ્ખી ના પાડી. શિવાજી આગ્રામાં છે, એને સાચવવાનું કામ અમારૂં નહિ. અમારી તો એટલી જ માગણી કે અમે વચન આપ્યું છે માટે જ્યારે બાદશાહ સલામતની ઇચ્છા થાય ત્યારે, શિવાજી મહારાષ્ટ્રમાં જીવતો પાછો ફરવો જોઇએ. તે પછી સામ્રાજ્યના સઘળા બળથી એને કચેરી નાખવાનો હુકમ થશે તો એ હુકમ પ્રમાણે કરવાની અમારી ફરજ છે.

બાદશાહે હવે વિચાર ફેરવ્યો. પહેલો તો એવો વિચાર આવ્યો કે શિવાજીને અફઘાનિસ્તાનમાં મોકલી દેવો. પછી એ વિચાર પડતો મૂકયો. બાદશાહી લશ્કર વિજાપુરમાં હારે છે એ જોઇને બાદશાહે પોતે દક્ષિણમાં જવાનો નિશ્ચય કર્યો, ને કુમાર રામસિંહને આગ્રાનો કિલ્લેદાર બનાવી શિવાજીને તેના હાથમાં સોંપવાનો વિચાર કર્યો. પણ રાજા જયસિંહે પોતાના કુમારને લખ્યું હતું કે 'જોજે, ભૂલેચૂકે પણ શિવાજીને સાચવવાની જવાબદારી લેતો! એમાં કાળી ટીલી ચોંટશે. જો પવનને પૂરી રાખી શકાય તો શિવાજીને રોકી શકાય. બાકી બાદશાહ સલામત શિવાજીને ત્યાં રોકી રાખે એ બહુ જ જરૂરી તો છે જ. દક્ષિણમાં મોગલાઇ લશ્કર હારે છે માટે શિવાજીને ત્યાં રોકવો જ જોઇએ. પણ એ કુનેહથી થાય તો જ પાર પડે. જબરદસ્તીથી શિવાજીને રોકાઓશો જોશે તો અહીંનું મરાઠી દળ વિજાપુરને મળી જશે.

પણ ઔરંગઝેબે કુનેહથી શિવાજીને રોકી રાખીને દક્ષિણની લડાઇનો અંત આણવાને બદલે શિવાજીને વધારે સખ્ત જાપ્તામાં રાખવાની નીતિ ગ્રહણ કરી. શિવાજીના રહેઠાણ પર ભરી [illegible] [illegible]ણી મૂકાઇ ગઇ, અને શહેર કોટવાળ ફુલાદ [illegible] આવીને બાદશાહને [illegible] [illegible]જીના સ

બંદોબસ્ત થઇ ગયો. જ્યારે શિવાજીને લાગ્યું કે રાજા જયસિંહ, વઝીર કે બાદશાહ કોઈ ખપમાં નહિ આવે ને પોતાની મુક્તિનો આધાર પોતા ઉપર જ છે, ત્યારે તેણે પોતાના અંતરમાંથી બંધનમુક્ત થવાનો સાદ સાંભળ્યો. એણે બાદશાહને કહેવડાવ્યું કે મારે લશ્કર મહારાષ્ટ્ર પાછું ફરવું જોઇએ. અહીંનાં હવાપાણી એને માફક નહિ પડે. બાદશાહે લશ્કર જવા દીધું. જયસિંહે લખેલું કે શિવાજી ઘણો હોશિયાર છે; પણ જેણે હાથે કરીને પોતાનાં માણસ ઓછાં કરી દુશ્મનના કિલ્લામાં એકલા રહેવાનું પસંદ કર્યું તેની કુનેહબાજીને વિષે બાદશાહે કદાચ ઘણો હલકો અભિપ્રાય બાંધ્યો હશે.

પોતાના લશ્કરને હવાપાણી માફક ન આવ્યાં તો પોતાને તો ક્યાંથી જ માફક આવે? થોડા જ વખતમાં રાજા શિવાજી માંદા છે એવી વાત ચાલી. દર સાંજે કંડિયા ભરીભરીને મીઠાઇ બ્રાહ્મણ, ફકીર, સાધુ ને અમલદારોને મોકલાતી. આમ થોડા દિવસ ચાલ્યું. પહેલાં તો પહેરેગીર કરંડિયા તપાસતા પણ પછી ધામેધામે એ રીત બંધ જેવી થઈ ગઇ. ૧૯મી ઑગસ્ટ ઈ.સ. ૧૬૬૬ને દિવસે બપોર પછી શિવાજીની તબિયત વધારે બગડી. તેણે પહેરેગીરોને કહેવડાવી દીધું કે મારી તબિયત બહુ ખરાબ છે. હું સૂઈ જાઉં છું. મને ઉઠાડતા નહિ. ત્યાર પછી તેનો દૂધભાઇ હીરાજી ફરજંદ લાંબી સોડ તાણીને શિવાજીના ખાટલા પર સૂઇ ગયો. તેણે પોતાના જમણા હાથમાં શિવાજી મહારાજનું સોનાનું કડું પહેર્યું હતું અને એ હાથ ખાસ કરીને સોડ બહાર લટકતો રાખ્યો હતો. દૂરથી પહેરેગીર એ હાથ અને સોનાનું કડું હંમેશાં નિહાળતા હતા. આજે પણ એ જ હાથ જોઇ રહ્યા હતા. શિવાજી સૂતા છે એમ ધારીને સૌ ગપ્પાં મારતા બેઠા હતા.

એટલામાં મીઠાઇના કરંડિયા બહાર જવા લાગ્યા. એકાદ કરંડિયો જમાદારે તપાસી જોયો. પેંડા પતાસાનાં બેચાર બટકાં પણ લઈ જોયાં. મીઠાઇ સારી હતી. કરંડિયો પસાર થઇ ગયો. એવા એક પછી એક મીઠાઇના કરંડિયા પસાર થવા લાગ્યા; અને એવા બે જુદાજુદા કરંડિયામાં બેસીને બાપ–દીકરો બંને જેલમાંથી મુક્ત થઇ ગયા. શહેર બહાર તદ્દન એકાંત જગ્યામાં આ કરંડિયા ઉતારીને મજૂરો રવાના થઇ ગયા.

આગ્રાથી છ માઇલ દૂર એક ગામડા પાસે જંગલમાં નીરાજી રાઓજી ઘોડાં તૈયાર રાખીને એ પિતાપુત્રની રાહ જોઇ રહ્યા હતા. બાપદીકરો ત્યાં પહોંચ્યા. ને તત્કાલ શું કરવું તેના નિશ્ચય પર આવી ગયા. બીજી જ ક્ષણે શરીરે ભસ્મ લગાવેલા પાંચ સાધુ જંગલમાંથી નીકળ્યા. શિવાજી, સંભાજી, નીરાજી, દત્ત ત્ર્યંબક ને રઘુમિત્ર, પાંચે સાધુ ગોકુળ મથુરાની જાત્રાએ નીકળ્યા હતા, જ્યારે બીજાં માણસો સીધે રસ્તે ઘરને પંથે પડ્યા હતા.

આ દરમ્યાન આગ્રાની જેલમાં તો હજી શિવાજી મહારાજ પોતાનો હાથ બહાર લટકતો રાખીને સૂઇ જ રહ્યા હતા. એ તો આખી રાત સૂતા રહ્યા. બીજે દિવસે જાગ્યા પણ લગભગ બપોરે. લાંબો મંદવાડ એટલે એમ જ થાય ને? સવારના પહોરમાં તો પહેરેગીરોએ જેલમાં નજર નાખી લીધેલી. મહારાજ હજી સૂતા હતા. હાથ બહાર લટકતો હતો. હાથમાં સોનાનું કડું પણ આબાદ એ જ હતું. એક નોકર બેઠોબેઠો પગ પણ તળાંસતો હતો. આવેજીના શિવાજી મહારાજને ઊંઘ પણ ભારે આવી ગઈ! બપોરે ત્રણ વાગ્યે હીરાજી શાંતિથી જાણે કાંઇ ન બન્યું હોય તેમ નોકરને સાથે લઇ બહાર નીકળ્યો. પહેરેગીરોને કહ્યું કે બહુ અવાજ ન કરતા. મહારાજની તબિયત વધારે બગડી છે. હું કોઇ સારા વૈદ્યની તપાસ કરી લાવું. અને હીરાજી— આવેજી શિવાજી મહારાજ પણ ઊપડી ગયા.

પણ જેલ ખાલી થઇ એટલે બધું સૂનકારં લાગવા માંડ્યું. પહેરેગીરોએ તપાસ કરી તો પાંજરામાંથી પંખી ઊડી ગયાં હતાં. ગભરાટ ફેલાયો. દોડાદોડ થઇ. તપાસ થવા લાગી. શહેર કોટવાળ ફુલદખાનને ખબર પડતાં તે બીચારો ધ્રૂજતોધ્રૂજતો બાદશાહ સલામતને સમાચાર આપી આવ્યો. 'સવારે તો જેલમાં જ હતો. બપોરે જેલમાં હતો. નિયમ પ્રમાણે સવારસાંજ હાજરી પણ લેવાય છે. ખુદાવંદ, આ માણસ જાદુગર લાગે છે!'

પણ ખુદાવંદ કાંઇ કોટવાળથી છેતરાય તેવા ન હતા. તે તો તરત સમજી ગયા કે રાજા શિવાજી મહારાષ્ટ્રને રસ્તે પડ્યા છે અને અત્યારે ઝપાટાબંધ રસ્તો કાપી રહ્યા હશે. સાંઢણીસવારો અને ઘોડેસવારો ચારે દિશામાં દોડી વળ્યા. ઠેકાણેઠેકાણે સંદેશા મોકલાયા. રસ્તે રસ્તો ચોકીદારોથી સુરક્ષિત બની ગયો. જેટલા મરાઠા રસ્તામાં મળ્યા તે બધાને આગ્રામાં પાછા લાવ્યા. પણ શિવાજી સંભાજીનો પત્તો મળ્યો નહિ.

કુમાર રામસિંહની પણ કમબખ્તી બેઠી. સૌને શંકા પડી કે શિવાજીને નસાડનાર તે જ છે. તેને દરબારમાં આવવાની મના થઇ. તેની મનસબદારી પણ ગઇ ને જાગીર પણ જપ્ત થઈ.

હવે આ તરફ પેલું ગોકુળ મથુરાં જનારું બાવા-મંડળ નિરાંતે ચાલ્યું જાય છે. આગ્રા છોડ્યા પછી તેઓ ૭ કલાકમાં મથુરા પહોંચી ગયા.* ત્યાં જઇને પહેલું કામ નદીકાંઠે બેસીને હજામત કરાવી નાખવાનું કર્યું દાઢીમૂછ નીકળી ગઇ એટલે શંકરના બાવા બનીને સંન્યાસી બની ગયા. કેટલાક વૈરાગી બન્યા, કેટલાક ઉદાસી થયા, કેટલાક ગોસ્વામી થઇ ગયા એવી રીતે મથુરામાંથી ત્રણ તડમાં વહેંચાઇને ૪૦–૫૦ માણસો ફરવા લાગ્યાં. શિવાજીએ સંન્યાસીનો પોલો દંડ માણેક, મોતી ને સોનામહોરથી ભર્યો. કેટલાક રત્ન લૂગડામાં પણ શીવી લીધાં. જુદાજુદા તડમાં વહેંચાઇને સૌ મુસાફરીને રસ્તે પડ્યા. વારંવાર વેશ બદલાતા જાય છે. સાધુ હોય તે વળી વેપારી થઈ જાય છે; વેપારી વળી સોદાગર બને છે; અને જવાનું છે મહારાષ્ટ્ર તરફ છતાં ચાલે છે અલ્લાહાબાદ ગયા તરફ. જાણે જાત્રા કરવા નીકળ્યા હોય.

ક્યારેક બેપાંચ ભેગા થાય છે, ક્યારેક છુટા પડે છે; પણ સૌનો સંકેત દક્ષિણ તરફ જવાનો છે. આટલી સાવચેતી છતાં એક વખત સપડાયા. ખબર દરેક સ્થળમાં આવી ગઇ હતી કે મરાઠાનો રાજા શિવાજી, આટલો ઊંચો ને આવા દેખાવનો, જ્યાં હોય ત્યાંથી પકડવો. એક ગામમાં ફોજદારે શંકા ઉપર પકડ્યા. સાંજ પડી ગઇ હતી એટલે કેદીઓને કાચી કેદમાં રખાવીને તપાસ બીજા દિવસ ઉપર મુલતવી રાખી ફોજદાર પોતાનું ઘર પાસે હતું ત્યાં સૂવા ગયા. અરધી રાત્રે ફોજદારને જગાડીને શિવાજી પોતે તેને મળવા ગયો.

'કેમ મહારાજ, અત્યારે શું છે?' કહીને આંખો ચોળતોચોળતો ફોજદાર અલીકુલી બહાર આવ્યો.

અલીકુલી સંન્યાસી સામે જોઈ રહ્યો. દીવાનું ઝાંખું તેજ સંન્યાસીના મોં ઉપર પડતું હતું. કદ, દેખાવ સઘળું વર્ણન પ્રમાણે હતું. મુખમુદ્રા સંન્યાસીની ન હતી. આ કોણ હશે? શિવાજી હોય તો મારો બેડો પાર થઇ જાય.' તે મનમાં વિચારી રહ્યો.

એટલામાં શિવાજી બોલ્યો, 'હું તમને મળવા આવ્યો છું. પણ મારી વાત ખાનગી છે.'

ફોજદારે ઇશારતથી પહેરગીરને જતા રહેવા ફરમાવ્યું.

'તમે કોને કેદમાં પૂર્યા છે તે તમને ખબર છે?'

'ના.'

'ત્યારે હું પોતે જ શિવાજી છું.' શિવાજીએ હિંમતથી કહ્યું. ફોજદારની નજર આગળ અફઝલખાન ને શાહિસ્તખાનનો ઇતિહાસ તરી આવ્યો. તેણે ગભરાટમાં બે પગલાં પાછાં ભર્યાં.

'પણ ગભરાશો નહિ. હું તમને નજીવી ભેટ ધરવા આવ્યો છું.' એમ કહી શિવાજી મહારાજે મૂઠી ઉઘાડી ફોજદાર તરફ હાથ લંબાવ્યો. એક લાખેક રૂપિયાની કિંમતનો તેજદાર હીરો દીવાના ઝાંખા પ્રકાશમાં ઝગારા કરી રહ્યો હતો. 'લ્યો આ તમને આપ્યું.'

ફોજદારનું મન ગળી ગયું. નોકરીમાં એક લાખ રૂપિયા તો આખી જિંદગીમાં પણ ભેગા થવાના નહિ. તેણે તરત શિવાજીને જવા દીધો.

સવારના ભળભાંખળામાં સૌ બનારસ પહોંચ્યા ને નદીકિનારે બેઠેલા એક સુરતી બ્રાહ્મણને બોલાવી તેની મૂઠીમાં નાનાંનાનાં મોતી, રત્ન ને સોનામહોર મૂક્યાં. 'મૂઠી વાળી જાઓ. હમણાં ઉઘાડશો મા. પણ આ તમારી દક્ષિણા છે. મને ગંગાસ્નાન કરાવો.' એટલું બોલી શિવાજી ઉતાવળેઉતાવળે સ્નાન પતાવી રહ્યો હતો, એટલામાં નદીના પટમાં ધૂમાધૂમ થઇ ને શિવાજી નાઠો છે તેની તપાસમાં સિપાઇઓ આવે છે એવી ખબર ફેલાઇ. બ્રાહ્મણે આ ખબર સાંભળી કુતૂહલથી પાછળ જોયું ને થોડીવાર પછી પોતાના યજમાન તરફ જોવા નજર ફેરવે છે ત્યાં સામે યજમાન જ મળે નહિ! બ્રાહ્મણ તો સ્તબ્ધ થઇ ગયો. મૂઠી ઉઘાડી જુએ ત્યાં નવ અશરફી, નવ રત્ન ને નવ હન નીકળી પડ્યાં! તેનો બેડો પાર થઇ ગયો.

---

* મથુરામાં પહોંચ્યા ત્યાં તો જેમ ફૂલ કરમાય તેમ સંભાજી કરમાઈ ગયો. નવદસ વર્ષનો છોકરો આવી મુસાફરીમાં સાથે રહેશે તો મુસાફરોના જાન જોખમમાં આવી પડશે એમ ધારીને સંભાજીને તેમણે મથુરામાં મૂકી દીધો. કૃષ્ણાજી કાશી ને વીસાજી નામના બે દક્ષિણી બ્રાહ્મણો ત્યાં રહેતા હતા. વીસાજીએ તેમને વાત કરી અને કહ્યું કે 'મહારાષ્ટ્રનું નસીબ તમારા હાથમાં છે. અત્યારે તમારી સગવડ અગવડ કે બાદશાહી કોપ તરફ જોશો નહિ' બંને ભાઇઓએ સંભાજીને પોતાને ત્યાં રાખી લીધો ને કૃષ્ણાજી તો સૌને બનારસ સુધી પહોંચાડી પણ આવ્યો.

શું શિવાજી મહારાજ જ હતા! પણ બ્રાહ્મણને પૈસા મળી ગયા હતા. તેણે ગુરુને ઘેર રજા લેવા જવાનું પણ પડતું મૂક્યું ને પરભાર્યો સુરતનો રસ્તો લીધો.

એકાદ નમાલું ઘોડું હોય તો જરાક બેસવા થાય એવો વિચાર કરીને એક વખત મુસાફરીમાં શિવાજી મહારાજ ટારડું ખરીદતા હતા. પણ પાસે છૂટક પૈસા મળે નહિ, એટલે સોદાગરને પૈસા સોનામહોરોમાં ચૂકવ્યા. સોદાગર ચતુર માણસ હતો તે બોલી ઊઠ્યો: 'આવા નાના ટારડાની કિંમત સોનામહોરોથી કરો છો, એટલે તમારી જરૂરિયાત જોતાં તમે શિવાજી લાગો છો!'

'એમ!' શિવાજી મહારાજ બોલ્યા ને વધારે કાંઇ કહ્યા વિના સોનામહોરની આખી કોથળી તેના હાથમાં મૂકી દઈ બીજી જ ક્ષણે ત્યાંથી રવાના થઇ ગયા.

એક વખત ગોદાવરીને કાંઠે આવેલા નાના ગામડામાં એક ખેડુતને ત્યાં શિવાજીનું સંન્યાસીમંડળ આરામ લેવા આવી પહોંચ્યું. રાત્રે ખેડુતના કુટુંબનાં ડોશીમા સંન્યાસીમંડળ પાસે વાતો કરવા આવી ચડ્યાં.

'માફ કરજો જોગીમહારાજ!' ડોશીમાએ કહ્યું: 'અમે ગરીબ્બા તમારી ચાકરી જોઇએ તેવી થઇ નથી. હમણાં હમણાંમાં આ મારા પીટચા શિવાજીના માણસોએ બહુ ઉપાડો લીધો છે.' અને પછી ડોશીએ તો પોતા પર જેટલું વીત્યું હતું તે બધું ય શિવાજીના નામને પાંચ-પંદર ગાળો દઇને કહી બતાવ્યું! તે વખતે શિવાજી તો કાંઇ બોલ્યો નહિ. પણ ગામનું ને ખેડુતનું નામ યાદ રાખી લીધાં. ઘેર પહોંચ્યા પછી ખેડુતને સહકુટુંબ પોતાને ત્યાં તેડાવી તેના નુકસાનનો બદલો વાળી આપ્યો.

એક સાંજે રાયગઢમાં ચોકીદારે જીજાબાઇને આવી કહ્યું કે બેચાર સંન્યાસીઓ આવ્યા છે તે તમને મળવા ઇચ્છે છે. બાઇએ હા પાડી એટલે સંન્યાસીઓને ગઢમાં લાવ્યા. નીરાજી પંતે વૈરાગી સાધુની પેઠે જીજાબાઇને આશીર્વાદ દીધો. ઝાંખા બળતા દીવાના અજવાળામાં જીજાબાઇ નજર માંડીને એ વિચિત્ર સંન્યાસીઓ તરફ નિહાળી રહ્યાં: 'બોલો, શું કામ છે મારું!'

જવાબ તો કોઇએ આપ્યો નહિ; પણ એક જરાક ઠીંગણો, તેજસ્વી સંન્યાસી આગળ આવ્યો ને તેણે જીજાબાઇના ચરણ પાસે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં.

સંન્યાસીને પ્રણામ કરતો જોઇ જીજાબાઇ જરા ગભરાઇને તેને બેઠો થવાનું કહે છે તે પહેલાં તો સંન્યાસીએ જમીન પરથી ઊઠી, માતાના ખોળામાં માથું મૂકી ફરી પ્રણામ કર્યાં અને તરત જીજાબાઈ પોતાના પુત્રની આકૃતિ કળી ગયાં. શત્રુના ઘરમાં સિંહ જેવો ને પોતાની પાસે આજ્ઞાંકિત રહેવા ટેવાએલો પોતાનો પુત્ર શિવાજી જ સંન્યાસીના વેષમાં ઊભો હતો! તેનાથી ગદ્ગદ્ કંઠે બોલી જવાયું: 'શિવાજી!' **'ધૂમકેતુ'**

('ધૂમકેતુ'ની 'યુગદર્શન' ગ્રંથમાળામાં પ્રકટ થનારા 'ઇતિહાસદર્શન' નામના ગ્રંથમાંથી.)




શિક્ષક: જોખમદારી સમજાવતો એક દાખલો આપો.

વિદ્યાર્થી: મારા કે તમારા પાટલૂનને બે જ બટન છે, અને તેમાંનું એક તૂટી ગયું છે. ત્યારે બાકી રહેલા એકને માથે તમારા આખા પાટલૂનની જોખમદારી આવી પડે છે.

ક્ર

એક: તારો કોણ સગો ગુજરી ગયો છે? કોઇ નજદીકનો હતો કે દૂરનો?

બીજો: અરે, યાર, ઘણો દૂરનો; ચારસો ગાઉ છેટે રહેતો હતો.

ક્ર

રમેશ: તને ખબર છે કે?

મણિલાલ: શું? શું?

રમેશ: મારા બાપા, એના દાદા, દાદાના બાપા, દાદાના દાદા, તેમના બાપ, તેમના દાદા,—કોઇ અમારા કુટુંબમાં કુંવારા હતા જ નહિ. તે લોકો બધા જ પરણેલા! કેવું આશ્ચર્ય!

ક્ર

'નરેન્દ્ર હવે કંઈક ડાહ્યો થયો જણાય છે ખરો?'

'ના જરા યે નહિ; પણ તે પોતે તો એમ માને છે જ.'

'એ કેવી રીતે?'

'જુઓને, પોતે પહેલાં કેવો મૂરખ હતો તેની જ વાત એ હમણાં કર્યા કરે છે.'

ક્ર

રામજી: એક ચિતારાએ છતમાંના ચિત્રમાં કરોળિયાનું જાળુ એવું આબાદ ચીતર્યું હતું કે ઘરના નોકરે તે દૂર કરવા એક કલાક સુધી માથાફોડ કરેલી.

દામજી: એ વાત મનાય એવી નથી

રામજી: કેમ નહિ? ચિતારાઓ તો એવું ચમત્કારિક ચીતરી જ શકે.

દામજી: એ ખરું; પણ નોકર કે

ક્ર

વાંચીને

'જેણી પેટ લ્હાણી તારી ક્ર

'અરે બાપ! નહિ રે. એ

ચાને તો તેને બીજા બે વ્યાધિ

## થોડાંક ગધેડાં (નંબર ત્રીજો)



એક ગધેડો હતો. કુંભારના ફળિયામાં તે રહેતો હતો. એ કુંભારના છાપરા ઉપર રોજ એક વાંદરું આવે. છોકરાઓ વાંદરું જોવા નીકળે. ખજૂર અને દાળીઆ નાખે. વાંદરો કૂદાકૂદ કરે. ધાણી દાળીઆ ઝીલે ને કરડ કરડ ખાય ને ગમ્મત કરે. છોકરાઓ તાળીઓ પાડે ને વાંદરો દાંતીઆં કરે. છોકરાઓ પથરા ફેંકે ને વાંદરો સામેથી ફેંકે. છોકરાઓ ખીખિયાટા કરે ને વાંદરો સામેથી કરે. છોકરાઓને ગમ્મત પડે ને વાંદરાને પણ ગમ્મત પડે. રોજ વાંદરો આવે ને રોજ મજા જામે.

ગધેડો રોજ આ જુએ ને મનસૂબો કરે, 'એક વાર આપણે પણ આ વાંદરાની પેઠે કરીએ તો કેમ? છોકરાઓને પણ ગમ્મત થશે ને આપણને પણ ગમ્મત થશે. છોકરાઓ ધાણી દાળીઆ નાખશે ને આપણે ખાઇશું. છોકરાઓ હુકહુક કરશે ને આપણે ભોંભોં કરીશું. વાંદરાની જેમ ચાર પગે આપણે પણ કૂદીશું. બધાં આપણને જોઇને ખૂબ ખુશી થશે.

એક દહાડો સવારે વહેલો ઊઠીને ગધેડો ખોરડા પર ચઢી ગયો. છાપરાનાં નળિયાં તૂટતાં સાંભળીને છોકરાં બહાર આવ્યાં ને બૂમેબૂમ પાડવા લાગ્યા, 'ભાઇ, છાપરા ઉપર ગધેડો.. ગધેડો..' ગધેડો સામેથી 'ભોં ભોં' કરવા લાગ્યો. ત્યાં તો કુંભાર, કુંભારણ ને આડોશી-પાડોશી આવ્યાં. ગધેડો તો કૂદતો જાય, વાંદરાની જેમ ડાચિયાં કરતો જાય ને ભૂંકતો જાય. છોકરાઓ પથરા મારવા મંડ્યા. ગધેડો સામેથી લાત વડે નળિયાં ઉછાળવા લાગ્યો! ગધેડો વાંદરાની પેઠે ચાલતો જાય ને છોકરાઓને સમજાવતો જાય, 'હું વાંદરો છું, ગધેડો નથી. મને ધાણી ને દાળીઆ આપો; મને ખજૂર ને રેવડી આપો; હું વાંદરો બન્યો છું.'

શેરી આખી ગધેડાને જોવા ભેગી થઇ. ગધેડે વિચાર કર્યો, 'હવે વાંદરાની જેમ એક ખોરડેથી બીજે ખોરડે ઠેકું.'

નજીકના ખોરડા ઉપર ગધેડો ઠેક્યો અને બીજા ખોરડાનાં ય નળિયાં કડકડ તૂટવા લાગ્યાં.

નીચે હો હો થઇ: 'ખોરડા ઉપર ગધેડો.. ગધેડો..'

ગધેડાએ ઊંચું જોયું: 'પે . . . લા ઊંચા ઘરની અટારી ઉપર કૂદું વાંદરો કેમ કૂદે છે?'

ભોં—કરીને ગધેડે તો છલંગ મારી અને અટારી ને ઠૂંઠે ભાન તાક્યું. પણ ત્યાં તો ગધેડાભાઇ હવામાં ઊછળ્યા ને ધબ્બાંગ કરતાં જમીન ઉપર પછડાયા.

બિચારો ગધેડો બોલી પણ ન શક્યો કે, 'હું તો વાંદરો થયો હતો. તમે કોઇ મારી વાત સમજ્યા જ નહિ!'

કુંભારે આવી ગધેડા સામે જોઇ નિસાસો નાખ્યો: 'અરેરે! મારો ગધેડો બિચારો મરી ગયો. અરે ભાઈ, શું કામ ખોરડે ચડ્યો'તો?'

કુંભારણે આવી ગધેડા પર હાથ ફેરવ્યો અને નિસાસો નાખ્યો કે, 'ભાઈ ગધેડા, ખોરડે શું કામ ચડ્યો'તો? ત્યાં તો વાંદરાં ચડે. તું તો ગધેડો!'

ગિજુભાઈ

## બાનો બાળક

બા! ધાર કે પરી આવીને મને રાતમાં સુંદર પાંખો આપી ગઇ છે. મારા આનંદનો તો પાર રહ્યો નથી; ને તું પણ રાજી જ થવાની એમ હું ધારૂં છું. તેથી પથારીમાંથી ઊઠતાવેંત જ હું તારી પાસે દોડી આવીને કહું છું કે 'જો જો બા, મારી પાંખો!'

પણ બા, તું યે કેવી ગાંડી છે! તું તો મને ઓળખતી જ નથી. ઘડીક વાર મારા સામું ટીકી ટીકીને જોઇ રહે છે ને પછી કહે છે કે 'ના, ના,

આ મારો મનુ ન હોય. આમાં તો કોઈક જાદુગરનું જ કપટ લાગે છે. તે દુષ્ટ મારા મનુને ઉપાડી આ કોઈક પરીના બાળકને મૂકી ગયો લાગે છે.' આટલું બોલતાં તો તારો સાદ પણ ગળગળો થઇ જાય છે ને તું આવડી મોટી થઇને સાચ્ચે જ રડી પડે છે!

હું તને ઘણુંયે સમજાવું છું કે 'બા, હું તારો જ બાળક છું. મારું નામ મનુ. આ તો એક રૂપાળી પરી રાતમાં આવી મને ઊડવા માટે પાંખો આપી ગઇ છે.' પણ તું તો મારું કહ્યું સાંભળતી જ નથી ને!

**એ**ટલામાં મારા બાપુ આવે છે. પહેલાં તો એ ય જરા વહેમાય છે; પણ પછી તરત જ એ મારી પરીક્ષા કરવા માંડે છેઃ 'બોલ અલ્યા બાલુડા, મારું નામ શું છે?'

'કેમ વળી? હર્ષદરાય.' હું તરત જ બોલી ઊઠું છું.

'બરાબર. કાલે આપણે ક્યાં ગયા હતા?'

'વનભોજન કરવા.'

'ઠીક. તારી બાએ કેટલા લાડુ ખાધા હતા?' ત્યાં તો બા, તને પણ રડતાં રડતાં થોડુંક હસવું આવી જાય છે! 'બે ઉપર એક બટકું.' હું કહી દઉં છું.

'બસ, ત્યારે, તું અમારો મનુ ખરો.' એમ કહી મારા બાપુ મને ખોળામાં બેસાડે છે.

પણ બા, તું યે કેવી હઠીલી! હજુ પણ તું મને તારો બાળક માનવાની ના પાડે છે ને કહે છે કે 'એમાં શું? પરીના બાળકને તો બધી વાતની ખબર હોય. એટલે કાંઇ એ મારો મનુ થઇ ગયો?' તે આખો દિવસ તું રડીરડીને ખૂરાડે છે.

**પા**છી રાત પડે છે. હું પથારીમાં પડ્યો પડ્યો જાગું જ છું. ત્યાં તો તેજનો ઝબકારો થાય છે ને પરી પધારે છે.

'પરીમાતા! પરીમાતા!' હું એકદમ બોલી ઊઠું છુંઃ 'મહેરબાની કરી આ તમારી પાંખો પાછી લઇ લ્યો. મારે પરીનો બાળક નથી થવું. મારે ઊડવું પણ નથી ને તમારા જેવી શોભા પણ કરવી નથી. મારે માત્ર બાનો બાળક જ થવું છે.'

આ સાંભળી પરી એક ફૂંક મારે છે ત્યાં તો મારી પાંખો ઊડી જાય છે ને પરી પણ અલોપ થઇ જાય છે!

**રા**જી થતો તરત હું તારી પાસે દોડી આવું છું. દીવાના ઝાંખા ઉજાસમાં તારાં આંસુ મોતી જેવાં ઝળકે છે.

'આ મારો મનુ આવ્યો!' કહી તું મને તેડી લે છે ને છાતી સરસો દબાવી મીઠી બચીઓથી નવડાવી દે છે. જાણે તારી પ્રાર્થનાથી હું જાદુગરની ભયંકર જાળમાંથી ઉગર્યો હોઉં એમ તું હર્ષઘેલી થઇ જાય છે!

હજુ પણ તું ખરી હકીકત માનતી નથી ને કહે છે કે 'ના, ભાઇ ના, એ પાંખવાળો બાળક મારો નહોતો.'

ઠીક; પણ બા, હવે તો હું તારો બાળક ખરો ને?

વ્રજલાલ શાહ

# વેરણ મીંદડી

આદમ તને મીંદડી રે
મધરાતે વેરણ થઈ.

પીંજ્યા આવ્યું બે મણ રૂ ને, કપાસિયા મહીં ખૂબ,
ઊંદરભાઇ તે ખાવા કાજે રાતરે આવ્યા ખૂબ;
ત્યાં ઘરમાં દોટંદોટા થઇઃ
આદમ તને મીંદડી વેરણ થઈ.

છાપરામાંથી કાણું કરી ત્યાં, આવ્યાં બિલ્લીબાઇ,
બાળવી માર્યો ભૂસકો તો યે, પડી પથારી માંહી;
પીંજારણ કૂદવા લાગી રેઃ આદમ૦

દીવાસળીનું ઠેકાણું ન મળે, દીવામાં દીવેટ નહિ,
આદમ બાપડો આંધળો ને પીંજારણ તો રઘવાઈ;
નાનો ત્યારે અલિયો ઊઠ્યો રેઃ આદમ૦

અલિયે ઊઠી લાકડી લીધી, દોડ્યો રસોડા મેર,
ચાર પૈસાની હાંડલી આણી મેલી'તી ચૂલાની એડ;
અલિયાએ લાકડી ફેરવી રેઃ આદમ૦

ઊંદર નાઠા, બિલ્લી નાઠી, સમકારો જ્યાં કીધો,
એડ ઉપરની હાંડલી ઉપર, અલિયે ફટકો દીધો;
બિચારી હાંડલી ભાંગી ગઈઃ આદમ૦

હાંડલી ભાંગી, ઘર તો ભાંગ્યું, વાસણ ન રહ્યું કોઇ;
નાનું વાસણ રાંધવા મૂક્યું, ખીચડી કાચી રહી;
આદમને પેટમાં ચૂંક તે થઇઃ
આદમ તને મીંદડી રે મધરાતે વેરણ થઇ.

સુન્દરમ્

# માધુકરી



## હરિ ગોવિંદ ગોવિલ

હિંદનો સંદેશો જગતને પહોંચાડવાના અને હિંદની સ્વતંત્રતા પ્રત્યે જગતની સહાનુભૂતિ જગાડવાના ઊંચા આદર્શથી ને સ્વદેશભક્તિથી પ્રેરાઇને હિંદના ઘણા પુત્રાનો પરદેશ ખેડે છે.

અમેરિકાના ન્યૂ યૉર્ક શહેરમાંથી પ્રકટ થતા 'ઓરીએન્ટ' મૅગૅઝિનના ચાલક અને તંત્રી શ્રી હરિ ગોવિંદ ગોવિલ હિંદની ઉચ્ચ સંસ્કૃતિમાં ઊછરેલા ને પાશ્ચાત્ય સંસ્કૃતિથી રંગાએલા છે. તેમની મહત્ત્વાકાંક્ષા પૂર્વના ઉચ્ચ આધ્યાત્મિક આદર્શો અને પશ્ચિમ આધુનિક વિજ્ઞાનનો સંયોગ સાધવાની છે.

એમનો જન્મ બિકાનેરમાં ગરીબ માબાપને ત્યાં થયો હતો. તેમને પ્રાથમિક શિક્ષણ આપવા માટે તેમની માતાને પોતાનાં ઘરેણાં વેચી નાખવાં પડેલાં સ્કૉલરશિપ મળતી હોવાથી તેઓ બનારસ હિંદુ યુનિવર્સિટીમાં દાખલ થઇ શકયા.

બાળપણથી જ તેઓ વિદ્યાભ્યાસ માટે અમેરિકા જવા સ્વપ્નાં સેવી રહ્યા હતા. મહાયુદ્ધ પૂરૂં થાય કે તરત હિંદ છોડવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. અંતે સ્વપ્નાં સાચાં પાડવાનો અવસર મળ્યો. તેમણે પોતા તરફ સહાનુભૂતિ દર્શાવતા થોડા મારવાડી દાનેશ્રી તરફથી કેટલીક આર્થિક મદદ મેળવી ને તત્કાળ મુંબાઇ ટિકિટ કઢાવવા માટે ઊપડયા. સેકંડ કલાસની ટિકિટ નહિ મળવાથી તેઓએ લાચારીથી મુંબાઇથી માર્સેલ્સ સુધીની ફર્સ્ટ કલાસની ટિકિટ કઢાવી અને બાકી રહેલા ફક્ત ચાર રૂપિયાના જોર પર વિદેશયાત્રાએ ઊપડયા.

તેમની કૅબિનમાં મુંબાઇના એક વેપારી હતા. એમને છેક માર્સેલ્સમાં ખબર પડી કે ગોવિલ પાસે ફક્ત ચાર જ રૂપિયા છે. તેમણે ગોવિલને પોતાને ઉતારે બોલાવ્યા અને તેમની સાચી મહત્ત્વાકાંક્ષા જાણી લંડન સુધીની ટિકિટ કઢાવી આપી અને ખીસાખર્ચ માટે બે પાઉંડ આપી તેમને વિદાય કર્યા.

લંડન પહોંચ્યા પછી તેમને કેટલાક હિંદી વિદ્યાર્થીઓનો ભેટો થયો. આ વિદ્યાર્થીઓ ગોવિલની ગરીબાઇ તથા મજૂરી કરી અભ્યાસ કરવાની તેની અભિલાષા પર હસ્યા અને તેને નાહિંમત કરવા લાગ્યા. પણ ગોવિલ આમ નાહિંમત થાય તેમ નહોતા. તે તો અમેરિકામાં વિદ્યાભ્યાસ કરવાનો નિશ્ચય કરીને જ ઘરની બહાર નીકળ્યા હતા.

તેમને લંડનમાં નોકરી મળી નહિ ને ગાંઠમાં પૈસા ખૂટયા હતા. એવામાં તેમને ખબર પડી કે અમદાવાદના ધનાઢય મીલમાલિક શેઠ અંબાલાલ સારાભાઇ લંડનમાં છે તેઓ તરત જ તેમને મળવા માટે ગયા. શેઠની ઉદારતાનો ઘણા હિંદી વિદ્યાર્થીઓ ગેરલાભ લેતા તેથી તેમણે ગોવિલ પાસે વિશ્વાસપાત્ર પ્રમાણપત્ર માગ્યું. ગોવિલ પાસે આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવનું અને એક અંગ્રેજ બાઇનું એમ બે વિશ્વસનીય પ્રમાણપત્રો હોવાથી શેઠે તેમને યુનાઇટેડ સ્ટેટ્સ માટેની ત્રીજા વર્ગની ટિકિટ કઢાવી આપી ગોવિલના આનંદનો પાર ન રહ્યો.

અમેરિકા જતી પહેલી જ સ્ટીમરમાં તેઓ ચઢી બેઠા. આ સ્ટીમરમાં તેમને બે સારી સ્થિતિના હિંદુ વિદ્યાર્થીઓ સાથે મુલાકાત થઇ. તેમ ગોવિલની

### જ્યારે આ આયખું ખૂટે

જ્યારે આ દેહ ગળી દેવે<br>
ધીરેલું આયખું ખૂટે;<br>
જીવનનો તાંતણો તૂટે.

જેવી રીત માત નીંદરતું બાળ<br>
ધીમેથી અંકમાં લીયે,

માસે માસે અમાસને દિન<br>
દેવો મયંકને પીએ;<br>
તેવી રીત ગોદમાં લેજે,<br>
તારામાં સમાવી દેજે;<br>
જ્યારે આ આયખું ખૂટે,<br>
જીવનનો તાંતણો તૂટે.

જેવી રીત માળી ખરેલાં પાન<br>
કયારામાં વાળી લીયે,

નવાં અંકુર પાંગરવા કાજ<br>
એ પાનને બાળી દીયે;

તેમ મુજ જીવનના સૌ શેષનું<br>
કોઇને ખાતર કરજે,<br>
કોમાં નવજીવન ભરજે;<br>
મારો કોને લોપ ન નડશો,<br>
મારો કોઈ શોક ન કરશો;<br>
જ્યારે આ આયખું ખૂટે,<br>
જીવનનો તાંતણો તૂટે.

જ્યારે આ દેહગળી દેવે<br>
ધીરેલું આયખું ખૂટે,<br>
જીવનનો તાંતણો તૂટે.

(પ્રસ્થાન) —'શેષ'

નિર્ધનતાની ખબર પડી ત્યારે તેઓએ ગોવિલને કહ્યું કે ઓછામાં ઓછા પચાસ ડૉલર હશે તો જ તમે અમેરિકાની ભૂમિ પર પગ મૂકી શકશો. ગોવિલના ગભરાટનો પાર ન રહ્યો. આખરે પેલા હિંદી વિદ્યાર્થીઓની સહાનુભૂતિ ને પોતાની આત્મશ્રદ્ધાથી પાંચ ડૉલર ને બે સેન્ટ સાથે તે અમેરિકા પહોંચ્યા.

અમેરિકા પહોંચતાં જ અઠવાડિક પંદર ડૉલરના પગારે ફિલ્મ ડેવેલેપ કરવાનું કામ શોધી કાઢી મૅસેચુસેટની કૉલેજમાં ઇલેક્ટ્રિક એન્જીનિયરના અભ્યાસ માટે તેઓ દાખલ થયા.

થોડા મહિના બાદ તે કોઇ ચિત્રકારના મદદનીશ તરીકે એક સંસ્થાના પ્રકાશન વિભાગમાં કામે રહ્યા. હિંદમાં હતા ત્યારે તેઓ 'આશ્રમ' નામનું એક હસ્તલિખિત માસિક ચલાવતા. તે વખતનો અનુભવ તેમને અહીં ઘણો કામ લાગ્યો.

કૉલેજમાં થોડો વખત ગાળ્યા પછી આ સ્વતંત્ર વિચારના યુવાનને કૉલેજનું ભણતર અને ડિગ્રી તુચ્છ લાગ્યાં. તેમણે તો કોઇ ઉદ્યોગ કે કલા હાથ કરી લેવાનું ઉચિત ધાર્યું.

તેમને મુદ્રણ ને પ્રકાશનનું કામ શીખવાની તાલાવેલી લાગી. તેમને વિશ્વાસ હતો કે તે કામ કરવાથી તેની શક્તિ ને યોગ્યતાનો પૂરેપૂરો વિકાસ થશે. વળી તેમને ત્યાંની અદ્વિતીય ને આકર્ષક મુદ્રણકળાનો હિંદમાં પ્રચાર કરવાની હોંશ હતી.

કૉલેજને તિલાંજલિ આપી તેઓ ત્યાંના એક સર્વોત્તમ છાપખાનામાં ઉમેદવાર તરીકે રહીને બીબાં ગોઠવવાનું કામ શીખ્યા અને સાંગત મુદ્રણકળાના પ્રત્યેક ભાગનું જ્ઞાન મેળવ્યું. પરંતુ આમાં તેઓ પેટ પૂરતું કમાઇ શકતા નહિ. આથી કંઈક આવક વધારવા સારૂ તેમણે સાંજને વખતે નાનીનાની ગલીઓના ખૂણે વ્યાખ્યાન આપવાનો અને હિંદ સંબંધી સાહિત્ય વેચવાનો વ્યવસાય આરંભ્યો. આ વિચિત્ર જેવા લાગતા યુવકનું છટાદાર ભાષણ સાંભળવા અનેક લોકો ભેગા થતા, ને તેઓમાંથી અનેક સારા માણસો જોડે તેમને મિત્રાચારી થઇ, હવે તેનું ભાગ્ય પણ પલટાયું. તેના વ્યક્તિત્વથી આકર્ષાઇ મિ. આલ્બર્ટ સ્ટર્નોર નામના પ્રખ્યાત ચિત્રકારે તેમને પોતાને ત્યાં 'પોઝ' આપવા આમંત્રણ આપ્યું. આલ્બર્ટે ચીતરેલી તેમની છબીને ન્યૂ યોર્ક, વૉશિંગ્ટન વગેરે શહેરોના સંગ્રહાલયમાં મૂકવામાં આવેલી.

આ સંબંધથી શ્રી ગોવિલને અનેક અમેરિકન મિત્રો મળ્યા. આ મિત્રો હિંદના આધ્યાત્મિક સંબંધમાં ભાગ લેતા. તેઓએ શ્રી ગોવિલના માનમાં કેટલાક જલસા ગોઠવ્યા અને ઉપજેલી રકમ શ્રી ગોવિલને સોંપવામાં આવી. તેઓમાંના કેટલાકે શ્રી ગોવિલને હિંદના આધ્યાત્મિક આદર્શોનો પ્રચાર કરવા એક પત્ર કાઢવાનો આગ્રહ કરવા લાગ્યા.

જલસાની મળેલી રકમમાંથી શ્રી ગોવિલે એક જૂનું છાપખાનું ત્રીસ ડૉલરની કિંમતે ખરીદ્યું, પોતાની જાતે તે સમાર્યું ને છાપવાના પ્રયત્નો આદર્યા. આ રીતે વિખ્યાત ઓરીએન્ટ મૅગૅઝીનનો જન્મ થયો. કલામય મુદ્રણ, સુંદર વિષયદર્શન અને આદર્શમય લેખોથી આકર્ષાઈ મને તેમ જ અન્ય પત્રકારોએ તેનો સારો સત્કાર કર્યો. એ પત્રે આખી દુનિયાના લેખકોનું ધ્યાન ખેંચ્યું છે. આમ પોતાના ઉચ્ચ આદર્શો અને દેશભક્તિ વડે આ ગરીબ માબાપના છોકરાએ પૂર્વની–ખાસ કરીને હિંદની–ઉચ્ચ સંસ્કૃતિનો સંદેશો દુનિયાભરમાં ફેલાવીને હિંદનું ગૌરવ વધાર્યું છે. એ સર્વ કામ ગોવિલે એકલે હાથે કર્યું છે. રેવરન્ડ હોમ્સે તેની પ્રશસ્તિ આ શબ્દોમાં કરી છે: 'હરિ ગોવિલ અમેરિકામાં એક અજાણ્યા યુવક તરીકે આવેલા. તેઓ હિંદમાં પાછા ફરતી વેળાએ અમેરિકામાં અનેક મિત્રો મૂકી ગયા છે. તેઓ પોતાની સાથે પૂર્વની બક્ષિસ લઇ અમેરિકા આવેલા અને હવે તેઓ પોતાની સાથે પશ્ચિમનો પ્રેમ લઇ હિંદ આવ્યા છે.'

### બદામ

આપણા દેશમાં બદામનાં થોડાંઘણાં ઝાડ થાય છે; પણ આપણને જોઇતી બધી બદામ તો બહારથી જ આવે છે. બદામ મસકત, આરાકાન, ઇરાન, મક્કા, મદીના, શિરાઝ વગેરે દેશોમાં તો પુષ્કળ થાય છે. બદામનું ઝાડ ઠીકઠીક મોટું થાય છે. તેનાં પાંદડાં લાલ અને વડલાનાં પાનથી મોટાં થાય છે. ખાખરાના પાનની પેઠે બદામના પાનની પણ પતરાવળી થઇ શકે. બદામ કાચી હોય છે ત્યારે ઉપરનાં છોડાં તુરાં અને ખાટાં હોય છે. છોકરાં બદામનું ઝાડ હલાવી તેને નીચે પાડી ખાય છે. બદામ ખાવામાં મીઠી લાગે છે. ને સાકર સાથે ખાવામાં મજા પડે છે. ખીસામાં પૈસા હોય તો બદામ જાતજાતની રીતે ખવાય: બદામની ખીર થાય, બદામનો હલવો થાય, બદામની પુરી થાય. બદામ પૌષ્ટિક બહુ છે પણ પચવામાં બહુ ભારે છે. ગરમ પાણીમાં બદામનાં બીજ ઉકાળીને તેની છાલ ઉતારી નાખી ઝીણાં વાટીને દૂધમાં કાલવી તે દૂધને ઉકાળી ઘાટી ખીર જેવું તૈયાર થવા આવે એટલે તેમાં સાકર ને ઘી નાખવું ને ઉતારી ઠંડું થયા પછી ખાવું. આ ખીર બહુ પૌષ્ટિક અને તાકાત આપનારી ગણાય છે. મસ્તકશૂળ ઉપર ત્રણ દિવસ સવારમાં પ્રાતઃકાળમાં આ ખીર લેવાથી તદ્દન આરામ થાય છે. બદામ તથા કપુર દૂધમાં ઘસી માથે તેનો લેપ કરવાથી પણ મસ્તકશૂળ મટે છે.

બદામ ખાનારા જાણે છે કે ખાતાં વચમાં એકાદ બદામ કડવી આવે છે ત્યારે મોં કેવું થઈ જાય છે! કડવી બદામનું તેલ કાઢવામાં આવે છે. એ તેલ દવામાં બહુ ઉપયોગી છે. કાનના રોગો ઉપર તે તેલનાં ટીપાં ઘણો ફાયદો કરે છે. કાનખજુરાના કાંટા વાગ્યા હોય તેના ઉપર બદામનું તેલ ઘસવાથી થોડા વખતમાં આરામ થાય છે. માથે તે તેલ ચોળવાથી મગજ ઠંડું ને હલકું થાય છે.

અને બદામનાં છોડાં (ફોતરાં) પણ નકામાં નથી તેને બાળીને મીઠા સાથે ઝીણાં વાટીને બનાવેલા દંતમંજનમાં દાંતને બહુ જ મજબૂત બનાવવાનો ગુણ રહેલો છે.

—રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ

## સોનું

પૃથ્વીના લગભગ દરેક દેશના પર્વતોના ખડકોમાં, મોટાં મેદાનોનાં ઊંડાણમાં, નદીના પટની રેતીમાં અને દરિયાને તળિયે કુદરતે આ અમૂલ્ય ધાતુ આપણે માટે સંઘરી રાખી છે.

આ ધાતુ બહુ મોંઘી મળે છે, એટલો બીજી ધાતુ કરતાં તેમાં ફેર છે. આ પદાર્થ કેવી રીતે બન્યો હશે અને જમીન તથા ખડકમાં કેવી રીતે મિશ્ર થઈ ગયો હશે, તેની હજુ સુધી કોઇને ખબર પડી નથી. સોંઘી ધાતુઓ પર રસાયણની દવાઓ વાપરી સોનું બનાવી દેવાનો કીમિયો કરવાના ઘણા પ્રયત્નો થાય છે. પણ હજુ સુધી તો એ સફળ નીવડ્યા નથી. ઘણી વખત સોનું જમીનના ઊંડાણમાં ખડકો સાથે મિશ્ર થયેલું હોય છે. કોઈક વાર નદીના પટની રેતીમાંથી તેમ ઊના પાણીના કુંડવાળા પ્રદેશમાંથી પણ મળી આવે છે.

સોનાની શોધ કરતી વખતે સાથેસાથે પૃથ્વીની ઉત્પત્તિ વિષે પણ થોડુંઘણું જ્ઞાન મળે છે. પર્વતો પર પડેલાં સોનાનાં રજકણો, વરસાદના પાણીના વહેણ સાથે લાંબે ઘસડાઇ આવી, નદીના પટમાં કોઈક સ્થળે અટકી જઇ, ત્યાં વર્ષો સુધી પડી રહે છે. જે ખડકો સાથે સોનું મિશ્ર થએલું હોય છે તે ખડકના પદાર્થ કરતાં સોનું સાત ગણું ભારે હોય છે. નદીના વહેણના વેગને લીધે સોનાના ગઠ્ઠા ઉપર લાગેલા ખડક ધોવાઇ જાય છે ને સોનું તળીએ જઈ પડી રહે છે. પછી સેંકડો વર્ષ વીત્યા બાદ મનુષ્યજાતને આ સોનું હાથ લાગે છે.

ત્રાંબુ, કલાઇ અને સીસા કરતાં સોનું ઓછું નીકળે છે તેથી મોંઘું મળે છે એમ નથી. પ્લૅટિનમ, નિકલ અને કોબેલ્ટ જેવી ધાતુઓ કરતાં તો સોનાનો જથ્થો પૃથ્વી પર વધારે છે. સોનું મોંઘું મળવાનું કારણ એની અછત નહિ પણ એના ગુણ છે. સોનું સીસા જેવી નરમ ધાતુ છે. છતાં તેમાં ઘણું બળ છે. તેને ટીપીને ઘણું જ પાતળું કરી શકાય છે. એક ગ્રેન વજન જેટલા સોનામાંથી ૫૬ ચોરસ ઇંચ જેટલા કદના સોનાના વરખ થઇ શકે! સોનાનો વરખ એટલો પાતળો થઇ શકે છે કે ૨૮૦,૦૦૦ પડ ઉપરાઉપરી ગોઠવીએ ત્યારે એની જાડાઇ ઇંચ જેટલી થાય! એક ગ્રેન સોનામાંથી ૫૦૦ ફીટ લાંબો તાર કરી શકાય છે, અને એવા ૬૫,૦૦૦ તાર સાથે સાથે ગોઠવીએ તો એક ઇંચ જાડો તાર બને! સોનું નરમ હોવા છતાં એટલા પાતળા એક તાર પર ૧૫૦ રતલ વજન મૂકીએ તોપણ તાર તૂટી ન જાય એટલું તે ચીકણું ને મજબૂત હોય છે. આથી દાગીના બનાવવામાં તેમ જ ચલણી સિક્કા બનાવવામાં સોનું વપરાય છે વળી શરીરને શક્તિ તેમજ જીવતર આપનાર તરીકે સોનાનો ઉપયોગ દવામાં પણ ઘણો થાય છે. આ બધાં કારણોને લીધે સોનું અમૂલ્ય ગણાય છે.

પૃથ્વી પર સૌથી પહેલાં પશ્ચિમ એશિયા અને ઉત્તર આફ્રિકામાં વસતી પ્રજામાંથી સંસ્કૃતિ પ્રસરી. આ સંસ્કૃતિ પામેલી પ્રજામાંથી ઇજિપ્ત, ઇરાન અને બૅબીલોનની પ્રજાએ સોનાની ખાણો ખોદવાની પહેલ કરી. ઈ.સ. પૂર્વે બે હજાર વરસ પહેલાં થઇ ગએલાં ઇજિપ્તનાં રાજરાણીઓનાં સોનાનાં ઘરેણાં એમની કબરોમાંથી જડી આવ્યાં છે. આ પછી સ્પેન જેવા બીજા દેશની પ્રજાએ ખાણો ખોદવા માંડી. તે પછી રોમના રાજ્યનો વિસ્તાર વધવાથી એમની પાસે સોનાની ખાણવાળો પ્રદેશ આવ્યો, એટલે ઇટલી પણ બહુ ધનવાન થયું.

પંદરમા સૈકામાં અમેરિકાની શોધ થયા પછી યુરોપમાં સોનાની ખૂબ ભરતી થઇ ને ત્યાં લગભગ બસો વરસ સુધી સોનાની રેલમછેલ થઇ રહી આ પછી જૂની ખાણોમાંથી સોનું ખૂટ્યું, પણ એટલામાં રશિયાના સાઇબીરિયાના પ્રદેશમાંથી થોડું સોનું નીકળવાથી યુરોપની જાહોજલાલી ટકી

૧૮મી સદીના અંતમાં અમેરિકાના કૅલિફોર્નિયા પ્રાંતમાં અને ઑસ્ટ્રેલિયામાં પુષ્કળ સોનું જડ્યું આથી નવી ખાણો શોધવા પાછળ લોકવૃત્તિ જાગૃત થઇ, અને પરિણામે મેક્સિકો તથા નેવાડામાંથી સોનું હાથ લાગ્યું પણ ખરૂં જે સ્થિતિ ઉત્તર અમેરિકામાં થઈ તે જ સ્થિતિ ઑસ્ટ્રેલિયામાં થઇ. ઇ.સ. ૧૮૫૧માં ત્યાં એટલા પરદેશીઓ જવા લાગ્યા કે વસ્તી વગરના ને ઉજ્જડ એ રાની પ્રદેશમાં જ્યાં પહેલાં માત્ર કાંગારૂ ને જંગલી કુતરાઓ જ વસતા હતા ત્યાં સોનાની શોધાર્થે આવેલા લોકોથી શહેરો વસી ગયાં.

ગયા સૈકામાં આખી દુનિયામાં વપરાતું સોનું ઑસ્ટ્રેલિયા, ઉત્તર અમેરિકા તથા રશિયા એ ત્રણ દેશમાંથી જ નીકળતું હતું પણ ૧૮૯૬માં અમેરિકા અને કૅનેડાની વચ્ચેના યુકાન પરગણામાં કૅલનડાઇક નામનો સોનાની રજકણવાળો કાંકરીવાળો પ્રદેશ જડ્યો. આ પ્રદેશમાં જવાની ઘણી મુશ્કેલીઓ નડતી. છતાં લોકોની ત્યાં જવા સારૂ એટલી પડાપડી થઇ રહી કે ચાર વરસની અંદર તો દુનિયાના જુદાજુદા ભાગમાંથી ત્યાં લગભગ ૩૦૦૦ ખાણના માલિકો આવી પહોંચ્યા, અને તેમણે આ કિંમતી કાંકરી એટલી ઝડપથી કાઢી કે ઇ.સ. ૧૯૧૦ સુધીમાં તો ત્યાંનું સોનું ખલાસ થઇ ગયું!

ઓગણીસમી સદી સુધી આફ્રિકાના ખનીજ પદાર્થની તપાસ લક્ષપૂર્વક થઇ નહોતી, પણ આ તપાસ થવાની સાથે જ ત્યાં સોનાની ભાળ લાગી. પછી તો વરસોથી સીદી રાજાઓને સોનું આપવા સારૂ પંકાતા ગોલ્ડ કોસ્ટ નામના પ્રદેશની પણ તપાસ થઇ અને તે પછી દક્ષિણ આફ્રિકાના ટ્રાન્સવાલ પ્રદેશમાંથી સોનું કાઢવાના પ્રયત્ન થયા. ઇ.સ. ૧૮૮૭માં વિટવૉટર સ્ટૅંડ નામનો ૩૧ માઇલ લાંબો પ્રદેશ હાથ લાગ્યો. અહીંથી દર વરસે દુનિયાભરમાં મોટામાં મોટો સોનાનો જથ્થો નીકળે છે. આજ સમયે પશ્ચિમ ઑસ્ટ્રેલિયામાં પણ કુલગારડી નામના પ્રદેશમાંથી સોનું મળવાની આશા બંધાઇ. અને આજે તો આખા ઑસ્ટ્રેલિયાના સોનાનો અરધો જથ્થો એ જગ્યાઓથી નીકળે છે.

એવી ગણત્રી થઈ છે કે ઇ.સ. ૧૫૦૦ની સાલથી આજ




દુનિયાના સોનું ઉત્પન્ન કરનાર મુખ્ય દેશો, અને ૧૯૨૯ના વર્ષ દરમ્યાન તેમણે કાઢેલા સોનાનો જથ્થો બતાવનારો આ નકશો જોવાથી જણાશે કે દક્ષિણ આફ્રિકા આખી દુનિયામાં સૌથી વધુ સોનું આપનાર દેશ છે, અને છતાં હજી તેનું સોનું અખૂટ મનાય છે. ઉપરના નકશામાં કાળાં ચોસલા દેશ દીઠ સોનાની ઉપજ બતાવે છે; અને લીટાવાળી આકૃતિ ખંડ દીઠ બતાવે છે, જેનો સરવાળો કરીને ડાબી બાજુએ આખી દુનિયાની ૧૯૨૯ની સોનાની પેદાશનો જથ્થો બતાવ્યો છે. તેની કિંમત ૪૦ કરોડ ૩૩ લાખ ૩૯ હજાર ડૉલર-એટલે અત્યારને ભાવે લગભગ એક અબજ ને સવા એકસો કરોડ રૂપિયા થવા જાય.

સુધીમાં પૃથ્વીમાંથી ૧૮,૨૦૯ ટન જેટલું સોનું કાઢવામાં આવ્યું છે. પૃથ્વીના પડના ઉપલા ભાગ પરથી આપણી ખાણો ખોદાય છે. પૃથ્વીના પડના વધારે ઊંડાણમાં જવાથી વધારે સોનું મળી શકે કે કેમ તે હજી શંકાની વાત છે. હવામાં તો વધારે ને વધારે ઊંચા જવાના પ્રયત્ન મનુષ્યજાત કરી રહી છે, પણ પૃથ્વીના ભીતરમાં જવાનું એથી વધારે મુશ્કેલ છે. પણ જ્યાં સુધી માનવીમાં સાહસિક વૃત્તિ જીવંત છે ત્યાં સુધી જગતમાં કશું અશક્ય નથી રહેવાનું.

આ રીતે પૃથ્વી પરના દરેકેદરેક ભાગમાંથી સોનું નીકળે છે. એમ મનાય છે કે છેલ્લા ચાર સૈકા દરમિયાન પૃથ્વીમાંથી ત્રણ પરાર્ધ રૂપિયાની કિંમતનું સોનું નીકળ્યું છે. આમાનું કેટલુંક સોનું ખાણો ખોદવાથી મળ્યું છે, ત્યારે કેટલુંક સપાટ પ્રદેશોની માટી ભરી લઈ, ધોઈને જુદું પાડવાથી મળ્યું છે. માટી ધોઈને સોનું કાઢવામાં ઘણી મહેનત પડતી નથી. એક મોટા બેઝામાં સોનાવાળી માટી ભરી, એમાં પાણી ભરે છે સોનાવાળો ભાગ ભારે હોવાથી તળીએ બેસે છે, ત્યારે માટી પાણી સાથે એમાંથી જઈ નીકળી જાય છે. આથી ઊલટું ખાણ માંથી સોનું કાઢવામાં ઘણી મહેનત પડે છે. પહેલા તો માટી સાથે મળેલી સોનાની કાચી ધાતુ ખાણોમાંથી ખોદીને ઉપર આણવામાં આવે છે.

આ કઠણ ખડકોનો ભૂકો કરવા સ્ટૅમ્પ નામનું એક જોરાવર યંત્ર વપરાય છે સોનું ભળેલા આ ખડકો એટલા કઠણ હોય છે કે એનો ભૂકો કરવામાં વપરાતા ઘણ અઢીઅઢી ટન વજનના હોય છે. આ ભારે ઘણના મિનિટ દીઠ નેવું ઘા પાડી શકે એટલું જોર પેલા સ્ટૅમ્પ યંત્રમાં હોય છે. તે પછી આ ભૂકાને પાણીથી ધોઈ એમાંથી સોનું છૂટું પાડવામાં આવે છે. સોનાની ખાણોમાં પાણીનો વપરાશ પુષ્કળ હોય છે. ખાણોમાંથી કાંઈ સોનાની લગડીઓ જ મળતી નથી. ત્યાંથી તો સોનું આટલી મહેનત કરી છૂટું પાડે ત્યારે જ મળે છે. માત્ર ઈ.સ. ૧૮૫૮માં ઑસ્ટ્રેલિયાના બૅલેરેટ નામના પ્રદેશમાંથી ૨૨૧૭ ઔંસના વજનની એક લગડી જડી હતી, અને એના ૫૨,૦૦૦ પૌંડ ઉપજ્યા હતા. પણ આવી મોટી લગડી હજુ સુધી બીજી જડી નથી.

કેટલીક વાર કાચા ખનીજ સાથે જુદુ એવું સોનું ભળેલું હોય છે. તેમાંથી સોનું છૂટું પાડવા માટે રાસાયણિક પદ્ધતિ વપરાય છે. સોનાની કાચી ધાતુનો બારીક ભૂકો કર્યા પછી મોટાં પીપોમાં ભરે છે આ ટાંકીઓ કે પીપોમાં ફોટોગ્રાફીમાં વપરાતી 'પોટાશ્યમ સાઇનેડ' નામની ઝેરી રાસાયણિક દવા ભરે છે. આ રાસાયણિક દવાની અસર પેલા ભૂકા પર થાય છે, અને એમાં રહેલું સોનું છૂટું પડી જાય છે. આમ સોનાની કાચી ધાતુને રસાયણિક દવાઓ વડે છૂટી પાડ્યા પછી, બીજી કેટલીક ક્રિયા કરવામાં આવે તે પછી જ એ વાપરવા લાયક બને છે.

દક્ષિણ આફ્રિકા આખી દુનિયામાં વધારેમાં વધારે સોનું ઉત્પન્ન કરે છે: અને હજી ઘણું વર્ષો સુધી ત્યાં સોનું ખૂટે

તેગ નથી. એવું મનાય છે કે ત્યાંથી આજ સુધી નીકળેલા અને હવે પછી ભવિષ્યમાં નીકળનાર સોનાની કિંમત ગણીએ તો લગભગ ૩૦૦૦૦૦૦૦૦૦૦૦૦લાખ રૂપિયાની થવા જાય! ત્યાંની કેટલીક ખાણો તો એક માઇલ કરતાં પણ વધારે ઊંડી છે.

હિંદુસ્તાનમાં પણ સોનાની ખાણો છે. તેમાં દક્ષિણ હિંદુસ્તાનની કોલારની ખાણો મશહૂર છે; પણ બીજા દેશોના પ્રમાણમાં હિંદમાંથી સોનાનો જથો ઘણો જ ઓછો નીકળે છે. છેલ્લા વરસ દરમ્યાન આખી પૃથ્વીમાંથી નીકળેલા સોનાનો જથો બતાવતો નકશો આ લેખ સાથે આપ્યો છે.

[બાળકોને સહેલી ભાષામાં વિજ્ઞાનની માહિતી આપી શકે તેવાં બે સચિત્ર પુસ્તકો—બાળવિજ્ઞાન ભાગ ૧-૨ વડોદરાના પુસ્તકાલય સ.સ. મંડળ લિમિટેડે બહાર પાડયાં છે. તેમાંના બીજા ભાગમાંથી થોડા ફેરફાર સાથે ઉપરનો લેખ ઉતાર્યો છે.]

### ઇંગ્લંડે સોનાનું ધોરણ કેમ છોડયું

અર્થશાસ્ત્રનો આ એક સુપ્રસિદ્ધ સિદ્ધાન્ત છે કે વસ્તુની કિંમત વસ્તુમાં પોતામાં સ્વતંત્રપણે રહેલી નથી, પણ એનાં ખપ અને પૂરત ઉપર એનો આધાર છે; છતાં, એક ધાતુ એવી છે કે મનુષ્યમાત્ર એનો ખપ કરે છે; અને તે લોઢા જેટલી પુષ્કળ મળતી નથી, એટલે બીજી ધાતુઓના પ્રમાણમાં એની કિંમત પણ વધારે થાય છે. આ ધાતુ સુવર્ણ—સોનું. એને માટે એક સંસ્કૃત શબ્દ 'हिरण्य' છે. જેનું નિર્વચન નિરુક્તકારે રમૂજી કલ્પનાથી हि=જરૂર, रण्य=रमणीय=સોના મનને ગમે એવું, એવો કર્યો છે. આ કારણથી જ જુદીજુદી પ્રજાઓ એકબીજાનાં નાણાંની પરસ્પર કિંમત સ્થિર રાખવા માટે સોનાને કિંમતના ધોરણ તરીકે સ્વીકારી શકે છે.

ગયા મહાયુદ્ધ પછી યુરોપની બીજી પ્રજાઓએ પોતાની આર્થિક સ્થિતિ ઠેકાણે લાવવા, દ્રવ્ય ઉપાર્જન માટે વિવિધ ઉદ્યોગ વધારવાના પ્રયત્ન કર્યા, ત્યારે ઇંગ્લંડે દ્રવ્ય ઉપાર્જન માટે સંપત્તિનું બીજું સાધન વ્હેપાર જે એને ફરી હાથ કરવા પ્રયત્ન આદર્યો. વ્હેપાર માટે એક મોટી જરૂર સ્થિર હુંડીઆમણની છે. વેચનાર ન જાણે કે મારા માલની પરદેશમાં ચોક્કસ કેટલી કિંમત ઊપજશે ત્યાં સુધી એને વ્હેપાર કરવો કેમ ફાવે? આ માટે ઇંગ્લંડે 'Gold standard' યાને પાઉંડ માટે સોનાનું ધોરણ બાંધ્યું; અર્થાત્ એક પાઉંડનું આટલું સોનું એમ, પાઉંડની સોનારૂપે ચોક્કસ કિંમત ઠરાવી. (૧ પાઉંડ=૧૧૩ (ઉપર સહેજ) ગ્રેન સોનું) અને તે શબ્દ માત્રમાં જ નહિ. પણ વાસ્તવિક; એટલેકે તમે બૅંક ઑફ ઇંગ્લંડમાં પાઉંડ (વા એની નોટ) આપીને સોનું માગો તો બૅંકે ૧૧૩ ગ્રેન સોનું આપવું જ જોઇએ. ને જ પ્રમાણે અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સે પણ ડૉલરની સોના રૂપે કિંમત બાંધી; ૧ ડૉલર=૨૩-૨૨ ગ્રેન સોનું આથી ડૉલર અને પાઉંડ બંનેની પરસ્પર કિંમત સ્થિર રહી. કારણ કે પાઉંડના અમુક કરતાં વધારે ડૉલર અંગ્રેજ વેચનાર માગે તો અમેરિકન ખરીદનાર ડૉલરનું સોનું કરી, સોનું ઇંગ્લંડ ચડાવી, એના જ પાઉંડ કરી અંગ્રેજને શા માટે ન આપી દે? જરા ખુલાસો કરીએ: ડૉલર અને પાઉંડની પરસ્પર કિંમતનો આધાર, સામાન્ય રીતે વેચનાર-ખરીદનારની સામસામી માગણી ઉપર આધાર રાખે છે. ધારો કે એક અમેરિકને લંડનમાં અમુક માલ વેચ્યો છે અને એના પાઉંડ આવ્યા છે એ વેચી એના ડૉલર કરવા છે, કારણ કે પોતે અમેરિકન હોઇ એને ડૉલરનું જ કામ છે; તે જ પ્રમાણે બીજા એક અમેરિકને લંડનમાં અમુક માલ ખરીદ્યો છે એના પાઉંડ ત્યાંના બજારમાં આપવાના છે તો એ શું કરશે કે જે પહેલો અમેરિકન પાઉંડ વેચવા માગે છે તેની પાસેથી એ ખરીદશે અને અમેરિકામાં એને બદલે ડૉલર આપવાનું કબૂલ કરશે. આથી બંનેનું કામ થઇ ગયું.

આવી જ રીતે રૂપિયા અને પાઉંડ વચ્ચે પણ હુંડીઆમણનો ભાવ હિંદુસ્તાન સરકારે નક્કી ઠરાવ્યો છે, પણ પ્રજાપક્ષની માગણી ૧ રૂા=૧શિ. ૪ પેન્સની હતી તેને બદલે ૧ રૂા=૧ શિ. ૬ પેન્સ કરી છે એનું પરિણામ એ આવે છે કે સરકારને અંગ્રેજ અમલદારોના પેન્શન વગેરે ખર્ચ ખાતે રૂપિયા ઓછા ઉધારવા પડે છે, પરંતુ હિંદુસ્તાનના નિકાસી વેપારને નુકસાન થાય છે અને આયાતમાં પરદેશી વેપારીઓને ફાયદો થાય છે, કારણકે પાઉંડના રૂપિયા ઓછા મળે છે અને રૂપિયાના પાઉંડ વધારે મળે છે.

હવે ધારો કે બજારમાં પાઉંડનું વેચાણ વધારે છે અને માગણી થોડી છે, તો પાઉંડ સસ્તા થવાના અને ડૉલર મોંઘા થવાના; જેમ ઘઉં વેચનાર વધારે હોય અને ખરીદનાર થોડા હોય અને તેથી ઘઉં સસ્તા થાય તે જ રીતે. પરંતુ ઘઉંમાં અને આપણે જે સોનાના ધોરણવાળા પાઉંડ અને ડૉલરના વિનિમયનો વિચાર કરી રહ્યા છીએ એ વચ્ચે ભેદ તપાસો. સોનાનું ધોરણ હોવાથી થાય છે એ કે પાઉંડ સસ્તા થઇ ગયા હોય (અર્થાત્ એના ડૉલર ઓછા મળતા હોય તો) પહેલો એવી ખોટ શું કરવા ખાય? પાઉંડનું લંડનની બૅંકમાં સોનું કરી લઇ એ સોનું અમેરિકા ચડાવે અને ન્યૂ યૉર્કમાં એ સોનાના કાયદેસર ભાવે ડૉલર મેળવી લે. તેથી જ્યાં સુધી ઇંગ્લંડ સોનાનું ધોરણ રાખે, એટલે કે એની બૅંક પાઉંડને બદલે અમુક તોલા સોનું આપે જ જાય ત્યાં સુધી તો ઉપર બતાવ્યું તે રીતે પાઉંડ અને ડૉલર વચ્ચે હુંડીઆમણનો ભાવ એની મેળે—લોકના વિશ્વાસથી—સ્થિર રહે. પણ એ સોનું ક્યા સુધી આપ્યે જાય? એના ખજાનામાં હોય ત્યાં સુધી જ. પણ ખજાનામાં ખૂટે તો એને સોનાનું ધોરણ બંધ કર્યા વગર શો ઇલાજ? અમુક રાજકીય પરિસ્થિતિ વગેરેને કારણે ઇંગ્લંડની બૅંકમાં તંગી જણાઇ અને તેથી ઇંગ્લંડે સોનાનું ધોરણ છોડયું. (વસંત)

### વ્યાજ

વેપારીઓના ચોપડામાં શરૂઆતમાં લખાતી આ સંજ્ઞાથી

સૌકોઈ જાણીતા હશે. એ સંજ્ઞા -ઽ૦ાાજ, એ શ્રી, ૧૧ અને જ. નું અપભ્રંશ લેખન છે. શ્રી ૧૧ જ શ્રી ૧૧ જણસે, શ્રી ૧૧ પોતે જણસે, શ્રી ૧૧ પ્રાંત જણસે, શ્રી ૧૧ પ્રાંત જણસ એમ ઉત્તરોત્તર જૂનું રૂપ આવતાં, શ્રી ૧૧ પ્રાંત જણસનું અત્યારનું ટૂંકું રૂપ ઽ૦ાાજ થયું છે. ઉતાવળથી કે તરતમાં લખવા સારૂ આ રૂપ રૂઢ થઇ ગયું જણાય છે.

તેમાંનો શ્રી. એ લક્ષ્મીસૂચક, શુભસૂચક કે માનવાચક શબ્દ છે, અને આ સ્થળે તો લક્ષ્મીસૂચક કે શુભસૂચક છે. ઽ૦ એ * (શ્રી) કે * (શ્ર)નું ટૂંકું રૂપ છે. તેની પાસેની, પહેલી પાણ એ દીર્ઘ ઈ (ી)ની ઉપરનો ^ ચાલ્યું જતાં ટૂંકે રૂપે ગઇ ગઇ છે. બીજી પાણ ૧નું ઉપરનું ૦ ચાલ્યું જતાં ટૂંકે રૂપે થઇ ગઇ છે; અને છેલ્લી પાણ ૦ને બદલે હ્જ પણ લખાય છે. જ એ જણસનું ટૂંકું રૂપ—જણસ શબ્દનો પહેલો અક્ષર છે.

સવા એ અનુકૂળ પવન અથવા અનુકૂળના અર્થમાં (સપાદ—એક અને પા—ઉપરથી થએલું) વપરાય છે. તેનો ભાવાર્થ 'હોય અથવા કરવું જોઇએ તેના કરતાં યે વધારે' એવો થાય છે. વધારે સારા અથવા અમૂલ્યના અર્થમાં સવા શબ્દ ભાષામાં ૧ને બદલે વપરાય છે, એ તો જાણીતું છે. જેમકે સવાયું કામ કર્યું, વીસ આના કામ કર્યું, વીસ વાલ કામ થયું. સવાઇ થઇ વગેરે. વેપારીઓ ભરવા તોળવામાં મોઢેથી આંક બોલે છે ત્યારે પણ ૧ને બદલે લાભ કહી લાભ સવાયા કે લાભ સવાયો કહે છે. પ્રાંતમાં કે સિલકમાં કાંઇ પણ ન હોય, ત્યારે ૦ અપશુકન ગણી ન માંડતાં તેને બદલે વેપારીઓ ૦)૧ ટોકડો માંડે છે. (પણ તે હિસાબમાં ન ગણતાં સરવાળામાં ૦ તરીકે જ ગણાય છે.)

'જ' એ પ્રાંત જણસનું ટૂંકું રૂપ છે. એ 'જણસ', 'પ્રાંત', 'રકમ', 'સિલક', 'બાકી પ્રાંત', વગેરેને બદલે વપરાતું ટૂંકામાં ટૂંકું રૂપ છે. હ્જ પણ એ 'પ્રાંત જણસ' એ બે શબ્દોમાંથી એક જ શબ્દરૂપે વપરાતો 'પ્રાંત' કે 'પુરાંત' અથવા 'જણસ' શબ્દ બોલવા તથા લખવામાં વપરાય છે. એ પુરાંત અથવા પ્રાંતનો અર્થ છેડાનું, અંતનું, સીમાનું વગેરે થાય છે; અને તેથી હિસાબને આખરે રહેતી 'બાકી સિલક' તે 'પ્રાંત જણસ' લખાય છે. અને આગલા દિવસના આખરની પ્રાંત જણસ બીજા દિવસના મેળના પ્રારંભમાં પણ લખાતી હોઇ ત્યાં જેનો તે આંકડો પ્રાંત જણસ તરીકે લખાય છે.

ઽ૦ ૭ાાાજ

કેટલેક સ્થળે ઽ૦ાાજ ને બદલે ઽ૦૭ાાાજ લખાય છે, જેમાંના ઽ૦ તથા જ સંબંધની હકીકત તો ઉપર આવી ગઇ છે. તેને માટે એક બીજી કલ્પના એવી પણ છે કે ઽ૦ એ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનું ટૂંકું રૂપ છે.

ચોપડા, કાગળો, હૂંડીઓ, ખાતાં વગેરે પર ૭ાાા લખવાનો રિવાજ મૂળ મેવાડ-મારવાડનો છે. ને વેપારીઓ ગુજરાતમાં વસ્યા એટલે તેમનો રિવાજ ગુજરાતી વેપારીઓમાં પણ દેખાદેખીથી દાખલ થયો. હલદીઘાટનું જે યુદ્ધ થયું, તેમાં માર્યા ગએલા રજપૂતોનો અંદાજ કાઢવા તેમના શરીર પરથી જનોઇ ઉતારી તેનું વજન કર્યું તો ૭ાાા મણ થયું હતું. એટલે કે ૭ાાાની સંજ્ઞા એ આ ઐતિહાસિક બનાવનું સ્મરણચિહ્ન છે. એ આંકડો લખનાર એ પ્રમાણે લખી એમ પ્રતિજ્ઞા કરે છે કે જો મારૂં લખ્યું ન પાળું તો એ યુદ્ધમાં કામ આવેલા અસંખ્ય શૂરવીરોની હત્યા જેટલું મને પાપ છે.

૭ાાા=

૭ાાા=નો બીજો એક અર્થ દોહરા પ્રમાણે મનાય છે:

(૭) સપ્ત મિત્ર નવ છોડીએ, (૪) લક્ષ્મી ચોગણી હોય,
(ાા) સુખ દુઃખ રેખા કર્મની, (=) રામ કરે સો હોય.

આ દોહરામાં આપેલો ૭ાાા=ના સંકેતનો અર્થ એ છે કે દયા દાન રૂપી ગુણો, છોડવા નહિ, જેથી તેથી લક્ષ્મી ૪ ગણી વધતી હોય સુખદુઃખ રૂપી બન્ને રેખા કર્મ પ્રમાણે આવ્યે જાય છે અને તે = બે આના-રામ કરે તેમ થાય છે.

(ઇતર વાચન પત્રિકા) —વિહારી

## ટપાલની ટિકિટો

ટપાલની ટિકિટોનો સંગ્રહ કરનારાઓમાં નીચે બતાવેલી સ્કાઉટના ચિત્ર વાળી ટિકિટો ખૂબ લોકપ્રિય હોય એ બનવાજોગ છે. યુ એસ. એસ. આર., એટલે કે યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ સોવીએટ રશિયામાં ઇ.સ. ૧૯૨૯માં ભરાએલા પહેલા ઑલ રશિયા સ્કાઉટ્સ ગેધરિંગના પ્રસંગ વખતે, તેની યાદગીરી માટે રશિયન ટપાલખાતાએ જુદીજુદી કિંમતની નીચલી બે ટિકિટોનો સેટ કાઢ્યો હતો. ન્યૂ દિલ્હીની યાદગીરીની ટિકિટોની માફક તે પણ થોડા વખત સુધી જ ચાલુ રહી હતી.




ટપાલની ટિકિટ ઉપર સ્કાઉટનું ચિત્ર પણ હોઇ શકે એ બીના પરતંત્ર પ્રજામાં તો કદાચ નવાઇ રૂપ ગણાય રશિયામાં પણ આગાઉ તેની પરતંત્રતાના વખતમાં ત્યાંના ઝારોનાં બસ્ટ તથા રશિયન રાજ્યચિહ્નો વગેરેનાં જ ચિત્રો છાપવામાં આવતાં, પણ હવે ત્યાં લોકસત્તા થવા પછી ત્યાંની ટિકિટો ઉપર મજૂર, ખેડુત, સિપાઈ, ખેતર કે કારખાનામાં કામ કરતી કન્યા વગેરે કામગાર લોકોનાં, તેમજ જુદાજુદા રાષ્ટ્રીય પ્રસંગોનાં ચિત્રો આલેખવામાં આવે છે. જેના થોડા નમૂના સાથે બતાવ્યા છે.



લેનિનના અવસાન પછી રશિયન પ્રજા તરફથી તેનો શોક પ્રદર્શિત કરવા માટે રશિયન ટપાલખાતાએ કાળી બોર્ડર સાથેની લેનિનના ચિત્ર વાળી ટિકિટો કાઢી હતી. —સી. તેજપાલ

### અંધારે છબી લેતો કૅમેરા

વિજ્ઞાનની છેલ્લી શોધ એ છે કે ઘોર અંધકારમાં યે ચિત્ર ઝડપે એવો કૅમેરા બન્યો છે આવાં ચિત્રો લેવામાં ઇન્ફ્રા રેડ નામે જાણીતાં અદૃશ્ય પ્રકાશકિરણોનો ઉપયોગ થાય છે.

ન્યૂયૉર્કમાં ઇસ્ટમૅન કોડાકની પ્રયોગશાળામાં લગભગ પચાસ સુપ્રસિદ્ધ વિજ્ઞાનપ્રયોગના ખાં મળ્યા હતા. તેઓની સમક્ષ આ અજબ હિકમતનો પ્રયોગ બતાવવામાં આવ્યો હતો.

એકબીજાનાં મોં પણ ન સૂઝે એવા અંધારામાં આખી મંડળી બેઠી હતી એટલામાં ચાંપ દબાયાનો કચકારો થયો. કૅમેરાનો લેન્સ ઊઘડયાની તે નિશાની હતી એક સેકંડ વીતી અને બીજો અવાજ. બીજો ફેરો ચાંપ પડચો. પંદર મિનિટ બાદ પ્લેટ ધોવાઇ અને તે પરથી છાપ ઉતારી રાહ જોતી મંડળી આગળ ખાત્રી માટે રજુ કરવામાં આવી. કાળા મેશ અંધારે છબી લેવાએલી, છતાં છાપમાં આખી મંડળીના દરેકેદરેક જણના ચહેરા આબાદ સ્પષ્ટ પડયા હતા આ રહી તે છબી:



આ છબીનો એક માત્ર પ્રકાશ કે હવા સામે બખ્તર સજાવેલી એક ઓરડીમાં હતો. એમાં જ અલ્ટ્રા વાયોલેટ કિરણો કબ્જ હતાં; અને છબી પાડવાને વખતે આ અદૃશ્ય કિરણો છોડવામાં આવતાં આખો ઓરડો અને છબી એક અદૃશ્ય પ્રકાશથી છવાઈ રહેતાં કૅમેરાને પૂરતી તક મળી રહી હતી.

### સિંહશય્યા

પેગુમાં ખાસ જોવા લાયક તો બુદ્ધ ભગવાનની સિંહશય્યા છે. યોગી જમણા પડખા ઉપર પગ તાણીને સૂઈ જાય અને ડાબી જમીન પર રાખી જમણી હથેળી પર માથાનો ભાર રાખે તથા ડાબો હાથ ડાબા પડખા અને સાથળ પર છોડેલો હોય ત્યારે એ આસનને સિંહશય્યા કહે છે. સિંહશય્યા વીર્યરક્ષણ અને અલ્પનિદ્રાને માટે વિશેષ અનુકૂળ છે. અરધી રાત ઠીક પડખું અને બાકીની રાત બીજું પડખું. માત્ર ડોક પરની તાણ સહન કરવાની તાકાત હોવી જોઇએ.

પેગુ શહેરની બહાર ખેતરો વચ્ચે આ ભવ્યમનોહર મૂર્તિ સૂતેલી છે. આને શેવાફાયા કહે છે. લગભગ સાડા ત્રણસો ફૂટ લાંબા અને આઠેક ફૂટ પહોળા ઓટલા પર એટલી જ લાંબી બુદ્ધ ભગવાનની મૂર્તિ વિરાજેલી છે. આવડી મોટી મૂર્તિ દુનિયામાં બીજી હશે કે નહિ તે આપણે જાણતા નથી; પણ એની વિશાળતા એ જ એની વિશેષતા નથી. પ્રચંડ મૂર્તિઓ ઘણીવાર કઢંગી હોય છે. આ મૂર્તિમાં તો એનું અંગસૌષ્ઠવ અને મુખમુદ્રા પરનું માર્દવયુક્ત સ્મિત એ જ વિશેષ ધ્યાન ખેંચે છે. મૂર્તિના પગનાં તળિયાં નાના બાળકના જેવા પાટલ રંગનાં છે. —દ. બા. કાલેલકર

### કૌમારસંસ્કારના બે પ્રકાર

આપણે અહીં જેમ બ્રાહ્મણનો દીકરો અમુક ઉંમરનો થયો એટલે જનોઇ લઇને દ્વિજ બને છે તેમ બ્રહ્મદેશનો બૌદ્ધ બાળક સંસ્કાર લઇ પ્રથમ પુંગી—એટલે સંન્યાસી—થાય છે. આપણે ત્યાં જેમ છોકરાને પરણાવી દેવાની પોતાની ફરજ છે એમ માબાપ સમજે છે, તેમ બૌદ્ધ સામાજિક આદર્શ નક્કી કરે છે કે દીકરાને નિર્વાણનો એટલેકે ત્યાગવૈરાગ્યનો રસ્તો બતાવવો એ માબાપની મુખ્ય ફરજ છે. છોકરો પુંગી થઇને વિદ્યાધ્યયન કરે છે પછી એને મોક્ષધર્મ પર શ્રદ્ધા દૃઢ થાય તો એ કાયમનો પુંગી થઇ જાય છે, નહિતો સ્વેચ્છાથી ગૃહસ્થધર્મ સ્વીકારે છે. પરણાવવાની જવાબદારી માબાપની નથી. માબાપે તો ધર્મનો ઉત્કૃષ્ટ માર્ગ દીકરાને બતાવી દીધો.

આપણે ત્યાંનો સામાજિક આદર્શ જુદો છે ગતાનુગતિક ગૃહસ્થધર્મમાં દીકરાઓને દાખલ કરવાની ફરજ માબાપની ગણાય છે. એનો ઇનકાર કરી નૈષ્ઠિક બ્રહ્મચર્ય લેવું અથવા ગૃહસ્થધર્મમાંથી બહાર નીકળી સંન્યાસ લેવો એ તો વ્યક્તિના સંકલ્પ અને પુરુષાર્થ પર છોડવામાં આવે છે आश्रमादाश्रमं गच्छेत्। જેનો અધિકાર તેનું સ્થાન માણસ લેશે અધિકાર વગર સંન્યાસની દીક્ષા આપવી એ તો અધ:પાતને નોતરવા જેવું છે. એકવાર પગલું ભર્યા પછી પાછા ફરાય જ નહિ એમાં ચારિત્રહાનિ છે, ભલે ધીમે ચાલો, પણ પાછી પાની ન કરો.

અસંખ્ય લોકો જે રસ્તે નથી જઈ શકતા તે રસ્તાની દીક્ષા આપવી એમાં યથાર્થતા કેટલી? બંને દષ્ટિનો અંતિમ ઉદ્દેશ એક જ છે; બંનેમાં વજૂદ છે; છતાં કેટલો મોટો ભેદ!

(શ્રી દ. બા. કાલેલકરના 'બ્રહ્મદેશનો પ્રવાસ' નામના પુસ્તકમાંથી)

### ડયુમીન

ઘણી બનાવટો ને ધંધામાં રબરનો ઉપયોગ વધી પડયો ત્યારથી રસાયણીઓ સેંઇ મિશ્રણથી રબર ઉત્પન્ન કરવા મથી રહ્યા હતા. ટૉમસ એડીસને ગોલ્ડન રૉડ નામનો છોડ રબર મેળવવાને એક બહુ મહત્ત્વનું સાધન માન્યું હતું. પણ ડ્યુમીન તો કોલસો, કળીચૂનો, મીઠું અને પાણીમાંથી બનાવેલ નવું રસાયણી રબર જ છે. તેની બનાવટ મોંઘી પડતી નથી અને ખરેખરા કુદરતી રબર જેવું જ તે લાગે છે; એટલું જ નહિ પણ એકસ કિરણમાંથી તપાસતાં તેનાં રજકણો વધારે ઘટ્ટ છે એવું જણાયું છે. પાણીની હવા, ભેજ અને બીજાં રસાયણો સામે તે વધારે ટકાવ કરે છે. વળી ગંધક વગર તે માત્ર ગરમીથી જ પાકું થઈ શકે છે અને ધીમેધીમે સખત બને છે. તેના ટકાઉપણાના ગુણથી રબર કરતાં યે તેના ઉપયોગમાં તે વધી જશે.

### વાંચી બતાવનારૂં યંત્ર

અમેરિકાની રેડીઓ કૉરપોરેશને આ યંત્ર ચાલુ કર્યું છે. કોઇપણ એક પૂર્ણ નવલકથાનું પુસ્તક ત્રીસ ફીટની બોલતી ફિલ્મ ઉપર ઉતારી લેવામાં આવે છે. નાટક ૧૫ ફૂટની ફિલ્મ ઉપર સમાઇ જાય છે અને ગાયન માત્ર ત્રણ ફીટ ઉપર જ લઇ શકાય છે. ફિલ્મ ચડાવી બટન દાબો એટલે યંત્રનું વાચન શરૂ થાય છે. એકબે પ્રકરણો સાંભળી બીજા દિવસ પર મુલતવી રાખવું હોય તો બંધ રાખી શકાય છે અને બીજે દિવસે મૂકવું હોય ત્યાંથી ફરી સાંધી શકાય છે. વાંચનાર યંત્ર તમારી ઇચ્છા પ્રમાણે ધીમે અથવા ઝડપે ચાલે છે. હિંદના કથાભટ્ટો માણભટ્ટો અને કીર્તનકારો! તમારા ધંધા સંભાળજો!

### ચાર હાથ લાંબો ઉંદરડો

દક્ષિણ અમેરિકાની ઓરીનોકો અને એમેઝોન નદી કાંઠાનાં ખાબડાં (Swamps)માં કૅપીબારા નામની ઉંદરડાની એક જાત થાય છે. તે ચાર ફૂટ લંબાઈ અને ત્રણ ફીટ જાડાઇ સુધી વધી શકે છે. તે પાણીમાં જ નિવાસ રાખે છે. તેના પગને બતક જેવી પહોળી ફેણ હોય છે અને નખ ડાબલાના આકારના હોય છે. આથી તે તરી પણ શકે અને કીચડમાં પણ ફરી શકે છે. તે પૂંછડી વિનાનું, અણીદાર જાડા વાળવાળું પણ નરમ સ્વભાવનું ઘાસાંછોતરાં અને નાના છોડ પર જીવન ગુજારતું વિચિત્ર પ્રાણી છે. ઘણી વાર બગીચાઓમાં પણ તે દરોડો પાડી આવે છે. તે નાનાંનાનાં ટોળાંમાં ઝીણો ઘરેરાટ કરતાં ફરે છે. કોઇ ભૂખ્યો મગર કે જગુઆર (અમેરિકાનો દીપડો) તેનો ભક્ષ શોધ્યા જ કરતો હોય છે. દીપડાથી નાસીને તે પાણીમાં ધસે છે. આવે વખતે ઘણીવાર માદાઓ પોતાનાં બચ્ચાંઓને પીઠ પર ચડાવી તરી જાય છે. જંગલી વતનીઓ કૅપીબારાનું ભોજન બહુ માણે છે.

## નવું કુમાર વાચન

**પચાસ વર્ષ પછી** લે. રામનારાયણ નાગરદાસ પાઠક; પ્રકાશક: પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ; અહિંસાનો વિજય આલેખતી આવતી સદી પછીના સમયની રસમય વાર્તા: કિં. ૧-૦-૦. **ગુર્જરનું કમળ** જેલમાં લખાએલા મહાત્માજી વિષેના પ્રશસ્તિલેખો; સંપાદક: જીવણલાલ ક. ચાંપાનેરિયા; પ્રકાશક: પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ ૦-૩-૦. **દર્શનિકા** કવિ અરદેશર ફ. ખબરદારનું તત્ત્વચિંતન અને જીવનદર્શનનું મોટું ખંડકાવ્ય; પ્રકાશક: કવિ પોતે, એગમોર મદ્રાસ ૩-૦-૦. **સંસારલીલા** 'સાહિત્ય' માસિકના તંત્રીશ્રી મટુભાઇ કાંટાવાળાએ 'નારદ'ના ઉપનામથી લખેલી ટૂંકી વાર્તાઓનો સંગ્રહ; પ્રકાશક: પૂંજાલાલ ભગવાન પારેખ, વઢવાણ સીટી; ૩-૦-૦. **કુંતી-ગાંધારી અને દ્રોણ-અશ્વત્થામા** નાનાભાઇનાં લખેલાં, જાણીતાં મહાભારતનાં પાત્રોની માળાના મણકા ૭-૮ પ્રકાશક: શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર ભાવનગર; દરેકના ૦-૫-૦. **ચિતાના અંગારા** સોરાષ્ટ્રમાં આવતી ઝવેરચંદ મેઘાણીની લોકપ્રિય ટૂંકી વાર્તાઓનો સંગ્રહ; પ્રકાશક: સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર રાણપુર; ૦-૪-૦. **ગ્રંથ અને ગ્રંથકાર** પુસ્તક બીજું ૧૯૩૧ના વર્ષ દરમ્યાન પ્રકાશિત ગ્રંથો અને લેખોના પરિચય તથા સિંહાવલોકન સાથે વિદ્યમાન ગ્રંથકારોની ચરિતાવલિ અને ગ્રંથપ્રકાશનને લગતી ઉપયોગી માહિતીઓ સંઘરેલું પુસ્તક; પ્રકાશક: ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ; ૧-૦-૦. **આપણી કવિતાસમૃદ્ધિ** પહેલેથી આજ સુધીના ગુજરાતી કવિઓની શૈલિ પર વિવેચન સાથે નમૂનાની કૃતિઓનું શ્રી બલવંતરાય ક. ઠાકોરે કરેલું સંકલન પ્રકાશક ઉપર પ્રમાણે; કિં. ૧-૦-૦. **આરોગ્યના પ્રદેશ** 'મધ્યયુગીન રાજદરબારના લેબાસમાં સજેલી વૈદકીય સ્વરાજની વાર્તા; પ્રકાશક ઉપર પ્રમાણે; ૦-૮-૦. **ગૃહદીપિકા** પુસ્તક ૧ તથા ૨ લેખકો: વિદ્યાબ્હેન રમણભાઇ નીલકંઠ તથા સૌ. પ્રેમલીલા મહેતા; પ્રકાશક: ડા. બેચર મેઘજી ઍન્ડ સન્સ રાજકોટ; ગૃહનાં વિજ્ઞાન ને વ્યવસ્થા ઉપર કન્યાઓ માટે લખાએલાં પુસ્તકો. **છુટાં ફૂલ** નાની ૧૧ બાળવાર્તાઓનો સંગ્રહ. લેખક તથા પ્રકાશક: હીરાલાલ લલ્લુરામ દવે, ધીકાંટા નાની હમામ, અમદાવાદ ૦-૩-૦. **દિવ્યચક્ષુ** સ્વાતંત્ર્ય-યુગને ઉષ:કાળે ઘડાતા આવતા નવા ગુજરાતની નવલકથા. લેખક રમણલાલ વસંતલાલ દેસાઈ, એમ. એ.; પ્રકાશક: મૂળશંકર સોમનાથ ભટ્ટ, નંદભુવન, રાવપુરા, વડોદરા; રૂા. ૨-૮-૦. **પરિમલ** ઉદાત્ત મનોભાવ પ્રકટાવતા બાલસાહિત્યનો સંગ્રહ કરનાર ઇન્દુપ્રસાદ ભટ્ટ અને ગણિલાલ ઠાકર; પ્રકાશક: નટવરલાલ દવે, કલા પ્રકાશન મંદિર, આણંદ; વેચનાર: પુસ્તકાલય સ. સ. મંડળ લિ. વડોદરા; ૦-૧-૦. **આકાશદર્શન** માસેમાસના આકાશના નકશાઓ સાથે સરળ ભાષામાં આકાશી સૃષ્ટિનું ગણિતબંધી દર્શન કરાવનાર ઉપયોગી પુસ્તક; લેખક: ભોગીલાલ કેશવલાલ પટવા; પ્રકાશક: એસ. બી. શાહની કં. પાનકોર નાકા, અમદાવાદ; ૦-૮-૦.

મૂ નામના એક ધનવાન આરબે મરતી વેળા પોતાના મિત્ર અબ્બાસને ભલામણ કરેલી કે મારી બધી દોલત આ પટારામાં ભરી છે તે આખા દેશમાં સૌથી સંતોષી ને સુખી માણસ હોય તેને શોધીને આપજો તે મુજબ અબ્બાસે ગામેગામ ખબર મોકલવાથી એટલાં સંખ્યાબંધ માણસો એ વારસો લેવા આવવા માંડ્યાં કે તેમાંથી મહામુસીબતે બાર મહિને એક માણસ પસંદ થયો. તેને વારસો સોંપવા, એક મોટા મેદાનમાં કુતૂહલભર્યાં લોકોનાં ટોળાંની વચ્ચે પેલો પટારો ઉઘાડતાં અંદર મોટા પથરા ભરેલા નીકળ્યા; અને પટારાના ઢાંકણાની અંદરની બાજુ મોટા અક્ષરે લખ્યું હતું: 'તું જો ખરેખરો સંતોષી ને સુખી હોત તો મારા વારસાની ઇચ્છા ન કરત.'

હજામત કરતાં શીખતા હો તો શરૂઆતથી સવળો-અવળો બંને રીતે અસ્ત્રો ફેરવવાની ટેવ પાડશો નહિ; એથી મોં સુંવાળું થશે, પણ ચામડી બરછટ થશે અને વાળની ઊગવાની શક્તિ વધશે, જે પરિણામે નુકસાનકારક છે.

જાંબુડીનાં પાન, પાકાં કેળાં અથવા ડુંગળી વાટીને તેની લુગદી વીંછીના ડંખ પર બાંધવાથી વીંછીનું ઝેર ઉતરે છે.

કોઈ પણ રકમને એની એ રકમ વડે એક વાર અથવા બે વાર ગુણીએ તો ગુણાકારના આંકડાઓનો સરવાળો કદી પણ ૧૫ આવવાનો નહિ.



પૃથ્વીના એક દ્વિતીયારંભ યુગ વેળાના આ પ્રચંડ કાચબાનું અસ્થિપિંજર હિમાલયની શિવાલિક પર્વતમાળાની ભેખડોમાંથી ૧૯૨૩માં કંઈ હજારો ટુકડા રૂપે ડૉ. બાર્નમ બ્રાઉન નામના અમેરિકનને મળી આવેલું. તેની ઢાલ ૭ ફૂટ ૪ ઇંચ લાંબી, ૫ ફૂટ પહોળી અને ત્રણ ફૂટ ઊંડી તાંસળી છે. આ જળચર જ્યારે જીવતો હશે ત્યારે એક ટન ઉપર વજનમાં હશે!



દુનિયાભરના ચલણી નાણાનું સોનું ગાળીને ઢાળ્યું હોય તો તેમાંથી એકત્રીસ એકત્રીસ ફૂટની બાજુઓ વાળો એવડો જંગી નક્કર ઘન બને કે તેને પડખે સાડાપાંચ ફૂટની ઊંચાઈવાળો માણસ ઊભો રાખ્યો હોય તો ઉપરની આકૃતિમાં બતાવ્યા પ્રમાણે વેંતિયો જણાય.

અનેકાર્થી શબ્દ: રવાઇડું=નાનું વંતાક-રીંગણું; આકડાનું ફૂલ; છાશ વલોવવાનું લાકડાનું સાધન.

હોલાંડની રાણી આર્કડચેસ ઇસાબેલે ઓસ્ટેન્ડના ઘેરા વખતે એ કિલ્લો ન જીતાય ત્યાં સુધી કપડાં ન બદલવાની પ્રતિજ્ઞા લીધેલી: અને તેણે ૩ વર્ષ ૩ માસ ને ૩ દિવસ સુધી કપડાં નહોતાં બદલ્યાં.

અહીં લોકો વીંટી, બટન વગેરે ઉપર હીરો ઊંધો બેસાડે છે: ચપટી બાજુ અંદર અને અણી બહાર રાખે છે.

પૂર્વ આફ્રિકામાં મેરુ પર્વતની તળેટીમાં અરૂષાની આસપાસ વસતી મસાઈ નામની જંગલી લડાયક કોમમાં એક મર્દાનગીભર્યો રિવાજ છે કે સિંહનો શિકાર કરનારને જ મસાઈ કુમારી પરણે.

'ફરવા જવાની લાકડીનો અર્થ શો?'

'ઘરડા માણસનો ટેકો; જુવાન માણસની નબળાઈ.'













માનવજીવનના ઇતિહાસમાં પરિવર્તનકારી કેટલાક મહાપ્રસંગો: (૧) કુદરતની સામે પોતાનો માર્ગ કરવા માણસે પ્રથમ હથિયારની શોધ કરી; (૨) ભાવી પ્રજા માટે જ્ઞાનવારસો મૂકી જવા લેખનકળાની શોધ કરી; (૩) ભગવાન બુદ્ધે ધર્મચક્રપરિવર્તન કર્યું; (૪) મહમ્મદ પયગંબર સાહેબે મક્કાથી હિજરત કરી, ને ઇસ્લામ ધર્મની શરૂઆત થઈ; (૫) જ્ઞાનપ્રચારના મહાસાધન મુદ્રણકળાની શોધ: (૬) કોલંબસે મહાન દરિયાઈ સફર ખેડી અમેરિકા શોધ્યો અને મહાસાગરોની સફરનો માનવજાત માટે આરંભ કર્યો.



ફાગણ'૮૮નું

# કુમાર

૯૯ મો અંક



આવતી કાલનાં નાગરિકોનું માસિક

તંત્રી રવિશંકર રાવળ


Agfa
Isochrom
Filmpack
Agfa Isochrom Film




Agfa






...રવિશંકર રાવળ; મુદ્રક-પ્રકાશક બચુભાઈ રાવત,
...પ્રિન્ટરી-કુમાર કાર્યાલય, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ.

## ચેતવણી



**લવાજમ** વરસના રૂા. ૬: પરદેશના રૂા. ૭-૮-૦ કે ૧૨ શિ. મુંબાઈના એજન્ટ: સી. જમનાદાસની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ; તથા આર. આર. શેઠની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ-૨
**જાહેર ખબર માટેના મુંબાઇ ખાતેના સોલ એજન્ટ** મેસર્સ રાવળ બ્રધર્સ, મૂળજી જેઠા બિલ્ડિંગ, પ્રિન્સેસ સ્ટ્રીટ.

# કુમાર

આવતી · કાલનાં · નાગરિકોનું · માનીતું · માસિક

ફાગણ

૧૯૮૮




## વિશ્વતોમુખી

(ઉપજાતિ-વંશસ્થ)

હિમાલયે મસ્તકનાં ઉશીકાં!
ને બાહુ ઝીલે જલ ગંગ-સિંધુનાં!
સહ્યાદ્રિશૃંગે પગ એક ટેકવી,
ઝંખ્યા કરું દર્શન ભાગ્યઈંદુનાં.

વંટોળ ઊઠે મરુભોમના ઉરે,
સ્મિતે શમાવું સ્વર-મંજુ-કંપને;
ને વિન્ધ્યના શૈલશૂલે વીંધાઉં
તો યે હસું જાગૃત સ્વપ્નસિંચને.

ને એ ક્ષણે તો લઘુ માનવી મટી
બની રહું રાષ્ટ્ર-વિરાટ-ચેતના;
પ્રજાપ્રજાના ઉર-સ્પંદ-તાને
ગુંજી રહું ઊર્મિલ ઐક્ય-પ્રેરણા.

ઉકેલતો તારકશબ્દપોથી
ને પ્રેમધારા વહું વિશ્વતોમુખી.

ઉમાશંકર જોષી





વૃદ્ધિની પાછળ આ નિયમ પ્રવર્તે છે: બીજારોપણ ઊગવું, મોટા થવું, ફૂલવું અને ફાલવું

આમ થાય એટલે વસંત જઈ, ગ્રીષ્મ જઇ, વર્ષા જઈ, શરદ જઈ પાનખર આવે છે.

પાનખરે પાનખરે વનસ્પતિ લાશ જાય; મરણતોલ લાગે. પણ તેની જ પાછળ પલ્લવ લાવતી વસંત આવે છે.

ખરી વસંત પાનખરમાં છુપાએલી છે. પાનખરથી કોઇ માળી ભડકી જતો નથી. પણ તે જ વખતે પૂરી કાળજી રાખીને ખાતરપાણી નાખે છે.

ગિજુભાઇ

---

# મહત્ત્વાકાંક્ષા

## સાચી અને ભ્રામક · તેની સાધના અને ધ્યેય · લોકસંગ્રહની પુણ્યજ્યોત

■મહત્ત્વાકાંક્ષાની આપણી વ્યાખ્યા ઘણીવાર માત્ર સ્વાર્થસાધનાનું રૂપ ધારી કાઢે છે. તમે મોટા હોદ્દાની ઈચ્છા રાખી અભ્યાસ કરી રહ્યા હો, તમે મોટા વેપારી બનવા ખાતર ચારે તરફની બજારો પીંખી નાખતા હો, અથવા તમે રસાયણી બની એકાદ શોધથી લખલૂટ દોલતના માલિક બનવા માગતા હો કે વર્તમાનપત્રોમાં ચમકદાર લેખો લખી દેશ કે માનના એક નાકેદાર વિદ્વાન ગણાવા માગતા હો ત્યારે તમે એને તમારી મહત્ત્વાકાંક્ષા તરીકે ગણાવો છો. હાલ તમને કંઇક અલભ્ય વસ્તુ કે અપ્રાપ્ય સ્થિતિની ઝંખના થઇ હોય તેને તમે મહત્ત્વાકાંક્ષા માની અજંપો વેઠી રહ્યા છો. એ વસ્તુ કે સ્થિતિ પ્રાપ્ત કરવા તમે જે પ્રયાસો કરી રહ્યા છો તેને તમે ત્યાગ અથવા આત્મભોગ માનો છો. અહીં જ માણસનું મન ભૂલ ખાતું જણાય છે

■ધારેલી વસ્તુ કે સ્થિતિ પ્રાપ્ત થતાં જ તમારા પ્રયાસો અને તપશ્ચર્યા મંદ પડી જાય છે, તમારી જીવનજ્યોત ઠંડી પડી ગઈ લાગે છે. 'હવે શું?'ની મૂંઝવણ તમને મૂંઝવતી દેખાય છે. મહત્ત્વાકાંક્ષાને અંતે આવી મનોદશા થઇ જાય ત્યારે નક્કી સમજજો કે તમને મહત્ત્વાકાંક્ષા કરતાં બીજી જ કોઈ મનોવૃત્તિએ પ્રેર્યા હતા. આજે તમે જે મનોરથો ઘડી રહ્યા છો, જેને માટે તમે અભ્યાસ કે સંકટ સહી રહ્યા છો તેની ફલપ્રાપ્તિ થતાં તમે કેવી જીવનસ્થિતિ અનુભવશો તેનો વિચાર કરી શકો તો જ તમારી મહત્ત્વાકાંક્ષાનું રૂપ સ્પષ્ટ થાય. મોટી રાજ્યપદવી, લક્ષ્મીવૈભવ અથવા કીર્તિકળશ મેળવી બેસવામાં મહત્ત્વાકાંક્ષા સમાઇ જતી કે પાર પડી ગણાતી નથી એ ધ્યેય પ્રાપ્ત કરી તમે જગતને તમારી શી સેવાઓ આપવાના છો એ કહો તો જ તમારી મહત્ત્વાકાંક્ષાનો રંગ ઓળખાય.

■સાચી મહત્ત્વાકાંક્ષાનું તેજ કદી ઝાંખપ લેતું જ નથી સાચી મહત્ત્વાકાંક્ષા સેવનારને કદી નિરાશા નડતી નથી; તેને કદી અશાંતિ કે અજંપો મૂંઝવતાં નથી. અનેક મહામૂલી ચીજોભરી મહાસાગરની સપાટીપર જેવી શાંતિથી મોટું જહાજ જગતના કોઇ કિનારા તરફ ચાલ્યું જતું હોય છે તેવી ધીરજ અને આશાથી સાચો મહત્ત્વાકાંક્ષી તેની સાધના ધપાવ્યે જ જાય છે. સાધનાનાં ફળો ઉતારીઉતારી જગતની સુખસમૃદ્ધિમાં સંવૃદ્ધિ કરવા સિવાય તેને બીજા કોઇ પણ સંકલ્પ-વિકલ્પ થતા જ નથી વસ્તુ અને વિદ્યાનો સંગ્રહ કરી લોકહિતાર્થે વાપરવાના તેના મનોરથ હોય છે. જગતની વાડીએ જ્ઞાન, ચારિત્ર્ય, સંસ્કાર અને માનવતાની ફોરમો પમરે તે જોઈ તેનું હૃદય રાચે છે. તેની સાધનાનાં ફળો લોકહૃદયને સંતૃપ્ત કરી શકે ત્યારે તે મહત્ત્વાકાંક્ષાની સાચી સીમાઓ જોઇ શકે છે.

■તમે દ્રવ્ય મેળવવાની ઇચ્છા કરો તેમાં પાપ નથી; તમે પદવી મેળવવા મથો તેથી ગુનેહગાર નથી; તમે કોઇ સમર્થ વિદ્વાન, ધીર શોધક અથવા સાહસપ્રેમી વીર બનવા ચાહો તેની પણ હલકી ગણતરી નહિ કરીએ. પણ આજથી જ કહો કે પછી તમે શું કરવાના છો? કોઇને કહેવું ન હોય તો હૃદયમાં નક્કી કરી કોતરી રાખો કે તમારી પ્રાપ્તિનો શો સદ્વ્યય તમે કરવાના છો.

■તમારું દ્રવ્ય બાબાશા કે કાર્નેગીની પેઠે વાપરવાના ન હો તો તમારી એ મહત્ત્વાકાંક્ષા કેવળ વન્ધીતરું ગણાશે. તમારી પદવી તમે વસિષ્ઠ, વૉશિંગ્ટન, લિંકન કે વિઠ્ઠલભાઇ પટેલની જેમ શોભાવી ન શકો તો તમે માત્ર નોકર ઉપનામને જ યોગ્ય બનશો. ગેલિલીઓ કે ડૉ. નોગુચીની જેમ તમારી શોધો કરતાં બલિ બનવાની હામ ન હોય તો તમે વેદિયા છો. આર્યપથના પ્રાચીન પંથી મહર્ષિ અગસ્ત્ય કે આફ્રિકાના ભૂમિભેદુ લિવિંગ્સ્ટન અથવા ઉનર ધ્રુવમાં કબર થઇ પડેલા ઍન્ડ્રીઃ ઍમંડસન કે સ્કૉટ સરખા વીરો જેવી તમન્ના હશે તો તમારી રખડપટ્ટી પણ જગતની પુણ્યયાત્રા બનશે.

## જડતી લ્યો

દિવસ બધો જડતી લ્યો. ટ્રંક જુઓ; પેટી જુઓ, પટારા જુઓ; અભરાઈ જુઓ, ટાંકાં જુઓ; ડાબલી જુઓ, ઢગલી જુઓ; જોઇજોઇને નક્કી કરો.

તમારી સોય દેશી છે? ઘરના દોરા દેશી છે? ટાંક હોલ્ડર દેશી છે? શાહી ખડીઆ દેશી છે? કાગળ પૂંઠાં દેશી છે? ક્વર પત્તાં દેશી છે? સાબુ તેલ દેશી છે? બંગડી ચૂડલી દેશી છે? એરીંગ ચૂંક દેશી છે? ચણીઓ પોલકું દેશી છે? સાડી પોલકું દેશી છે? બાકસ બત્તી દેશી છે? દવા દેશી છે? ખાંડ ગોળ દેશી છે?

દેશી એટલે દેશી ભાઇઓએ કરેલું, આપણા ભાઇઓએ કરેલું, આપણી બહેનોએ કરેલું.

દેશી એટલે આપણા દેશમાં થએલું. આપણા દેશમાં નીપજેલું. આપણા દેશમાં બનાવેલું.

દેશી એટલે આપણા દેશના શેઠીઆઓએ કરાવેલું. આપણા દેશનાં માણસોએ ઉપજાવેલું. આપણા દેશનાકારખાનામાંથએલું.

દેશી એટલે આપણું ધન, આપણી રિદ્ધિ-સિદ્ધિ, આપણી ઈજ્જત, આપણો પ્રાણ. આપણા ઘરમાં દેશી છે?

[ 'સૌને વંચાવો' અને 'સ્વદેશીની પ્રતિજ્ઞા' નામની બે ઉપયોગી પુસ્તિકાઓ સદુપયોગ કરનાર વિદ્યાર્થીઓને વિના-મૂલ્યે અને જિજ્ઞાસુઓને મફત આપવાના ઇરાદાથી શ્રી રામજી હંસરાજે અમરેલીથી પ્રકટ કરી છે, જેમાંની પહેલી પુસ્તિકા-માંથી વાનગી દાખલ એક ફકરો આ ઉપર ઉતાર્યો છે.]

---

## 'કુમાર'નો શતાંક

શતાંકનું નિવેદન બહાર પડ્યું ત્યારથી શુભેચ્છકો મિત્રો અને ઉત્સાહી વાચકો તરફથી તેને માટે લેખો, કાવ્યો, ચિત્રો, સંસ્મરણો વગેરેની સામગ્રી મળતી જ રહી છે ને હજી મળ્યે જાય છે. જે મર્યાદિત સાધનો અમારી પાસે છે તે જોતાં અમને લાગે છે કે અમારા બનતા પ્રયત્નો કરવા છતાં પણ અમે કદાચ તેને બરોબર નિયમિતપણે પ્રકટ નહિ કરી શકીએ. તો સૌ સદ્ભાવ ધરાવનારા ગ્રાહકો અને વાચકોને વિજ્ઞપ્તિ છે કે જે કાંઇ થોડીઘણી ઢીલ થાય તે અમારી મુશ્કેલી ધ્યાનમાં લઇને, તેને અનિવાર્ય ગણીને નિભાવી લેશો.

## પરદેશના ગ્રાહકોને

વિનતિ કે ટપાલખાતાએ પરદેશના બુકપોસ્ટના દરમાં વધારો કરેલો હોવાથી નવા વર્ષથી અમારે પરદેશનું લવાજમ વધારીને રૂ. ૭-૮-૦ (અગર ૧૨ શિલિંગ) કરવું પડ્યું છે. જેમણે પોતાનાં લવાજમો આ સૂચના મળતાં પહેલાં અમને પહોંચતાં કર્યાં છે તેમને બાકીની રકમ અમને મોકલવા વિનતિ છે.

## તમારો ગ્રાહકનંબર

દરેક પત્રવ્યવહાર વખતે અચૂક લખવા વિનતિ છે. તે વિના ઉત્તરો આપવામાં અતિશય અડચણ થાય છે. હજા અંકથી બદલાયેલા નવા ગ્રાહક નંબર ધ્યાનમાં લઈ નોંધી રાખશો.



## ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

આ વખતનું પ્રથમ ઈનામ એક બહેન—કુમારી હીરા બહેન કોઠારી (મુંબાઇ)—ને મળે છે તે આનંદજનક બીના છે. કુમારીઓ આ કળા હસ્તગત કરશે તો જીવનની સ્થિરતા-માંથી કોઇ કાળે અનેક મધુર અને સુંદર ચિત્રો કરવાની તક તેમને ખૂબ મળવાની. આ ચિત્ર કોઇ પણ ટીકા વગરનું સુંદર દૃશ્ય રજુ કરે છે. સ્વચ્છ આકાશ નીચે આવેલું પહાડો વચ્ચેનું આ રળિયામણું સરોવર અને મહાલયો, કુદરત સાથે માનવ-સંસ્કૃતિની સુંદર સંવાદિતા કરી બતાવે છે. બીજાં બે ઈનામો લેનારા ભાઇ અશ્વિન ઓઝા (વડોદરા)નાં સૂરજમુખી અને ભાઈ નવીન ખાંડવાળા (સાન્તાક્રુઝ)નું 'ક ને કંઇ નહિ ક' મુશ્કેલીભર્યા વિષયો છે. એ બંનેમાં ફોટોગ્રાફી સારી કહી શકાય એવી હોવા છતાં વસ્તુવિધાનમાં ખાસ પ્રયત્નની જરૂર રહી છે. કક્કો લખનારી બાલિકા લગભગ પૂઠ રાખી તેના કામમાં લીન બની ગએલી, કેમેરાથી અજાણ જ રહી હોત તો ચિત્ર વધારે અસરકારક બની જાત. સૂર્યમુખી ફૂલો અને પાન વધુ ઘેરી ભૂમિકા પર બતાવ્યાં હોત તો ઠીક લાગત.

બીજાં ચિત્રોમાં ભાઇ ડાહીના ચિત્રપ્રસંગો ધ્યાન ખેંચે એવા છે; પણ જોઈતા માપમાં મોટા કર્યા નથી. છતાં તેના એક ચિત્ર 'ગામડાના રાસ'ને ઉત્તેજનપાત્ર ગણી ઈનામ આપ્યું છે. સિદ્ધપુરવાળા ભાઇ બાબુલાલના હાથે સારાં ચિત્રો ચડે છે, પણ જોઇએ તેવી ગોઠવણમાં લેવાતાં નથી. 'વિસામે' નામના ચિત્રમાં પ્રવાસી જાતિનાં બાળકો અને લબાચા પાડ્યાં છે, પણ બહુ સમાવી લેવાના લોભે ચિત્રરસ ઓછો થયો છે. એ એક જ નેગેટિવમાંથી બે ચિત્રો થઇ શકે એવું લાગે છે. તે જ પ્રમાણે ભાવનગરથી ભાઇ મન્વંતરાયે મોકલેલું 'નટ'નું ચિત્ર કેમેરાની હાજરી પાત્રોનાં મોં પર ઉઘાડી પાડી દે છે. ઘણા કુતૂહલપૂર્ણ ચહેરાવાળું ને નટ તરફ એકાગ્રતાભર્યું આ ચિત્ર એથી નિષ્ફળ બન્યું છે.

હરીફાઇ માટે આવતાં ચિત્રો માત્ર આંકેલી યોગ્યતાનાં નથી હોતાં, એટલે તેમને અપાએલાં ઇનામો આંકેલી રકમનાં નથી અપાતાં. હરીફાઇમાં ઇનામ લેનારા કૃપા કરી આ વાત ધ્યાનમાં રાખશો. આ અંક મળ્યા પછી આવતી હરીફાઇનો નિર્ણય એક અઠવાડિયે કરી નાખીશું, એટલે મોકલનારાઓ ત્વરા રાખે; નહિતો પછીના અંકમાં તેમને લેવામાં આવશે.




**વિજ્ઞાનને માર્ગે જેણે સાચી દેશોન્નતિ જોઈ; વિજ્ઞાનની શોધ એ સત્યની શોધ છે, ભરી નિષ્ઠાથી જેણે હિંદમાં વૈજ્ઞાનિક કેળવણીનો ખ્યાલ લોકપ્રિય બનાવવા પાછળ શ્રર્યા ને ભગીરથ પ્રયત્નો વડે ઉચ્ચ વૈજ્ઞાનિક શોધખોળોના કેન્દ્ર સમું હિંદનું પ્રથમ ઊભું ને પગભર થયું;—તે, નીડર સત્યસેવક**

# ડૉ. મહેન્દ્રલા

ઉપરના બનાવનું વર્ણન ડૉ. મહેન્દ્રલાલે જાતે આપ્યું છેઃ 'આ સભાને બીજે જ દિવસથી હું ખરેખરો બહિષ્કૃત થયો. પાણીનો રેલો ફેલાય તેમ ચારેકોર એવી અફવા ફેલાઇ ગઇ કે હું ગાંડો બની ગયો છું અને તેથી જ ઊંટવૈદોની એક અનિંદ્ય પદ્ધતિનો હું ગુલામ બન્યો છું. મેં ગણિતને એવું ખાડે મૂક્યું છે કે મૂળ અખંડ ભાગ કરતાં તેના ખંડને જ હું મોટો ગણવા લાગ્યો છું. મારા દર્દીઓ અસંખ્ય હતા; તેમને મારામાં સંપૂર્ણ શ્રદ્ધા હતી. પણ તે સર્વ હવે માનવા લાગ્યા કે મેં મારા જૂના સિદ્ધાંતો છોડી દીધા છે; તેથી એક પછી એક એમ મારા બધા દર્દી મારી સારવાર નીચેથી ચાલ્યા ગયા. મારો ધંધો એકાએક બંધ થઇ ગયો. છ મહિના લગી મને એક દર્દી સરખો યે ન મળ્યો. જે લોકો મારી પાસેથી મફત દવા તથા સલાહ મેળવી જતા તે લોકો પણ, હું મારી જૂની પદ્ધતિએ જે દવા આપતો તે જ માગતા અને મારી નવી પદ્ધતિ ન અજમાવવા મને વીનવતા!'

આવી મુસીબત વચ્ચે પણ ડૉ. મહેન્દ્રલાલ સત્યને ચુસ્તપણે વીરની માફક વળગી રહ્યા. સાચા મિત્રો તથા શુભેચ્છકોએ ઘણીઘણી સલાહ આપી, પણ ડૉ. સરકાર તો પોતાની માન્યતામાં દૃઢ જ રહ્યાં. જે લોકો જૂની પદ્ધતિ પાછી ગ્રહણ કરી લેવાની સલાહ આપતા તેમને પોતે એક જ જવાબ આપતા, કે 'હું આ ધંધો જ છોડી દઉં ને બીજું કોઇ કામ હાથ ધરૂં તે ગનીમત, પણ સત્યને કદી નહિ છોડું. મારી પ્રામાણિક માન્યતાને ખાતર મારે જે સહન કરવું પડશે તે ખુશીથી સહન કરી લેવા તૈયાર છું, પણ જેને હું સત્ય માનું છું તેને સત્ય તરીકે મારી સર્વ શક્તિથી જાહેર કરવા ચૂકીશ નહિ.'

આમ ૧૮૬૭ના ફેબ્રુઆરી માસની ૧૬મી તારીખ હિંદમાં નવીની ધંધાનો એક યાદગાર દિવસ બન્યો. તે દહાડે ડૉ. સરકાર વૈદકમાં સુધારાને ખાતર એકલા અટૂલા બહાર પડ્યા. તેમનું હૃદયબળ અડગ હતું. તે માનતા કે પ્રભુ એ જ સત્ય છે અને સત્ય એ જ પ્રભુ છે. પોતે તો માત્ર ઇશ્વરના હાથનું એક હથિયાર છે. તેમના વ્યક્તિત્વ તથા જીવનના ધ્યેયની આ દૃષ્ટિને લીધે જ તેમની આખી કારકિર્દી આ પ્રકારની બંધાઇ. કોઇ દુન્યવી સત્તાથી તે ડરતા નહિ. ઇશ્વર અને સત્યના બળ વડે જ તે ઝૂઝતા. આવા શૌર્યને લીધે જ આ દેશની ભિન્નભિન્ન પદ્ધતિના અનુયાયીઓમાં તે સહિષ્ણુતા તથા મિત્રતાનો ભાવ લાવી શક્યા.

ફરી ધીમેધીમે અનુકૂળ સંજોગો ઊભા થતા ગયા અને તેમનો ધંધો પાછો ચાલુ થયો. ફરી પાછા તેમની પાસે દર્દીઓ તથા સલાહ લેનારાનાં ટોળેટોળાં આવવા લાગ્યાં. દર્દીઓને તો આરામ જ થઇ જતો હોય તો

કઇ પદ્ધતિ પ્રમાણે ચિકિત્સા કરી તેમને દવા અપાય છે તેની તો તેમને થોડી જ પડી હોય છે. તેથી હવે અગાઉ કરતાં પણ વધુ સારો ધંધો ચાલવા લાગ્યો. ફરીથી કલકત્તાના સૌથી આગળપડતા દાક્તરોમાં તેમણે પ્રથમ સ્થાન પ્રાપ્ત કર્યું. જે સંજોગોમાં બીજો કોઈ કાચોપોચો માનવી પોતાની માન્યતાને બાજુએ મૂકી દે એવા કસોટીના સમયમાં નીડરપણે ને હિંમતથી આ સત્યનો મહાન ભક્ત પોતાની માન્યતાને અવિચળ પણે વળગી રહ્યો હતો. હવે તો તે માટે તેની ખૂબખૂબ પ્રશંસા પણ થઇ અને તેમણે ભારે કીર્તિ સંપાદન કરી.

### તંત્રી અને પ્રચારક

ડૉ. મહેન્દ્રલાલ સરકાર આત્મશ્લાઘાથી તદ્દન અળગા રહેતા. વ્યાખ્યાનમાં જ્યારેજ્યારે પોતાની જાતને માટે બોલવાની ફરજ પડે ત્યારે પોતે અતિ સંકોચ અને શરમથી બોલતા. કોઇ પદાર્થનો પડછાયો તેની પાછળ પડ્યો હોય તેમ તેઓ કાર્યહેતુની પાછળ રહેતા. પોતે

**ને સત્ય એ જ ઇશ્વર છે એવી ભક્તિ-**
**આત્મવિસર્જન કર્યું; જેની જીવનતપ-**
**અને જગનામી 'વિજ્ઞાન વિકાસ મંડળ'**
**અને હિંદની વૈજ્ઞાનિક કેળવણીના પિતા**

# લ સરકાર

એમ માનતા કે વિજ્ઞાનનો હેતુ આગળ વધારવામાં ગોટામાં મોટી સેવા આત્મવિસર્જનથી કરી શકાય છે. વિજયનગર પ્રયોગશાળાનો પાયો નાખતી વેળા વાઇસરૉય તથા હિંદીઓ ને યુરોપિયન સંભાવિત ગૃહસ્થોની ભરેલી સભામાં અતિ વિનયથી બોલતાં ડૉ. મહેન્દ્રલાલે પોતાને માટે ત્રીજા પુરુષમાં વાત કરેલી કે 'બુદ્ધિને સારૂ તે કંઇ નામાંકિત નહોતો; પણ તેનામાં કંઇક કહેવાની જ્ઞાનની તૃષા હતી. જ્ઞાન મેળવવા થોડો ઉત્સાહ હતો. જ્ઞાન મેળવતાં કંઇક અવર્ણનીય આનંદ તેને થતો અને પોતાને થતા આનંદમાં બીજા ભાગ લે એવી તેની ઉત્કંઠા હતી.' ડૉ. મહેન્દ્રલાલના ચારિત્ર્યની આ જ કૂંચી છે.

હોમીઓપથીની પદ્ધતિનો ઉપયોગ જાહેરને સારૂ પ્રસિદ્ધ કરવા કોઈ યોગ્ય સાધનની તેમને જરૂર લાગવા માંડી. આ સ્થિતિનો વૃત્તાંત તેમણે જાતે આપ્યો છેઃ 'મને લાગ્યું કે પૂર્ણ વિકાસ પામી શકે તેવા લોકોપકારક સત્યનાં મૂળ હું જે પદ્ધતિમાં જોઇ શક્યો તેનો માત્ર હું જ ઉપચાર કરી સંતોષથી બેસી રહું એટલું બસ નથી, પણ તેના વિકાસમાં મારાથી બનતો ફાળો આપી જનસમાજમાં તથા વૈદોમાં તેનું જ્ઞાન ફેલાવવા મારાથી બનતા પ્રયત્નો મારે કરવા જોઇએ. એ સમયના હિંદના એકલા જ જૂના મતવાદી માસિક—ઇન્ડિયન મેડિકલ ગેઝેટ—દ્વારા આ કામ કરવાની આશા નહોતી. મારા પર જે પાયા વગરના અને નિંદાપાત્ર આક્ષેપો થયા હતા તે પર મારા જવાબ પ્રસિદ્ધ કરવા જેટલું સૌજન્ય પણ તેણે દાખવ્યું નહોતું. અન્ય માસિકો દ્વારા આ કામ કરવું મને અયોગ્ય લાગ્યું, એટલું જ નહિ પણ હલકું જણાયું. જો મારૂં કામ મારે યથાસ્થિત બજાવવું હોય તો મારૂં પોતાનું પત્ર જ પ્રસિદ્ધ કરવું જોઇએ એમ મને જણાયું. હિંદના અન્ય છાપાવાળાની ચાલુ વૃત્તિ જોઇ આ જોખમ ઉઠાવવાનું મને મન થયું.'

એટલે ડૉ. સરકારે ૧૮૬૮ના જાન્યુઆરી માસથી કોઇ ખાસ પંથ કે વાડાના નામ વિનાનું 'કલકત્તા જર્નલ ઑફ મેડિસીન' શરૂ કર્યું. આ પત્રના જન્મ પછી તેના પ્રચારકાર્ય વડે જ હોમીઓપથી બંગાળામાં લોકપ્રિય બની, દાક્તરોનો અસહિષ્ણુતાનો તથા મૂર્ખ અંધપરંપરાનો ભાવ અદશ્ય થયો અને દર્દને અટકાવવાની ઔષધની રીતિને પણ અગત્ય મળી.

આ દેશના ઉદ્ધારને સારૂ સૌથી ઉત્તમ માર્ગ 'સુખી અજ્ઞાન' નહિ પણ ખરૂં જ્ઞાન જરૂરી છે એવી માન્યતાથી લોકોને કેળવવાનું ડૉ. મહેન્દ્રલાલે શરૂ કર્યું. તે કહે છે 'જાતની સુધારણાર્થે જ નહિ પણ દેશના પુનર્વિધાન માટે પણ હિંદીવાનોને વિજ્ઞાનના અભ્યાસની ખાસ જરૂર છે એમ મારૂં દૃઢ માનવું છે. નહિ તો આ જરૂરિયાત માટે તેમને ઢંઢોળી જાગૃત કરવાના પ્રયત્નમાં હું જીવનનો ભોગ કદી ન આપત.' ડૉ. સરકાર પોતાને ઘેર રોજ સાંજે વૈજ્ઞાનિક વૃત્તિવાળા ચુનંદા મિત્રો તથા વિદ્યાર્થીઓનું એક નાનું મંડળ જમાવી તેમાં વિજ્ઞાનના વિષય પર વ્યાખ્યાનો

(અનુસંધાન આગળ પાન ૧૦૧મે)

ચક્કર અમેરિકનો વચ્ચે પોતે આવી ભરાયો છે, તેઓ-માંનો એક તેની સાથે લડવા માગે છે, અને બદલામાં પૈસા પણ આપે છે ત્યારે તો તેને ખરેખરો રસ પડ્યો. જોકે તેને વેષ ભજવતાં નહોતું આવડતું, પણ થોડી જ વારમાં જણાઇ આવ્યું કે તેને લડતાં તો અચ્છું આવડતું હતું.

મેં યુદ્ધની શરૂઆત સૂચવવા તેના માથામાં હળવે-થી એક ટપલી મારી. ત્યાં તો તે એક મોટો છરો કાઢીને જંગલી જાનવરની માફક મારા ઉપર ધસી આવ્યો. આ આદમીના ઝુસ્સાભર્યા હુમલાને રોકવામાં મને બહુ જ રસ પડ્યો. છરાબાજીમાં તે બહુ કુશળ જણાયો. આ ખરેખરૂં યુદ્ધ નહિ, પણ લડવાની ફક્ત રમત હતી તે વાત તેના મગજમાં ઠસાવવા મેં ઘણો ગે પ્રયત્ન કર્યો. પણ આ ગંભીર મેક્સિકનને મન બના-નાવટી યુદ્ધ જેવી વસ્તુ જ હયાતી ધરાવતી નહોતી! ધીંગાણું તે ધીંગાણું! એમાં વળી બનવા–બનાવવાનું કેવું?

મારા સાથીદારો વચ્ચે પડવા જતા હતા. પણ મને લાગ્યું કે હું તેને પૂરો પડું તેમ છું; ઉપરાંત આ રીતે સ્વાભાવિક યુદ્ધનો આબેહૂબ ચિતાર પણ મળી શકશે. તેથી મેં કૅમેરામૅનને ચાલુ રાખવાનું કહ્યું. ઘડીક ઘરમાં અને ઘડીક ઘર બહાર એમ અમારૂં મેદાન બહુ વિસ્તાર પામ્યું. કૅમેરામૅનને પણ બહુ મુશ્કેલીઓ પડી. મને કેટલાક છરકા થયા, પણ ખાસ કંઈ ઇજા થઇ નહિ.

આ વર્ણન રસભર્યું લાગે છે, નહિ? પણ ખરા સાહસનો રસ્તો હજી મને સૂઝ્યો હોય તેમ લાગતું નથી. આવાં સાહસો તો હું સેંકડો ગણાવું. મેં ઘણાં મૂર્ખ સાહસો પણ કર્યાં છે. પણ એ બધાનાં બણગાં ફૂંકવાનો મારો ઇરાદો નથી. ખરા સાહસની કસોટી-માં તે પાર ઊતરતાં નથી.

મને લાગે છે કે સાહસિક વૃત્તિ એ બેદરકારીભરી અને અવિચારી બહાદુરી કરતાં જુદી જ વસ્તુ છે. સાહસમાંથી ભવિષ્યમાં કામમાં આવે એવો અનુભવ મળવો જોઇએ. ખરબચડા પર્વતની ટોચ પરથી ગબડો તો તમને જે જાણવાનું મળે તે એટલું જ કે એ ખ-રાબ ગબડવાનો એક પ્રકાર છે. અને મુસાફરીનું બીજું વાહન હોય ત્યાંસુધી તેનો ઉપયોગ કરવા જેવું નથી.

ત્યારે હવે હું જેને, મારૂં ખરૂં પરાક્રમ કહું છું તે વાત પર આવું. અને હું આગળથી જણાવી દઉં છું કે તેમાં રૂવાં ખડાં થાય તેવું કે નવાઇ પામવા જેવું કંઇ જ નથી. પણ આથી જો તમને તે નીરસ હોવાની બીતિ લાગે તો હું તમને ખાતરી આપું છું કે તે નીરસ તો નથી જ. આ સાહસમાં મૃત્યુ સાથે બાથં-બાથી નથી, પણ જીવન સાથે મિલન છે. અને તે જ વધારે અગત્યનું, અને પરિણામે વધારે રસિક કામ છે.

જ્યારે હું અઢાર વરસનો થયો ત્યારે મારામાં કંઇક અજબ તાલાવેલી જાગી. આ તાલાવેલી તમને સમજાવવાની જરૂર નથી; કારણકે ઊગતી જુવાનીનું તે સાધારણ ચિહ્ન છે. મારે કંઇક જોઇતું હતું. એ 'કંઈક' શું હતું તે હું સમજતો નહોતો. પણ તેથી એ 'કંઈક' માટે મારી આકાંક્ષા લેશમાત્ર નરમ પડતી નહોતી. મારી આસપાસનું વાતાવરણ મારી આશા-ઓને બંધબેસતું નહોતું. (કોઇ પણ જુવાનને અઢાર વરસે તે કદી પણ બંધબેસતું હોતું નથી.) ઘેર મળી શકે તેના કરતાં મોટું, વધારે સાહસભર્યું, વધારે આકર્ષક એવું કંઇક હું શોધતો હતો.

ઉપર કહ્યું તેમ પોતાના ઘરના ઘરેડિયા જીવન સામે બળવો કરવાની દરેક જુવાનમાં જે સામાન્ય વૃત્તિ હોય છે તે સમજાવવી પડે તેમ નથી. કારણકે હું માનતો નથી કે કોઇપણ મનુષ્યે આ વૃત્તિનો હૃદય-સ્પર્શી અનુભવ એક યા બીજે વખતે ન કર્યો હોય. સૌની જીંદગીમાં એક સમય એવો આવે જ છે કે જ્યારે દરેક માણસ એવો ભ્રમ સેવે છે કે તેને જિં-દગીની મહાન વસ્તુઓ પોતાના ગામમાં મળે તેમ નથી. તે જે વાતાવરણ અને પરિસ્થિતિમાં પડ્યો હોય છે તે તેને કેદી તરીકે જકડી રાખનારી દીવાલ સમાં લાગે છે; જ્યારે સાહસ એ દીવાલો બહાર ખેલ કરી રહ્યું હોય છે અને દૂરદૂરના ક્ષિતિજ પરથી તેને બો-લાવી રહ્યું હોય છે. અઢાર વરસની ઉંમરે ઊગતી આશાઓની સિદ્ધિ હાથવેંતમાં લાગે છે, અને વિજય મુલતવી રાખવાનું જરાપણ ગમતું નથી. જિંદગીમાં મારા માટે જો કંઈ સર્જાયું હોય તો તે મને તાબડતોબ મળી જવું જોઇએ એમ હું ઇચ્છવા લાગ્યો.

તેથી મારી ઉચ્ચ અભિલાષાઓને યોગ્ય કંઇક ખજાનો મળી આવશે જ એવી આશાએ હું ન્યૂ-યૉર્ક ગયો. તેની શોધમાં મેં કૉલેજ અજમાવી, વેપાર

અજમાવ્યા અને કેટલા યે ધંધા ઉથલપાથલ કર્યા. પણ જીંદગીનો જે નવો માર્ગ હું લઉં તે માર્ગમાંથી સાહસ નાસી જતું હોય તેમ લાગ્યું. કયારેક કયારેક જે ગુપ્ત વસ્તુ હું શોધતો હતો તેની ઝાંખી મને થતી;—પણ ફક્ત ઝાંખી જ. મારી પરિસ્થિતિ અને વાતાવરણ હજી પણ મારે જે જોઈતું હતું તે મારાથી દૂર રાખવાનું કાવતરૂં કરી રહ્યાં હતાં. પછી મેં લંડન જવા વિચાર કર્યો. અલબત્ત! ન્યૂ યૉર્ક જેવા નિરસ શહેરમાં તે સાહસ કયાંથી હોઈ હોય? એને માટે તો આટલાંટિક પાર જવું જોઈએ!

તમારા ખીસામાં ફક્ત પચાસ જ ડૉલર હોય ત્યારે લંડન જવાનો વિચાર કરવો અને લંડન પહોંચવું એ બે જુદી જ વસ્તુઓ છે. પણ મારે મારી ઈપ્સિત વસ્તુની શોધ કર્યે જ છૂટકારો હતો; એટલે હું લિવરપૂલ જતા એક ઢોરના વહાણમાં ચડી બેઠો. રસ્તામાં, અલબત્ત ઘણાં નાનાં સાહસોનો સામનો કરવો પડ્યો. હું જ્યારે ઘેરથી નીકળ્યો ત્યારે મારા મનમાં ઉછળતા સાગર પર ગંધાતા ઢોરથી ભરેલા વહાણમાં મુસાફરી કરવાની જરા પણ અભિલાષા નહોતી. લિવરપૂલથી ખડકો ભાંગી, લાકડાં ઊચકી, અને પેટ ભરવા ખાતર જે કાંઈ કામ મળે તે કરી જ્યાં પહોંચવા હું અત્યંત આતુર હતો, અને જે સાચાં સાહસોનું નિવાસસ્થાન હતું તે લંડન પહોંચ્યો.

પણ સાહસની દેવી મારા શુભાગમનની વાત સાંભળી ગઈ હશે; કારણકે હું ત્યાં પહોંચ્યો ત્યારે હવામાં થોડો ફફડાટ અને શેરીમાં ઝાંખાં પગલાં મૂકી તે ત્યાંથી સરકી ગઈ હતી. ન્યૂ યૉર્ક કરતાં જરા જુદી તરેહના એક મોટા શહેર સિવાય બીજું કશું મને ત્યાં મળ્યું નહિ. અને ન્યૂ યૉર્ક કરતાં લંડન કોઈપણ રીતે સારૂં કે આકર્ષક લાગ્યું નહિ. અલબત્ત, આ રખડપાટમાં નવાઈઓ નહોતી એમ તો નહિ જ. સામે દેખાય છે તે શું છે તે જાણ્યા વગર, અજાણ્યા મુલકમાં મુસાફરી કરવામાં, પેટમાં ખાડો પડશે તે કયાં અને કેવી રીતે પૂરાશે તેની પણ ખબર વગર જીવનની એક ઝંખના પાછળ ભમવામાં, કંઈકે જરા આકર્ષક લાગે તો આતુરતાથી ઉતાવળે તેની પાછળ પડવામાં, ચિત્રવિચિત્ર મનુષ્યોનાં બારણાં ખખડાવવામાં, તેઓની ખુશામત કરવામાં,—આ બધામાં સાહસની ગંધ તો હતી જ; પણ ખરૂં સાહસ હજી ખોવાએલું જ હતું.

છેલ્લો અખતરો કરવાની ખાતર મેં પારીસ જવાનું નક્કી કર્યું. આ દુનિયા મારી જરૂરિયાતો પૂરી પાડવાને અસમર્થ છે, મારા ઉચ્ચ અભિલાષો માટે અયોગ્ય છે, એવા નિરાશામય અંજામ ઉપર આવવાનું મને ગમ્યું નહિ. દુનિયાને સુધારવા માટે એક છેલ્લી તક આપવા ખાતર હું પારીસ ગયો.

જ્યારે પારીસે પણ મને દગો દીધો ત્યારે કંઈક અણગમતી શંકા મારા મનમાં પેદા થવા લાગી. તે એ જ કે કદાચ આ દુનિયામાં નહિ, પણ મારામાં જ કંઈક ખામી હશે! એમ કેમ ન બને? જ્યારે તમને તમારી પરિસ્થિતિ અનુકૂળ લાગે નહિ ત્યારે હમેશાં આમ જ હોવાનો ચોકખો સંભવ છે. જુવાની હમેશાં પોતાની જાતને બાતલ રાખીને બીજાં બધાંની જ કડકાઈથી ચકાસણી કરે છે.

મારા મગજમાં જાણે સખત આંચકો વાગ્યો હોય તેમ આ વિચાર આવતાં મને થયું. જે ખોડખાંપણો માટે હું દુનિયાને દોષ દેતો હતો તે ખોડખાંપણો મારામાં જ કેમ ન હોય? મારૂં નિરાશામય વાતાવરણ મારી અંતરની સ્થિતિનું જ પ્રતિબિંબ કેમ ન હોય? મારે કબૂલ કરવું પડે છે કે આ પ્રશ્નોનો ઉત્તર હકારમાં આવ્યો. મહાન સાહસની શોધમાં મેં હજારો માઇલની સફર ખેડી હતી; અને એ અશ્વમધને અંતે છેવટે જાણવાનું એટલું જ મળ્યું કે સાહસ એ ભૂગોળનો વિષય નથી; પણ વેધક દૃષ્ટિ હોય તો દરેક જગ્યાએ તે મળી આવે છે.' ન્યૂ યૉર્ક ગયો, આટલાંટિક ઓળંગ્યો. લંડનના ધુમ્મસમાં ડોકિયું કરી આવ્યો, પારીસની નવાઈઓ શોધી; અને આ બધો વખત હું જે અજાણપણે શોધી રહ્યો હતો તે તો હું પોતે જ નીકળ્યો!

સાચા સાહસની મહાન શોધનું આવું વિચિત્ર છેવટ આવવાથી ન્યૂ યૉર્ક જતી પહેલી જ પૅસેન્જર સ્ટીમરમાં હું નાવિક તરીકે દાખલ થઈ ગયો; કારણ કે મારે હવે ઝટપટ ઘેર જવું હતું. આગલી મુસાફરી કરતાં આ વધારે મઝાની નીવડી. તે, ઢોરને બદલે મનુષ્યના સહવાસમાં મને રસ હતો તેથી નહિ, પણ મને જીવનમાં એક નવું તત્ત્વ જડયું હતું અને હું તેનો અખતરો કરવા માગતો હતો તેથી. જે કિંમતી ખજાનાની શોધમાં હું નીકળ્યો હતો તે તો મને મળ્યો



શૃંખલાભંજન

નાગના: શ્રી રસિકલાલ પરીખના ચિત્રનો એક ભાગ







**ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ**

ઉપર : પીચોલા સરોવર–ઉદયપુર · ફોટો : કુ. હીરા કે. કોઠારી

નીચે : (૧) 'ક ને કંઈ નહિ ક' · ફોટો : નવીન ખાંડવાળા (૨) સૂરજમુખી · ફોટો : અશ્વિન ઓઝા

નહિ, પણ મારો જીવન અને દુનિયા સાથે શો સંબંધ છે તે હું સારી પેઠે સમજતો થયો. અત્યાર સુધી હું એક આતુર પ્રેક્ષક હતો અને દુનિયાના ખેલમાં મારે પણ વેશ ભજવવાનો છે તે જાણ્યા વગર દુનિયાને ખેલ શરૂ કરવાનો હુકમ કરતો હતો. મેં દુનિયામાં નવાઈઓ શોધી હતી; જાણે મારા પોતાનામાં કંઈ નવાઈ જેવું હોય જ નહિ! મેં આ ક્રમને હવે ઊલટો કરવાનો નિશ્ચય કર્યો. દુનિયાને ઉદાર દૃષ્ટિએ જોવી અને પોતાને ટીકાકારની દૃષ્ટિએ જોવો. કારણકે હવે મારા મગજમાં અજવાળું પડ્યું હતું કે મારે વાતાવરણ બદલાવવાની નહિ પણ તે જે વાતાવરણને સારી રીતે જોવા તીણી નજરની જરૂર હતી.

આ નવા દૃષ્ટિકોણથી જ્યારે મેં ન્યૂયૉર્ક જોયું ત્યારે તેણે મને મિત્રભાવે આવકાર આપ્યો. મેં જાણ્યું કે તેના દરેક ખૂણામાં સાહસ છુપાએલું છે.

જિંદગી પાસે ઉડાઉ માગણીઓ કરવાનું છોડી દઈ જિંદગી મારી પાસે જે માગણીઓ કરે તે પૂરી પાડવાનું મેં શરૂ કર્યું. અજાણપણે મારી પરિસ્થિતિ બદલાવા લાગી ને મારી અભિલાષાઓ અનુકૂળ ઊંચાઈએ આવવા લાગી. મારી દરેક શક્તિમાં વિકાસ થવા સાથે દુનિયા વધુ સુંદર બનવા લાગી. દુનિયા પાસે માગવાને બદલે હવે હું દુનિયાને આપવા લાગ્યો. અને જ્યારે દુનિયા મને નિરાશ કરતી ત્યારે તેનું કારણ મારા પોતાનામાં જ શોધતો હું વધુ ને વધુ આપતો.

આ સાહસથી તમારાં રૂંવાડાં ખડાં નહિ થાય; પણ જિંદગીમાં, દુનિયા સાથે પ્રથમ આવો સખત વિરોધ, અને છેવટે આપણા પોતાનામાં ફેરફાર કરી દુનિયાને અનુકૂળ બનવાનું કંઈ ઓછું રસિક નથી. તમને તમારી પરિસ્થિતિ ન ગમે તો તમે તેમાં જરૂર ફેરફાર કરી શકો. પણ તે કેવી રીતે? પરિસ્થિતિથી નાસના કરવાથી નહિ. કારણકે તેમ કરશો તો તે ગુપ્ત રીતે તમારી પાછળ જ પડશે. પરિસ્થિતિના દુશ્મન બની તેનો તિરસ્કાર કરવાથી પણ તમે તેને બદલી શકશો નહિ. પરિસ્થિતિને બદલાવવા તમારે જાતે બદલાવું પડશે. આમ બદલાઈને જ્યારે તમે તમારું વાતાવરણ નિહાળશો ત્યારે તમે તેની પાસેથી મરજીમાં આવે તે કામ લઈ શકશો.

(અંગ્રેજી ઉપરથી) શામજી લવજી આણજિયા

## રઢ

ઊગતે તે પ્હોર અમે પાણીડાં ગ્યાં'તાં
રસ્તામાં રઢ એક લાગી જી રે;
ફૂલડે ફૂલડે તે ખીલે કોમળદિલ પાંદડી
જીવનની મ્હેક એમ જાગી જી રે.
છોડી ઘડુલો અમે ઊભાં વિમાસણે
વનવનના વાયરા પીધા જી રે;
સૂરજનાં તેજ ને નદીયુંનાં નીરના
ઊંડા સંદેશ અમે લીધા જી રે.

ચડતે તે પ્હોર અમે મંદિરે ગ્યાં'તાં
જોતાંમાં રઢ એક લાગી જી રે;
ભવભવના ભેદ બધા આપે ઉકલ્યા ને
આતમની ચેતના જાગી જી રે.
હળવે હૈયે તે અમે આવ્યાં આંગણિયે
પારણિયે પહોંચ્યાં સીધાં જી રે;
દિલડાંના દીપમાં દુનિયાના દેવનાં
કોટિક દર્શનો કીધાં જી રે.

આથમણે પ્હોર અમે રમવાને ગ્યાં'તાં
રમતાંમાં રઢ એક લાગી જી રે;
ગરબે ગરબે તે જગે આછેરી દીવડી
જીવનની જ્યોત એમ જાગી જી રે.
મુખડે મુખડે તે અમે દીઠાં શ્રી માતને
ચમકીને ચિત્તડાં બીધાં જી રે;
દેવાની હોંશ ને અંતરની આશનાં
હસતાં તે દાન અમે દીધાં જી રે.

રતિલાલ શુક્લ

એની પૂંછડીના વાળનો ગુચ્છો મારી આંખે લગાડ્યો. તેત્રીસ કોટિ દેવોનો વાસ એમાં હોય છે અને એથી આંખ સારી થાય છે એમ મનાય છે. જોકે મને તો આંખ સુધરવાનો અનુભવ ન થયો. પણ એનું કારણ કદાચ એ હશે કે મારા ચશ્માનો કાચ એ કામમાં કદાચ આડો આવ્યો હશે. અને કાચની છેક અંદરની બાજુ સુધી પૂંછડી ઘુસાડવાની ક્રિયા કરવા જેટલી મને સૂઝ ન હતી.

આવી એવી તાંબુ તો અવાક્ જ બની ગઈ. ઓ હો હો હો! આ શું? આટલા બધા ડુંગરા! આટલું બધું લીલુંછમ! ગુજરાત જેવું સપાટ ઉજ્જડ તો અહીં ક્યાં યે નહિ! ઘણા દિવસ તાંબુને ચિત્રવત્ કાવ્યભૂમિ-સ્વપ્નભૂમિ લાગી હશે! કારણ એના સ્વપ્નામાં તો સ્વર્ગ એટલે લીલાછમ ઘાસનું મેદાન જ આવતું હશે.

મારા કરતાં તાંબુને બાળ અને શામળભાઈ જોડે વધારે ફાવતું. બધા કહે છે કે હું દક્ષિણી જેવો લાગું છું પણ બાળને તો કોઈ ભૂલેચૂકે પણ દક્ષિણી ન કહે, અને શામળભાઈને દખણી કહેવાની કોઈની તાકાદ ન હતી. એટલે ગુજરાતી ગાયને આ બે ગુજરાતીઓ જોડે વધારે ફાવ્યું એમાં નવાઈ શી?

તાંબુને ખરારો કરવાનું કામ બાળનું. આ વિધિ ખરેખર પ્રેક્ષણીય રહેતો. બાળ અને તાંબુ એમાં કલાકો ગાળતા. એકબીજા ઉપર હેત વરસાવવામાં એમને સમયનું ભાન રહેતું નહિ. સાધારણતઃ આ પ્રમાણે કાર્યક્રમ રહેતો:—ખરારો કરવો; પછી પંપાળવું; વળી ખરારો; પછી એના વિશાળ ને સુંદર (!) ગાલ ઉપર એકાદ બચી; પાછો ખરારો ચાલુ; પછી ગળે લટકવાનું; પછી ખરારો; પછી આંખો મીંચવાની વગેરે.

આ રીતે રોજ હેત કરવાના નવાનવા તુક્કાઓ કાઢીને આ વિધિ કરવામાં આવતો. વાછડાની જેમ બાળને પણ જીભથી સાફ કરવાનું મન તાંબુને ન થયું એ બાળનું ભાગ્ય. એ બિચારી ગાવડી તો વૃદ્ધ દાદીમાની જેમ પોતાના પૌત્રનો આ વિચિત્ર શારીરિક પ્રેમ મૂંગે મોઢે સહન કરતી, અને એની પજવણી દરમિયાન જાણે કશું જ બનતું ન હોય એમ અનાસક્ત સાધુની જેમ પોતાનું નિત્યકર્મ—વાગોળવું ચાલુ રાખતી.

તાંબુની આંખો હાથ વડે બંધ કરીને પછી છોડવાની તો મને પણ બહુ મજા આવતી. ખડકનું ઝરણું દાબી રાખીને પાછું છોડીએ એટલે જેમ એ ને એ જ અને પહેલા જેવો જ સ્વચ્છ પાણીનો દદૂડો શરૂ થાય છે, તેમ ગાયની આંખો બંધ કરીને ઉઘાડીએ એટલે એનો એ જ પ્રેમનો પ્રવાહ પાછો ધોધમાર વહે છે.

બાળ ઉપર પક્ષપાત હોવાનું બીજું પણ એક કારણ હતું. શામળભાઈ દૂધ દો'તા હોય ત્યારે બાળ વાછડાનું કાર્ય કરતો. શામળભાઈને બાળના મોઢામાં અચૂક (આ સહેલું નથી; કરી જોજો) શેડ મારવાની અને બાળને ધારોષ્ણ દૂધ પીવાની ખૂબ મજા આવતી. તાંબુને તો કેટલાક અનાસક્ત લોકોની જેમ 'સબ સ્થિતિમેં આનંદ હૈ' હતું. એનું લક્ષ્ય આ માનવી વાછડા (ચીડાવવા ખાતર હું એને બલીવર્દ કહેતો) તરફ કે આર્ય શામળભાઈ તરફ ધ્યાન આપવાં કરતાં સામેના વાસણમાંનો એનો ભાવતો ખોરાક સાફ કરવા તરફ વધારે રહેતું. તાંબુને કોરમુ બહુ જ ભાવતું. કદાચ એ એની સેવ હશે.

એકવાર દો'વાનો વખત થઈ ગયો તો યે બાળ-શામળની જોડી દો'વા ગઈ નહિ. એટલે તાંબુ જ સીધી બંગલે આવી. ઓટલે જ એનો પેલો 'વાછડો' બેઠો હતો. ત્યાં આવીને એના પગ ચાટવા લાગી, અને એ રીતે એને દૂધ પીવા ઉશ્કેર્યો.

આ જ અરસામાં—કૉલેજના તત્ત્વજ્ઞાનના એક પ્રોફેસર કાકાસાહેબને મળવા આવેલા. એક દિવસે અમે બંને ઓટલે બેઠા હતા. એઓશ્રી 'પ્રાણીઓનું માનસ અને તેમને પ્રેમથી કેમ હેળવાય' એ વિષય ઉપરની એક અંગ્રેજી ચોપડી—ના ગ્રંથ—વાંચતા હતા. સામેના ખેતરની વાડ પાસે બાળ ઊભો હતો. ખેતરની સામી વાડની પેલી બાજુ તાંબુ હતી. બાળે બૂમ મારી: 'ઓ ...તાં બુઉઉઉ ....' તાંબુએ ચરતાંચરતાં માથું ઊંચું કર્યું અને બાળને જોયો. પણ આડી વાડ હતી. એટલે એક મોટી પ્રદક્ષિણા કરી એક છીંડામાંથી તે અંદર આવી અને ખંજવાળવા માટે પોતાનું માથું એની સામે ધર્યું. ગાયને ઝાલર ઉપર ખંજવાળવાથી બહુ સંતોષ થાય છે. એકાદ મિનિટ ખંજવાળીને બાળ એને ગળે લટક્યો. મેં એકદમ



પ્રોફેસરને કહ્યું, 'જુઓ તો ખરા, એ કેવો લટકયો છે!' પણ એ તો 'પ્રાણીપ્રેમ'ની ચોપડી વાંચવામાં મશગૂલ હતા! તે દિવસે મેં નક્કી કર્યું કે તત્ત્વજ્ઞાનથી 'આટલા બધા' વિદ્વાન થવાતું હોય તો આપણે તત્ત્વજ્ઞાની નથી થવું.

અમે ચિંચવડથી સિંહગઢ ગયા. તાંબુને સાથે લીધે જ છૂટકો હતો. પણ તાંબુ હતી ગુજરાતણ. કાઠિયાવાડની ગિરિકન્યા હોત તો યે ઠીક. પર્વત ચઢવાની એને ટેવ નહિ. મહારાષ્ટ્રના કેટલા યે કિલ્લાઓ ગિરનાર જેવા ને જેટલા ઊંચા ડુંગર ઉપર આવેલા છે. પણ મહારાષ્ટ્રમાં અનેક પર્વતમાલા હોવાથી ગુજરાતની જેમ ત્યાં આ ડુંગરાઓને પર્વતને નામે કોઇ સંબોધતું નથી. એમાંના જ એક ડુંગરા પર સિંહગઢ છે. ત્રણ માઇલનો ચઢાવ છે. જુવાનો હોંશભેર ચઢી ગયા, માંદાઓ ખુરશીમાં ચડયા અને બાળકો વૃદ્ધ મજૂરોને માથે બેસી ચડયા; પણ તાંબુનું શું કરવું? એ તો ચડે જ નહિ. છેવટે એ મહાન કાર્ય શામળભાઇએ પોતાને માથે લીધું. ખોળનું એક પોટકું ખભે લટકાવી તેમણે તાંબુને લલચાવવા માંડી. કટકો બતાવતા જાય અને દોરતા જાય. તદ્દન નિરાશ થાય ત્યારે એકાદ નાનો કટકો ખવડાવે. બિચારી ભોળી તાંબુ ચડવા લાગી. મને થયું, તાંબુને એટલી પણ અક્કલ નહિ હોય કે આ કેવળ આમિષ છે! પરંતુ એ પણ આખરે તો હિંદુસ્તાનની જ ને! અનેકવાર અનુભવ થયાં છતાં આપણા લોકો પ્રગતિના પ્રમાણમાં સ્વરાજનો સાક્ષાત્કાર (Progressive realization of self-rule) કરાવવાનાં વચનોથી ન અંજાયા હોત તો તાંબુ પણ ખોળની લાલચથી ન અંજાત.

રાત પડી પણ ગઢ ન આવ્યો. અરધી ઊંચાઇએ એક ગામડું છે. ત્યાં જ રાતવાસો કરવો પડયો. પણ બીજે દિવસે તાંબુ ઓછી મુશ્કેલીથી ચઢી ગઇ.

ડુંગરાઓની લીલી ચાર ગાય-ઢોરને ખૂબ માફક આવે છે. તાંબુનું દૂધ પુષ્કળ 'વધ્યું' ને ઘાટું પણ થયું. તપેલામાંથી જાડી ગોદડી જેવી મલાઇની અખંડ રોટલી કાઢી ખાવાના અમારે વારા રાખવા પડયા હતા.

આસપાસનાં ગામડાંઓમાંથી ન માની શકાય એટલે સોંઘે ભાવે ઊંચાં માવાના મિષ્ટ પેંડા સિંહગઢના શ્રીમંતો આગળ ગરીબ ગાવળાઓ લઇ આવતા. વિપુલ દૂધ દેતી પોતાની ગાયોનું દૂધ સોળ માઇલ દૂર પૂના મોકલવાની સગવડ ન હોવાથી ગાવળાઓ પાસે ઘી કે પેંડા સિવાય બીજો ઉપાય જ રહેતો નથી. અમે પણ એકવાર તાંબુના દૂધમાંથી પેંડા બનાવ્યા. તાંબુનું દૂધ પણ એટલું બધું ઘાટું થઇ ગએલું કે ખૂબ પ્રમાણમાં પેંડા બનેલા જોઇ સૌને નવાઇ લાગેલી.

તાંબુને સિંહગઢ ઉપરની પોતાની સહેજ અંધારાવાળી નાનકડી ઓરડી બહુ પ્રિય હતી. પૂર્વજન્મનો કોઇક ઋણાનુબંધ હોય એમ જ એના વર્તન ઉપરથી લાગે. ગમે તે ક્ષણે ખુશીથી મરવાની તૈયારી રાખતી એકાદ નિવૃત્ત ડોશી, કોઇ પણ વારસ ન હોવા છતાં પણ જેમ પોતાની ઝુંપડી વિષે અનહદ પ્રેમ રાખે છે તેમ જ તાંબુ પોતાની આ ઓરડી વિષે રાખતી. એ ઓરડી તરફ એને ખાસ પક્ષપાત હતો. મને પાછળથી ખબર પડી કે ઢોરોનો સ્થાન પ્રત્યેનો પ્રેમ માણસ કરતાં પણ વધારે હોય છે. કુતરો આને અપવાદ હશે; પણ એને પણ સ્થાનત્યાગ કરતાં લાગણીઓ નહિ થતી હોય એની શી ખાતરી? બાકી ગાય ઢોર તો સ્થાનફેરથી વિરહી પ્રેમીજનની જેમ કૃશ પણ થાય છે. અને છતાં તાંબુને આ કોટડી વધારે પસંદ પડી તેથી જ એનો પૂર્વજન્મનો કાંઇક સંબંધ હશે એવું મેં અનુમાન કાઢયું. રાત્રે અંધારામાં એની આંખો ખૂબ સુંદર અને ચળકતી દેખાતી. સૂતાં પહેલાં હું રોજ બારીમાંથી એની ચળકતી આંખોનું દર્શન કર્યા વગર રહેતો નહિ. અને તાંબુ પણ 'મેં તને જોયો છે' એમ જાણે કહેવા માટે જ તરત જ એક ભારે નિશ્વાસ છોડવા જેવો દબાએલો હુંકારયુક્ત અવાજ કરતી. આ Good Night 'ગુડનાઇટ' (શુભરાત્રિ અથવા શિવરાત્રિ)નો વિધિ રોજ અચૂક ચાલતો.

તાંબુ વટલાઇ એ પ્રસંગ પણ સ્મરણમાંથી જતો નથી. એક વખત અમારે ત્યાં ખૂબ પાંઉ આવ્યા હતા. એટલા બધા થઇ પડયા હતા કે અમે સવારે દૂધ અને પાંઉ, બપોરે દાળ શાક અને પાંઉ, રોંઢામાં દૂધ અને પાંઉ, વાળુમાં દૂધ અને પાંઉ એવો કાર્યક્રમ રાખ્યો તો યે તે ખલાસ થતા ન હતા. પાંઉ બગડી જતા જોઇ શામળભાઇએ એક પાંઉ તાંબુને આપી જોયો. એને એ ભાવ્યો, એટલું જ નહિ પણ એનો એને ચટાકો લાગ્યો;—વ્યસન જ થયું કહો તો ચાલે.

પાંઉ જુએ ને તાંજુ ગાંડી થઈને શામળભાઇની પાછળ દોડે. અમે પણ પાંઉ ખાઇને કંટાળ્યા હતા એટલે શામળભાઇ અંજાઈ ગએલા અને સારા બંને જાતના પાંઉ એને ખવડાવી દેતા. આ રીતે તેત્રીસ કોટિ દેવોનું સ્થાન એવી હિંદુઓની ગાયને આર્ય શામળભાઇએ યવનનો ખોરાક ખવડાવીને વટલાવી નાંખી.

શામળભાઇનો તાંજુ પ્રત્યેનો પીઢ—અને તેથી અપ્રદર્શિત છતાં ઊંડો—પ્રેમ તો અમને કાકાસાહેબના એક વાક્યે જણાયો. તાંજુ નવીનવી સિંહગઢ ઉપર આવી ત્યારે એને બધી જ વસ્તુઓ નવી લાગતી. ઊંચા ઊંચા ડુંગરા, ઊંડીઊંડી કરાડો બધું જ નવું! કેટલી યે વાર એ ઊંડી કરાડને છેડે ઊભી રહી પોતાની વિશાલ આંખો ફાડીફાડીને કલાકોના કલાકો તાણીને જોયા કરતી. છેવટે કાકાસાહેબે શામળભાઇને ચેતવણી આપી કે 'શામળભાઇ, તાંજુને સંભાળજો, નહિતો કોક દિવસ એ ચકરી ખાઇને નીચે ખીણમાં પડશે ને પછી તમારે એની પાછળ ભૂસકો મારવો પડશે.' પણ થોડા જ દિવસમાં તાંજુની એ ટેવ ચાલી ગઇ.

કાકાસાહેબ એક દિવસ દીવાનખાનામાં બેઠાબેઠા લખતા હતા. હું પાસે જ હતો. એટલામાં બારણામાં ઓળો પડ્યો. મેં જોયું તો તાંજુ આવતી હતી. કાકાસાહેબ તો લખવામાં મશગૂલ હતા. તાંજુ સીધી અંદર આવી અને કાકાસાહેબ સાથે કાંઇક વાતો કરવા માગતી હોય તેમ તેમની સામે ઊભી રહી. મને ચિંચવડનો મોતિયો યાદ આવ્યો. ભાઇસાહેબને એકવાર વસુંધરા બહેન ખાવાનું આપતાં ભૂલી ગયાં હશે. મોતિયાને કેમ ખબર પડી એ તો કોણ જાણે, પણ એણે જાણી લીધું કે આવી બાબતમાં કાકાસાહેબ એ જ પ્રીવીકાઉન્સિલ છે. કોઇ દિવસ નહિ ને તે જ દિવસે મોતિયો ત્રીજે માળે ચડ્યો અને કેવળ 'ગૃહસ્થો' સાથેની ખાનગી સ્વરૂપની મુલાકાતો માટેની ઓરડીમાં જઇ પોતાની ફરિયાદ કાકાસાહેબ આગળ મૂંગી પણ છટાદાર ભાષામાં રજુ કરી. એના ભાષણના—ભૂલ્યો, ભસણના—બધા અલંકારો કે ગૂઢ શબ્દો સમજવાની શક્તિ તો કાકાસાહેબમાં હતી જ નહિ, પણ તેઓ સાર તો સમજી ગયા. ઉપરથી જ બૂમ મારી એમણે મોતિયાને ખાવા આપવાની ડિક્રી આપી, અને પછી ફક્ત 'જા' એટલું કહ્યું ને મોતિયો સમજીને ખાવા ચાલ્યો ગયો. મને થયું આજે તાંજુ પણ એમ જ ફરિયાદ કરવા આવી હશે. પણ એ તો સહેજ આંટો મારવા આવેલી. મનમાં થયું હશે, ચાલો કાકાસાહેબની ખબર કાઢતા જઇએ, એટલે ઠેઠ અંદર પેસી ગઈ. થોડીક વાર લખાણ સામે જોયા કર્યું. પણ એ લખાણ પોતાના ગોરસ કરતાં નીરસ લાગ્યું હશે તેથી, કહો કે પછી કાકાસાહેબ પ્રેમથી થાબડી તેના સંતોષથી કહો, પણ તાંજુ પાછી બહાર ચાલી ગઇ. અને પછી તો એનું અંદર આવવું સ્વાભાવિક થઈ પડયું અને અમે પણ એ સામે ખાસ વાંધો ઉઠાવતા નહિ.

**શશાંક**

- વસંતતિલકા -

જે ભાનુએ નિજ કરોથી સુકાન્તિ અર્પી,
તેના જ અસ્ત સમયે હસતો તથાપિ;
છે નિંદ્ય એ કપૂતનો અપકાર ભારે,
જેથી શશાંક ઉરમધ્ય કલંક ધારે.

**રતિલાલ શુક્લ**

દિવસો ને મહિનાઓ પસાર થયા. અમારા મહારાષ્ટ્રવાસનો અંત આવ્યો. તાંજુને ચિંચવડની સ્વાવલંબન પાઠશાળાને ભેટ આપી. પત્રથી હું એની ખબર પુછાવ્યા કરતો. એને એક કન્યા થયાના સમાચાર પણ સાંભળેલા.

વરસ દહાડે હું મુંબાઇથી પુના જતો હતો. ચિંચવડ સ્ટેશન છોડ્યા પછી બેત્રણ માઇલ ટ્રેન જાય એટલે રેલ્વેની ડાબી બાજુએ આવેલાં પાઠશાળાનાં ખેતરો અને મકાનો નજરે પડે છે. હું ગાડીમાંથી પસાર થતો હતો. ગાડી ઝપાટાબંધ ચાલતી હતી. બાજુએ ખેતરમાં તાંજુ ઊભી હતી. મેં એને ઓળખી. સતારવાદક નખીના એક જ ઝટકાથી જેમ સુંદર ઝણકાર હવામાં વહેતો મૂકે છે તેમ તાંજુના દર્શનથી કોઇ અગમ્ય નખીએ મારા હૃદયના તારો છેડ્યા અને પૂર્વસ્મરણના ઝણકાર કર્યા. હું તાંજુ સામે જોઇ રહ્યો. એ મને ક્યાંથી ઓળખે?—અને તે પણ ગાડીમાં?

એની હમેશની રીત મુજબ ગાડી દૂર ગઇ ત્યાં સુધી એણે ચરવાનું બંધ રાખી જોયા કર્યું. મારી આંખો ભરાઇ આવી. એટલામાં ગાડી પણ વળી અને તાંજુ અદ્રશ્ય થઇ ગઇ. હું કેટલી યે વાર શૂન્ય દૃષ્ટિએ તાંજુની દિશા તરફ જોઇ રહ્યો. 'ભાઉ'

# સૌંદર્ય ક્યાં છે?

મનુષ્યને એકની એક ચીજ જોવામાં એટલો આનંદ નથી થતો જેટલો નવીનવી વસ્તુઓથી મળે છે. દિવસ આખો તપતા દિનકરમાં એટલું સૌંદર્ય નથી દીસતું, જેટલું પ્રાતઃકાળનો સૂર્યોદય જોવામાં ભાસે છે. રોજની જ્યોત્સ્ના જોવામાં એટલો આનંદ નથી મળતો જેટલો બીજની બાલ ચન્દ્રકલા જોવાથી મળે છે. એ જ પ્રકારે વર્ષાઋતુમાં બેએક મહિના સુધી પૂર્ણિમાનાં દર્શન દુર્લભ બન્યાં હોય છે તેથી જ આપણને વર્ષભરમાં શરચ્ચંદ્ર સૌથી સુંદર લાગે છે.

મેં જ્યાંસુધી હિમાલય જોયો નહોતો, જ્યાંસુધી ત્યાં જઈને હું વસ્યો નહોતો ત્યાંસુધી મારા હૃદયમાં એ નગાધિરાજ પ્રતિ ખૂબ કાવ્ય-ભાવ હતો. ત્યાં જઈને પહેલવહેલો વસ્યો એ અરસામાં તો હું સવારે પ્રાર્થના પૂરી થાય કે તરત દાતણ પણ કર્યાં વિના બરફનાં ઊંચાઊંચા શિખરો નિરખવા દોડતો. મહિનાઓ સુધી આ ઉત્સુકતા રહી. મહિનાઓ સુધી સવાર સાંજ ફરીફરીને એ ઉત્તુંગ હિમશિખરોને જુદાજુદા કોણથી જોયાં. બરફ ઉપર પથરાતી અને સોનેમાની ફિરમની માફક ક્ષણેક્ષણે પલટાતી સૂર્યની લાલી અને પ્રતિબિંબો નિહાળવામાં હું કલાકોના કલાકો વીતાવતો. આમ, વર્ષ બે વર્ષ સુધી હિમાલય મારે માટે સૌંદર્યના અનંત ભંડાર સમો રહ્યો. પણ ત્રણ વર્ષ પછી તો એ ઉત્તુંગ હિમશિખરો જોઈજોઈને મન ધરાઈને તેમના પ્રતિ ઉદાસ બની ગયું. 'સ્થાવરાણાં હિમાલયઃ' એ મંત્ર રટતાં હિમાલય સન્મુખ બેસીને પ્રાર્થના કરતાં પણ એના પ્રતિ હૃદયનું કોઈ આકર્ષણ રહ્યું નહિ. મેં જાણ્યું કે મારું મન મલિન થઈ ગયું છે. તેનું નિર્દોષ સાત્ત્વિક-પણું પ્રવૃત્તિની રજથી ઢંકાઈને ઝંખાઈ ગયું છે. કોઈ પ્રવીણ ગાયકનું ગળું બગડી જવાથી તેને જેવું દુઃખ થાય તેવું મને થવા લાગ્યું. વારંવાર પ્રયત્ન કરતા છતાં પણ હિમાલયના જે સૌંદર્યનાં દર્શન મને પહેલાં થયાં હતાં તે ન થયાં.

વરસ દોઢ વરસ રહીને હિમાલય છોડી બહાર વિશાળ મેદાનમાં આવ્યો, હિમાલયની ઊંચીઊંચી ભીંતો વચ્ચેથી મુક્ત થઈને પહોળા વિશાળ પટમાં ખળકતી ગંગાની ધારામાં સ્નાન કરવાનું મળ્યું. અહીં નહોતા શાંતિભંગ કરતા જલપ્રપાતના અવાજ કે નહોતી ગીચ વૃક્ષરાજીની ભીડ. નીચે શાંત વિશાળ પટ હતો; ઉપર ક્ષિતિજ સુધી સંપૂર્ણ ગોળાકારે પથરાયેલું નીલવર્ણું આકાશ પથરાયેલું હતું. ઊંચાંઊંચાં શિખરોની બેહાઈને તેના ગોળાકારમાં વિકૃતિ કે સંકુચિતતા અહીં નહોતી આવતી. પહાડોને લીધે હિમાલયમાં આકાશની અનંતતા જણાતી નથી. એ અનંત દીસતા વ્યોમ નીચે વિશાળ મેદાનના પટમાં હું એકલો હતો તોપણ નાચી ઊઠ્યો. મને થયું સૌંદર્ય ગિરિશિખરોમાં નથી, પણ ગંગા-મૈયાની ગોદમાં જ ભર્યું છે. માટે જ આર્ય લોકો ગંગા-માઈની જય બોલે છે, હિમાલયની નહિ.

તે પછી કેટલાક વખત બાદ સાબરમતી આશ્રમમાં આવ્યો. હું—માત્ર હું જ નહિ પણ કેટલાયે લોકો—આશ્રમને માટે આવું શુષ્ક સ્થાન શોધવા માટે બાપુ-જીને હમેશાં દોષ દેતા હતા. મનમાં ઘણા થતું કે આ તે કેવી મરુભૂમિ છે! કોઈપણ જાતના સૌંદર્યનું અહીં નામનિશાન ન મળે. રોજ એકના એક રસ્તા પર આંટા મારીમારીને જીવ મૂંઝાઈ જતો.

પણ હિમાલયથી પાછા આવ્યા પછી મને એ સ્થાન સૌંદર્યથી ભરપૂર લાગવા માંડ્યું. સાબરમતીની મુલાયમ રેત (જ્યાં એક કાંકરો પણ શોધ્યો ન મળે), શાંત નીરવ પ્રવાહ, મનુષ્યોની વચ્ચે નિર્ભયતાથી ફરી રહેલાં મોટાંમોટાં સારસ,—આ દૃશ્ય પહાડોની શોભા-થી કોઈપણ રીતે ઊતરતું નથી. નદીને સામે પાર સૂર્યોદય સમયે અર્ધ ગોળાકાર ક્ષિતિજમાં જે લાલિમા ફેલાઈને નાનાંનાનાં વાદળો પર સુવર્ણની વેલબુટ્ટીની ભાત પડી રહે છે તેની આગળ હિમશિખરોની શોભા ઝાંખી પડતી લાગે છે. આ તો પૂર્વ દિશાની વાત થઈ. પશ્ચિમની શોભા પણ એટલી જ આકર્ષક છે. બાવળો-નાં આ જંગલ—એનાં ઝીણાંઝીણાં ચાંદરાં ને કલામય રીતે ફેલાયેલી શાખાઓની પાછળ જે સૂર્યાસ્ત થાય છે તે પણ પૂર્ણ સૌંદર્યથી ભરેલો લાગે છે. પણ સૌથી સુંદર દૃશ્ય તો અહીં મધ્યરાત્રિનું ભાસે છે. નિરભ્ર આકાશમાં ચારે દિશામાં એકેએક તારો દેખાઈ રહ્યો હોય છે, અને ટમટમટમટમીને દેવોનું કાવ્ય કહી રહ્યો હોય છે. પહાડોમાં અનેકાનેક શિખરોની ભીડ અને વાદળોના સામ્રાજ્યમાં રાત્રિનું સૌંદર્ય જ દુર્લભ હોય છે.

આ બધા અનુભવો ઉપરથી મારો તો એવો ખ્યાલ

બંધાઇ ગયો છે કે સૌંદર્ય કોઇ એક વસ્તુમાં કે કોઇ વિશિષ્ટ પરિસ્થિતિમાં નહિ, પણ નવાંનવાં દર્શન અને નવીનવી કલ્પનાઓમાં છે.

જેટલું નવું એટલું સુંદર. પણ ત્યારે શું જૂનું એટલું સૌંદર્યહીન સમજવું? આપણાં માતપિતા, આપણી ઝુંપડી, આપણું ખેતર, આપણાં ઢોરઢાંખર, આપણા બાલગોઠિયાઓ એ સર્વ આપણને તો સૌથી અધિક સુંદર અને આકર્ષક લાગે છે. આપણાં મંદિર, આપણી પૂજાવિધિ ને આપણી પ્રાર્થનાની બરાબર પરાયાં મંદિર, પરાયાં પૂજાવિધિ કે પ્રાર્થના એટલાં સુંદર લાગતાં નથી.

સારાંશ કે 'નવામાં જ માત્ર સૌંદર્ય છે' એ વાતમાં પૂર્ણ સત્ય નથી. અને 'જૂનું તેટલું સુંદર એ વાત પણ યથાર્થ નથી. વળી સૌંદર્યનો સંબંધ કોઈ સ્થાન, સમય કે પરિસ્થિતિની સાથે પણ સંકળાએલો નથી હોતો. તેમ સૌંદર્ય નામની એવી કોઇ ચીજ કે વસ્તુ પણ નથી કે જેને આપણે પકડીને આપણા ગજવામાં કે ખેતરમાં સંઘરી શકીએ. સૌંદર્યનું મૂલ આ દશ્ય સૃષ્ટિથી, આપની કલ્પનાસૃષ્ટિથી કે પછી ઋતુ કે કાળથી યે પર ક્યાંક પણ હોવું જોઇએ.

સૌંદર્યનું ઊગમસ્થાન ક્યાં છે તે આપણે નથી જાણતા, તેમ કોઇ ગ્રંથ કે મહાપુરુષ આપણને તે બરોબર બતાવી શકે એમ પણ નથી. એનું સંશોધન તો આપણે જાતે કરવું પડે છે. પરંતુ એ સંશોધનની પણ પદ્ધતિ હોવી જોઇએ. જે કોઇપણ ચીજનું સંશોધન કરવું હોય તેના વિષે બે પ્રકારનો વિચાર કરવો પડે છે. એક તો એ કે જે ચીજ આપણને જોઇએ છે તે કેવી હોવી જોઇએ? અને બીજું, એ વસ્તુથી આપણને કેવો લાભ થવો જોઇએ?

પહેલા પ્રશ્નનો ઉત્તર એ છે કે આપણને એવું સૌંદર્ય જોઇએ કે જે અનંત હોય, જેમાં કદી વિકૃતિ ન થાય કે જે ક્ષય ન પામે. અને જેમાં કોઇ વિકૃતિ નથી, જેનો કદી ક્ષય નથી, અને જે અનંત, અક્ષય અને વિકૃતિ વિનાનું છે તેને આપણે સત્ય વસ્તુ કહીએ છીએ. એટલે જ્યાં સત્ય નથી ત્યાં કદાચ સૌંદર્ય જણાય તોપણ તે યથાર્થ રીતે સૌંદર્ય ન કહેવાય, અને તે અગ્રાહ્ય સમજવું. જો એ ગ્રહણ કર્યું તો સૌંદર્યના ઊગમસ્થાનનો રસ્તો ચૂકવાના.

બીજા પ્રશ્નનો ઉત્તર એ કે સૌંદર્યમાંથી આપણને શાંતિ અને પ્રસન્નતા મળવાં જોઇએ. પોતાનું અને સૌનું તેમાંથી કલ્યાણ થવું જોઇએ. જ્યાં કોઇનું રજ પણ અમંગળ થતું હોય, જેનાથી પોતાને કે બીજાને નુકસાન થતું હોય ત્યાં તે વસ્તુમાં પણ સૌંદર્યને સ્થાન નથી જ. જો ત્યાં સુંદરતા દેખાતી હોય તો તે સૌંદર્યનો ભ્રમ છે—સૌંદર્ય નહિ.

કદાચ આ જ કારણોથી શાસ્ત્રકારોએ પરમાત્માને વિશેષણો આપવામાં 'સુંદર' શબ્દને છેલ્લું–ત્રીજું સ્થાન આપ્યું છે: 'सत्यम् शिवम् सुन्दरम्'. સૌથી પ્રથમ સત્ય; પછી શિવ—એટલે કે જે કલ્યાણમય છે (અહિંસામય પણ કહી શકાય); અને પછી છેવટે જ્યાં એ બે હોય ત્યાં સૌંદર્ય તો આપોઆપ આવવાનું જ.

પ્રભુદાસ ગાંધી

(સત્યાગ્રહાશ્રમના 'સૌંદર્ય' નામના ડિરી હસ્તલિખિતમાંથી)

## ચોરવાડ વ્યાયામ વર્ગ

હિ. દર વર્ષની માફક આ વર્ષે પણ આવતા બે મહિનામાં ચોરવાડના શીતળ પ્રદેશમાં તા. ૧-૫-૧૯૩૨થી તા. ૩૧-૫-૧૯૩૨ સુધી શ્રી કાઠિયાવાડ વ્યાયામ પ્રચારક મંડળ તરફથી વ્યાયામ વર્ગ ચાલશે, જેમાં કાઠિયાવાડના તેમજ કાઠિયાવાડ બહારના હિંદના કોઇપણ પ્રાંતના વ્યાયામપ્રેમી ભાઇઓ ભાગ લઈ શકશે. આ વર્ગનો લાભ લેવા ઇચ્છનારે તા. ૨૦-૪-૧૯૩૨ સુધીમાં શેઠ શ્રી દરખચંદ મોતીચંદ ચોરવાડ (કાઠિયાવાડ) એ સરનામે અરજી કરવી. શિક્ષણ લેવા આવનાર પાસેથી ભોજન તથા વ્યવસ્થા ખર્ચના એક માસના જણ દીઠ રૂ. ૧૫ પંદર લેવામાં આવશે. અરજી સાથે ત્રણ રૂપિયા ડિપોઝિટ તરીકે મનીઓર્ડરથી મોકલવા. વિગતવાર પત્રિકા માટે મંત્રી, કા. વ્યા. પ્ર. મંડળ, ભાવનગરને લખવું. ચોરવાડ જેવા શીતળ સ્થળમાં ઉનાળામાં ચાલતા આ ઉપયોગી વર્ગનો લાભ છેલ્લાં બે વર્ષમાં ગુજરાત કાઠિયાવાડના ઘણા વિદ્યાર્થીઓએ લીધેલ છે.



# સ્વપ્નભંગ

રંગબેરંગી ઉષાનાં ઓઢણ
  આભના તેજ અંબાર:
શીતળ લીલી છાંય વનોની
  કોયલના ટહુકાર:
સુણું તુજ ભોમકા એવી રે,
હવે મને નીંદર કેવી રે.



મહેલ આ મારો મેઘ વિસામો
  અંદર ઝાકઝમાળ;
ખંડમાં ખંડ ને મેડીએ મેડી
  વજ્રબંધ કમાડ:
મને ઊની આંચ ન લાગે રે,
ચોકીદાર અખંડ જાગે રે.

વાયરા રોક્યા, તેજને રોક્યાં,
  રોક્યાં પામર લોક;
ઘરમાં મૂક્યા વીજળીપંખા,
  ગાયનથાળો થોક:
મારે રહ્યું કામ ન કોનું રે,
નહિ દીન મુખનું જોણું રે.

રંગ ને રાગ મચાવ્યા અંદર,
  મોહમદિરાનું પાન;
ભોગનાં ભોજન પેટમાં પૂર્યાં
  કાનમાં કામનાં ગાન:
ચડ્યો મદસિંધ ઉછાળે રે,
હવે જગ છો જખ મારે રે.

નીંદરની ફૂલસેજમાં પોઢ્યો,
  કામળ ઓઢી બાર;
ચૂપ કર્યા દરવાન દિવાનને
  ઊંઘ તૂટે ન લગાર:
ઘરેરાટ ઘોરવા લાગ્યો રે,
હજારો ઊંઘનો માગ્યો રે.

આજ અચાનક આંખડી ખૂલે,
  બહાર મચ્યો ઘોંઘાટ;
લોપ થયા દરવાન દિવાન સૌ
  સ્થિર હીંડોળા ખાટ:
ઘરે ઘનઘોર અંધારું રે,
દ્વારેદ્વાર લાગિયું તાળું રે.

મહેલ આ મારો જેલ બન્યો શું,
  ખંડ બન્યા વનવાટ;
સેજનાં ફૂલ કોંવાયાં સોડે,
  ઘુમાય દીપકવાટ,
પથારી ખાવા ધાતી રે,
મને ક્યાંય કળ ન થાતી રે.



બારણે 'જાવા ઊઠી દોડું,
  ભીંત શિરે ભટકાય;
આ શું ? પથ્થર કેરી દિવાલો
  પોલી કેમ સુણાય ?
અરે ! થયાં બારણાં ખોદાં રે,
તડોમાં નાચતાં ફોદાં રે.

ખોલું ન ખોલું? બીકણુ મારું
  મનડું આજ મૂંઝાય;
તડમાંથી હું દેખું તાકી
  ઊજળી લીલી છાંય:
હવે દિલ ના રે' બાંધ્યું રે,
ભલે ઘર જાય છો ભાંગ્યું રે.

હામ કરી હું આંચકો મારું,
  ભોગળ ખોલું બાર;
તેજનાં પૂર ચડે મુજ આંખે
  વાયરા ઠેલે દ્વાર:
ઝબાકે આંખ મીંચાતી રે,
ઊસાસે ઊડતી છાતી રે.



બારણાં ખોલી બહાર હું આવું,
  પાછળ શો ખખડાટ;
જીવ વિનાનો મ્હેલ આ મારો
  તૂટી પડે કડકાટ:
ગરોળી ને ઘૂડ બરાડે રે,
પોલો મ્હેલ ડાચું ફાડે રે.

મ્હેલ ભલે એ ભાંગ્યો એનો
  શોક મને ન લગીર;
સૂરજ કેરી તડકી મીઠી,
  શીતળ વાય સમીર:
ભીંતોના ભાર અહીં ના રે,
બંધાવા દામ-અદીના રે.

રંગબેરંગી ઉષાનાં ઓઢણ,
  આજ હવે ઓઢીશ;
તેજતણા અંબાર હું પીતો,
  વાદળમાં પોઢીશ:
સલામો તારલા દેશે રે,
સમીરણ વીંઝણા લેશે રે.



વીજળી આવી કરશે દીવા,
  મેઘલો ભેરવ ગાશે;
સ્વર્ગંગાનાં પાણી પીતાં,
  જીવડો તાજો થાશે:
મારી ત્યાં આગ હોલાશે રે,
જરાએક આંખ મીંચાશે રે.

સુન્દરમ્

# માનસિક નોંધ

આપણને ખબર પણ નથી હોતી એવી અજાણ રીતે આપણા મનમાં અનેક પ્રકારની નોંધો અદ્દશ્ય રીતે રહ્યા જ કરે છે. આપણે જે કંઇ વિચાર અને વર્તન કરી શકીએ છીએ તે એ માનસિક નોંધને આધારે જ. સ્મૃતિ અને વાચાનો આધાર પણ તેના ઉપર જ રહેલો છે. આ બાબતમાં જર્મનીના એક પત્રમાં ઍલેક્ઝાંડર સ્ટુલરે પ્રયોગ સહ એક વિસ્તૃત લેખ આપ્યો છે, તેમાંનું એક દષ્ટાંત અહીં લઇએ છીએ.

એક ભાઈ રાત્રે મોડા પોતાની ઓરડીએ આવે છે. પણ બારણે ઊભા થઇ રહે છે. કારણકે ઉઘાડવાનું સાધન નથી. કૂંચી ક્યાંક બીજે ઠેકાણે ભૂલી ગયા છે. તેથી એ નિશ્ચય કરે છે કે હવે એવી ભૂલ ન થવી જોઇએ. અને હવે ફરીથી કદી કૂંચી ન ભૂલાય તેની યાદી રાખવા માટે રૂમાલ કાઢી એક છેડા પર મોટી ગાંઠ મારે છે.

એ ભાઇએ માનસશાસ્ત્રનું નામ પણ નથી સાંભળ્યું; છતાં તેણે જે ક્રિયા કરી તેમાં માનસશાસ્ત્રનો એક ખરેખરો અને ફલદાયી સિદ્ધાંત રહેલો છે. બીજે દહાડે ગમે ત્યારે પણ તે રૂમાલ ખીસામાંથી કાઢશે તે વખતે પેલી ગાંઠ નજરે ચડશે અને તરત તેના મગજમાં કૂંચીની આકૃતિ ઊભી થશે.

પણ પ્રશ્ન એ જ છે કે ગાંઠ અને કૂંચી વચ્ચે કોઇ જાતનું મળતાપણું ન હોવા છતાં રૂમાલની ગાંઠ જોવાથી મનમાં કૂંચીનું સ્વરૂપ કેવી રીતે બંધાય છે? આ સમજવા માટે આપણે ફોનોગ્રાફની રેકર્ડનું દષ્ટાંત લઇએ. તેની સપાટી ઉપર સંગીતના સ્વરો અતિ બારીક ખાંચાખાડામાં અંકાઇ ગયા હોય છે. વગાડતી વેળા આ સ્વરો ગમેતેમ ઝઝણી ઊઠતા નથી, પણ જે ક્રમમાં તે ઉતારવામાં આવ્યા હોય છે તે જ ક્રમમાં પ્રકટ થાય છે. તેવી જ રીતે મગજ પર જામેલા બનાવો ગમે તે રીતે યાદ આવતા નથી, પણ જે ક્રમાંકથી અંતરમનમાં ગોઠવાયા હોય છે તે જ ક્રમમાં પુનઃ જાગૃત થાય છે. પેલા ભાઇએ ગાંઠ વાળતાં વાળતાં કૂંચીનો જ વિચાર કર્યા કર્યો. કૂંચી સિવાય તે વેળા બીજો આકાર જ તેના મનમાં નહોતો. એટલે ક્રિયા ગાંઠ વાળવાની થતી હતી છતાં વિચારાકૃતિ તો કૂંચીની જ ઘૂંટાતી હતી. આથી એ બેની વચ્ચે સંબંધ થયો, ને તેથી ગાંઠ જોતાં કૂંચીનું જ ધ્યાન તેને થાય છે.



આકૃતિ ૨૬

આપણી સાધારણ વાતચીતમાં આવા સંબંધો આપણે ભાનઅભાનયોગ કહીએ. માનસશાસ્ત્ર તેને મનની નોંધ કહે. આવી સેંકડો નોંધો રોજ આપણા મનમાં ચાલુ નોંધાયા જ કરે છે. ખાસ કરીને આપણી ભાષા તો આવી નોંધ ઉપર જ નભી રહી હોય છે. દાખલા તરીકે શબ્દ અને પદાર્થનો સંબંધ વિચારો. એક બોલેલો કે લખેલો શબ્દ આંખ અથવા કાન મારફતે આપણને પહોંચે છે ત્યારે તે ભાષાના અક્ષરો જ રહે છે, કે તે બોલાએલા શબ્દ પાછળનો અર્થ પ્રકટાવે છે?

કોઇ 'ટેબલ' એમ બોલે ત્યારે અવાજનો એક પરંપરા કાનના પડદા પર અથડાય છે એ તો આપણે સમજીએ છીએ. પણ એ અવાજ અથડાઇને જ બસ થતું નથી, પરંતુ આપણા અંતરમાં એકદમ એ અવાજ ચાર પાયાના લાકડાના ટેબલની આકૃતિ ઊભી કરે છે.




આકૃતિ ૨૭

અહીં બે બાબતોનો સંબંધ દેખાય છે. એક તો અવાજ મારફત આવની આકૃતિ અને મનમાં ઊભી

થતી આકૃતિ. ચિત્ર નંબર બીજામાં જોતાં સ્પષ્ટ જણાશે કે અવાજના આંદોલનની આકૃતિ અને એ જ વખતે મનમાં રચાતી આકૃતિ વચ્ચે જરાયે મળતાપણું નથી. ચિત્ર નંબર ત્રીજામાં બતાવ્યા મુજબ પરભાષાના માણસને એ જ અવાજ કંઇ પણ હેતુ સારતો નથી. આપણી જોડે જ તે ઊભો રહે અને એ જ શબ્દ તેના કાન પર પહોંચે તોપણ તેના મનમાં કશું જ ઊભું થવાનું નથી.




આકૃતિ ૩૭

અવાજ એક સરખો છતાં આ ભેદ પડવાનું શું કારણ? તેનો ખુલાસો સરળ છે. બચપણથી જ આપણા મન પર 'ટેબલ' શબ્દનો અવાજ ટેબલનો પદાર્થ કોતરતો રહ્યો છે. આપણે ટેબલ આંખ વડે જોયું છે અને તેને ટેબલ જેવા નામથી ઓળખાતું સાંભળ્યું છે. તેથી ટેબલ ભલેને સામે ન હોય તોપણ કાન આગળ ટેબલ એવો અવાજ થતાં જ સ્મૃતિમાં 'ટેબલ' જેવો આકાર ઊભો થાય છે. અગાઉના પરિચયની સાંકળને લીધે તે મનને જાગૃત કરે છે;—પેલા ભાઇના મનમાં ગાંઠ શબ્દે કૂંચીનું સ્વરૂપ યાદ આપ્યું તેમ.

પણ પેલા પરભાષા વાળાને 'ટેબલ' અવાજ સાથે 'ટેબલ' પદાર્થને જોડવાનો અનુભવ કદી થયો નહિ હોવાથી તેના કાન પર ટેબલ અવાજ થવા-છતાં યે 'ટેબલ'નો ઘાટ તે કલ્પી શકતો નથી.

પોતાની ભાષામાં માણસના મનમાં વર્ષોના મહાવરા ને પરિચયને લીધે, શબ્દ તથા વસ્તુ વચ્ચે એટલો ગાઢ સંબંધ બંધાઇ જાય છે કે તે બેને જુદાં તરીકે સમજવાનું પણ કઠણ થઇ પડે. પરંતુ આપણે જ્યારે પરભાષા શીખવા માંડીએ છીએ ત્યારે જ આપણને લાગે છે કે મનમાં વસ્તુના પરિચયની નોંધ અને વસ્તુ ઓળખવાની નોંધ જુદીજુદી હોય છે.

ઘણીવાર એક અજાણ્યો શબ્દ કાન પર અથડાય છે અને તેની ત્વરિત સમજણ ઝટ પ્રકટતી નથી એથી ઊલટું આપણે એકાદ પદાર્થ કે વસ્તુ વિષે બરાબર ખ્યાલ ધરાવતા હોઇએ છતાં તે માટે જોઇતો પરભાષાનો શબ્દ મગજમાં જડતો જ નથી. પરંતુ જ્યારે આપણે જરા યે મુશ્કેલી વગર આ બે બાબતો વચ્ચેનો સંબંધ સાંધી શકીએ, શબ્દ અને વસ્તુનો ખ્યાલ એક સાથે જ આપણા મગજમાં અંકાય ત્યારે જ આપણે પરભાષા શીખી શકીએ.

અંગ્રેજીમાં સૂર્યને 'સન' કહે છે, ચંદ્રને 'મૂન' અને તારાઓને 'સ્ટાર્સ' કહે છે એ બાબત વિદ્યાર્થી પહેલવહેલો શીખે છે ત્યારે પ્રથમ એ સમજણની સાથે તે ને આકાશી પદાર્થોની આકૃતિઓ તેના મગજમાં અંકિત થાય છે; પછી મહાવરાથી એ બંનેનું એવું એકીકરણ થઇ જાય છે કે પછી મોટપણે, એક વખત એ બંને મગજમાં જુદાંજુદાં અંકિત કરવાં પડયાં હતાં એ વાત સ્મરણમાં પણ આવતી નથી. આ પ્રકારની માનસિક નોંધ આપમેળે તો મન કર્યા જ કરે છે, પરંતુ પરદેશી ભાષા શીખવા ઇચ્છનાર જો એ જ નોંધ ઇરાદાપૂર્વક સમજણથી રાખતો થઇ જાય તો સહેલાઇથી ભાષાજ્ઞાન પ્રાપ્ત કરી શકાય.




આકૃતિ ૩૮

(અંગ્રેજી ઉપરથી)

---

'ડાકટર, મને ઠીક નથી રહેતું.'

'શું થાય છે ભાઇ તમને?'

'કુતરાની મિસાલે રહું છું; ઘોડાની જેમ કામ કરું છું; વરુની જેમ ખાઉં છું અને પાછો કુતરા જેવો થાક થતાં ટીંટોની જેમ સૂઇ રહું છું.'

'ભાઇ, ત્યારે તો કોઇ જાનવરના ડાકટરને જ તમારી તબિયત બતાવો.'



# બુલબુલ



બુલબુલ રોજ ગાયા કરે. મીઠામીઠા આલાપ; નાનાનાના આલાપ. બસ આલાપમય જીવન!

એક વાર માણસ આવ્યો. 'તને લઈ જાઉં તો કેમ?' માણસે પૂછ્યું. 'ક્યાં?' બુલબુલે બેદરકારીથી સામું પૂછ્યું.

'સમાજમાં. અહીં તારી કદર કરનાર કોણ છે? તારા આવા આલાપ નિર્જન વનમાં વેડફાઈને વિલય પામે છે. ચાલ માનવસૃષ્ટિમાં આ કદરવિહોણા વગડામાં તારું કોણ છે?'

'અહીં શું ખોટું છે?' બુલબુલે સહજ પૂછ્યું.

'શું ખોટું?' ચીડાઈને માનવી બોલ્યો. હીરો માનવી ન જડે એવા આ અરણ્યમાં તારું ગળું બેસી જાય છે. દિવસ ઉગ્યાથી લઈને તે આથમ્યા સુધી અહીં તને ગળું ખેંચતું જોઈ, ઓ બુલબુલ, મારું હૈયું ચીરાઈ જાય છે. આ સ્થિતિ? પ્રભો! કિંમત વિનાની ચીજો પાછળ માણસો મરી ફીટે છે; અને તારી તો કોઈને પરવા પણ નથી! તારી કિંમત તું શું જાણે બુલબુલ! એક આંવડુંક નાનકડું પંખી, પણ....'

બગીચાની વચ્ચે પાંજરું ટાંગ્યું હતું. બુલબુલ તો ઊંચે જાય ને નીચે જાય. કૂદે ને ઊડે. માણસ તો તેને જોઈજોઈને હરખાય. 'વાહ કુદરત, તારી યે શી કરામત!' અચાનક માનવીના મુખમાંથી ઉદ્ગાર સરી પડ્યા.

'આ દુનિયા પણ અજબ છે! બધું જ વિચિત્ર! કેવી ગમ્મત!' બુલબુલ ગણગણ્યું. 'આ માણસ તો જો! મારી ઉપર કેવું હેત રાખે છે?'

બુલબુલ તો ચિત્રવિચિત્ર આલાપો લે. પેલો માણસ ખુશખુશ થઈ ગયો. પડોશી આવ્યાં, મિત્રો આવ્યા; સગાં આવ્યાં, ગામ આવ્યું: સૌ બુલબુલને વખાણેઃ 'કેવી મીઠી વાણી! બધાં પંખી જોયાં, પણ આણે તો હદ વાળી. ઈશ્વરી બક્ષિસ! વાહ વાહ!'

બુલબુલને લોહી ચડ્યું. પાંખો ફફડાવી. આંખો મટમટાવી. આજ એનો હરખ માતો ન હતો. મન મોકળું મૂકીને તેણે ગાયું. બુલબુલની ખ્યાતિ દેશવિદેશમાં પ્રસરી ગઈ.

'આખો દિ' તેડું શા સારૂ ગાયા કરું?' એક દિવસ બુલબુલ ગણગણ્યું. 'માણસ તો દિવસમાં ત્રણ ચાર વાર જ મારી પાસે આવે છે. તો પછી તે જ વખતે શા માટે ન ગાઉં? મારા અનેક કિંમતી આલાપોને વેડફાવા શા માટે દઉં? બિચારો કેટલી આતુરતાથી આવે છે! હવે તો તેની આગળ જ મારું હૈયું ઠાલવું.

બીજા દિવસથી માણસ હોય તેટલો વખત જ ખાસ ગાવાનું બુલબુલે રાખ્યું. માણસ તો ધારતો હતો કે બુલબુલ તો આખો યે દિવસ કલ્લોલ કરતું હશે. પણ માણસના સહવાસથી તેનામાં અભિમાન પ્રગટ્યું હતું. વગડામાં તો તેને આંટે એવાં અસંખ્ય પંખીઓ હતાં. કુદરતની એ સ્વાભાવિકતામાં તેને ગર્વનો છાંટો યે નહોતો અડ્યો. સવારથી સાંજ સુધી નિરાભિમાન રહીને તે ગાયા કરતું. પણ માણસની વસ્તીમાં તેને પોતાની કિંમતનું ભાન થયું. પોતાના આલાપો વિષે તે મગરૂર થયું. જ્યારેજ્યારે માણસ તેની પાસે આવતો ત્યારેત્યારે તેને રીઝવવા બુલબુલ પોતાનું ગળું ખોલી દેતું. દિવસભર ગુંજતું સંગીત ઘડીઓમાં સમાપ્ત થવા લાગ્યું.



'પણ તું આવા કઢંગા આલાપ કેમ લે છે?' એક દિવસ માણસે સહેજ કંટાળેલી મુખમુદ્રાથી કહ્યું: 'તારું સંગીત મીઠું છે; પણ કોકકોક આલાપ તો બહુ જ બદસૂર છે. કેટલું દિવ્ય સંગીત! આવા સંગીતમાં તારા જ કેટલાક પરાણ આલાપથી કલાનું ઉલ્લંઘન થાય છે. તેથી સમાજ તારા આલાપો પ્રત્યે અણગમો બતાવે છે. કાલે જ મને મારો એક મિત્ર આ વાત કહેતો હતો. આજે પણ મેં કેટલાક કલાકોવિદો પાસેથી આ જ વાત સાંભળી. તારા આવા નીરસ આલાપ એકદમ અટકાવી નાખવા જોઈએ. સંગીતશાસ્ત્ર, રસશાસ્ત્ર, કલાશાસ્ત્ર વગેરે અનેક શાસ્ત્રોની દૃષ્ટિએ તેની કિંમત નથી. જો, તારે ગાવા જ હોય તો આવા આલાપ લેવા. તેમાં જ સંગીત, કલા ને

રસનું રહસ્ય સમાએલું છે.' આમ કહી માણુસે અમુક અમુક આલાપ તેને પઢાવ્યા. અમુક નક્કી થએલા આલાપ જ બુલબુલ લેતું. કારણુ તેને પેલા માણુસની કદરની જરૂર હતી. એને વાસ્તે અમુક અમુક શાસ્ત્રોની મર્યાદામાં રહેવું હવે તેને આવશ્ય થઇ પડ્યું.

ફરીવાર સમાજ આખો બુલબુલ પર ફિદાફિદા થઇ ગયો. એક દિવસ બુલબુલને માટે એક જણે સોનાનું પાંજરું ભેટ ધર્યું. બુલબુલને હવે સોનાના પાંજરામાં પૂરવામા આવ્યું. તેણે માણુસ તરફ કૃતજ્ઞતાની એક વધુ નિમાહ ફેંકી.

ઘણો વખત વીતી ગયો. એક દિવસ માણસ એક પંખીને હાથમાં લઇ આવ્યો. બુલબુલના પાંજરા પાસે આવીને તેણે કહ્યું, 'બુલબુલ, હવે તું જા.' બુલબુલના હૈયામાં ધ્રાસકો પડ્યો. તેણે પૂછ્યું 'ક્યાં?'

'તારી ઇચ્છા હોય ત્યાં.' માણસે નીરસ હાસ્ય કરીને કહ્યું. 'તારામાં ક્યાં નવીનતા છે? તારા કરતાં તો આ પંખી કેટલું મધુરૂં ગાય છે! તારા તો આલાપ જ એના એ. ક્યાં યે રમણીયતા નહિ. ક્યાં યે નવું સર્જન નહિ. ક્યાં યે ચમક નહિ. ધારત તો ઇશ્વરે આપેલી આ બક્ષિશથી તું કેટલું આગળ વધ્યું હોત! હવે આ પ્રતિભાવાન પંખીને માટે જગ્યા કર.'

માણુસે પાંજરાનું નાનકડું બારણું ખોલી નાખ્યું. 'જાઉં કે ન જાઉં?' બુલબુલ મૂંઝાયું. બીજી જ પળે અંદર હાથ નાખીને માણસે તેને બહાર ખેંચી કાઢ્યું. નિરાશ થઇ તે પાસેના ઝાડ પર બેઠું.

પહેલાં તો તેણે 'સમાજ'માં જવાનો વિચાર કર્યો. પણ 'સમાજ' પણ માણુસનો જ ને! જેવો માણુસ તેવો સમાજ. તેનું મન સમાજ તરફ ન વળ્યું. તેને પોતાનું અસલ વતન સાંભર્યું. નાનાં-નાનાં ખોખરાં ને વિશાળ વૃક્ષો યાદ આવ્યાં; ને એ બધાંમાં યાદ આવ્યાં તેની વતનના વિવિધ પંખીઓ. તે અરણ્ય તરફ ઊડ્યું. એક ઝાડ ઉપર આવીને બેઠું. તેને કાને એક મીઠો સૂર આવ્યો. કોઇ નાનકડા પંખીએ આનંદની એક સીટી બજાવી હતી. બુલબુલે એ સીટી બજાવવા પ્રયત્ન કર્યો. પણ લાચાર! તેણે અનેકવિધ આલાપ સાંભળ્યા. પણ હવે તેવો એક પણ કુદરતી આલાપ કાઢવાને માટે તે અસમર્થ હતું. તેનાં જાતભાઇઓ પણ તેનાથી કાંઇ ન્યારૂં જ ગાતાં હતાં. તેવા સૂરો ઝીલવાનો પ્રયત્ન તેણે કર્યો; પણ એ 'સંસ્કારી' અને 'કેળવાએલું' ગળું તે સૂર ન ઝીલી શક્યું.

પેલા પઢાવેલા આલાપ એ જ તેની મૂડી હતી. સમાજે તેના આલાપ ને તેનું ગળું સંગીતમય, કલામય ને રસિક કરી મૂક્યાં હતાં.

તેને ઘણું યે દુઃખ થયું. એક વાર તે ઊડ્યું. દૂરદૂર જઇને એક છોડ પર બેઠું. પણ અસ્વસ્થ ચિત્ત સ્વસ્થ ન થયું. તેને પોતાને પૂરી ખાત્રી થઇ ચૂકી હતી કે નવું સર્જન તેને માટે અશક્ય હતું. મનુષ્ય કદાચ આકર્ષાય તો તે તેના ગળાથી; આલાપથી નહિ.

તે ફરી વાર ઊડ્યું નહિ. ઊગેલો સૂરજ આથમ્યો. ફરી વાર પણ ઊગ્યો; પણ બુલબુલ હાલ્યુંચાલ્યું નહિ. તેનું દુઃખ અનિવાર્ય હતું. પોતાની કંગાળ હાલતનું તેને ભાન થયું હતું. બીજાં પંખીઓના સ્વૈર આલાપની તેને અદેખાઇ આવતી હતી. તેની આંખો ફિક્કી પડવા લાગી. પગમાંથી જોર જવા લાગ્યું. તેને તેનો અંતકાળ પાસે આવતો લાગ્યો.

હતું તેટલું બળ એકઠું કરીને છેલ્લી ક્ષણે છેલ્લો આલાપ લેવા તેણે પ્રયત્ન કર્યો. પણ તેમ તો તેની અસમર્થતા વધારે ને વધારે સાલી. અવાજ તેના ગળામાં જ થીજી ગયો. તે લથડ્યું. નીચે પડ્યું. તેના પ્રાણ ઊડી ગયા.

પેલો છેલ્લો આલાપ નીકળવાને હોય તેમ તેની ચાંચ અધખૂલી હતી.

તનસુખ ભ:

# ડૉ. મહેન્દ્રલાલ સરકાર

અનુસંધાન પૃષ્ઠ ૮૪થી

કરતા. ધીમેધીમે આ મંડળ લોકપ્રિય થયું અને તેની સંખ્યા વધતી ચાલી. આ મંડળની બેઠકો દરમ્યાન એક દિવસ એમને દેશીઓની ખાસ જરૂરિયાત—ભૌતિકશાસ્ત્રના અભ્યાસની સંસ્થા—સ્થાપવાનો વિચાર ઉદ્ભવ્યો. બસ; પછી રાહ જોવાની શાની હોય? ૧૮૬૯ના ઑગસ્ટ માસના 'કલકત્તા જર્નલ ઑફ મેડિસીન'માં હિંદીઓને સારુ વિજ્ઞાનના અભ્યાસ વાસ્તે પ્રજાકીય સંસ્થા ઉઘાડવાની જરૂરિયાત પર પોતે એક સબળ લેખ લખી પ્રસિદ્ધ કર્યો. આ એક જ લેખ પૂરતો હતો. કશા વાદવિવાદને સ્થાન જ ન રહ્યું. કલકત્તા આખામાં એ વિચાર પ્રસરી ગયો. આ લેખની પ્રસિદ્ધિનું એક તાત્કાલિક પરિણામ તો એ આવ્યું કે કલકત્તા વિદ્યાપીઠની બી.એ.ની પરીક્ષાના વિષય-ક્રમમાં વિજ્ઞાનને પણ વિપર્યયે સ્થાન મળ્યું.

### મહાન વ્યવસ્થાપક

૧૮૬૯ના ડિસેમ્બરમાં તો એ મંડળની રચના સર્વત્ર પ્રસિદ્ધ થઈ. ક્રિસ્તોદાસ પાલ કહે છે, 'તેના પર ખૂબ ઉહાપોહ, ચિંતન ને મનન થયાં. જાહેરની તેમ જ પરદેશી સરકારના અમલદારોની પણ સહાનુભૂતિ તેને મળી. સદ્‌ભાગ્યે એ વેળા બંગાળાના લેફ. ગવર્નર સર રિચર્ડ ટેમ્પલ્ ઘણુ ઉમદા વિચારના ને ઊંચી કેળ-વણી પામેલા હતા. સેંટ ઝેવિયર કૉલેજ વાળા ખગોળ-વેત્તા તથા વૈજ્ઞાનિક પ્રો. લેફોન્ટ પણ ડૉ. સરકારના મત સાથે મળતા થયા. હેતુ મહાન હતો, સાહસ ઉમદા હતું. જાહેર પ્રજાને ફાયદો થતો હતો, તેથી કેળવાયેલા મધ્યમ વર્ગની શુભેચ્છા પણ તે આકર્ષી શક્યા. પણ શ્રીમાન મોટા વેપારીઓ તથા પૈસાદાર જમીનદારો માનચાંદ તથા કીર્તિના ભૂખ્યા હતા. તેઓ પ્રાંતના વડા હાકેમના નચાવ્યા નાચતા હતા. એટલે સરકારી અમલદારોની સહાનુભૂતિ આ કામમાં તેમને બહુ ઉપયોગી થઇ. અંતે સરકારના સંપૂર્ણ ટેકાથી, ૭ વર્ષ લગી અવિશ્રાંત ચળવળ ચલાવ્યા પછી ૧૮૭૬ના જાન્યુઆરીની ૧૫મી તારીખ ને શનિવારે બંગાળાના તે વખતના લેફ. ગવર્નરના હાથે હિંદી વિજ્ઞાન-મંડળની સ્થાપના થઇ. હિંદના ઇતિહાસમાં તે એક યાદગાર દિવસ રહી જશે. તે વિષે તેમણે કહેલું કે 'એક અજ્ઞાત સામાન્ય દાક્તરના બોલાવ્યાથી હિંદનો કેળવાયેલો ને શ્રીમાન વર્ગ, અંધશ્રદ્ધાળુ અને પાખંડી, વૃદ્ધ અને યુવાન સૌ આવ્યાં, અને વળી જેમને બંગાળા તથા બંગાળીઓ જોડે કંઇ યે નિસ્બત નહોતી એવા અન્ય ભૂમિના દેશી રાજાઓએ પણ ઉદારતાથી એક પળ પણ ખોટી થયા વિના મદદ કરી. આ સંસ્થા દ્વારા તેમણે હિંદની ભાવિ સ્પષ્ટ ઉન્નતિ જોઇ.'

ડૉ. સરકાર વૈજ્ઞાનિક શોધખોળના વિદ્વાન નહોતા. કોઇ મૂળ મોટી શોધ તેમણે કરી નથી, તેમ તેને માટે તેમનો પ્રયાસ પણ નહોતો. વિજ્ઞાનમાં તેમને રસ એટલા માટે હતો કે આધુનિક સુધારાનું મોટું હથિયાર વિજ્ઞાન છે એમ તે માનતા. તેમાં અખૂટ શક્તિ ભરેલી છે એમ તેમને લાગતું. પોતાના દેશના હિતને ખાતર તેનો લાભ લેવાની તેમની ઇચ્છા હતી. કુદરતે નાશવંત મનુષ્ય-જાતિને જે અંતરાયોથી વીંટી લીધી છે તેને દૂર કરવાની જાદુઇ લાકડી વિજ્ઞાન છે એમ તે ખાતરીથી માનતા. પાશ્ચાત્ય દેશોમાં સુધારાની અદ્‌ભુત પ્રગતિ એ વડે જ થઇ છે એમ એમણે જોયું. જાપાને થોડા વર્ષમાં જે કરી દેખાડ્યું તેથી તે મોહમુગ્ધ થએલા.

વિજ્ઞાનના વિષયમાં હિંદી યુવકોમાં તેમણે શોખ અને રસ ઉત્પન્ન કર્યાં તથા પોતાથી બની શકે તેટલો પ્રયત્ન તેના પ્રચાર માટે કર્યો, એ તેમની વિજ્ઞાનદેવીને ચરણે મોટી સેવા છે. આ હેતુ પાર પાડવા તેમણે ઉપર કહી તેવી સંસ્થા સ્થાપી. વિજ્ઞાનના અભ્યાસમાં જીવન ગાળનારાઓને સારુ અનુકૂળતા કરી આપી, વિજ્ઞાનનું જ્ઞાન ફેલાવવા વ્યાખ્યાનમાળાઓ ગોઠવી અને એમ ભૂમિકા તૈયાર કરી. હિંદની વૈજ્ઞાનિક કેળવણીના એ પિતા બન્યા.

### હિંદી વિજ્ઞાન વિકાસ મંડળ

પણ ડૉ. સરકારનો મનોરથ તો સર ડેવિડ બ્રુસ્ટર-ની બ્રિટિશ મંડળ જેવી સંસ્થા સ્થાપવાનો હતો. પોતાનો એ હેતુ સંપૂર્ણ બર લાવવા માટે સંસ્થા સરકારી અમલદારોની દખલગીરીમાંથી મુક્ત હોવી જોઇએ એવી તેમની આંતરિક ઇચ્છા હતી. હિંદીઓની જ વ્યવસ્થા તથા અંકુશ નીચે સંસ્થા રાખવાનો તથા વિચાર-સ્વાતંત્ર્ય મુજબ અમલ કરવાની આપણને પૂરી છૂટ હોવી જોઇએ એવો તેમનો આગ્રહ હતો. પણ શરૂઆતમાં હિંદી અધ્યાપકો તેમ જ વ્યાખ્યાનકારો પાસેથી કામ લેવું અસંભવિત તેમ જ અનિચ્છનીય હતું. તે વેળા હિંદમાં વૈજ્ઞાનિક કેળવણીના જમાનાનો હજી પ્રારંભ હતો. સામાન્ય હિંદી વિદ્યાર્થી એ સમયે

લોહચુંબકનો ટુકડો જોઇને પણ અચંબો પામતો! વૈજ્ઞાનિક શોધ જેવું કંઈ પે ગણીએ તો બહુ જ અલ્પ અંશે મેડિકલ કૉલેજમાં જ હતું. પ્રેસિડેન્સી કૉલેજ જેવી વિદ્યાદાન આપનારી સંસ્થામાં પણ એવું કંઈ નહોતું. આવા અંધારના સમયે વિજ્ઞાન વિકાસ મંડળ સ્થપાયું, એટલે હિંદી અધ્યાપકો મળવા કેવળ અસંભવિત હતા. તેથી આ પ્રશ્નની બધી બાજુઓનો વિચાર કર્યા પછી ડૉ. સરકારે નિર્ણય કર્યો કે હિંદી વ્યવસ્થાની કલમ મંડળના શિક્ષણ ખાતાને લાગુ ન પાડવી. 'સ્વદેશાભિમાન તથા પ્રજાકીયપણું જ્ઞાનના ક્ષેત્રમાં અંતરાયરૂપ ન થવું જોઇએ. દુનિયાના મહાન તત્ત્વચિંતકો અગર લેખકો કોઈ અમુક જ પ્રદેશમાં કે આબોહવામાં પાક્યા નથી. તેઓ કોઇ એક જ પ્રજાની સંતતિ નથી. તેઓ તો આખી મનુષ્ય જાતનો વારસો છે. ઊંચી વિદ્યા અને શોધખોળની બાબતમાં સ્વદેશાભિમાનનો પ્રશ્ન નડતર રૂપ ન થવો જોઇએ' એમ સર આસુતોષ મુકરજીએ પોકારીપોકારીને કહ્યું છે.

આ બાબતમાં ડૉ. સરકારના સ્વદેશાભિમાની મિત્રોએ થોડો વિરોધ કર્યો, પણ તેમની લાગણી દુભવ્યા વગર બહુ વિવેકથી તેમને સમજાવી આ યોજનાની ફતેહ માટે સર્વ વર્ગના માણસોનો સહકાર તથા સહાનુભૂતિ પ્રાપ્ત કરી.

એમની ઇચ્છા તો એ હતી કે વિજ્ઞાનની સર્વ શાખાની મૂળ શોધખોળનું મુખ્ય સ્થાન સંસ્થા બને. તેને વિવિધ ધંધાની શાળા બનાવી હિંદીઓને સુધરેલા લુહારો કે મિસ્ત્રીઓ તૈયાર કરવાનો ડૉ. સરકારનો ઉદ્દેશ નહોતો, પણ પાશ્ચાત્ય વિજ્ઞાનના ઊંચામાં ઊંચા સિદ્ધાંતોનું સંપૂર્ણ જ્ઞાન તેમનામાં ફેલાવે તથા યુરોપીઅનોએ કરેલી મહાન શોધોમાં હિંદીઓ પણ પોતાનો ફાળો પૂરે એવા સમર્થ તેમને બનાવે. આવા ઉન્નત ને વિદ્વાન આશયવાળી તે એક જ સંસ્થા એ વેળા હતી. તેનો પાયો નાખતાં પણ બહુ લાંબી પૂર્વતૈયારી કરવી પડેલી. પહેલાં તો આવી સંસ્થાની જરૂરિયાત લોકોને સમજાવતાં જ ૭ વર્ષ લાગ્યાં હતાં! ઉપર કહ્યું તેમ વિજ્ઞાનના સાદા સિદ્ધાંતો જાણનાર પણ જૂજ લોકો હતા. તેથી તેમણે પોતાની પહેલી ફરજ તો એ માની કે આ સંસ્થામાં સારી કેળવણી પામેલા તથા વિજ્ઞાનનો શોખ ઉપજાવે તેવા વૈજ્ઞાનિકો તૈયાર કરી બીજી કૉલેજોમાં અધ્યાપકો તરીકે મોકલવા. આજે જે ઉન્નત સ્થિતિમાં એ સંસ્થા છે તે સ્થિતિએ મૂકવા માટે તો ડૉ. સરકારને ઘણાઘણા ભોગ આપવા પડેલા. આ સ્થળે બંગાળના બદલે સારા હિંદના વિજ્ઞાનના વિદ્યાર્થીઓ પર જેમણે ઋણ કર્યું છે તેવાં બે નામ આપવાનું વીસરી જવું જોઇતું નથી. આ મંડળની પ્રાથમિક જરૂરિયાતો પૂરી પાડવાનું માન એ બે ગૃહસ્થોને જ ઘટે છે. સંસ્થા હજુ પગભર પણ નહોતી થઇ ત્યાં શ્રી કાલિકીસન ટાગોરે વૈજ્ઞાનિક સાહિત્યો વસાવવા માટે પચીસ હજાર રૂપિયાનું દાન કર્યું તથા સામાન્ય ખર્ચ માટે અને મકાન ફંડ ખાતે બીજા સાડા સાત હજાર રૂપિયા આપ્યા. વિજયનગરના મહારાજાએ પ્રયોગશાળા બાંધવાનો તમામ ખર્ચ આપવા કબૂલ કર્યું. અને મંડળની વિજયનગર પ્રયોગશાળા તૈયાર થઇ.

### જબરો મતભેદ

જે સમયે આ વિજ્ઞાન વિકાસ મંડળની સ્થાપના થઇ તે સમયે બીજી બાજુ કલકત્તાનું એક બીજું વિદ્વાન મંડળ સફાળું જાગી ઊઠ્યું. તેણે લખ્યું કે ઘણી જરૂરિયાતની તેમ જ મોજશોખની વસ્તુઓ માટે હિંદને પરદેશ પર આધાર રાખવો પડે છે. જેમ કોઈ આંધળો કે પાંગળો માણસ પોતાના ચાકર પર આધાર રાખી પરાધીન જીવન ગાળે છે તેમ જ હિંદ ઘણીખરી પરદેશી વસ્તુઓ માટે પરતંત્ર દશા ભોગવે છે. પ્રાચીન મહાન સુધારકોના સંતાનોની આ કાયમની નામોશીરૂપ દશા છે. જેથી શહેરના કેટલાક મોટામોટા સ્વદેશાભિમાની ગૃહસ્થોએ પણ એમ માન્યું કે દેશની મોટામાં મોટી જરૂરિયાત વિજ્ઞાનના તર્કની નથી પણ વિજ્ઞાનના ક્રિયાત્મક ઉપયોગની છે. તેમની માન્યતા એવી હતી કે જેમને કમાવાની ચિંતા ન હોય, જેઓ ખૂબ શ્રીમંત હોય, જેમની પાસે પુષ્કળ સાધન હોય તેવા માણસો પાશ્ચાત્ય સાહિત્યવાચનમાં અગર વિજ્ઞાનના તર્ક કરવા બેસે એ ઠીક વાત છે. પણ જે લોકોને કાલના રોટલાની પણ ચિંતા હોય અને અથાગ મહેનત છતાં પણ પેટપુર રોજનો રોટલો ન મળતો હોય એવા લોકને સારૂ વિજ્ઞાનના ઊંચા તર્ક નકામા છે. એ દેશની શક્તિની ખોટે માર્ગે દોરવાનો અનર્થકારી પ્રયત્ન છે. તેમને ડૉ. સરકારની વિજ્ઞાન વિકાસ મંડળની

યોજના આમ ખોટા આધ્યાત્મિક તર્ક જેવી લાગતી હતી. તે આ કાળની જરૂરિયાત નથી પણ ઊલટી અત્યારે તે દેશ પર ભારરૂપ છે એમ તેમને જણાતું. આજથી પચાસ વર્ષ પછી એવી સંસ્થાનો ખપ પડે ત્યારે સાચું. અત્યારે તો તેમાં જાહેર નાણાંનો દુર્વ્યય જ તેમને લાગતો હતો. તેથી આ ઉત્સાહી સ્વદેશાભિમાની સજ્જનોએ એવી દલીલ કરી કે અત્યારે તો હિંદના યુવકોને વૈજ્ઞાનિક તથા યાંત્રિક કેળવણી આપે તેવી એક પાઠશાળાની જ દેશને જરૂર છે. વળી ડૉ. સરકારે કરેલી લાંબી તૈયારીનો પૂરો લાભ લેવાનો તેમને ઇરાદો થયો. તેથી પોતાની સંસ્થા સ્થાપવા તેમણે પણ આ જ સમય સાધ્યો અને હિંદનાં અનેકવિધ દુઃખોનો નાશ કરે તેવી સંસ્થા સ્થાપીને ઈંગ્લંડના પાટવી કુમાર (એડવર્ડ)ની આ દેશની મુલાકાતના ચિરકાળનું સંભારણું ઊભું કરવાનો તેમણે વિચાર કર્યો. લેફ. ગવર્નર સર રિચર્ડ ટેમ્પલનો સહકાર તથા સહાનુભૂતિ મેળવી તેમણે એવું તો પ્રચાર કામ આદરી દીધું કે જેથી ડૉ. સરકારના મંડળ પર ટીકાની ઝડી વરસી રહી. પછી તો વાત વધી અને ઈર્ષ્યાખોર ચર્ચાપત્રો પણ જાહેર છાપાંમાં દેખાવા લાગ્યાં અને કલકત્તાના હોમીઓપથીના દાક્તરની અનેકવિધ સારી ખોટી ટીકાઓ તથા હાંસી થવા માંડી. 'ઇન્ડીયન લીગ' જેવી સંસ્થા કે જેમાં ઘણાખરા સજ્જન પુરુષો સભાસદ હતા તેણે પણ આગળ પડી આ હીલચાલમાં ભાગ લેવા માંડ્યો. સર રિચર્ડ ટેમ્પલ જેવા માણસોના પ્રમુખપણા નીચે સભાઓ ભરવાની વ્યવસ્થા થઇ અને એવું જાહેર કરવામાં આવ્યું કે પાંચ દહાડામાં એક લાખ ચાળીસ હજારનું ફંડ ભરાઇ ગયું છે. તળપદાં વર્તમાનપત્રોએ પણ એકે અવાજે કહી દીધું કે 'આનું નામ તે ખરું કામ!'

એક ગ્રીક કહેવત છે કે 'મિત્ર રૂપે આવેલા દુશ્મનથી જ સાચું ડરવાનું છે.' 'ઇન્ડીયન લીગ'ના સભ્યોએ આ કહેવત સાચી ઠેરવી. તેમણે જ્યારે જોયું કે કલકત્તાના મોટામોટા વિદ્વાન પુરુષો ડૉ. સરકાર પ્રત્યે માનની નજરથી જુએ છે ત્યારે તેમણે જાહેર કર્યું કે અમારો ઉદ્દેશ પણ હિંદી વિજ્ઞાન વિકાસ મંડળના જેવો જ છે. જ્યારે લેફૉન્ટ જેવા મહાન ખગોળ ને ભૌતિકશાસ્ત્રી ડૉ. સરકારના પ્રતિપક્ષી મંડળ તરફ દૃષ્ટિ સરખી પણ કરતા નથી' એવું તે લોકોએ જોયું એટલે તેમણે પણ બહાર પાડ્યું કે અમે પણ તે મહાન ડૉ. મહેન્દ્રલાલના જ મિત્રો અને સહયોગીઓ છીએ. તેમણે બંને સંસ્થાને એકત્ર કરી દેવા માટે ડૉ. મહેન્દ્રલાલ સરકારને નિમંત્રણ કર્યું. સિદ્ધાંત તથા ક્રિયા એક જ સાહસની બે બાજુઓ છે. બંનેના હેતુ તથા આદર્શ એક જ છે. દેશની કંગાલિયતનો અંત આણવાનો જ બંનેનો અંતિમ ઉદ્દેશ છે. સર્વ ક્રિયાત્મક સાહસની પૂર્વે મૂળ સિદ્ધાંતનું જ્ઞાન જરૂરી છે. સિદ્ધાંતની પૂર્ણતાની ઉપયોગી રીતનું નામ જ ક્રિયા છે. તેથી એકઠાં થએલાં નાણાં, શક્તિ અને લાગવગ વડે હિંદના ઉદ્ધારનું મહાન કાર્ય કરવા સારૂ બંનેએ એક થવું એ જ શ્રેયસ્કર છે. આ મતમાં ભળવા માટે ડૉ. સરકાર પર ખૂબ દબાણ લાવવા મોટામોટા માણસોનાં નામ અપાયાં. ડૉ. સરકારને કંઈ આ પહેલો સંગ્રામ ખેલવાનો નહોતો. તે તો ઘડાએલા કુશળ લડવૈયા હતા. તે તો પોતાની એક જ વાત પકડી રહ્યા અને પ્રતિપક્ષીઓ જોડે બાથ ભીડી.

આ સ્થળે ડૉ. સરકારની સ્થિતિ સમજાવવી આવશ્યક છે. વૈજ્ઞાનિક કેળવણીનો ખ્યાલ લોકપ્રિય બનાવનાર આ દેશમાં એ જ પહેલા પુરુષ હતા. તેમણે ક્ષેત્ર ખેડી ભૂમિ બરાબર તૈયાર કરી હતી. એ જ વેળા 'ઇન્ડીયન લીગ'ના સભાસદોએ ક્રિયાત્મક વિજ્ઞાનની મદદ વડે હિંદને ધનિક બનાવી દેવાનું આકર્ષક નિવેદન જાહેર પાસે મૂક્યું. આ નિવેદન વિષે ડૉ. સરકાર જોડે તેમણે અગાઉથી કશી ચર્ચા કરી નહોતી. તેમની સભામાં ડૉ. સરકારને નિમંત્રણ આપવા જેટલું સૌજન્ય પણ તેમણે દાખવ્યું નહોતું કે આ દેશની વૈજ્ઞાનિક કેળવણીના આ મહાન ફિરસ્તાને સહકાર કહેવા જેટલો પણ તેમણે વિવેક વાપર્યો નહોતો. માત્ર ડૉ. સરકારની જીવનભર કરેલી મહેનતનું ફળ લૂંટી લેવા સ્વાર્થી લોકની છૂપી મસલતની સભાઓ જેવી તેમની સભા હતી. પોતાનાં કાર્યક્ષેત્રની કશી વિસ્તારપૂર્વક યોજના તેમણે જાહેર પાસે મૂકી નહોતી: તેમનો બધો વ્યાપાર પ્રૅક્ટિકલ—ક્રિયાત્મક—એ આકર્ષણ શબ્દની મૂડી પર જ હતો. તેથી હિંદી વિજ્ઞાન વિકાસ મંડળનો પાયો નાખનાર ડૉ. સરકારને આવા બીનજવાબદાર લોક સાથે ભળવાની આશા વ્યર્થ હતી. બંને પક્ષની સ્થિતિ સમજાવવા માટે સર રિચર્ડ

સભા ભરી તેમને નિમંત્રણ મોકલ્યું. ડૉ. સરકાર હાજર થયા અને બોલ્યા કે 'નિયત સમય માટે વિદ્યાર્થીઓ શિક્ષણ મેળવી શકે એવી પાઠશાળા સ્થાપવાનો પહેલેથી જ મારો ઈરાદો નથી; પણ જ્યાં વિદ્યાર્થી અવસ્થા વટાવ્યા બાદ અભ્યાસી જિંદગીભર (અગર જ્યાંસુધી તેની ઈચ્છા હોય ત્યાં લગી) વિજ્ઞાનની કોઇ એક વા વધુ શાખાનો આગળ અભ્યાસ કરે તેવી સંસ્થા સ્થાપવાનો જ મારો ઉદ્દેશ છે. તદ્દન નવીનવી શોધખોળો સારૂ નવાનવા પ્રયોગો કરવા માટે સર્વ અનુકૂળતા કરી આપવાનો જ મારો હેતુ છે. કોઇ કળા અગર યાન્ત્રિક કે ધંધાની કેળવણીની કોઇ યોજનાને તેમાં સ્થાન જ નથી. વિજ્ઞાનનો જે ટૂંકો અર્થ 'લીગ'ના સભ્યો કરે છે તેથી ઘણો વિશાળ અને ઊંચો અર્થ હું કરું છું. આ બંને સંસ્થાઓના મૂળ ઉદ્દેશો પાયામાંથી જ ભિન્નભિન્ન છે અને ઝીણી નજરે તપાસતાં એક બીજાથી વિરૂદ્ધ પણ છે. માટે આ બંને સંસ્થાને એક કરવાની વાત જ હું અસંભવિત માનું છું. બાકી બંને સંસ્થાને પોતપોતાની દિશામાં નગદ કામ જ કરવું હોય તો બંને માટે દુનિયા વિશાળ પડી છે.'

ઉપરના વાદવિવાદ પરથી ડૉ. સરકારનો એક ગુણ પ્રકાશમાં આવ્યો. પોતાની પ્રમાણિક.માન્યતામાં તથા નીતિમાં કદી છૂટછાટ મૂકી સમાધાન ન જ કરવું એવું માનનાર તે હતા. તેમના આખા જીવન દરમ્યાન ,આ વાત વારંવાર તરી આવે.છે. તે કહેતા 'સમાધાન એટલે જ મૃત્યુ.' સમાધાનીમાં વ્યક્તિત્વનો ધ્વંસ થાય છે. અને વ્યક્તિત્વ ગયા પછી રહ્યું શું?

'ઇન્ડીયન લીગ' એકાદ દશકા સુધી માંડમાંડ ચાલી અને જે કરવાનાં બણગાં પ્રારંભમાં ફૂંકેલાં તેમાંનું કશું કર્યા સિવાય મૃત્યુને સાથરે સૂઇ ગઇ. અને વિજ્ઞાન વિકાસ મંડળની અલ્પ શરૂઆતમાંથી આજે.જગતનું તે એક અગ્રગણ્ય વૈજ્ઞાનિક શોધખોળનું સ્થાન થઈ પડ્યું છે. જે માટે ડૉ. સર સી. વી. રામન કહે છે: 'નવા જ્ઞાનનો પ્રવાહ અહીંથી જગતના દરેક ભાગમાં વહેતો છે. જ્યાંજ્યાં ભૌતિકશાસ્ત્રનો આગળ અભ્યાસ થાય છે ત્યાં દરેક સ્થળે આ મંડળની કીર્તિ ઝળકતી છે.'

**માનચાંદ**

ડૉ. સરકારની સેવાઓની કદર પ્રજા તરફથી એકસરખી થઇ. દેશમાં વૈજ્ઞાનિક શોધખોળના ગોટામાં મોટા ઉત્પાદક લૉર્ડ કર્ઝને કલકત્તા વિદ્યાપીઠની ડૉ. ઑફ લૉઝ'ની માનદ પદવી તેમને આપી. હોમીઓપથીના તો તે ધન્વંતરી ગણાતા. રોગને કાંતી દેવાની તેમની, કુશળતાથી, ઘણી દર્દીને વધતા અટકાવવાના તેના પ્રયાસોથી તથા શહેરના ગરીબ દર્દીઓની મફત સારવાર ને ધર્માદાનથી તેમનું નામ કલકત્તામાં અતિ લોકપ્રિય થઇ ગયું. કલકત્તા મ્યુનિસિપાલિટીના પણ તે સભ્ય ચૂંટાયા; ઉપરાંત ઑનરરી (માનદ) પ્રેસિડેન્સી મેજીસ્ટ્રેટ પણ નીમાયા અને પછી સી. આઇ. ઈ. નો ખિતાબ પામ્યા. હૃદયની સચ્ચાઇ તથા દેશની વિવિધ જરૂરિયાતોના તેમના જ્ઞાનને લઇ સરકારે તેમને બંગાળાની કાઉન્સીલના સભ્ય નીમ્યા. કલકત્તા વિદ્યાપીઠના તંત્રમાં પણ 'સિન્ડીકેટ'ના સભ્ય તરીકે તથા 'ફેકટરી ઑફ આર્ટ્સ'ના પ્રમુખ તરીકે તેમણે ખૂબ સારી સેવા કરેલી. બંગાળાની 'એશિયાટીક સોસાએટી'ના નિયામક મંડળના તે એક આગેવાન સભ્ય હતા. આ પ્રમાણે

## અભ્યર્થના

• પૃથ્વી •

અશ્રુઅ વધુ કાં થતો! હૃદય સોંસરા ઘાવથી
અવ્યક્ત, સહુ મર્મમાં દવ અકથ્ય શે જાગતો?
કુપંથ ચડ્યું નાવડું જીવનનું; હવે માગતો
લગીર તુજ જ્યોત હું ઉગરવા મહાકાલથી.

વહી વિષમ વ્હેનમાં વિફળ વિશ્વ વ્યવ્હારના
ઝીલ્યા નીરસ વાસનામય જ સ્નેહ વિલાસના
બળે દવ ફરે, ન જ્યોત જગમાં અરે સાંપડી;
મળ્યો સુખ મહીં, જડી પણ ન શાન્તિની કો ઘડી;

ગણ્યાં બૂષણ દૂષણો, દલિતની દયા ના ધરી.
ઝીલ્યો જીવન સ્વાર્થના અધમ વ્હેનમાં હું પડી.
વહે વિષભર્યો કુડો સમીર ને જુવાળો ચડે;
વસ્યો નયન અંધકાર, પથ શોધતાં ના જડે.

ઉગાર મુજ નાવ હલાવ દઇ આત્મઉલ્લાસના
સતત પ્રભુ! સ્નેહથી સુખદ બેખ કર્તવ્યના.

**પ્રાણશંકર જગજીવન ભઘેકા**

પ્રાંતની ઘણી આગળ પડતી શિક્ષણ સંસ્થાઓ જોડે તેમ જ અન્ય દેશોની પણ કેટલી યે સંસ્થાઓ જોડે પરોક્ષ કે અપરોક્ષ રીતે સંકળાએલા હતા. રાજા પ્યારે-મોહન મુકરજીએ લખ્યું છે તેમ 'ડૉ. સરકાર પોતાની જુવાનીનું સ્વપ્ન વૃદ્ધાવસ્થામાં ફળતું જોઇ શક્યા. તેમના જન્મ વેળા આ દેશ પાશ્ચાત્ય પ્રજાઓના કામનો મૂંગો પ્રેક્ષક હતો; તેમના મૃત્યુ વખતે જગતની સઘળી પ્રગતિમાન હીલચાલમાં તે યોગ્ય ફાળો આપતો થયો હતો.

### અવસાન

ડૉ. સરકાર વૃદ્ધ થયા હતા. હિન્દના ઉદ્ધારની સતત મથાતી ધગશને લીધે બહારથી તે અથાગ શ્રમ ઉઠાવી શકતા લાગતા હતા, પણ તેમના નિકટના પરિચયમાં આવનાર સર્વને લાગતું હતું કે હવે તે ઝાઝું કાઢશે નહિ. વૃદ્ધાવસ્થાનાં ચિહ્નો મોં પર સ્પષ્ટ તરતાં હતાં. તેમનો અવાજ બુલંદ હતો, પણ હવે તો લાંબાં વ્યાખ્યાનો આપતી વેળા ફેફસાં થાકી જતાં લાગતાં. તેમને પણ પ્રભુના દરબારમાં તેડાં આવવાની હૃદયમાં ઝાંખી થએલી લાગતી. ઇ.૧૮૯૧માં સખ્ત ઇન્ફ્લુએન્ઝાનો હુમલો થયો. એ જ વેળા આ રોગ આ દેશમાં પહેલવહેલો આવ્યો. ત્યાર બાદ તેમને મૅલે-રિયા તથા દમનો વ્યાધિ થઇ આવ્યો. પોતાનું મૃત્યુ મૅલેરિયાથી જ થશે એવું તેમને સૂઝી આવેલું અને તેના ચેપની બીક તેમને જિંદગીભર લાગેલી. પણ તેથી તે મૅલેરિયાના પોતાના દર્દીઓ તરફ કદી બેકાળજી રાખતા નહિ. હુગલીનો એક નિરાધાર ગરીબ બાળક તેમનો દર્દી હતો. બહારગામની ફી પોતે ઓછામાં ઓછી રોજની સો રૂપિયા લેતા; છતાં આ નિઃસહાય અનાથ બાળકની સારવારમાં પોતે નવ દિવસ રોકાયા અને કશી ફી લીધા વિના પાછા આવ્યા. પણ સાથે મૅલેરિયા લેતા આવ્યા. તેમાંથી કંઇક આરામ થયા બાદ વળી એક બીજા દર્દીની સારવારમાં ગયા. ત્યાંથી ફરી મૅલેરિયાનો ઉથલો લાગ્યો. તેનાથી ત્રણ વર્ષ લગી પોતે પીડાયા. છેલ્લે ૧૮૯૬ના નવેમ્બરમાં શાહ-ઝાદા ફરૂખશાહની સારવારમાં ગયા. ત્યાંથી ફરીથી મૅલેરિયા તાવ લાગુ પડ્યો. એ કામ હાથ ધરવાની પોતાની નામરજી છતાં મિત્રોના આગ્રહને વશ થઇ બાલીગંજમાં તે શાહજાદાની સારવાર માટે એમને જવું પડ્યું. એ સ્થાન પ્રાણઘાતક મૅલેરિયાનું ઘર ગણાય છે. આ ભયંકર રોગના પંજામાંથી તે કદી છૂટી જ ન શક્યા. ત્યાર પછીનું તેમનું આયુષ્ય એટલે લાંબી માંદગી જ કહેવાય. પછી તો એકે દહાડો પોતે સાજા રહ્યા હોય તેવું બન્યું જ નથી. આમ છતાં વિજ્ઞાન મંડળમાં પોતાનાં વ્યાખ્યાનો નિયમિત આપતા!

એક દહાડો મંડળમાં પોતાનું નિયમિત વ્યાખ્યાન આપવા માટે સભાગૃહ તરફ ઊપડવાની તૈયારીમાં હતા. ચાર વાગ્યાનો વ્યાખ્યાનનો સમય હતો, અને બરાબર ત્રણ વાગ્યે એક દર્દીને તપાસવા આવવા માણસ તેડવા આવ્યું. બસો રૂપિયા ફી આપવા તેઓ તૈયાર હતા. પણ તે દર્દી પાસે દોઢ બે કલાક રોકાવું પડે તેવું હતું તેથી પોતે ના પાડી, કેમકે મંડળમાં રાહ જોતા પોતાના વિદ્યાર્થીઓને નાઉમેદ કરવાનું તેમને પસંદ નહોતું. મંડળ પ્રત્યેના એમના ધર્મની વચ્ચે કોઈ પાર્થિવ વસ્તુ આવી શકતી જ નહિ. મંડળ એ પોતાના જી-વનનું સુંદર મૂર્તિમંત કાર્ય છે એમ તે માનતા.

રોગમાં ને રોગમાં તે ધીમેધીમે તદ્દન કૃશ થઇ ગયા. ૧૯૦૩માં તેમના ૭૧મા જન્મદિવસે તેમના પુત્રે તે મંગલ પ્રસંગનો ઉત્સવ યોજ્યો. હવે ડૉ. સર-કારને લાગ્યું કે પૂરા ચાર મહિના પણ હું કાઢવાનો નથી. પણ અંતરથી શાન્તિ હતી. પોતે આ જન્મમાં ઇશ્વરે આપેલી શક્તિઓનો સદ્વ્યય કર્યો હતો, એ સંતોષ લઇને એ જ સાલમાં તેમનો આત્મા ઊડી ગયો. પથારી પાસે પોતાનાં સર્વ સગાંવહાલાં તથા મિત્રોને છેલ્લી પળે તેમણે બોલાવ્યા હતા અને ઇશ્વર-માં તથા ધર્મમાં શ્રદ્ધા રાખવા સૌને બે વેણ કહ્યાં. લાગણીશૂન્ય ગણાતા વૈજ્ઞાનિક પાસેથી આવી વાતની આશા જ ન રખાય. પણ તેમણે કહ્યું 'ના. ઇશ્વરમાં તથા ધર્મમાં જરૂર શ્રદ્ધા રાખજો. પ્રભુનો મહાન ધર્મ મનુષ્યના આત્મામાં છે તે અનુભવવા સૌ પ્રયત્ન કરજો.'

જિંદગીના છેલ્લા દિવસોમાં તો તેમણે ખૂબ પીડા ભોગવી. પણ પોતાની જુવાનીના મનોબળથી સૃષ્ટિના સર્જનહારની કીર્તિમાં મન પરોવી બહાદુરીથી સઘળું સહી લીધું. 'માણસ પર પળેપળે ઇશ્વરની અગાધ કૃપા વરસી રહી છે. તેને ખાતર હમેશ તેનાં ગુણગાન કરવા-ની આપણી ફરજ છે' એ તેમના છેલ્લા શબ્દો હતા. સંસ્કૃતિ એ સમયે જાણે વિધુર થઇ જતી લાગી.

રેવાશંકર ઓ. સોમપુરા

# વસ્ત્રવિચાર

ઝભ્ભો—ખમીસ—પહેરણ

મનુષ્યના શરીરમાં વસ્ત્રો ઉગેરવાથી તેનું નૂર ૯૯૯ વધે છે એવી મતલબની પ્રાચીન કહેવત છે. છતાં માણસો તેમનાં વસ્ત્રો માટે જોઇએ તેટલો વિચાર કરતા નથી. જો વિચાર કરવામાં આવે તો રમૂજના અનેક નમૂના મળી આવે. એક જવાંમર્દ



આંટીવાળા ફેંટા નીચે અક્કડ કૉલર અને બો પહેરે છે! બીજો ગૃહસ્થ કાળાં અર્ધા મોજાં ઉપર ધોતિયું અને નીચે હોલબૂટ પહેરે છે! ત્રીજો કોટપાટલૂન ઉપર છાપરીવાળી પાઘડી પહેરે છે! આ વસ્ત્રોને અને તેના પહેરનારાઓને કશો સંબંધ હોતો નથી. વળી આપણાં વસ્ત્રો મુસલમાન અને અંગ્રેજી રાજ્યોની અસરોથી જુદાજુદા આકારનાં બન્યાં છે અને તેમાં આબોહવા, અનુકૂળતા કે કલામયતા કશું જોવામાં આવ્યું નથી.

ખમીસ જ લ્યોને. પહેલાં માણસો આત્માના સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ દેહની માફક પહેરણ, કબજો અને કોટ કે કડિયું પહેરતા. હવે ખમીસ એ ઘણી પ્રચલિત વસ્તુ છે અને છેક હમણાંથી તેનું સ્થાન ઝભ્ભા—કફનીએ લેવા માંડ્યું છે. તે બંને હજી બધી રીતે સંતોષકારક નથી. પણ એ સર્વના ગુણો એકત્ર કરીને એક નવું વસ્ત્ર બનાવી શકાય. પછી તેને નામ અપાય કે ન અપાય તો પણ તે તેટલું જ ઉપયોગી રહેવાનું.

વસ્ત્રની બ્હાંય એ એક ઉપયોગી અંગ છે. જેમને વારંવાર લખવું પડતું હોય, બીડીઓ વાળવી પડતી હોય અથવા નિયોગોમાં હાથનો વાપર વિશેષ કરવો પડતો હોય તેમને લટકતી બ્હાંયવાળું વસ્ત્ર ચાલે નહિ. તે બ્હાંયને કાં તો ખમીસની માફક અક્કડ કફ જોઇએ, અથવા તે હાથને ચપોચપ જોઇએ. હિંદ ગરમ દેશ હોવાથી અક્કડ કફ પરસેવાથી ખરાબ થાય, એટલે કફ અક્કડ ચાલે નહિ. એટલે એવા માણસો માટે બ્હાંય, ઉપરથી કાપેલા પોલા મૂળાના કાંદાના જેવી જોઇએ. જેમ બ્હાંય કાંડા આગળથી ચપોચપ જોઇએ તેમ જ હાથની બધી ગતિઓ હરકત વિના થઇ શકે તેટલા માટે બીજે બધે તે પૂરતી ખુલ્લી હોવી જોઇએ અને છેવટ કાંડાં આગળ બટન કે બોરિયાં હોવાં જોઇએ.

બ્હાંય સિવાયના બીજા ભાગ માટે અત્યારે બે ત્રણ રિવાજ પ્રચલિત છે. ખમીસને ખૂણા હોતા નથી. તેનું કારણ એ દેખાય છે કે પાટલૂન પહેરનારાઓ ખમીસનો વધારાનો ભાગ પાટલૂનની અંદર ખોસે છે. ધોતિયું અને સુરવાલ પહેરનારાઓને એવી જરૂર નથી હોતી. માણસનું ધડ ચોખૂણ નથી, પણ સૌથી નીચલી પાંસળી પાસે સાંકડું છે અને છાતી આગળથી પહોળું છે; માટે વસ્ત્રનો આકાર પણ છાતી આગળથી પહોળો, વચ્ચે પાતળો અને નીચે ખુલ્લો એ રીતનો હોવો જોઇએ, અને તેના ખૂણા બહાર આવતા હોવા જોઇએ. બીજી એક એ દૃષ્ટિ પણ નજરમાં રાખવી જોઇએ કે અહીં ગરમી લાંબો વખત પડે છે તે વખતે ઘણાં વસ્ત્રોની જરૂર નથી. કેવળ ઝભ્ભો બસ થાય. અને એક માત્ર ઝભ્ભો પહેરી બહાર જવું હોય ત્યારે તે કદરૂપો કે બેડોળ ન હોય તે જરૂરનું છે. તેમ જ તેણે બીજી બધી રીતે કોટ, કડિયું કે એવા બાહ્ય વસ્ત્રની ગરજ પણ સારવી જોઇએ. એ માટે તેને ગજવાં પણ હોવાં જોઇએ અને તે એવી રીતે આપવાં જોઇએ



કે તેમાં હાથ અંગમરોડની ગરજ વિના જઇ શકે. તે એટલાં મોટાં ન જોઇએ કે બકરીના કાન માફક લટકે.

ખમીસના કૉલર બે જાતના હોય છે. એક માત્ર પટ્ટી અને બીજા બંને બાજુ બૂશર્ટ જેમ બહાર પડતી અણીઓવાળો. કેટલાક ઝભ્ભા જે સ્કંધ આગળથી બીડાય છે તેને કૉલર હોતા નથી. પણ શાસ્ત્રમાં સ્ત્રીઓ અને બગલાઓ એની જ ડોક સુંદર કહી છે, તેથી જ સ્ત્રીઓની ડોક ખુલ્લી રહે છે. બગલાઓ દરજીનો ઉપયોગ કરતા નથી માટે તેમનો પ્રશ્ન નથી. પણ બીજા સર્વ લોકોએ પોતાની ગરદન પ્રમાણે કૉલર રાખવો જોઇએ. તે પાછળથી ઊંચો ને આગળથી નીચો એ રીતે આંવવો જોઇએ. જો ગરદનની લંબાઇ વિશેષ હોય તો કૉલર ઊંચો રાખવો અને તેમાં બે બટન રાખવાં. બટનને માટે ગાજ રખાવવાં એ વધારે પસંદ કરવા જેવું છે. **'વસ્ત્રશાસ્ત્રી'**

# દેવોનું કાવ્ય

કેટલાય દિવસનું આકાશદર્શન ચડી ગયું છે. પ્રતિપદાને દિવસે ચંદ્રદર્શનની રાહ જોઇને થાક્યા, પણ એમાં ચંદ્રનો વાંક નહોતો; અમારી જ ઉતાવળ હતી. જો અમાસ લાગલાગટ આવ્યો પછી ચંદ્રદર્શન તો પડવાને દિવસે જ થાય, અને એ પ્રમાણે થયું પણ ખરૂં.

શુક્ર, ચંદ્ર અને ગુરુ જ્યારે પાસેપાસે હોય છે ત્યારે આકાશપ્રેમી આંખોને હેરાનગતીનો પાર નથી રહેતો. ઘડીકમાં શુક્ર તરફ નજર જાય છે; એટલામાં ચંદ્ર પોતાના આંકડા વતી ખેંચીને નજર પોતાના તરફ લઇ જાય છે. ઘરડો કૃષ્ણ ચંદ્ર કયો અને ઊજળો બાળ ચંદ્ર કયો એની શોધમાં પડ્યા હોઇએ, એટલામાં જાણે ભારે અવિવેક થયો હોય એવા પશ્ચાત્તાપથી નજર ગુરુ મહારાજ તરફ દોડે છે અને એમની સેવામાં ચોંટે છે. શુક્ર અને ચંદ્ર આગળ ગુરુનું તેજ તો ફિક્કું હોય છે; પણ તે જ કારણે એનું મુરબ્બીપણું, એનું પીઢપણું વધારે વ્યક્ત થાય છે. ચંદ્ર અને શુક્રના તેજને લીધે ગુરુનો તેજોવધ નથી થતો. કોઇ ઘરડો વીર યુવાનોને ઊછેરી મોટા કરતો હોય અને પછી એ યુવાનો વૃદ્ધથી હવે ન થઇ શકે એવી પરાક્રમની કૃતિઓ કરી બતાવતા હોય ત્યારે એ ભોંઠો નથી પડતો, પણ એક જાતની કૃતાર્થતા અનુભવે છે. એના જમાનામાં એણે ગાધું કરી બતાવ્યું છે અને વિજયનું શ્રીફળ મેળવ્યું છે. હવે એના શિષ્યો પરાક્રમ બતાવતા હોય ત્યારે એને આનંદ જ થાય ને? હવે એ અખાડામાં હરીફ તરીકે નથી ઊતરતો, પણ કુશળ-પરીક્ષક તરીકે, જૂના જાણકાર તરીકે તટસ્થ રહીને નિહાળે છે. ગુરુના તેજમાં એ તટસ્થ નજરની પ્રસન્નતા હોય છે, એટલે મુરબ્બીપણું એનું જ.

અને આકાશમાં ગુરુ પોતાનું સ્થાન ઝટઝટ નથી ફેરવતો. શુક્ર તો ઊંચોનીચો થયાં જ કરે છે, અને ચંદ્રને તો રોજ એકએક ઘેરની પરોણાગત લેવાની હોય છે એટલે વરરાજાની પેઠે—અથવા સાચું કહીએ તો માનપત્રો લેવા ફરતા રાષ્ટ્રપતિની પેઠે એ જતો હોય છે. બીજને દિવસે શુક્ર અને ગુરુ સાથે ચંદ્રે કાટખૂણો કર્યો હતો, પણ ત્રીજને દિવસે એ બધું બદલાયું. આ કર્ણે ખેંચેલા ધનુષ્યમાંથી તેજસ્વી બાણ છૂટે તેવી રીતે ચંદ્રથી દૂર પશ્ચિમ તરફ ચળકતો સૂર્ય દેખાતો હતો. જાણે પશ્ચિમમાં કોઇ અસુર આલોપ થયો છે એની પાછળ જ એ બાણ દોડતું ન હોય! પણ આ કલ્પનામાં ભૂલ છે. શુક્ર બાણ બને તો યે એ અસુરોનો ગોર અસુરોનો ઘાત કરવા પ્રવૃત્ત ન થાય. પણ એવા કલ્પનાના ગોટાળા પુરાણકારોએ હમેશાં કર્યા છે; માટે ગુનેગાર હોઇએ તો યે એમાં પુરાણકારોના અનુયાયી જ છીએ. કૃષ્ણચંદ્રે પોતે જ નથી કહ્યું કે 'પૂર્વજોએ કરેલું કર્મ જ કરજે!'

પણ હવે તો સવાર થઇ. વાજિની વતી ઉષા કહે છે, હવે ઊઠો, કામે વળગો. પણ હંસ લોભી નજરે કહે છે, તમારા દર્શનમાં મારી હાજરી પૂરીને જ ઊઠોને! અભિજિત કહે છે 'ત્યાં શ્રવણ છે એની પણ નોંધ લેતા જાઓ. અને સારણ કહે છે કે કલાક પહેલાં યમુના અને યામમત્સ્ય દેખાતા હતા તેમનો પણ નામોચ્ચાર કરો એટલે જૂનું ઉઘરાણું રહે નહિ.

ભીની વાદળી સ્લેટ પરના દાખલાઓ ભૂંસી નાખતી હોય તેમ નવજલભીનાં વાદળાંઓ નીલ આકાશ પર દોડતાંદોડતાં કહે છે. હવે રાતનો ખેલ ખલાસ. દિનકર સવિતાનારાયણનું સ્વાગત કરવાને, એનું ઉપસ્થાન ગાવાને તૈયાર થાઓ; હાથમાં અર્ઘ્ય લો; એ ભગવાન આવે છે. પૂર્વ દિશાના મુખ પરની લાવણ્યછટા જોયા પછી ભગવાનનાં દર્શન થયાં જ સમજવું જોઇએ.

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

# રીંછ વરૂ



[illegible] દેશમાં એક ખેડુત રહેતો હતો. એને જોડા બનાવવા માટે ઝાડની છાલ જોઇતી હતી. તે મેળવવા માટે એ જંગલમાં ગયો. ઘણાં ઝાડ પરથી છાલ ઊખેડી એણે તો છાલનો મોટો ઢગલો કર્યો. આ કામ કરતો હતો તેવામાં તેણે દૂરથી એક રીંછ આવતું જોયું, એટલે ગભરાઇને સંતાવાની જગ્યા શોધવા લાગ્યો. છાલનો ઢગલો પાસે જ પડ્યો હતો, એટલે એની નીચે તે સંતાઇ ગયો.

રીંછ તો પાસે આવી પેલો ઢગ જોઇને મનમાં કહે છે, 'અહીંઆ આટલી બધી છાલ શા કામ માટે ભેગી કરી હશે? ગમે તે હોય; પણ જરા આરામ લેવા માટે આ જગ્યા ઠીક છે.' આમ વિચારી એ તો ત્યા ઢગ આગળ બેઠું.

થોડીક વારે એક વરૂ ત્યાંથી દોડતુંદોડતું નીકળ્યું. રીંછે તેને કહ્યું, 'કાં દોસ્ત, આમ ઉતાવળો ઉતાવળો ક્યાં ચાલ્યો? આવ, બેસ તો ખરો; જરા વાતો કરીએ.' એટલે વરૂ પણ પેલા ઢગ પાસે બેઠું અને રીંછને કહેવા લાગ્યું 'હું તો પેલા ખેડુતને ત્યાંથી એક ઘેટું ચોરી લાવવા જતો હતો.'

'એ તો બહુ સારી વાત.' રીંછે કહ્યું. 'હું પણ ચાલ તારી સાથે આવીશ ને તેને ત્યાંથી મધમાખીનો એક પૂડો ઉઠાવી લાવીશ. પછી આપણે મજેદાર ભોજન કરીશું.'

એવામાં પાસેની ઝાડીમાંથી એક સસલાએ ડોકું કાઢ્યું. રીંછે તેને જોઇને બોલાવ્યું, 'અરે ભાઇ, અહીં આવજે; આપણે જરા વાતો કરીએ.'

'નારે, ભાઇ, હું તો બહુ કામમાં છું.' સસલાએ જવાબ દીધો. 'મારે તો પેલા ખેડુતની વાડીમાંથી કોબીનો એક ગોટો ઉઠાવી લાવવો છે.'

રીંછ કહે, 'વાહ; તું પણ ત્યાં જ જવાનો છે કે? ત્યારે તો તું તે કોબી લઇને અહીં જ આવજે. હું પણ ત્યાંથી મધ લઇ આવવાનો છું ને આ વરૂ એક ઘેટું લાવશે. પછી આપણે બધાં સાથે મળીને નાસ્તો કરીશું.'

આમ મનસૂબો કરી ત્રણે જણ પોતાનું કામ કરી લેવા ત્યાંથી નીકળ્યા. વરૂ ઘેટું લેવા ખેડુતના ઘર તરફ ગયું, રીંછ મધ લેવા માટે ફળોના માંડવા તરફ ચાલ્યું અને સસલું કોબી લેવા સારૂ વાડીમાં પેઠું.

છાલના ઢગલા નીચે સંતાએલા ખેડુતે આ જનાવરોની બધી વાત સાંભળી હતી; એટલે તે ચોર પરોણાઓ પોતાને ઘેર પધારે તે અગાઉ તે ટૂંકા રસ્તે પોતાના ઘર તરફ દોડ્યો. ઘેર પહોંચીને તરત પોતાની



## બેન

હું રે બનું બેન, સૂરજનો ઘોડલો,
ચાંદાની હરણી તું થા રે બેન!
તું મારી બેન ને હું તારો ભાઇ.

હું રે બનું બેન વાડીનો મોરલો,
આંબાની કોયલ તું થા રે બેન!
તું મારી બેન ને હું તારો ભાઇ.

હું રે બનું બેન મીઠો શો મોગરો,
મીઠી ચમેલડી તું થા રે બેન!
તું મારી બેન ને હું તારો ભાઇ.

હું રે બનું બેન બાપાનો ડગલો,
બાપાની લાકડી તું થા રે બેન!
તું મારી બેન ને હું તારો ભાઇ.

હું રે બનું બેન બાનો ઘડૂલો,
બાની ઈંઢોણી તું થા રે બેન!
તું મારી બેન ને હું તારો ભાઇ.

હું રે બનું બેન ગાંધીનો રેંટિયો,
ગાંધીની પીંજણ તું થા રે બેન!
તું મારી બેન ને હું તારો ભાઇ.

હું રે બનું બેન બાપાનો લાડકો,
બાપાની લાડકી તું થા રે બેન!
તું મારી બેન ને હું તારો ભાઇ.

૪-૧૨-૩૧ સુન્દરમ્

# ને સસલું



સ્ત્રીને બોલાવી કહ્યું, 'જલદી એક હાંડલી ભરી પાણી ચૂલા પર મૂકી દે. આજે મહેમાન આવવાના છે તેને માટે અગાઉની તૈયારી કરવી છે.'

થોડી જ વારમાં ખેડુતે વરૂને પોતાના ઘર તરફ લપાતું છુપાતું આવતું જોયું. તેને જોઇને તરત તેણે પોતાની સ્ત્રીને હાંક મારી, 'અલી એ, જલદી ગરમ પાણી લાવજે.' તેની સ્ત્રી તરત જ ગરમ પાણી લઇ આવી અને જેવું પેલું વરૂ વાડીના દરવાજામાં પેઠું કે ખેડુતે ગરમગરમ ખળખળતું પાણી તેની પીઠ ઉપર રેડી દીધું. વરૂ તો બિચારૂં ચીસ પાડતું ત્યાંથી નાઠું. એ દોડતું જાય તેમ અગન બળે; એટલે જરા અટકી પોતાની દાઝેલી ચામડી ચાટે ને વળી પાછું દોડે.

પેલો ખેડુત તો પાછો ટૂંકે રસ્તે પેલા છાલના ઢગલા આગળ દોડ્યો ને જનાવરો પાછાં ત્યાં આવીને શું કરે છે તે જોવા તે ત્યાં ભરાઇને બેઠો.

પહેલાં રીંછ મધ લઇને આવ્યું. પછી કોળી લઇને સસલું આવ્યું ને બંને વરૂના આવવાની રાહ જોતા વાતો કરતા બેઠા. એટલામાં વરૂ દોડતુંદોડતું આવ્યું ને પછી ઊભું રહીને પોતાની દાઝેલી ચામડી ચાટવા લાગ્યું.

'કેમ ભાઈ, તમારૂં ઘેરું ક્યાં છે?' રીંછે પૂછ્યું.

'અરે ભાઇ, ઘેટાની વાત જવા દોને! એ ખેડુતની વાડી તો ભારે આફતભરેલી છે. તેમાં જ્યારે ખેડુત બૂમ પાડે કે 'અલી એ ગરમ પાણી લાવ' ત્યારે તો આપણું પ્રાણીઓનું મોત જ આવ્યું સમજવું.'

ખેડુત ઢગલા પાછળ છૂપાઇને આ બધું સાંભળતો હતો, એણે હવે ત્યાંથી બૂમ પાડી, 'અલી એ. ગરમ પાણી લાવ.'

આ બૂમ સાંભળતાં જ જનાવરો એવાં તો ભડકયાં કે ચોરેલો માલ પણ ત્યાં જ મૂકીને નાઠાં.

અને ખેડુત એ બધા પચાવીને પછી નીરાંતે પોતાનું મધ, કોળી અને પોતાને જોઇએ એટલી ઝાડની છાલ લઇને ઘેર ગયો.

(રશિયન વાર્તા ઉપરથી) કેની દલાલ



## ભાઇ

હું રે બનું ભાઈ, આકાશે વીજળી,
આકાશે મેહુલો તું થા રે ભાઇ,
તું મારો ભાઇ ને હું તારી બેન.

હું રે બનું ભાઇ, દરિયે માછલડી,
દરિયાનો બેટડો તું થા રે ભાઇ,
તું મારો ભાઇ ને હું તારી બેન.

હું રે બનું ભાઇ, લીલી લીંમડી,
લેલુંબ વડલો તું થા રે ભાઇ,
તું મારો ભાઇ ને હું તારી બેન.

હું રે બનું ભાઇ તુળસીની માંજર,
તુળસીનો ક્યારો તું થા રે ભાઇ,
તું મારો ભાઇ ને હું તારી બેન.

હું રે બનું ભાઇ, દાદાની દાબડી,
દાદાનો હુક્કો તું થા રે ભાઇ,
તું મારો ભાઇ ને હું તારી બેન.

હું રે બનું બેન ગાંધીની તકલી,
ગાંધીનો ધાગો તું થા રે ભાઇ,
તું મારો ભાઇ ને હું તારી બેન.

હું રે બનું ભાઇ બાની બચૂડી,
બાનો બચૂડો તું થા રે ભાઇ,
તું મારો ભાઇ ને હું તારી બેન.

૫-૧૨-૩૧ સુન્દરમ્



# સારનાથમાં મૂલ ગંધકુટિ વિહારની સ્થાપના



શ્રી અનાગારિક ધર્મપાલ

પૃથ્વીતલ પર અનેકવિધ પરિવર્તનો થતાં રહે છે. બાહ્ય રૂપાન્તરો એ સૃષ્ટિનો સામાન્ય ક્રમ છે. પણ તેની પાછળ એકરૂપતા અને સનાતન સત્ય અખંડ દર્શન દે છે. આજે છેલ્લાં ૨૪૫૯ વર્ષમાં પૃથ્વીની સપાટી પર અનેક સંસ્કૃતિઓના રૂપો બદલાયાં. ધર્માંધ મદાંધોએ અજ્ઞાનવશ પોતાની માન્યતાથી ભિન્ન જણાતા ધર્મને નાબૂદ કરવા ઘણાઘણા પ્રયત્નો કર્યા. છતાં સનાતન સત્ય તો હજી અખંડ રૂપે પ્રકાશે છે જ.

આ જ સ્થિતિ સારનાથના ઇતિહાસ પરત્વે છે. આજે સાડી સુડતાલીસ કરોડ માનવજાતિનું એ યાત્રાધામ પાછું પોતાના ગૌરવને પ્રાપ્ત થવા માગ્યું છે.

લગભગ ૧૯ સૈકાઓ પછી ગયા તા. ૧૧-૧૨-૧૩મી નવેમ્બર ૧૯૩૧એ સારનાથમાં બૌદ્ધ ધર્માનુયાયીઓનું એક આંતરરાષ્ટ્રીય વિરાટ સંમેલન ભરાએલું. આ માંગલિક પ્રસંગે 'મૂલ ગંધકુટિ વિહાર'ની પ્રાણપ્રતિષ્ઠા અને મહાબોધિ વૃક્ષારોપણ ક્રિયા સંપાદન કરવામાં આવેલાં. આ પવિત્ર સમારંભમાં સમસ્ત ભૂમંડળના બૌદ્ધ પ્રતિનિધિઓ એકત્ર થએલા. ભારતની લબ્ધપ્રતિષ્ઠ વ્યક્તિઓએ પણ એ વખતે સારા પ્રમાણમાં હાજરી આપેલી. આખાયે સમારંભમાં માનવ હૃદયની કોમલ ભાવના અને ભગવાન તથાગતના અવતારકાર્યનાં પ્રત્યક્ષ દર્શન થતાં હતાં.

ભગવાન બુદ્ધદેવે મહાબોધિ વૃક્ષ તળે દિવ્ય પ્રકાશ પ્રાપ્ત કરી સૌથી પ્રથમ સારનાથમાં પધારી જગતને અનેરો ઉપદેશ આપેલો. તેમનું તત્કાલીન નિવાસસ્થાન 'ગંધકુટિ' નામે સંબોધાતું એવો શિલાલેખ છે. તેને આધારે આ વિહારનું નામ મૂલ ગંધકુટિ વિહાર યોજવામાં આવ્યું છે. આ વિહારનો પાયો સૌથી પ્રથમ સીલોનનિવાસી અનાગારિક દેવમિત્ર ધર્મપાલના હૃદયમાં ૧૯૦૪માં નખાયો. આ સદ્‌ગૃહસ્થ ૧૮૯૧ના જાન્યુઆરીની ૨૨મીએ એક જાપાની સંન્યાસી જોડે સારનાથના દર્શને આવેલા. એ વેળા તેમણે 'ત્યાં ધાર્મિક કર્તવ્ય અને સૂવર પાળનાર અછૂત જાતિ સિવાય બીજું કંઈ ન જોયું. આ દૃશ્યથી તેમના કોમળ હૃદયમાં આઘાત થયો ને ગયાજી જઈને ૧૮૯૨માં બૌદ્ધ ધર્મોદ્ધાર માટે જીવનવ્રત લઈ ભગવાન બુદ્ધદેવના શરણે સમગ્ર જીવન અર્પ્યું. તે જ વર્ષે એમણે મહાબોધિ સોસાયટીની સ્થાપના કરી. ૧૯૧૪માં સારનાથમાં મહાબોધિ ફ્રી સ્કૂલનો પ્રારંભ કર્યો. ૧૯૧૫માં હોનોલુલૂ દ્વીપ નિવાસી શ્રીમતી મેરી ફોસ્ટરને વિહાર માટે એક સારી રકમ દાન આપવા લખ્યું. આ પ્રમાણે ફંડની શરૂઆત થઈ અને ૧૯૨૨માં વિહારનું કામ શરૂ થયું. થોડો વખત કામ બંધ રહ્યું, પણ આખરે ૧૯૩૧ના જુલાઈમાં મંદિર સર્વથા તૈયાર થયું. આ વિહાર માટે જુદાજુદા દેશવાસી બૌદ્ધોએ સારો ફાળો આપ્યો છે. આ પ્રમાણે મહારાજ કનિષ્ક પછી આવી બૃહદ્ પરિષદ એકત્ર મળવાનું શ્રેય મહાબોધિ સોસાયટીના સંસ્થાપક અનાગારિક દેવમિત ધર્મપાલના શુભ પ્રયત્નોને જ છે.

સમારંભના પહેલે દિવસે ભગવાન તથાગતના ભસ્માવશેષનો સ્થાપનવિધિ, સરઘસ અને મંદિર ઉદ્‌ઘાટનક્રિયા મુખ્ય હતાં. આખું વાતાવરણ 'સાધુ સાધુ'ના ગુંજારવ તથા ધૂપગંધની મહેકથી સ્વર્ગીય બની રહ્યું હતું. અસલ ભસ્માવશેષને હાથી પર સરઘસમાં પવિત્રપણે ફેરવી વિહારમાં પધરાવવામાં આવ્યા. આખા યે સરઘસે ભાવપૂર્વક ત્રણ વખત મૂલ ગંધકુટિ વિહારની પ્રદક્ષિણા કરી.

આ ભસ્માવશેષ દયારામ સાહાની હિંદના વાઈસરૉય તરફથી ભેટ લઈને આવ્યા હતા. તેમણે આ અવશિષ્ટાંશ અર્પણ કરતી વખતે તેનો ઇતિહાસ રજુ કર્યો હતો. આ ભસ્માવશેષ ભગવાન બુદ્ધના અસલ અવશિષ્ટાંશના કરવામાં આવેલા આઠ ભાગમાંનો અષ્ટમાંશ છે. તે તક્ષશિલામાં આવેલા ધર્મરાજિ સ્તૂપ પાસેનાં મંદિરોનાં ટેકરાઓમાંથી મળી આવ્યાં છે. આમાં ભગવાન બુદ્ધનાં ફૂલ અને ભસ્મ અસલ સોનાની ડાબડીમાં મૂળ રૂપમાં સંઘરી રાખવામાં આવ્યાં છે. ભસ્મમાં અસ્થિના નાના નાના કટકા પણ છે. આ અસલ સોનેરી ડાબડીના રક્ષણાર્થે એક ચાંદીનો સુંદર કોતરકામ કરેલો ડાબડો હતો, અને તેનું રક્ષણ કરવા એક પત્થરની પેટીમાં તેને બંધ કરવામાં આવેલો; પણ સૈકાઓ થયાં જમીનમાં દટાઈ રહેવાથી પત્થરની પેટી અને ચાંદીનો ડાબડો ભાંગી ગયાં છે.

અસલ અવશિષ્ટાંશના ચાર ભાગ પાડવામાં આવેલા. તે ભાગો જુદાજુદા સ્તૂપોમાં પવિત્રપણે સ્થાપિત કરવામાં આવેલા. સમ્રાટ અશોકે આ બધા ભાગોને જુદાજુદા સ્તૂપોમાં પરિવર્તિત પણ કરેલા. સૌથી છેલ્લા મહારાજા કનિષ્કે કેટલાક સ્તૂપો ખોદાવી ભસ્માવશેષોને નવીન સંસ્કાર કરાવેલા. અસલ ભાંગેલા ચાંદીના ડાબડા ઉપર ખરોષ્ટ્રી લિપિમાં લેખ છે કે: 'સન ૧૩૬ની



મૂલ ગંધકુટિ વિહાર: સારનાથ

આષાઢી પૂર્ણિમાએ ઉકટ્ટીઆના ઉરસ્ક નામના બૌદ્ધ ભિક્ષુકે કનિષ્કની શંભળ, કામના અર્થે બોધિસત્ત્વ મંદિરમાં આ અવશેષની સ્થાપના કરી '

સમારંભના બીજે દિવસે મહાબોધિ વૃક્ષારોપણની માંગલિક ક્રિયા કરવામાં આવી હતી આ મહાબોધિ વૃક્ષશાખા અનુરાધાપુર (લંકા) થી લાવવામાં આવી હતી. વાલીવમાં આ શાખા નહિ, પણ મૂળ બોધિવૃક્ષના બીજમાંથી જ ઉત્પન્ન થએલ એક બાળ બોધિવૃક્ષ છે. મૂળ બોધિવૃક્ષ સેંકડો ફીટ ઊંચું અને વિશાળ હતું. તે કયારે પણ કરમાતું નહિ. અશોકે તેની જમણી શાખા પોતાના રાજ્યના અઢારમા વર્ષે સિંહલદ્વીપમાં લઈ જઈ રોપી અશોકના પુત્ર મહેન્દ્રે પણ ગયાના મૂળ બોધિવૃક્ષના બીજમાંથી ઉત્પન્ન થએલા છોડને લઇ જઈ સિંહલદ્વીપમાં વાવેલો. તેની વંશપરંપરા હજુ સુધી ચાલુ છે. તેનો જ છોડ આ સમારંભ પ્રસંગે લાવી મૂળ ગંધકુટિ વિહારની બાજુમાં રોપવામાં આવ્યો છે. આ વૃક્ષારોપણ પ્રસંગે બૌદ્ધ શ્રદ્ધાળુઓએ 'જયમંગળ ગાથા' ગાઈ આખાયે વાતાવરણને મંગળમય બનાવી મૂક્યું હતું.

ત્રીજે દિવસે બૌદ્ધધર્મ પરિષદમાં મહત્ત્વપૂર્ણ ચર્ચા થએલી. આ પ્રસંગે બૌદ્ધ વિશ્વવિદ્યાલય સ્થાપન કરવા માટે પણ યોગ્ય વિચારણા કરવામાં આવેલી કે જેથી બૌદ્ધ ધર્મોધારણનું કામ સુગમતાથી સાધી શકાય.

આ આંતરરાષ્ટ્રીય સમારંભમાં પંડિત જવાહરલાલજીએ હાજરી આપેલી અને મહાસભા તરફથી એક નાનો સરખો સોના અને ચાંદીનો નીલમરંગ જડિત ત્રિરંગી રાષ્ટ્રધ્વજ ભેટ આપ્યો હતો અને પોતાના ભાષણમાં અહિંસાધર્મ રાષ્ટ્રધર્મ હોવાની ખાત્રી આપી હતી.

આ માંગલિક પ્રસંગે બૌદ્ધ ચિત્રો, ગ્રંથો અને મૂર્તિઓનું એક અત્યંત મહત્ત્વપૂર્ણ અને અલભ્ય પ્રાચીન વસ્તુઓનું પ્રદર્શન ભરવામાં આવેલું. આટલું વિશાળ અને પુરાતત્ત્વપૂર્ણ પ્રદર્શન થવું આવા સમારંભમાં જ સંભવિત હોઇ શકે.

આ પ્રસંગે હિંદ બહારથી આવેલાં બૌદ્ધ સ્ત્રીપુરુષોને આ ભગ્નાવશેષો, મૂર્તિઓ, મંદિરો વગેરે જોઇ અને ગાઈડ દ્વારા તેના ધ્વંસની કથા સાંભળી અત્યંત આઘાત થયો હતો. અને ધ્રૂસકેધ્રૂસકે રડતાં હતાં.

૮૦૦ વર્ષ પહેલાં ૧૧૯૪માં મહમ્મદ ઘોરીએ સારનાથના બૌદ્ધ મઠ અને મંદિરોનો નાશ કર્યો ત્યારથી તેનાં ખંડેરો પૃથ્વીમાં દટાયાં પડયાં હતાં. બ્રિટિશ સરકારના પુરાતત્ત્વ વિભાગ તરફથી સૌથી પ્રથમ ૧૮૭૨માં એનું ખોદકામ શરૂ થયું અને ત્યારથી જુદેજુદે વખતે કેટલાંક સ્તૂપો વગેરે ખોદી તેમાંથી ઐતિહાસિક વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

મહારાજા કનિષ્ક પછી આ પહેલો જ પ્રસંગ છે કે જ્યારે મહાયાન અને હીનયાન બૌદ્ધ ધર્માનુયાયીઓ સમગ્ર ભૂમંડળમાંથી આવી બૌદ્ધ ધર્મોદ્ધારણની વિચારણા કરે છે. સિલોન નિવાસી સંસ્કૃતિપ્રિય અનાગારિક ધર્મપાલ હવે જીવનને કિનારે પહોંચ્યા છે. તેમણે ૪૦ વર્ષની મહાન તપશ્ચર્યા પછી પોતાનો જીવનોદ્દેશ સફળ કર્યો. આજે ભારતવર્ષના ધર્મપ્રાણ નવયુવાનોનો ધર્મ હાકલ આપે છે કે એશિયાના ધર્મસમ્રાટના કાર્યને પાછું હાથ ધરો અને વિશ્વમાં વિજયનો ડંકો બજાવી યુગો થયાં લોહીથી ખરડાએલી માતૃભૂમિને પવિત્ર અને વિશ્વકલ્યાણમયી બનાવો. આપણા યુગપુરુષે આ મંત્ર ફૂંક્યો છે તેનો અહર્નિશ જાપ જપો. **જેઠાલાલ જોશી**

---

# ઊંઘ આણવાનો કીમિયો

મારા એક મિત્રને અનિદ્રાનો રોગ હોવાથી રાત્રે બીલકુલ ઊંઘ આવતી નહિ. તેમણે મને આ વાત કરી ત્યારે મેં તેમને કહ્યું, 'ભલા ત્યારે તમે પરીક્ષામાં શા માટે બેસતા નથી ? ઘસઘસાટ ઊંઘ લાવવાને માટે પરીક્ષા જેવો બીજો એકે રામબાણ ઇલાજ નથી !' તેમણે મારી સલાહ માની. પરીક્ષામાં તો જોકે તે નાપાસ થયા; પણ ઉપાયે આબાદ કામ કર્યું. કૉલેજ છોડયા પછી એમણે કદી નહિ લીધી હોય તેવી ઘસઘસાટ ઊંઘ એમને પરીક્ષાને એ પ્રભાવે પ્રાપ્ત થઇ. હમણાં ફરી પાછી ઊંઘની મુશ્કેલી તેમને ઊભી થઇ છે. ગઈ કાલે હૉટેલમાં મને મળ્યા ત્યારે તે કહેતા હતાં કે અનિદ્રાની શરૂઆત થવા લાગી છે એટલે હવે હું પાછો હિસાબી વિષયની પરીક્ષા આપવાનો છું !

આમ પરીક્ષા એ ઊંઘાકર્ષક ચુંબક છે. કોઇ પણ વખતે તમને ન આવે એવી ઘસઘસાટ ઊંઘ પરીક્ષા વખતે જરૂર આવીને હાજર થાય છે ! એના પંજામાંથી છૂટવા માટે ઘણા જણ અનેકવિધ યુક્તિઓ રચે છે. ખીંટી સાથે ચોટલી બાંધી વાંચવાનો અને ઉપરા-

ઉપર સ્ટ્રૉંગ ચાના કપ પીવાનો ઇલાજ તો જાણીતો છે. કેટલાક બહાદુર માણસો છીંકણીની અજમાયશ કરે છે. કેટલાક દર પા પા કલાકે મોઢું ધોયા કરીને જાગવાનો પ્રયત્ન કરે છે. એક વાર પરીક્ષા વખતે એક મિત્ર સાથે મેં શરત કરી (અલબત્ત, એવા ઇરાદાથી જ કે રૂપિયા ખોવાની ચિંતામાં હું જાગી શકાશ.) કે તે રાતે હું એક વાગ્યા પહેલાં ઊંઘી જાઉં તો મારે તેને બે રૂપિયા આપવા. પણ એ તો પરીક્ષા વખતની ઊંઘ! ખેદની વાત છે કે તેમાં હું નાસીપાસ થયો!

બીજી યુક્તિ ઍલાર્મની છે. પણ તેથી તો વહેલા સુવા ઇચ્છનારને ફક્ત બહાનું જ મળે છે. આડે દહાડે હું રાતના ચાર વાગ્યા સુધી ગપાટા મારું, પણ પરીક્ષાની મોસમમાં મારા શરીર ઉપર ઊંઘનું આક્રમણ બરાબર ૯ વાગ્યે થતું. જેમતેમ કરીને ૧૦ વાગ્યા સુધી તો હું તેની સાથે ટક્કર લેતો પણ પછી હું મહાત થતો ને ઍલાર્મ મૂકીને સૂઇ જતો. પણ પરોઢિયે ચાર વાગ્યે ઍલાર્મ વાગતો ત્યારે જાગીને હું તેને ૭ ઉપર મૂકી પાછો સૂઇ જતો!

મારી જાણનો એક છોકરો છે. જાગવાને માટે રાત્રે ૧થી ૩ વાગ્યા સુધી તે કિંડરગાર્ટનના મનોયત્નો કરતો! પણ પરિણામ એ આવતું કે તેના જ શ્રમથી તેની ઊંઘ ઊલટી વધતી અને બગાની બત્તીએ અને હાથમાં ચોપડી રાખીને ભાઇસાહેબ નિદ્રાધીન થતા.

પરીક્ષા વખતની ઊંઘ ઉડાડવાને માટે જિજ્ઞાસુઓના હિતાર્થે અહીં હું કેટલીક સૂચનાઓ રજુ કરું છું.

૧ કાળીમાતા અથવા બીજા કોઇ હાજરાહજુર દેવદેવી—જેના ત્રાસથી તમે કંપતા હો તેમની આણ રાખીને પ્રતિજ્ઞા લ્યો કે અમુક વખતને માટે એક, બે કે ગમે તેટલા વાગ્યા સુધી હું જાગીશ જ જાગીશ.

૨ તમારી ડોકે લાહોરવાળા સુપ્રસિદ્ધ હરિકિશનસિંગનું ચમત્કારિક માદળિયું બાંધો. પરીક્ષાની ઊંઘ ઉડાડીને પાસ કરાવવાની તેમાં દૈવી શક્તિ છે.

૩ લાઉડ સ્પીકર સહિત રેડિયોનું યંત્ર ખરીદો. તમને ઊંઘના ભણકાર સંભળાય-તેવો જ હળવેક લઇને તમારો કાન લાઉડ સ્પીકર પાસે લાવવો. તેની અસર તાત્કાલિક થશે. સંભવ છે કે તમે બહેરા થઈ જાઓ; પણ માણસાના વૈદરાજ શિવશંકર શર્મા ફક્ત ૧૦ રૂપિયા લઇને બહેરાપણું મટાડે છે. પછી શી ફિકર છે?

૪ પેટમાં ચૂંક આવ્યા કરે એવું કરો. તેથી વહેલું વાનાં સુધી તમે સહેલાઇથી જાગી શકશો. મુંબાઈ અમદાવાદમાં તો થોડા જ આનામાં સરસ મજાનો પેટનો દુખાવો પ્રાપ્ત થઇ શકે છે. તમે ચેવડો જરૂર ખાઓ. ઉપરાંત તાજો નહિ ખાવાનો નિયમ કરો. તમારે બહુ ચિકાશ કરવાની જરૂર નથી. વિશ્વાસે વહાણ ચાલે છે. ચેવડો તળાઇને બહાર પડે અને તે તમારા મોઢામાં આવે તે બેની વચ્ચે પંદર દિવસનો ગાળો હોય તો બસ! હવખતે જશો તો જોઇતો માલ નહિ મળે. હૉટેલના નોકરને કહી દેવું કે પંદર દિવસ પહેલાંનો ચેવડો હશે તો જ ચાલશે. પહેલાં તો તે મૂર્ખની માફક હસશે. પણ તે બીચારાને તમારા ઉચ્ચ આશયની ક્યાંથી ખબર હોય? ઘેર પણ પેટનો દુખાવો પ્રાપ્ત થઈ શકે છે. મારાં જમના ફૈબા આ બાબતમાં ઉસ્તાદ છે. તેમની જરા ખુશામત કરો તો જરૂર તમારી વહારે ધાય. તે અમુક અમુક વાનીઓ એવી બનાવી આપે કે હું છાતી ઠોકીને કહું છું કે તમે તે આરોગો કે પેટમાં દુખ્યા વિના રહે જ નહિ?

૫ મગફળીના તેલમાં તળેલાં ભજીઆં અને સાથે મરચાંની ઘમઘમાટ ચટણી રાત્રે એક વાગ્યે ખાઓ; અને જુઓ કે ઇષ્ટ પરિણામ આવે છે કે નહિ?

૬ એવી ગોઠવણ કરો કે રાત્રે ૧૧ વાગ્યા પછી ઘરનાં કોઇ વૃદ્ધ કાળજીવાળાં ડોશીમા અર્ધાઅર્ધા કલાકને અંતરે તમારા અભ્યાસગૃહમાં મુલાકાત આપે. એટલું ખરું કે તેમની જીભ સતતેની તલવાર જેવી હોવી જોઇએ. તે આવીઆવીને તમારી ખબર કાઢી જાય: 'કેમ ચાલે છે? બરાબર ગોખજે.' તમને જાગતા રાખવાને માટે ડોશીમાએ પોતાની પાસેના બધા ઉપાય અજમાવવા જોઇએ. તમણે કહેવું કે 'આ પ્રમાણે વહેલો વહેલો સૂઇ જઇશ તો નાપાસ થઇશ. જોયું, પેલી ધનકોરનો છગન પાસ થઇ ગયો? વગેરે.

આ બધા ઉપાય નિષ્ફળ જાય તેમ છતાં તમે પરીક્ષામાં બેસો તો આટલું તો જરૂર કરજો; વર્તમાનપત્રોમાં એક ચર્ચાપત્ર છપાવજો અને તેમાં જણાવજો કે ઇતિહાસનો પ્રશ્નપત્ર અઘરો હતો અને અંગ્રેજીનો બરાબર ન હતો. ભલે તમે પરીક્ષામાં નાપાસ થાઓ પણ તમારી સાથે સહાનુભૂતિ ધરાવનારા બીજા અવશ્ય મળી આવશે.

(અંગ્રેજી ઉપરથી) શા. ત્રિ. ગાં.

# જ્ઞાનલીલા

માગશરની 'જ્ઞાનલીલા'ના મળેલા ઉત્તરોમાંથી બધા ખરા માત્ર ત્રણ જણના છે. તેમાંના જેઓ ગ્રાહક છે તેમને ઇનામ મોકલાશે: (૧) સંચાલક, શ્રી નૂતન સાર્વજનિક આગામ-મંદિર-નડિયાદ (૨) રાજુભાઇ પટેલ-નડિયાદ (૩) હમિયા-શંકર ઠાકર-આણંદ. ખરા ઉત્તર નીચે મુજબ છે: **(૧) ગણિત-ગમ્મત:** ૪ વર્ષ પછી: હાલની ઉંમર-ચંપા ૪ વર્ષ, મોટી બહેન ૨૮ વર્ષ, બાપની ઉંમર ૫૬ વર્ષ. (૨) અં=૬૮૭૫ **(૨) એ શું?** (૧) કાનસ (શરીરનાં અવયવો: કાન અને નસ) (૨) સુરત (૩) સો; તેમાં એક અક્ષર 'ળ' ઉમેરવાથી 'સોળ' નાની સંખ્યા બને.

**(૩) શબ્દ-ગોઠવણ:**

| | | | | | |
|---|---|---|---|---|---|
| આ | મ | લ | વ | લે | રા |
| મ | ગ | જ | સ | ધ | ર |
| દ | લ | પ | ત | રા | મ |
| સુ | ર | ત | સ | વા | ર |
| મ | ગ | દા | જ | હું | સ |
| મ | લ | ચ | વ | નિ | કા |

(દલ=ફૂલપાંદડી; પત=આબરૂ)

**(૪) શોધી કાઢો:** (૧) એક હાથ રક્ષક વીરાનો સૌ કાયર શરમાવે. (૨) નહિ દેહના મોહ, શૂરને નહિ નેહના શોષ (૩) રહો સ્વકાર્યે જ સદા ગ્રમત. (૪) આ રાષ્ટ્રનો સબળ હું સુતગાર આગ (૫) શૂરાનું છે કામ આજ તો શૂરાનું છે કામ.

**(૫) અંક-ચોરસ:**

| | | | |
|---|---|---|---|
| ૪૧ | ૨૩ | ૧૦ | ૫૬ |
| ૨૨ | ૪૪ | ૫૩ | ૧૧ |
| ૧૫ | ૪૯ | ૪૮ | ૧૮ |
| ૫૨ | ૧૪ | ૧૯ | ૧૫ |

**(૬) ખાલી શબ્દ ચોરસ:**

| | | | |
|---|---|---|---|
| સ | ર | દા | ર |
| ત | રં | હ | તા |
| લ | ના | જ | લા |
| જ | ળ | ગા | મ |

**(૭) ચિત્ર-પ્રશ્ન:**



નીચેના સવાલોના ઉત્તર ૧૫મી એપ્રિલ પહેલાં મળવા જોઇએ.

## નવા સવાલ

**(૧) ગણિત-ગમ્મત:** (૧) સાત ચોરની ટોળીએ નગરશેઠના ઘરમાં ખાતર પાડ્યું. તેમાં બીજી ચીજોની સાથે ચોરોના સરદારના હાથમાં સાચા મોતીનો એક ડાબલો આવ્યો. તે તેના એક સાથી સિવાય બીજા કોઇએ જોએલો નહિ. બીજી ગણી ચીજોના ભાગ પડી ગયા પછી તે બંને જણ મોતી વહેંચવા બેઠા તો તેમાં સરખા ભાગ ન પડતાં એક વધ્યું. બાથી તેમણે એક ત્રીજાને ભેળવવાનો ઇરાદો કરી ત્રણ ભાગ પાડવા માંડ્યા; તો પણ એક મોતી વધ્યું બીજો એક ભેળવી ચાર સરખા ભાગ પાડવા જતાં પણ એક વધવા લાગ્યું. અને પછી પાંચ અને છ ભાગ સરખા પાડતાં પણ એક મોતી તો વધ્યું જ. અંતે સાતે જણને માટે સરખા ભાગ પાડ્યા ત્યારે જ બધાં મોતી સૌને બરોબર વહેંચાઇ રહ્યાં. તો ડાબલામાં મોતી કેટલાં હશે? (૨) એક ગૃહસ્થને બે દીકરા છે. પાંચ વરસ પહેલાં તે ગૃહસ્થની ઉંમર મોટા દીકરાની ઉંમર કરતાં ચાર ગણી હતી, અને પાંચ વરસ પછી મોટા દીકરાની ઉંમર નાના દીકરાની ઉંમર કરતાં બેઢી ગણી થશે. નાના દીકરાની ઉંમર હાલ પાંચ વર્ષની છે ત્યારે તે ગૃહસ્થની ઉંમર હાલ કેટલાં વર્ષની હશે? **(૨) અંક-ગમ્મત:** બાજુની આકૃતિમાં ગોઠવેલા આંકડા ફરી એવી ખૂબીથી ગોઠવો કે જેથી આડી ઊભી તથા કર્ણરેખા દરેકના ત્રણ આંકડાનો ગુણાકાર ૨૧૬ આવે. (ર. વિ. દ.)

| | | |
|---|---|---|
| ૧ | ૨ | ૩ |
| ૪ | ૬ | ૯ |
| ૧૨ | ૧૮ | ૩૬ |

**(૩) શબ્દ-ચોરસ:** બાજુની આકૃતિમાં નીચેની સૂચના મુજબના પાંચ સાચા શબ્દ ભરી કાઢશો એટલે ચોકડીથી બતાવેલી આડી કર્ણરેખામાં આપણા એક જાણીતા મુલકનું નામ આવી જશે. (૧) આપણા એક સ્વર્ગસ્થ સાક્ષર (૨) જન્મમરણ વિનાનું (૩) કન્યાઓનું એક વ્રત (૪) એક પરોપકારી આરબ સરદાર (૫) અંતરેચ્છા.

| | | | | |
|---|---|---|---|---|
| × | · | · | · | · |
| · | × | · | · | · |
| · | · | × | · | · |
| · | · | · | × | · |
| · | · | · | · | × |

**(૪) એ શું?** (૧) ત્રણ અક્ષરની ઘરઘરના ઉપયોગની એક ચીજ છે. તેનો શિરચ્છેદ કરવાથી પાછળ ખાવાના ઉપયોગની એક ચીજ વધે છે; તેનું પેટ ફાડવાથી પાછળ દુર્વ્યસનની એક ચીજ વધે છે અને તેનો પગ કાપવાથી બાકી એક રોગ રહે છે; ત્યારે એ ચીજ કઇ? (૨) આકાશ, પર્વત અને પવન: એ ત્રણ શબ્દના સમાન અર્થ સૂચક ત્રણ શબ્દોમાં એના કર્તાનું એક નામ સમાઇ જાય છે; એ કયાં? (૩) એવું કયું પક્ષી છે જેના નામમાં આનંદ તેમજ બોધ બંને છુપાઇ રહે છે?

**(૫) શબ્દ-ગોઠવણ:** બાજુની આકૃતિમાં નીચેની સૂચના પ્રમાણે બધા શબ્દો સાચા ભરી કાઢશો એટલે ચોકડીથી બતાવેલી વચલી લીટીમાં એક જાણીતી કહેવત તથા પહેલી હારમાં દર્શાવેલા આંકડા મુજબના ક્રમે વાંચવાથી એક મહાપુરુષનું નામ વંચાશે. (૧) એક પ્રાણી (૨) વ્યાકરણનો એક શબ્દ (૩) નિરંતર (૪) નૂતન (૫) પહેરવાની એક ચીજ (૬) સમયનું એક માપ (૭) વિજય.

| | | |
|---|---|---|
| ૫ | × | · |
| · | × | · |
| ૨ | × | · |
| ૩ | × | · |
| ૧ | × | · |
| ૪ | × | · |
| · | × | · |

**(૬) શબ્દ-ફેરવણી:** બાજુની આકૃતિના પ્રથમ ખાનામાં 'ગગધ' શબ્દ આપેલો છે. ખાના દીઠ માત્ર એક જ અક્ષર ફેરવી, બાકીના અક્ષરોને તેમનાં મૂળ ખાનામાં રહેવા દઇ નવા શબ્દો રચતા જઇને છેલ્લા ખાનામાં 'ગાન્ધાર' લાવી દો.

| | | |
|---|---|---|
| ગ | ગ | ધ |
| | | |
| | | |
| ગા | ન્ધા | ર |

**(૭) ચિત્ર-પ્રશ્ન: નિશાન:** બાજુની રમતમાં બાજુ પ્રમાણે આંકડાવાળું એક ચક્ર તૈયાર કરવામાં આવ્યું હતું. તેના ગમે તે આકડાઓ ઉપર ગમે તેટલા બાણ કરીને કુલ ૧૦૦નો સરવાળો મેળવવાની શરત હતી: તમે તે કરી શકશો?



ઉપર સ્ટ્રૉંગ ચાના કપ પીવાનો ઇલાજ તો જાણીતો છે. કેટલાક બહાદુર માણસો છીંકણીની અજમાયશ કરે છે. કેટલાક દર પા પા કલાકે મોઢું ધોયા કરીને જાગવાનો પ્રયત્ન કરે છે. એક વાર પરીક્ષા વખતે એક મિત્ર સાથે મેં શરત કરી (અલબત્ત, એવા ઇરાદાથી જ કે રૂપિયા ખોવાની ચિંતામાં હું જાગી શકીશ.) કે તે રાતે હું એક વાગ્યા પહેલાં ઊંઘી જાઉં તો મારે તેને બે રૂપિયા આપવા. પણ એ તો પરીક્ષા વખતની ઊંઘ! ખેદની વાત છે કે તેમાં હું નાસીપાસ થયો!

બીજી યુક્તિ ઍલાર્મની છે. પણ તેનો તો વહેલા સૂવા ઇચ્છનારને ફક્ત બહાનું જ મળે છે. આડે દહાડે હું રાતના બાર વાગ્યા સુધી ગપાટા મારું, પણ પરીક્ષાની મોસમમાં મારા શરીર ઉપર ઊંઘનું આક્રમણ બરાબર ૯ વાગ્યે થતું. જેમતેમ કરીને ૧૦ વાગ્યા સુધી તો હું તેની સાથે ટક્કર લેતો પણ પછી હું મહાત થતો ને ઍલાર્મ મૂકીને સૂઇ જતો. પણ પરોઢિયે ચાર વાગ્યે ઍલાર્મ વાગતો ત્યારે જાગીને હું તેને ૭ ઉપર મૂકી પાછો સૂઇ જતો!

મારી જાણનો એક છોકરો છે. જાગવાને માટે રાત્રે ૧થી ૩ વાગ્યાં સુધી તે કિંડરગાર્ટનના મનોયત્નો કરતો! પણ પરિણામ એ આવતું કે તેના જ શ્રમથી તેની ઊંઘ ઊલટી વધતી અને બળતી બત્તીએ અને હાથમાં ચોપડી રાખીને ભાઇસાહેબ નિદ્રાધીન થતા.

પરીક્ષા વખતની ઊંઘ ઉડાડવાને માટે જિજ્ઞાસુઓના હિતાર્થે અહીં હું કેટલીક સૂચનાઓ રજુ કરું છું.

૧ કાળીમાતા અથવા બીજા કોઇ હાજરાહજુર દેવદેવી–જેના ત્રાસથી તમે કંપતા હો તેમની આણ રાખીને પ્રતિજ્ઞા લ્યો કે અમુક વખતને માટે એક, બે કે ગમે તેટલા વાગ્યા સુધી હું જાગીશ જ જાગીશ.

૨ તમારી ડોકે લાહોરવાળા સુપ્રસિદ્ધ હરિકિશનસિંગનું ચમત્કારિક માદળિયું બાંધો. પરીક્ષાની ઊંઘ ઉડાડીને પાસ કરાવવાની તેમાં દૈવી શક્તિ છે.

૩ લાઉડસ્પીકર સહિત રેડિયોનું યંત્ર ખરીદો. તમને શિંગના ભણકાર સંભળાય તેવો જ હળવેક લઇને તમારો કાન લાઉડસ્પીકર પાસે લાવવો. તેની અસર તાત્કાલિક થશે. સંભવ છે કે તમે બહેરા થઇ જાઓ; પણ માણસાના વૈદરાજ શિવશંકર શર્મા ફક્ત ૧૦ રૂપિયા લઇને બહેરાપણું મટાડે છે. પછી શી ફિકર છે?

૪ પેટમાં ચૂંક આવ્યા કરે એવું કરો. તેની વધારું વાનાં સુધી તમે સહેલાઇથી જાગી શકશો. મુંબાઇ અમદાવાદમાં તો થોડા જ આનામાં સરસ મજાનો પેટનો દુખાવો પ્રાપ્ત થઇ શકે છે. તમે ચેવડો જરૂર ખાઓ. ઉપરાંત તાજો નહિ ખાવાનો નિયમ કરો. તમારે બહુ ચિકાશ કરવાની જરૂર નથી. વિશ્વાસે વહાણ ચાલે છે. ચેવડો તળાઇને બહાર પડે અને તે તમારા મોઢામાં આવે તે બેની વચ્ચે પંદર દિવસનો ગાળો હોય તો બસ! ફરસાણે જશો તો જોઇતો માલ નહિ મળે. હૉટેલના નોકરને કહી દેવું કે પંદર દિવસ પહેલાંનો ચેવડો હશે તો જ ચાલશે. પહેલાં તો તે મૂર્ખની માફક હસશે. પણ તે બીચારાને તમારા ઉચ્ચ આશયની ક્યાંથી ખબર હોય? ઘેર પણ પેટનો દુખાવો પ્રાપ્ત થઇ શકે છે. મારાં જમના ફૈબા આ બાબતાં ઉસ્તાદ છે. તેમની જરા ખુશામત કરો તો જરૂર તમારી વહારે ધાય. તે અમુક અમુક વાનીઓ એવી બનાવી આપે કે હું છાતી ઠોકીને કહું છું કે તમે તે આરોગો કે પેટમાં દુખ્યા વિના રહે જ નહિ?

૫ મગફળીના તેલમાં તળેલાં ભજીઆં અને સાથે મરચાંની ધમધમાટ ચટણી રાત્રે એક વાગ્યે ખાવી; અને જુઓ કે ઇષ્ટ પરિણામ આવે છે કે નહિ?

૬ એવી ગોઠવણ કરો કે રાત્રે ૧૧ વાગ્યા પછી ઘરનાં કોઇ વૃદ્ધ કાળજીવાળાં ડોશીમા અર્ધાઅર્ધા કલાકને અંતરે તમારા અભ્યાસગૃહમાં મુલાકાત આપે. એટલું ખરું કે તેમની જીભ સાનવેલી તલવાર જેવી હોવી જોઇએ. તે આવીઆવીને તમારી ખબર કાઢી જાય: 'કેમ ચાલે છે? બરાબર ગોખજે.' તમને જાગતા રાખવાને માટે ડોશીમાએ પોતાની પાસેના બધા ઉપાય અજમાવવા જોઇએ. તેમણે કહેવું કે 'આ પ્રમાણે વહેલો વહેલો સૂઇ જઇશ તો નાપાસ થઇશ. જોયું, પેલી ધનકોરનો છગન પાસ થઇ ગયો? વગેરે.

આ બધા ઉપાય નિષ્ફળ જાય તેમ છતાં તમે પરીક્ષામાં બેસો તો આટલું તો જરૂર કરજો; વર્તમાનપત્રોમાં એક ચર્ચાપત્ર છપાવજો અને તેમાં જણાવજો કે ઇતિહાસનો પ્રશ્નપત્ર અઘરો હતો અને અંગ્રેજીનો બરાબર ન હતો. ભલે તમે પરીક્ષામાં નાપાસ થાઓ પણ તમારી સાથે સહાનુભૂતિ ધરાવનારા બીજા અવશ્ય મળી આવશે.

(અંગ્રેજી ઉપરથી) શા. ત્રિ. ગાં.

આશ્ચર્ય! પરમાત્મા એમને સહાય થાઓ અને એ પુનિત આત્માના અંશો તેમનાં બાળકોમાં ફરી પ્રકાશો એવી પ્રાર્થના છે.

### સોમા દ કૉરા

સૃષ્ટિની ઉત્પત્તિ વિષે વિવેક કરતાં, ઓગણીસમી શતાબ્દિના વિદ્વાનોને અનેક મહત્ત્વની બાબતોનો આવિષ્કાર થયો. માનવ-જાતિની ઉત્પત્તિ કલ્પ્યા પછી તેના જુદાજુદા સમૂહ પાડવામાં આવ્યા, અને કપાલમાપ, વર્ણ, આચાર, સભ્યતા, ધર્મ વગેરે સાધનોથી તુલના કરતાં સર્વ જાતિઓમાં—માનવજાતિના કલ્પિત સમૂહોમાં 'આર્ય' જાતિને પ્રધાનપદ આપવામાં આવ્યું.

પૃથ્વી—ભૂગોલના પટ પર વિવિધ સ્થળે વેરાએલી આર્ય પ્રજાની ભિન્નભિન્ન ભાષાઓને તથા આર્યેતર વસ્તીની બોલીઓને, ઉચ્ચારણ, વ્યાકરણ આદિના સામ્ય-વૈષમ્યને નજરમાં રાખી કેટલાક યૂથમાં વહેંચી નાખવામાં આવી છે. આર્યોની ભાષામાં, મુખ્ય સંસ્કૃત, ફારસી, લૅટિન, કેલ્ટીક, ટયુટૉનિક, સ્લેવૉનિક, લીથો-લેટીશ, આર્મીનિયન, આલ્બીઅનના યૂથને 'ઈન્ડો યુરોપીઅન' કે 'ઈન્ડો જેરમૅનિક' અને ઍસીરીઅન, આર્મીઅન, હીબ્રુ, ફીનીશ્યન, અરબી તથા ઇથીઓપીન યૂથને 'સેમીટિક' કહે છે. એ જ પ્રમાણે ઇતર ભાષાઓના સામ્યથી 'દ્રાવીડિયન', 'બાન્ટુ', 'મૉંગોલીઅન', 'સાઉથ અમેરિકન' વગેરે યૂથો રચાયાં છે. આવા પ્રકારનાં યૂથોમાંના એક 'ટ્રાનો-સીથીઅન સ્ટૉક'માંનું 'ટીબેટો-બર્મન' છે. આ યૂથમાં તિબેટ અને બ્રહ્મદેશની પ્રાંતિક ભાષાઓનો સમાવેશ થાય છે.

આ ટિબેટો-બર્મન યૂથ વિષે સૌથી પ્રથમ મહત્ત્વનું લખાણ બ્રાયન હૉજ્સને સને ૧૮૨૦માં કર્યું હતું એ સમય પહેલાં આ ભાષા વિષે કંઇ પણ જાણવાનું કોઇ સાધન હોય તો તે રોમીશ સંતો(Romish Friars)નાં છૂટાંછવાયાં લખાણો હતાં. વળી કૅપ્યુસીન સાધુઓએ સને ૧૭૧૯ અને ત્યાર પછીના વર્ષોમાં લ્હાસામાં વાસ કરેલો. ધીમેધીમે તેમણે તિબેટની ભાષાનો અભ્યાસ કર્યો અને ફ્રાન્સિસ્કો ઑરેજીઓ ડેલા પેના (Francisco Oragio della Penna) તથા કૅસીઅન દ મકરેટા (Cassian Di Macerata) નામના બે સાધુઓએ એ વિષે કેટલીક હકીકતો ભેગી કરી. આનો ઉપયોગ ઑગસ્ટીન સાધુ ઑ. ઍ. જ્યૉર્જી (Aug. Ant. Georgi of Rimin 1711--97) એ પોતાના 'આલ્ફાબેટમ ટિબેટાનમ' રોમ, ૧૭૬૨માં કર્યો હતો. તે ઉપરાંત ડેલા પેનાની દોરેલી ટિબેટન લિપિને સને ૧૮૨૦માં ઍ ફૉન્ટેરીટાએ કોરી કઢાડી હતી. સને ૧૮૨૦માં એબેલ રીમુસૅટે પોતાના Researches Surles Langves Tartars નામના ગ્રન્થના એક પ્રકરણમાં તિબેટન ભાષા વિષે કેટલોક ઊહાપોહ કર્યો હતો.

આવા અપૂર્ણ અને છૂટાછવાયા પ્રયત્નો પછી આ ભાષા વિષે અત્યંત મહત્ત્વની શોધખોળ તો ઓગણીસમી શતાબ્દિના ઉત્તરકાલમાં જ થઈ. યુરોપીય વિદ્વાનોને અનુકૂળ એવો ટિબેટન ભાષાનો પ્રથમ શબ્દકોષ સને ૧૮૨૮માં કલકત્તા પાસે સીરામપૂરમાં 'The Dictionary of the Bhotanta or Bhotan Languages' નામનો એક ઇટાલીઅન સાધુની ભેગી કરેલી હકીકતોના આધારે, જી. સ્ક્રોએટરે (Fr. Che. G. Schroeter) પ્રસિદ્ધ કર્યો. પરંતુ યોગ્ય સંપાદન તથા દેખરેખના અભાવે આ ગ્રંથમાં અનેક ભૂલો રહી ગએલી.

પરંતુ સર્વથી પ્રથમ પૂર્ણ ગવેષણાપૂર્વક આ ભાષાનો શાસ્ત્રીય અભ્યાસ કરનાર તો પ્રસિદ્ધ હંગેરિયન પંડિત સરસ્વતીવરપુત્ર, ભાષાભિજ્ઞ સોમા દ કૉરૉ હતો. અપૂર્વ ધૈર્ય, અથાગ પરિશ્રમ અને અખંડિત અધ્યયન વડે તેણે ટિબેટન ભાષાનો સર્વાંગસુંદર શબ્દકોષ અને પ્રૌઢ બોધ વ્યાકરણ રચ્યાં.

—હરિનારાયણ આચાર્ય

(એ ચરિત્ર 'કુમાર'ના ૯૭મા અંકમાં આવી ગયું.)

### હાથીદાંતની કરુણ કહાણી

આફ્રિકામાં ઝાંઝીબાર બેટ છે. નાળીએરીનાં ઝાડ, પરવાળાનો કિનારો અને સુંદર રંગીત ઘરોવાળા એ બેટનું સૃષ્ટિસૌંદર્ય વિખ્યાત છે. આ બેટને અગાઉના જમાનામાં બે બાબતોને લીધે મહત્ત્વ મળ્યું એક હાથીના દાંત ને બીજી ગુલામ.

દાંતની કુલકથા બહુ જૂની છે. રોમન સામ્રાજ્ય તેની ચડતી કળાએ તે જગતભરનો હાથીદાંત લૂંટી ગયું હતું તેના ઘોડા હાથીદાંતનાં પાત્રોમાં ચંદી ખાતા! પોર્ટુગીઝોએ સત્તરમા સૈકાની મધ્યમાં પશ્ચિમ અને પૂર્વ આફ્રિકા જીત્યો ને ત્યાંનો હાથીદાંત લૂંટી લીધો. દક્ષિણ આફ્રિકાના હાથીદાંત પર ડચોએ પણ એવો જ હલ્લો કર્યો. પરંતુ મધ્ય આફ્રિકામાંના હાથીદાંતના ડુંગર પર હજી કોઇનું લક્ષ ગયું નહોતું; ને ગયું હોય તો તે હાથ કરવો એ કોઇને શક્ય નહોતું. આ ભાગમાં કેટલો હાથીદાત હતો એની ગણતરી સુદ્ધાં પણ કોઇ કરી શકતું નહિ. એટલી ત્યાં તેની વિપુલતા હતી. પણ જે કાર્ય બીજાઓને શક્ય ન થયું તે આરબોએ શક્ય કરી બતાવ્યું.

આરબોની સવારી પહેલાં ત્યાંના રહેવાસીઓને હાથીદાંતની કિંમત નહોતી. મલિયાગિરી પર જેમ ચંદનનું બળતણ કરવાની કહેવત છે તેમ ત્યાં આગળ હાથીદાંતની કોઇને કશી કિંમત જ નહોતી આ હાથીદાંતનું શું કરવું એ પણ ત્યાંના લોકોને સમજાતું નહિ જંગલોમાં ઢગલાબંધ હાથીદાંત પડી રહેતો ને તેમાંના તેલિયા પદાર્થ પર હાથ મારવા સારૂ કીડીકીટક જેવાં જીવડાં હલ્લો કરતાં! ત્યાંના વતનીઓ આ હાથીદાંતના થોડાઘણા દાગીના કરતા ને નાનીનાની વસ્તુઓ સુદ્ધાં બનાવતા; પણ બાકીનો ડુંગર એમનો એમ જ પડી રહેતો. ત્યાં મુખ્ય અધિકારીની કબરની આસપાસ મોટામોટા હાથીદાંત ઊભા ને ઊભા દાટી દેવામાં આવતા. જનાવરોના તબેલાને હાથીદાંતની વાડો બનાવતા કેટલેક ઠેકાણે ઘરોની છાપર આપણે જેમ વાંસનો ઉપયોગ કરીએ છીએ તેમ હાથીદાંત વપરાતો. એક ઠેકાણે હાથીદાંતનો દેવાલયમાં થાંભલા જેવો ઉપયોગ કર્યો હતો હાથીદાંતમાંથી યુદ્ધ માટે રણશિંગા પણ બનાવતા.

પહેરવાનાં વલયો, તથા ઝાડોની છાલ કૂટવા સારૂ મોગરીઓ તેમાંથી બનાવતા; લાકડાં કાપતી વેળા તેનો ફાચરની જગોએ પણ ઉપયોગ કરતા. આમ આ અજ્ઞાત પ્રદેશમાં હજારો વર્ષોનો હાથીદાંત પડેલો હતો, ત્યાંના લોકોને તેની કિંમત નહોતી ને હાથીને તેના દાંતને માટે મારવાનું તેઓ જાણતા નહોતા.

ઘણા વખત સુધી ઝાંઝીબાર આરબોના તાબામાં રહ્યું, પણ ઠેઠ ઓગણીસમા સૈકાની શરૂઆત પર્યંત તેમણે આફ્રિકાના ગર્ભમાં પ્રવેશ કર્યો નહોતો. પણ ઓગણીસમા સૈકાનો આરંભ સાથે આરબોમાં સાહસિક વૃત્તિ પ્રકટી. તેમણે ગુલામ અને હાથીદાંત મેળવવા સારૂ દેશના અંતર્ભાગમાં પ્રવેશ કર્યો. ત્યાંના લોકો પાસેથી તેઓ ખૂબ શાંતિથી એ બંને ચીજવસ્તુઓ લઇ આવતા. આરબ લોક પોતાના જેવજેવડા મોટા ટાંડા લઇને જંગલમાં જતા ને પછી સલુકાઇનો સંદેશો મોકલતા. આ આરબોએ હાથીદાંતની ખરીદી બદલ કર આપવાનું કબૂલ કર્યું. તેમજ તેમના પેસવાના પરવાના માટે પણ કર આપવાની શરૂઆત કરી. આ આરબ વેપારીઓ કમરે ખંજર રાખતા; ને તેમની સાથેના લોકો તલવાર ને ભાલાં રાખતા. આ સંરક્ષણને લીધે તેઓ નિર્ભયતાપૂર્વક ગમે ત્યાં પ્રવાસ કરી શકતા. ધીમેધીમે આ આરબો મુખ્યમુખ્ય કેન્દ્રો પર પોતાના બગીચા ને બંગલાઓ બાંધવા લાગ્યા ને કામચલાઉ રાજ્યવ્યવસ્થા પણ સ્થાપી. આફ્રિકાના જંગલોની વિષારી (ઝેરી) માખીઓના ત્રાસને લીધે જનાવરો પાસે ગાડીઓ ખેંચાવવાનું બનતું નહિ; તેથી હાથીદાંત વહી જવાનું કામ ગુલામો ઉપર પડતું. આ ગુલામોએ માથા પર હાથીદાંત લઇ જવો ને આવતી વખતે તેના બદલા તરીકે સામાન આણવો એવો કરાર થયો. પરસ્પર સમજણ ને સલુકાઇથી આ વેપાર ચાલુ હતો, પણ એટલામાં યુરોપિયન અને અમેરિકન વેપારીઓની ધાડ ત્યાં આવી ને એથી વેપારનું સ્વરૂપ બદલાયું. આ પાશ્ચાત્ય વેપારીઓની માગણીને લીધે હાથીદાંતની કિંમત ચડવા લાગી ને આરબોને વધુ ને વધુ અંદરના ભાગમાં જઇને સસ્તો તેમજ મોટા પ્રમાણમાં હાથીદાંત લઇ આવવાની જરૂર પડવા લાગી.

ત્યાંના જંગલી લોકોનાં ભાલાં—બરછીના કરતાં બંદુકો વધારે બળવાન હોવાથી ગોરાઓ આફ્રિકન લોકો પાસેથી હાથીદાંત વેચાતો લેવાને બદલે હવે બંદુકોને જોરે લૂંટવા લાગ્યા. તેમણે હાથીદાંતને માટે ગામનાં ગામ લૂંટયાં. બંદુકો તાકીતાકીને બીક બતાવીને લોકો પાસેથી તેમણે હતો તેટલો બધો સંગ્રહ લૂંટી લીધા પછી ત્યાંના જ લોકો પર એ લૂંટેલો માલ બંદર પર પહોંચતો કરવાની બળજબરી કરી. આવી રીતે દુર્બળોનો નિઃપાત કર્યા પછી તેઓ બલિષ્ઠો પાસેથી ખંડણી તરીકે હાથીદાંત લેતા. પણ એટલાથી યે તેમના મનનું સમાધાન થતું નહિ. જ્યારે તેમનો ઝાંઝીબાર પાછા ફરવાનો વખત આવતો ત્યારે આ સશસ્ત્ર આરબ ટોળીના માણસો વતનીઓના ઘરોને આગ લગાડતા, બાંધેલા લોકોને ખૂબ માર મારતા ને ધુમાડાથી તેમજ આગની જ્વાળાઓથી ગૂંગળાઇ ગએલા લોકોના ગળાંમાં ફાંસા નાખીને ને એક જ રાંઢમાં બાંધીને તેમને કિનારા પર લઈ જતા. ને પછી તેમને ઝાંઝીબારમાં લઈ જઇ ગુલામ તરીકે વેચી નાખતા. ગુલામોનો ને હાથીદાંતનો ધંધો આવી રીતે જોરમાં આવ્યાથી આરબોને વિશેષ મહત્વ પ્રાપ્ત થયું. હાથીદાંતની નિકાસ યુરોપ અમેરિકા તરફ વધવા લાગી ને ગુલામોની નિકાસ અરબસ્તાન તેમજ ઇરાનના અખાત તરફ વધવા લાગી.

સ્ટેનલે નામનો પ્રવાસી કહે છે કે, આરબોના તાબામાંનો હાથીદાંતનો પ્રત્યેક ટુકડો લોહીથી ખરડાએલો કે લોહીમાં બોળાએલો છે. પ્રત્યેક રતલ હાથીદાંતને માટે એકએક પુરુષના, સ્ત્રીના કે બાળકના પ્રાણ લેવાએલા છે; પ્રત્યેક પાંચ રતલને માટે એકએક ઝુંપડી સળગાવેલી છે; પ્રત્યેક દંતૂશળને માટે આખું ગામ સળગાવી મૂકેલું છે, ને વીશ દંતૂશળને સારૂ આખા જિલ્લાની પાયમાલી કરેલી છે. હાથીદાંતને માટે કરેલી આ અમાનુષી કતલની હોંશોહોંશે હાથીદાંત વાપરનારાઓમાંના ભાગ્યેજ કોઇને ખબર હશે. —ચિત્રમયજગત

## ટપાલની ટિકિટો પર રેંટિયો

આ નીચે બતાવેલી ટિકિટો રૂમાનિયાની છે. ૧૯૦૬ની સાલમાં તે રૂમાનિયામાં વપરાતી. એ ચારમાંની એકમાં રૂમાનિયાની રાણીને ઊન કાંતતી બતાવવામાં આવી છે. બીજીમાં રાણી શાળ ઉપર લુગડું વણતી જોવામાં આવે છે ને ત્રીજીમાં તેને બીમાર ગરીબની માવજત કરતી નર્સ તરીકે દાખવવામાં આવેલી છે. આવી દરેક ચાર સ્ટૅમ્પના સેટ કાઢવામાં આવ્યા હતા. આ મુજબ આર્મિનીઆની એક સ્ટૅમ્પ ઉપર પણ એ



આર્મિનિયન બાઇને રેંટિયો કાંતતી બતાવવામાં આવેલી છે. હકીકતમાં, યુરોપના દેશોમાં જે કપડાં ત્યાંની મીલોમાં બને છે તે તો ઘણે ભાગે એશિયા અને આફ્રિકા જેવા મુલકોમાં વેચવા મોકલવા માટે બનાવવામાં આવે છે, જ્યારે ત્યાંના લોકો તો પોતે હાથથી બનાવેલાં કપડાં પહેરવામાં જ પોતાનું ગૌરવ સમજે છે. —સી. તેજપાલ

## ચંદ્રની અસર

ચંદ્રમા ખેતીને કેટલે અંશે મદદ કરે છે તે જાણવા જેવું છે. એક લેખકે હમણાં જ એક પત્રમાં એવું લખેલું યાદ છે કે તેના પોતાના ગામમાં ખેડુતો ચંદ્રમાની ક્ષીણ થતી અવસ્થામાં એટલે કે અંધારિયામાં ડુક્કરના બચ્ચાંને મારતા નથી, કારણકે તેઓ માને છે કે જો તેઓ તેમ કરે તો ડુક્કરનું માંસ ખાવા લાયક રહે નહિ. કેટલાક ખેડુતો માને છે કે શુકલપક્ષ એટલેકે ચંદ્રમાની અભિવૃદ્ધિનો સમય બી વાવવા માટે, ધાન્ય ઉગાડવા માટે અનુકૂળ છે, એટલે તેઓ બીજના ચંદ્રમા પહેલાં કે તે જ વખતે ખેતરમાં બી વાવે છે. સ્વાનુભવવાળા કેટલાક કૃષિકારો માને છે કે બિલાડીના ટોપ શુકલપક્ષમાં સરસરીતે ને ઝડપથી ઊગી નીકળે છે. મરઘીના સેવનનો સમય પણ શુકલપક્ષનો રાખવામાં આવે છે જંગલમાં રહેનારાઓ માને છે કે ચંદ્રમા ઇમારતી લાકડાં ઉપર પણ અસર કરે છે. ફ્રાંસ અને ઇંગ્લંડમાં તો એવી માન્યતા પ્રચલિત છે કે ઇમારતી લાકડાં—ખાસ કરીને સાગને—કૃષ્ણપક્ષમાં જ પાડવાં જોઇએ, કારણ તેથી લાકડાં ઓછાં કહોવાય છે; પણ જો શુકલપક્ષમાં કાપવામાં આવે તો વધારે લાકડાં નાશ પામે. આ માન્યતા છેક રોમનોના વખતથી ચાલતી આવી છે.

## ખાંડ અને ગોળ

આપણા દેશમાં દર વરસે ૫ કરોડ ૬૦ લાખ મણ ખાંડ દરિયાપારના મુલકોમાંથી આવે છે. જ્યારે આપણા દેશમાં પુષ્કળ ગોળ અને ૫૬ લાખ મણ ખાંડ પેદા થાય છે. આશરે ૪૦ વર્ષ ઉપર આપણે વિદેશી ખાંડ લગભગ બિલકુલ વાપરતા નહોતા. તે વખતે હાલ કરતાં નાતવરાનું જોર ઘણું હતું, તોપણ વિદેશી ખાંડ વાપરવાની આપણને બીલકુલ જરૂર પડતી નહોતી. તો પ્રશ્ન એ ઊઠે છે કે આપણા બાપદાદાઓ વિદેશી ખાંડ વગર સારાસારા નાતવરા કેવી રીતે કરતા હતા અને મીઠાઇઓ વગેરે પકવાન્ન પણ કેવી રીતે વાપરતા હતા? તેમનાં શરીર પણ આપણા કરતાં વધારે સશક્ત તથા તંદુરસ્ત હતાં અને રોગ તો તેમનાથી દસ ગાઉ દૂર નાસતો હતો. તેમના જ વંશજો આપણે વિદેશી ખાંડને આશરે પડી પરાધીન અને કંગાલ જીવન ગાળીએ છીએ. હકીકત એ છે કે પ્રથમના એ લોકો ઘણે ભાગે લાડુ તથા શીરામાં ગોળનો જ ઉપયોગ પુષ્કળ કરતા. પણ દુર્ભાગ્યે કોઈ શ્રીમંતોએ પોતાની શ્રીમંતાઇનો ઠાઠ બતાવવા ખાંડનો વાપર નાતવરામાં શરૂ કર્યો અને દેખાદેખીથી બીજાઓએ તેમનું અનુકરણ કરી ખાંડ વધુ ને વધુ પ્રમાણમાં વાપરવા માંડી. ખાંડ કરતાં ગોળ એ વધારે શક્તિશાળી તથા બળ આપનાર છે તેમજ નીરોગી જીવન માટે ગોળ ઘણો ઉપયોગી છે. માંદા માણસ પણ ગોળનો ઉપયોગ કરી શકે. આપણા દેશમાં ખાંડના વધેલા પ્રચારને પહોંચી વળવા જેટલી ખાંડ તૈયાર થતી નહોતી અને ખાંડ બનાવવાની આપણી જૂનીપુરાણી રીતોને લીધે આપણે ખાંડ સસ્તી પણ બનાવી શક્યા નહિ અને હરીફાઇમાં વિદેશી ખાંડ સસ્તી પડવા માંડી એટલે આપણે સોંઘો માલ ખરીદવા માંડી દેશી ખાંડના ઉદ્યોગને ફટકો મારી દેશદ્રોહનું પાપ કર્યું.

ખાંડ એ જીવનની અનિવાર્ય વસ્તુ નથી. ગોળ એની જગ્યાએ હમેશાં વાપરી શકાય છે; અને ચાહ કૉફી જેવાં વ્યસન છોડવામાં આવે તો ખાંડ ક્યાં વાપરવી એ પ્રશ્ન જ થઇ પડે. હાલમાં હિંદુસ્તાન સરકાર ખાંડના ઉદ્યોગને રક્ષણ આપવા તૈયાર થઇ છે અને પંદર વર્ષ સુધી આપણા ખાંડના ઉદ્યોગને રક્ષણ આપવા સારૂ વિદેશી ખાંડ ઉપર આકરી જકાત નાખી છે. સરકારના ખેતીવાડી ખાતાના નિષ્ણાતોએ શેરડી સંબંધે જે શોધખોળો કરી છે તેને લીધે હરીફાઇમાં ટકી શકે એવી શેરડી આપણાં ખેતરોમાં પકવી ખાંડ બનાવવાના કારખાનાં છેલ્લામાં છેલ્લી ઢબે સફળ કરી શકાશે એવો અભિપ્રાય આપ્યો છે. આ નવી પદ્ધતિએ જે ખાંડ બનશે તેને સાફ કરવામાં હાડકાંનો ઉપયોગ કરવાની જરૂર રહેવાની નથી. એ ખાંડને રક્ષણ મળવાનું હોવાથી વિદેશી ખાંડ કરતાં એ વધારે મોંઘી નહિ રહે. ખાંડનો ઉદ્યોગ હિંદુસ્તાનમાં મોટા પાયા ઉપર પહેલાં ચાલતો હતો તે હવે પુનર્જન્મ પામશે અને વિદેશી ખાંડ વગર નભાવી લેવાય એવી પરિસ્થિતિ થોડાં વર્ષમાં થશે. એ સ્થિતિએ પહોંચતાં સુધી સ્વદેશી ખાંડ અને ગોળનો જ ઉપયોગ કરવો અને વિદેશી ખાંડ વગર ચલાવી લેવા પ્રયત્ન કરવો એ આપણો ધર્મ છે. (નવ-ગુજરાત)

## જૂનું સ્મરણ

હિંદી વિદ્યાર્થી પોતાના વિલાયતના પ્રવાસની વાત કરતો હતો. એક વાર લંડનમાં મોટરબસમાં બેસી તે એક અંગ્રેજ મિત્રને મળવા જતો હતો. એવામાં એક દુબળો પાતળો ઘરડા જેવો લાગતો અંગ્રેજ એક સ્ત્રી સાથે એ જ બસમાં ચડ્યો. બસ પૂરેપૂરી ભરેલી હતી. બેસવાની જગ્યા ન હતી. પહેલાં વિલાયતમાં એવો શિષ્ટાચાર હતો કે મોટર, ટ્રામ કે ટ્રેઇનમાં જો બેસવાની જગ્યા ન રહે ને કોઇ સ્ત્રી આવી ચડે તો મરદે ઊભા થઇને જગ્યા આપવી જોઇએ. પરંતુ 'સફ્રેજિસ્ટ' આંદોલન થયા પછી જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં સ્ત્રીઓ પુરુષોની બરાબરી કરવા લાગી અને ધીરેધીરે એ નિયમ પણ ઊડી ગયો. હવે તો સ્ત્રીઓ આવે છે ને જગ્યા ન હોવાને કારણે ઊભી રહે છે પરંતુ કોઇ દરકાર નથી કરતું પેલા બુઢ્ઢાએ આહીંતહીં જોયું પણ બેસવાની જગ્યા ન દીઠી. બેસારૂઓમાં વિદ્યાર્થી હિંદી છે એમ જાણી બુઢ્ઢાએ કહ્યું, 'જરા જુઓ છો? સ્ત્રી

ઊભી છે અને તમે બેઠા છો! ઊભા થઈને એને જગ્યા આપના નથી? તમે હિંદુસ્તાનીને જરા પણ વિવેક આવડતો નથી.'

વિદ્યાર્થીએ જવાબ આપ્યો, 'હું શા માટે ઊભો થાઉં? તમારા પોતાના જ દેશવાસીઓને તમે શા સારૂ જગ્યા આપવાનું નથી કહેતા? એમનામાં બહુ વિવેક છે ખરું ને? અહીં તમારા જોઇએ એટલા દેશભાઇઓ બેઠા છે.'

બસમાં બેઠેલા સૌ મુસાફરો બુઢ્ઢાને લડવા લાગ્યા, 'તમે આમ એક વિદેશીને શા સારૂ ધમકાવો છો? એ શા માટે ઊભા થાય? આજકાલ સ્ત્રીઓ સારૂ કોઇ ઊભું થતું નથી. અને તમે તમારા દેશવાસીઓને શા સારૂ નથી કહેતા?'

ચારે બાજુથી ટીકટીક સાંભળ્યાથી બુઢ્ઢો ચૂપ થઇ ગયો. પોતાને ઊતરવાની જગ્યા આવવાથી વિદ્યાર્થી ઊતરી પડ્યો. એ જ જગ્યાએ પેલો બુઢ્ઢો અને તેની સાથેની સ્ત્રી પણ ઊતર્યાં. વિદ્યાર્થી થોડે દૂર આવેલા પોતાના મિત્રના મકાનમાં પેઠો. એનો મિત્ર બીજે માળ રહેતો હતો. એણે દાદર ચડીને બારણું ખખડાવ્યું. એટલામાં પેલો બુઢ્ઢો પણ એ જ મકાનના દાદર ઉપર ચડવા લાગ્યો અને ત્રીજા માળના દાદર ઉપર ચડ્યો. વિદ્યાર્થીના મિત્રે દરવાજો ઉઘાડતાં એ અંગ્રેજને જોયો હતો. વાતચીતમાં મિત્રે પેલા વિદ્યાર્થીને પૂછ્યું, 'તમે પેલો ઉપર ચડ્યો એ બુઢ્ઢાને ઓળખો છો?' વિદ્યાર્થીએ ના પાડી.

મિત્રે કહ્યું, 'નહિ? એ તો લાંબા વખત સુધી હિંદમાં રહેલો છે એનું નામ સર માઇકલ ઓડ્વાયર — (વિશાળ ભારત)

## સૌથી વૃદ્ધ જીવતું વૃક્ષ

કેલિફોર્નિયા (અમેરિકા)માં શીકુયાના નેશનલ પાર્કમાં જનરલ શેરમન નામનું વૃક્ષ છે, તે ચાર હજાર વર્ષ પહેલાં ઊગ્યું હશે એવી ગણતરી થઈ છે. ગ્રીસની જાહોજલાલી અને ઇજિપ્તના પીરામીડોના યુગમાં તે પુખ્ત વયે પહોંચ્યું હશે, અને ઇસુ ખ્રિસ્તના જન્મ સમયે તેણે ૨૦૦૦ વર્ષ તો જરૂર પૂરાં કરી કાઢ્યાં હશે! અને હજુ તો તે જુવાની ભોગવે છે! આટલી વય તથા અનેક દાવાનળોના હુમલા છતાં તેનાં મૂળ આગળ આજે હજારો બચ્ચાંકચ્ચાં ખેલી રહ્યાં છે. આ જાતનાં વૃક્ષમાં પોતાના ઘા રૂઝવી લેવાનો અજબ ગુણ છે. આજે તેના ઘામાંથી ૪૦ ટકા જેટલો રસ ખેંચાઇ જાય છે, પણ તેમ છતાં ૨૦૧૨માં તો પાછું એ હતું એવું બની રહેશે. આ જાતનું સાધારણ ઝાડ ૮૦ ફૂટ ઊંચું અને ૧૨ ફીટના ઘેરાવનું હોય છે; પણ જનરલ શેરમન ૨૭૩ ફીટ ઊંચું છે ને થડ આગળ ૧૯ ફૂટ ઘેરાવનું છે જમીનથી ૧૦૦ ફીટ ઊંચે તેનો ઘેરાવ ૫૮ ફીટ છે. આ એક જ વૃક્ષનાં લાકડાંથી પાંચપાંચ ઓરડાવાળાં ૫૦૦ ઘરો બાંધી શકાય એવડું તે જંગી છે!

## મીઠાઇ ફાયદો કરે છે!

સાધારણ રીતે મીઠાઇ શરીરને નુકસાન કરે, પણ જો ભોજન લીધા બાદ તુરત ખાવામાં આવે તો તે નુકસાનકારક થતી નથી. ચોખ્ખી મીઠાઇ બાળકો માટે હિતકર છે, કારણ કે શરીરનું કાઠું બંધાવામાં તેની જરૂર છે. બાળકના ખોરાકમાં મીઠા કરતાં સાકર વિશેષ જરૂરની છે. અંજીર, ખારેક અને મીઠાં ફળોમાં આવતી સાકર બાળકને અનેક ફાયદા કરે છે અને તેવા પદાર્થો ખાવાની ટેવ વધારવી જોઇએ જમવા ઉપર થોડીક સારી મીઠાઇ બાળકને ખાવા મળવી જોઇએ. (મોડું નહિ) અને તે પણ જલ્દી ખાઇને દાંત સાફ કરી નાખે તો જરા યે નુકસાન નહિ કરે ખાતાખાતાં જે પાચનરસ Gastric juice નો મવાદ ચાલુ થયો હોય છે તેને મિલાવી દેવામાં મીઠાઇ મદદગાર બને છે. ખાવાના ટંકોની વચ્ચેના વખતમાં આ રસ જોરમાં નહિ હોવાથી તે વખતે મીઠાઇ ન જ ખાવી જોઇએ મીઠાઈ ખાધા પછી દાંત બરોબર સાફ કરવાનું ભૂલવું ન જોઇએ. ગરીબ માણસોને રોજ થોડી પણ મીઠાઇ ખાવી ન પરવડે તેઓ ગોળ ખાવાનું રાખે તે પણ ફાયદો કરે.

## રબરટાયરની રેલવે

ફ્રેંચ ટાયર કંપનીના એન્જિનીઅરોએ તે બનાવી છે. તેનો એક ડબો જંગી પૅસેંજર મોટરબસ જેવો લાગે છે. તેનાં ટાયર ચાર ઇંચ જેટલાં પહોળાં છે અને તેને માટે સાધારણ બસ કરતાં ત્રીજા ભાગનો ખર્ચ આવશે આથી રેલવે કંપનીને થતી ખોટ અને અટકી બચશે તેને લગભગ ૭૦ માઇલની ઝડપ પર મૂકતાં છતાં ય લોકો આંચકા વિના બેસી શકે છે અને વાતચીત કરી શકે છે. ચાલુ ટ્રેનની અતિ ધીમી પડતા ૧૧૦૦ વારથી એક મારવી પડે છે, જ્યારે આ ટ્રેન ગાત ૧૦૦ વારથી એક પકડે છે. પૈડાના ટાયરમાં પંકચર પડે તો તેને ઊંચકી રાખવાને સાથે જ લાકડાનાં ચક્કરો રાખ્યાં છે જેથી અકસ્માત વખતે અટકી જવાનું બનશે નહિ.

## હેક્ટોગ્રાફની સાદી રીત

તમારે નોટીસો, પરીક્ષાપત્રો કે કાર્યક્રમની ઘણી નકલોની જરૂર પડે ત્યારે હેક્ટોગ્રાફ બહુ ઉપયોગી થશે તે માટે ઘણી વે રીતો હોય છે, પણ સાદામાં સાદી આ છે: પાંચ તોલા જેટલો સૂકો સરેસ પાશેર પાણીમાં પલાળી રાખો. તે તદ્દન ઓગળી ગયે ધીમે તાપે ગરમ કરવો. બહુ ઊકળી ન જાય તેનું ધ્યાન રાખવું. જાડો શીરા જેવો થયો લાગે ત્યારે તેમાં આઠ ઔંસ ગ્લિસરીન અને છ ટીપાં કારબોલિક ઍસિડ નાખવાં. આ પ્રવાહીઓને લીધે હેક્ટોગ્રાફ કડક થઈ જશે નહિ પછી તેને સફેદ બનાવવાને પારીસ વ્હાઇટ, ફ્રેંચ ચૉક અથવા ચાઈના ક્લે જેવી એકાદ ચીજ નાખવી છેવટે તેને પોણા ઇંચ ઊંડી છીછરી ચોખંડી પતરાની રકાબીમાં ઢાળી દેવું. સાધારણ રીતે દસેક કલાકમાં તે ઠરી જશે.

તે પરથી નકલ કાઢવાને કોઇ પણ એનીલાઇન રંગથી બનાવેલી ઘાટી શાહીથી એક કાગળ પર જોઈતું લખાણ કે ચિત્ર પાડવું અને તેને થોડી વાર સૂકાવા દઇ હેક્ટોગ્રાફની સપાટી પર તે એકસરખો ચોંટી દઇ અંદર શાહી ઊતરે એટલી વાર રાખવો. પછી કોરા કાગળો લઈ એક પછી એક સરખા

સપાટ દાબતાં જંઓ એટલે ઘણી નકલો ઊતરશે. છેવટે સપાટી પાણીના પોતાથી લૂછી સાફ કરવી. હેક્ટોગ્રાફ બહુ કડક થઇ ગએલું લાગે ત્યારે ગરમ પાણીમાં આખી રકાબી ઝબકોળી કાઢવી એથી તે નરમ થશે.

### દૂરદર્શકયંત્ર 'ટેલીવીઝન'

આજે અમેરિકામાં ૧૫,૦૦૦ ઘરમાં આ યંત્રો ચાલુ થઇ ગયાં છે. ન્યૂ યોર્ક, શિકાગો, બોસ્ટન, વૉશિંગ્ટન વગેરે શહેરોમાં રોજ સવારસાંજ દશ્ય શ્રાવ્ય 'બ્રૉડકાસ્ટિંગ' ચાલુ થઇ ગયું છે. ત્રણ જાણીતાં કારખાનાં આવાં યંત્રો વેચવામાં ખાત્રીદાર ગણાયાં છે. આ સજીવ ચિત્રદર્શક બોલતાં યંત્રોનો પડદો ૩×૫ ઇંચ અથવા ૮×૮ ઇંચનો હોય છે. બીજા લેન્સની મદદ લેતાં તે ઉપર ૨½×૨½ ફૂટ જેવડું મોટું ચિત્ર પણ કરી શકાય છે. દશ્ય બ્રોડકાસ્ટિંગમાં ઘણી જાતના જલસા રજુ કરવામાં આવે છે. આ યંત્ર હજુ તો ઘણા સુધારા માગે છે પણ તે એટલી ઝડપથી પ્રગતિ પામ્યું છે કે તેની સંપૂર્ણતા માટે હવે વર્ષો નહિ પણ થોડા મહિના જ જોઇશે. ૧૮૮૪માં Nipkov (નિપ્કૉવ) નામના રશિયને એક સ્કૅનિંગ ડિસ્ક બનાવી હતી તેમાંથી ચિત્રના છાયાપ્રકાશના ખંડો થઇ જતા હતા. એ જ માણસને જો હાલનાં વીજળીક સાધનો મળ્યાં હોત તો આ યંત્ર દુનિયાને વહેલું મળ્યું હોત. આ યંત્ર પાછળ માણસો એવા તો લાગ્યા છે કે ઇથર પર કાબુ લેવાને છ વર્ષ લાગશે એમ મનાતું તેને બદલે હવે ત્રણ જ વર્ષ ગણાય છે.

### અખંડ ગતિવાળો નવો અજબ સીનેકૅમેરા

સાધારણ સીનેકૅમેરામાં ચિત્રોનાં ચાલતાં રૂપોની જુદી-જુદી છબીઓ પડે છે અને પછી પ્રકાશની મદદથી તે પડદા પર ઝડપી ક્રમે આવીને ગતિનો ભાસ કરાવે છે. આ છબીઓ જેટલી ઝડપથી બદલાય છે તેટલી જ ઝડપથી વચ્ચેવચ્ચે એક પડદો (શટર) ઉઘાડવાસ થાય છે. આ શટર ઊઘડે એટલી ઘડી ફિલ્મનું ચિત્ર અટકે છે ને તેને લીધે તે સહેજ આંચકો ખાય છે.

પણ આવા શટર વિનાનો અને સતત ગતિ જાળવનારો સીનેકૅમેરા હમણાં બન્યો છે. તેનો કર્તા ગૅબ્રિયલ ગોશિયા મારેનો મેક્સિકોનો એક શ્રીમંત બૅંકર છે. તેની જિંદગીનો શોખ આવાં હર્ષોત્પાદક યંત્રો કરવાનો છે. સીનેમેટોગ્રાફના મૂળ સિદ્ધાંતમાં કિરણદ્વાર આગળ બદલાતી ફિલ્મ મુખ્ય ગણાય છે, અને આજ સુધી કોઇ તે સિદ્ધાંત બાજુએ મૂકીને નવી દિશામાં પગ મૂકી શક્યું નહોતું. ભલભલા બાહોશ કારીગરો પણ આવી શોધને અસંભવ માનતા.

આ નવા કૅમેરામાં ફિલ્મ ઉપર અને લેન્સથી જ ચાલતું ચિત્ર લેવાય છે; તે સિવાય બધું જ નવા પ્રકારનું છે. માત્ર આકૃતિ નવી છે એમ જ નહિ; આખો સિદ્ધાંત બદલાય છે. બહારના દેખાવમાં તો તે ચાલુ કૅમેરાથી થોડા જ ફેરવાળો છે, પણ અંદરથી તો તમામ રચના જુદી છે. ફિલ્મ એમાં પાછળની બાજુએ જાય છે અને ફેરતી થૈ સળવળ ગતિ કરી આગળના ચક્રમાં પહોંચે છે ને ત્યાં દવાવાળી બાજુ ઊંધી વીંટાય છે. (જ્યારે આજ સુધી દવાવાળી બાજુ ઉપર રહેતી) આમ છતાં આ કૅમેરાની કરામતની સાદાઈ તરત દેખાઇ આવે છે. ઘણા લેન્સ ચડાવેલું એક ચક્ર અને બેત્રણ દાંતાવાળા મોઢિયાં જ માત્ર ગતિમાન રહે છે, અને આટલો જ ભાગ કૅમેરાનું ખરું હાર્દ છે. તેમાંની મુખ્ય ધરી ઉપર આઠ ખૂણાવાળી એક મજબૂત પ્લેટ ચડાવેલી છે ને તેની ફરતી કિનારી પર આઠ લેન્સ ચડાવેલા છે, જે કૅમેરાના લેન્સની જગ્યાએ વારાફરતી આવે છે અને ગતિ સાચવી લે છે. આ લેન્સ તેના શોધકની કલ્પના પ્રમાણે જ બનાવવામાં આવ્યા છે અને તેની ચોકસાઈ ૧૦,૦૦૦ અંશ જેટલી છે. પણ જો ફિલ્મ વખતોવખત બંધ ન થાય તો ચિત્ર પડે શી રીતે? આને માટે શોધકે બહારના ભાગમાં એક પતરું ગોઠવ્યું છે, જેમાં ૩૬૦ ખંડ આપી શકાય છે. આ તો અઘરી કથા થઇ. આ રચનાથી ફિલ્મની સતત ગતિ અને કોઇપણ જાતના આંતરાના અભાવને લીધે તે અંશોમાં અજબ વધારો કરી શકાય છે.

હાલના કેમેરા એક મિનિટે વધુમાં વધુ ૯૦ ચિત્રો લે છે, જે વખતે શટરનું છિદ્ર ૧૭૦ ડિગ્રીનું હોય છે અને દરેક ચિત્રને ૧/૪૮ સેકંડ સુધીનો પ્રકાશ મળે છે. પણ છિદ્ર બહુ જ નાનું હોય ત્યારે ૧/૨૪ સેકંડ જેટલો વખત માગે છે. આ નવા કૅમેરામાં કોઇપણ મુખ્ય ભાગ ફોકસ કરતાં હાલતો નથી. ફોકસિંગ ચાલુ રાખીને કૅમેરામાં ચિત્ર જ લઇ શકાય નહિ તેમ હોવાથી એક જુદો જ મિરર્ગ કૅમેરાની આગળ રાખવામાં આવે છે. તે મારફત ફોકસ મેળવી તેને બાજુ કરી લઇ ફિલ્મ ચાલુ કરવાથી ચિત્ર બરોબર ઊતરે છે. તે ઉપરાંત વધુ અજબ કરામત તો પ્રકાશનું માપ સાચવતી ફોટો-ઇલેક્ટ્રિક રચના છે, જેથી બહારના પ્રકાશ પ્રમાણે અંદરની એક સોય ફોકસની ગતિ મેળવી લે છે: કૅમેરાના મુખ્ય ભાગો સ્થિર રહેતા હોવાથી અવાજ બહુ જ નજીવો રહે છે. ચિત્રો પણ દર સેકંડે આઠથી માંડી ત્રણસો કે હજાર સુધી પાડી શકાય છે. આને લીધે સ્વરવાચક ફિલ્મ લેવામાં આ કૅમેરા બહુ સુગમ છે.

### પાણીમાં તરે એવી હળવી ઈંટો

હાલની ઈંટોના પાંચમા ભાગના વજનવાળી, પાણીથી પણ હળવી, આ નવી ઈંટની શોધ અમેરિકાના રસાયણીઓ સમક્ષ ડૉ. ચાર્લ્સ ફ્રેડરિક બર્ગેરે રજુ કરી છે. તેને પાણીમાં તરતી મૂકીને તેણે જણાવ્યું કે એમ ને એમ વરસ સુધી રાખો તો પણ તરશે; છતાં તે મજબૂતીમાં અને ટકાઉપણામાં એટલી ચડિયાતી છે કે દુનિયાના ઊંચામાં ઊંચા મિનારા કે મકાનો ટકાવી શકશે. આટલી હળવી ઈંટથી મકાનનું બાંધ-કામ બેવડી ઝડપે ચાલશે: એટલે ખર્ચ પણ કમી આવશે.

---

મુસાફરઃ કોઇ મોટા માણસો આ શહેરમાં જન્મેલાં ખરાં?
વતનીઃ ના, અમારે ત્યાં તો બાળકો જ જન્મે છે!

રોમના એક દેવળમાં ઊંચા ઘુંમટ પરનાં કેટલાંક મહાત્માઓનાં ચિત્રોમાં દોષ કાઢતાં વડા ધર્મગુરુએ કહ્યું, 'એ-માંના માણસોને અલંકાર કેમ પહેરાવ્યા નથી?' ચિત્રકારે જવાબ આપ્યો: અ-લંકાર શ્રીમંતો જ પહેરે છે; અને એવા લોકો એટલે ઊંચે ચડી શકતા નથી!"

મનુષ્યેતર પ્રાણીને માટે ગુજરાતીમાં બે શબ્દો પ્રચલિત છે: જનાવર અને જનાવર. તેમના અર્થ જોતા બીજો શબ્દ વધારે અનુકૂળ તથા બંધબેસતો લાગે છે. જાનવર=(જાન=જીવ+વર=વાળું) જીવ વાળું; જનાવર=(જન=માણસ+અવર=બીજું) માણસ સિવાયનું બીજું પ્રાણી

કોઇપણ રકમને તેજ રકમ વડે બે વાર ગુણો. પછી ગુણાકારને ૭ આંકના ૯ વડે ભાગો, તો કાં તો ભાગ ચાલશે અથવા શેષમાં ૧ વધશે અથવા ૧ ઘટશે; ચોથું થાનું કદી થવાનું નહિ (શા સ.એ.)

સોડા પાણીને ભારે બનાવે છે; સાબુ નરમ બનાવે છે. હજામતના સાબુમા બને હોય છે. હજામત કરતાં પહેલાં વાળ પર તેલનો આછો હાથ ખૂબ મસ-ળવાથી વાળ સહેલાઇથી નીકળી આવશે.

કદાચ ગુંદરપટ્ટીને આ રીતથી જમે તેનો ઉરો ગએલો કાંટો પણ એક જ રાતમાં ખેંચાઇને બહાર આવી જાય છે.

'માણસની જિંદગીનું વર્ણન કરો, જોઇ!'
'જુવાનીમાં માણસ ભૂલ કરે છે, મોટપણે પેટ ભરવાની ચિંતામાં પડે છે, ઘડપણમાં આગલાં કર્મો માટે પસ્તાય છે.'

દુનિયામાં સૌથી લાંબી નદી ઉત્તર અમે-રિકામાં ને સૌથી પહોળી નદી દક્ષિણ અ-મેરિકામાં છે. સૌથી ઊંચો પર્વત એશિયા-માં છે; સૌથી ઊંડું મહાસાગરનું તળિયું પાસિફિકમાં છે. ક્યાં ને ક્યાં તે જાણો છો?

કલકત્તાના વનસ્પતિ-ઉદ્યાનનો વડ દુનિયાભરમાં સૌથી વધુ વિસ્તારવાળુ વૃક્ષ ગણાય છે. તેનો ઘેરાવો ૧૦૦૦ ફીટ છે.



ઇ.સ. ૧૭૭૪માં જન્મેલો તુર્કસ્તાનનો ૧૫૮ વરસનો આ વનની ઝારો આગા જગતભરમાં બુઢ્ઢામાં બુઢ્ઢો ગણાય છે. તે આજ સુધીમાં બાર વખત પરણ્યો છે; ત્રણ વખત તેના દાંત ફરી ઊગ્યા છે, વગેરે એના વિષેની હકીકતો જાણીતી છે. જીવનમાં તેણે કદી દારૂ પીધો નથી એ તેના આ દીર્ઘાયુનું એક કારણ છે અને તેથી દારૂનિષેધના કાર્ય માટે તેને હમણાં અમેરિકાની સફર કરાવી હતી.

ગરમીને લીધે આવેલી આંખે કેળાનાં ફાડયાં બાંધવાથી આરામ મળશે.

ચીનનો માઇલ ૬૦૯ વાર્ડનો છે; ફ્રાન્સ, હોલૅંડ ને બેલ્જિયમનો માઇલ, ૧૦૯૪ વાર્ડનો, રશિયા-નો ૧૧૬૭ વાર્ડનો, સ્વી-ડનનો ૧૧૬૦૦નો, ઈટા-લીનો, ૨૦૨૫, સ્પેનનો ૧૫૨૨, નોર્વેનો ૧૨૧૮૨ ને હિંદુસ્તાનનો ઇંગ્લૅંડ-અમેરિકાનો માફક ૧૭૬૦ વાર્ડનો માઇલ ગણાય છે.

લીમડાનાં પાન અને ગોળને પીસીને બનાવેલી લૂગદી ગૂમડા ઉપર રામબાણ છે. પહેલી લૂગદી પર બેચી દહી મૂકે કરશે, ને બીજી રૂઝ આણવા માંડશે.

જનરલ નાગાઓકા નામનો જાપાની આંતરરાષ્ટ્રીય મૂછમંડળનો પ્રમુખ છે તેની મૂછો આખી દુનિયામાં ફાંકડામાં ફાંકડી ગણાય છે. એ એક છેડાથી બીજે છેડા સુધી ૨૦ ઇંચ લાંબી છે અને મા-થાની પાછવાડે તેના છેડા પહોંચાડી ગાંઠ બાંધી શકાય છે. (પણ અમે 'કુમાર'ના ૧૭મા અંકમાં જેનો પરિચય આપેલો તે લાઠીના ભુરખિયા ગામના અમીર હવાલદાર હેસુર આ જાપાની કરતાં તા ખ્યાલમાં નહિ હોય. એ બાઇની મૂછો-નો દરેક છેડો ૩૪ ઇંચ લાંબો છે)

બાજરીનાં દરની માટી એટલી ઠંડી હોય છે કે તેને પાણીમાં કાલવી દાઝે ચોપડવાથી દુખતું મટી ઠંડક થઈ જાય છે

અમેરિકાના મિનેસોટા પરગણાના સિટલફોર્ડ ગામની મિસ સેન્ટ નામની બાઈ પાસે એક બાજ છે તેનાં શીંગડાં સાંધામાંથી બહાર કાઢી શકાય છે, તથા પાછાં બેસાડી દઇ શકાય છે!



ઘરમાં જોડા પહેરવા એ આપણી જેમ જાપાનમાં અવિનય ગણાય છે; છતાં આપણી જેમ તેઓ બધે એક જ પ્રકારના જોડા પહેરતા નથી. એ કલારોખી સમ-પ્રસંગપ્રસંગને માટે જુદી જુદી જાતના જોડા રાખે છે. ઘરની સપાટો ઉપરાંત રસ્તે ફરવાના, નાટકશાળામાં પહેરવાના, એમ વિવિધ પ્રકારના જોડા હોય છે. આ ઉપર બતાવ્યાં છે તે લાકડાના ઊંચા ટેકાવાળાં ચંપલ તેઓ ચોમાસામાં વાપરે છે

KUMAR Reg. No. B. 1806



■ 'કુમાર'ના ૧૦૦ અંક નીકળે એ એક વખતનું સ્વપ્ન હતું આજે તે ફલિત થતાં ધન્ય ક્ષણ માનું છું. આ ૧૦૦મા અંકને આ યુગનો પ્રતિનિધિ અંક કરવાની ભાવના કરી ત્યારે અત્યંત હૃદયવિક્ષોભ થયો હતો. અત્યારના વિકટ દેશકાળમાં આ પ્રસંગની ઉચિતતા લાગશે કે નહિ, અગર આનંદ સફળ થશે કે નહિ તેનાં મંથનોએ ઘડીભર પ્રવૃત્તિ રોકી નાખી હતી. છતાં ઇશ્વરેચ્છા પર વિશ્વાસ રાખી તૈયારીઓ ચાલુ કરી. ધીમેધીમે પણ મિત્રો, શુભેચ્છકો, લેખકો ને કલાકારોએ તેમની 'કુમાર'પ્રીતિ સંપૂર્ણ દાખવી મને ખરેખર ઉપકૃત કરી દીધો. તે સૌના સહકારને લીધે જ આ અંક વાચકો સમક્ષ આ રૂપમાં રજુ કરવા ભાગ્યશાળી થયો છું. તેનું યોગ્ય મૂલ્યાંકન તો સમય કરશે; પરંતુ આ વિરલ ને સુભગ પ્રસંગે 'કુમાર'ના વાચકો સમક્ષ અગાઉ નહિ કહેલી કેટલીક વાતો રજુ કરવાની તક લઉં છું.

■ પ્રખ્યાત વીસમી-સદી માસિકના અધિપતિ સ્વ. હાજીમહમ્મદ અલારખિયા શિવજીના નિકટ સહવાસમાં ગાળેલાં પાંચ વર્ષોએ મને ચિત્રમય પત્રકારિત્વનો નાદ લગાડ્યો. એમની પાસે આવતા અનેક પરદેશી સુંદર પત્રો જોઇ આપણા દેશની પાછળ રહેલી હાલત માટે હમેશાં અસંતોષ રહેતો. પણ એ યુગમાં તો હાજીમહમ્મદ કરતાં કોઇની નજર આથી પહોંચતી નહોતી એટલે તેમના સાથમાં રહી બને તેટલી સેવા કરી છૂટવાના સંકલ્પો કરેલા; અને તેઓ આજે હયાત હોત તો મેં આ પ્રકાશનપ્રવૃત્તિનાં કોકડાં બાંધ્યાં હોત કે કેમ તે પણ મારે મન પ્રશ્ન છે.

■ એમનો દેહવિલય થયા પછી મારે મન ગુજરાતને કળા-



સ્વ. હાજીમહમ્મદ

સાહિત્યમાં કોઇ દોરનારું રહ્યું નહિ; અને પછીથી બીજાં પત્રો મારફત જેટલાજેટલા પ્રયત્નો થયા તે બધા અર્ધદગ્ધ અને અસંતોષકારક લાગ્યા દરમિયાન મારી આસપાસ એક મિત્રમંડળ જામ્યું અને સાહિત્યનું સુંદર વાતાવરણ જમાવી રહ્યું હતું. રોજરોજ બહાર પડતાં આપણાં સામયિકો અને પત્રોની વિચિત્ર કલાયોજના જોઇ એ બધાને ઉકળાટ થતો. એ શાંત કરવાનો કોઇ યોગ્ય માર્ગ ન દેખાયો ત્યારે એ બધાના સહકાર પર વિશ્વાસ રાખી મેં આ સાહસમાં ઝંપલાવ્યું. મારા એ મિત્રોનો એકસાથે એવો મત હતો કે એક શિષ્ટ પંક્તિનું ગુજરાતી માસિક કાઢવું જોઇએ. પણ મને લાંબા વખતથી સમજાયું હતું કે સાહિત્યનો ઊંચો રસ ભોગવવાને પણ પ્રજામાં સાહિત્ય અને રસવિષયક બીજી ઘણી પ્રાથમિક સામગ્રી પીરસવી જોઇએ. વિજ્ઞાન, સાહસ અને ઉદ્યોગો પણ ભૂલવાં ન જોઇએ. એ બધાંએ ઉદારતાથી મારા માર્ગને પસંદ કર્યો અને આજ સુધી સક્રિય સાથ આપ્યા કર્યો છે. એમના એ સહકારનો આજે હું જાહેર રીતે ઋણસ્વીકાર કરું છું. 'કુમાર' એમના પ્રસાદથી જ ગુજરાતનું અનોખું માસિક બની શક્યું છે.

■ દેશભરમાંથી 'કુમારે' અનેક મિત્રો અને શુભેચ્છકો મેળવ્યા છે, પણ મારા કમલા જે અંગત મિત્રોએ છેવટ સુધી પોતાનો સહકાર નિભાવી રાખ્યો છે તેમનો વિસ્તૃત ઉલ્લેખ કર્યા વિના રહી શકાય એમ નથી. ભાઇ દેશળજી પરમારે 'કુમાર'ની શરૂઆતથી હમેશાં તેમની કલમને અવિશ્રાંત રાખી છે. કાવ્યો કે માસાહિક લેખો, અથવા સમય પર જરૂરી અનુવાદો વગેરેથી એમણે 'કુમાર'નો થાળ પૂર્યો કર્યો છે. ભાઈ 'ધૂમકેતુ' આજ તો ગુજરાતના અગ્રગણ્ય સાહિત્યક લેખક છે, પણ એ વખતે ય એમની કલમની મેંદિની મહેકને લાગી હતી. એમની ચિરસ્થાયી ભાષામાં 'ઇતિહાસ દર્શન' ને કદિક ટૂંકી વાર્તાઓથી એમણે 'કુમાર'ને ચમકદાર રાખ્યા કર્યું છે. આજના નવયુગના ચિત્રકારો આગળ આવ્યા તે પહેલાં 'કુમાર'ની ચિત્રસામગ્રીનો ભાર મારા પર વિશેષ રહેતો એ સમયે ભાઇ રવિશંકર પંડિતે જાણે પોતાના હાથ પર મને કુલ અખત્યાર સોંપ્યો હોય એમ જોઇને કામ સાથોસાથ પૂર્યા કર્યું છે.

■ આ બધા મિત્રો તો પોતપોતાના વ્યવસાય સાચવી પોતાની ફુરસદની ઘડીઓમાં 'કુમાર'ને નવાજતા; ત્યારે ભાઇ બચુભાઇ રાવત 'કુમાર' માટે નવજીવન કાર્યાલયની નોકરી છોડી દઈ પત્રકારની કારકિર્દીનાં પોતાનાં દીર્ઘકાળનાં સ્વપ્નો પાર પાડવા 'કુમાર'ના કામમાં જ જોડાયા હતા. એમણે પોતાની કુમાર વયમાંથી જ સાહિત્ય અને કલા માટે પ્રેમ કેળવ્યો હતો. અમદાવાદમાં તે આવી વસ્યા તે પહેલાં એ મિત્રોની મદદથી 'જ્ઞાનાંજલિ' નામનું હસ્તલિખિત માસિક કાઢતા. પોતાના એકસરખા સુંદર

અક્ષરો અને સ્વકૃત સુશોભનો તથા બંધાઇ વગેરેથી તેને તે સુંદર કલાકૃતિ બનાવતા. આવો એક અંક મેં ગોંડલમાં જોયો ત્યારથી મેં તેમને ભવિષ્યમાં કોઇ વાર સાથીદાર બનાવવાની નેમ ધરી રાખી હતી. અને જાણે કુદરતની જ ઇચ્છા હોય તેમ તેમણે અમદાવાદ તરફ જીવનમુકામ ફેરવ્યું ગોંડલમાંથી શિક્ષક તરીકેની કારકિર્દી છોડી સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયમાં તેઓ જોડાયા ત્યારથી અમારો સંબંધ વધ્યો; અને તે પછી અમે ગુજરાતમાં નવું પત્રકારિત્વ રચવાના આદર્શો વિચારવા લાગ્યા

■મહિનાઓ સુધી એ લાગણી ઘૂંટાયા પછી જ્યારે તેને દબાવી રાખવી અસહ્ય થઈ ત્યારે એક વર્ષ સુધી નાણાંનું જોખમ વહેરી 'કુમાર' માસિકનો અખતરો કરી જોવાનું સાહસ મેં ઉપાડયું. આમાં શ્રી બચુભાઇ રાવતની તૈયારીઓ પર મારો ઘણો મદાર હતો. એ વેળા તેઓ નવજીવન પ્રકાશનમંદિરમાં હતા, એટલે પહેલી તકે તેમને નવજીવનમાંથી છૂટા કર્યા. એ વખતે નવજીવન સંસ્થાના સંચાલક મારા મિત્ર સ્વામી આનંદે મારો વિચાર વધાવી લઈ ખૂબ સહાનુભૂતિ બતાવી અને 'કુમાર' છાપવામાં પોતાના પ્રેસ તરફથી બની શકે એટલી સરળતા કરી આપી.

■'કુમાર'માં ખૂબ ચિત્રો આપવાની મારી મુખ્ય નેમ હતી, એટલે તેને માટે મેં બ્લૉક બનાવવાનું સ્વતંત્ર ખાતું ઊભું કર્યું. તેમાં સુભાગ્યે મારા મિત્ર શ્રી શંકરરાવ દેહાડેએ સારી મદદ કરી, અને આમ આજના કુમાર કાર્યાલયની નાની શરૂઆત થઇ. મારા આ પગલાથી મિત્રો, મુરબ્બીઓ અને શુભેચ્છકોમાં અતિશય આશંકાઓ તથા મારી નાણાંવિષયક તેમજ તબિયત સંબંધી ફિકર ઊભી થઈ હતી પણ સાચા પ્રયાસોને સફળતા જરૂર મળે છે, સફળતા પૂરતો ભોગ તથા ધીરજ હોય તો ધાર્યું થાય જ, એવા સિદ્ધાંતોથી મારું મન ઘણાં ટક બંધાઈ ગયું હતું એટલે મેં ભાગ્યે



'કુમાર'નું પંચ

'કુમાર'ની સ્થાપનાનાં સ્વપ્નો ઘડવાના દિવસોથી માંડીને આજ સુધી જેઓનો સાથ કાયમ રહ્યો છે (જમણી બાજુથી ઉપરથી: રવિશંકર રાવળ, ધૂમકેતુ', દેશળજી પરમાર, રવિશંકર પંડિત, બચુભાઇ રાવત.

જ કોઇની ભીતિ ગણકારી તોપણ મારે કબૂલ કરવું જોઇએ કે એ બધાની ભીતિ જરા યે ખોટી નહોતી 'કુમાર'નું પહેલું વર્ષ જ્યારે માત્ર છસ્સો ગ્રાહકો પર પૂરું કર્યું ત્યારે બીજા વર્ષમાં પ્રવેશ કરવાની હિંમત ભાગ્યે જ થઇ શકે એવું હતું. પરંતુ એક વર્ષ દરમિયાન 'કુમારે' જે પ્રતિષ્ઠા અને પ્રેમ મેળવ્યાં હતાં તેનાથી હૂંફ મેળવીને અમે આગળ ચાલ્યા.

■એ વેળા કુમાર કાર્યાલય મારા ઘરના એક ખૂણામાં સમાઇ રહ્યું હતું અને બ્લૉક બનાવવાને નજીકમાં એક જૂનું ઘર ભાડે રાખી લીધું હતું. આટલી જંજાળોએ જ મારી તબિયત અને નાણાં સંબંધી સ્થિતિ ઉપર ભારે અસર કરી મૂકી હતી. કુમાર કાર્યાલયની નાણાંની જરૂરિયાત પૂરી પાડવા ઉપરાંત મારે મારો ઘરખર્ચ કમાઇ લેવાનો હતો આથી એ વર્ષના ચોમાસામાં મારે થાક ને નબળી તબિયતને લઇને દમના બિછાને પડવું પડયું મારામાં ભાગ્યે જ ઊભા થવાની શક્તિ હશે, તેવામાં એક રવિવારે સવારે પરોઢમાં મકાન પડવાનો કડાકો સંભળાયો. કોઈ અજબ ચેતવણીથી હું બારીએ જઇને જોઉં છું તો અમારા બ્લૉક ખાતાનું જ છાપરું આખું બાજુના ઘરની દીવાલ પડવાના ભારે તૂટી પડયું હતું મારો ચિ. નરેન્દ્ર અને બે મજૂરો સહેજમાં બચી ગએલા દેખાતા હતા. રવિવારને લીધે સુભાગ્યે સ્ટાફનું કોઇ માણસ અંદર નહોતું. અમારા કામના એક જ મોટા આધારનો આમ કચ્ચરઘાણ વળેલો જોઇ ધૈર્ય રાખવું મુશ્કેલ હતું. નવું ખાતું ઊભું કરવાને પૈસા તો નહોતા જ; ને ખોટનો ખાડો વધતો જતો હતો. છતાં આ જ પ્રસંગે મને વધુમાં વધુ આત્મવિશ્વાસ ને ઇશ્વરશ્રદ્ધાની ભેટ કરી કોઇ દૈવી સંકેતથી જ મને સમજાયું કે બધું બરોબર થયું. ધીરેધીરે સામાન કઢાવી બે દિવસે નજીકના નવા મકાનમાં ફેરવ્યો ત્યારે જણાયું કે પચાસેક રૂપિયાના રીપેરખર્ચ કરતાં વધુ નુકસાન મને થયું નહોતું. ઈશ્વરને અમારું કામ નભાવી રાખવું છે એવું તેમાં મને સૂચન લાગ્યું.

■આ જ અરસામાં નવજીવન પ્રેસની આંતરિક વ્યવસ્થામાં ફેરફારો થવાને લીધે સ્વામી આનંદે અમને નોટીસ આપી કે ત્રણ માસ પછી 'કુમાર'નું પહેલું વર્ષ પૂરું થયે તેઓ 'કુમાર' છાપવાનું બંધ કરશે. એક મુશ્કેલીમાંથી નીકળ્યા હતા ત્યાં આ બીજી ઊભી થવાથી ખૂબ મૂંઝવણ થઇ અને સ્વામી આનંદને વિનંતિ કરી, તે પરથી તેમણે નોટીસની મુદત લંબાવી. પણ બીજું કોઇ પ્રેસ 'કુમાર'ની અટપટી છપાઇ અને વિવિધતા સાથે તેને છાપી આપવા તૈયાર નહોતું થતું 'કુમાર'નું બીજું

કો અગોચર સ્વપ્નભોમના મનોવિહારો ને મનની અર્ધચેતના સમયની કલ્પનાઓ રેખા, રંગ અને રસમાં મૂર્તિમંત કરતી

# કવિવર રવીન્દ્રનાથની ચિત્રકલા



પ્રદર્શનમાં મૂકાએલાં પોતાનાં ચિત્રો સાથે કવિવર રવીન્દ્રનાથ ઠાકુર

થોડા દિવસ પહેલાં લંડનની આર્ટસ્કૂલમાં રવીન્દ્રનાથ ટાગોરનાં ચિત્રોનો સારો સંગ્રહ વાર્ષિક પ્રદર્શન માટે આવ્યો હતો. એ ચિત્રો જોતાં પહેલી લાગણી તો સાનંદાશ્ચર્યની થઈ; કારણકે કવિની અનન્ય પ્રતિભાની ઝાંખી આ ચિત્રોમાં પણ સ્પષ્ટ હતી. પાશ્ચાત્ય ને પૂર્વની પરંપરાથી કવિની ચિત્રપ્રથા બીલકુલ નિરાળી જ છે. એ ચિત્રોને સંજ્ઞા કે નામોપકરણની જરૂર જ લાગતી નથી, કારણકે કવિશ્રીનાં એ ચિત્રોની ઉત્પત્તિ રસભરી કલ્પનાના ઊંડાણમાં છે. એ ચિત્રોની વિવિધતા પણ અજબ છે. દરેક ચિત્રમાં કાંઈ ને કાંઈ અદ્‌ભુત છટા છે. પણ એ જે કેવળ બાહ્ય રૂપરંગ જોવાને આતુર હોય એમની આંખ ઠરી શકે એવી નથી. રવિબાબુનાં ચિત્રો પહેલી નજરે જોતાં તો કાંઈક ક્ષોભ ઉપજાવે એવાં છે એમ કહીએ તો ચાલે. જર્મન કવિ ગોએટે હમેશાં કહેતો કે સ્થાયી સૌંદર્ય પહેલાં તો ક્ષોભ જ ઉત્પન્ન કરે. એ પ્રમાણે રવિબાબુનાં ચિત્રો જોઈ પ્રથમ તો એક જાતની આકુળતા ઉત્પન્ન થાય છે. પછી જરા બારીકાઈથી જોતાં જણાય છે કે કવિશ્રીનાં એ અનેરાં રંગકૌશલ્ય તથા ચિત્રામણની પાછળ એક નવી જ વિચારશૈલી રહેલી છે. લિયોનાર્ડો દા વિન્સીની 'મોના લિસા'નું ગૂઢ હાસ્ય જેમ સ્મરણમાં રહી જાય છે, તેમ રવિબાબુનાં ભેદભર્યાં ચિત્રો–એકેક આકૃતિઓના ભંગ, તેમના ચહેરાની ભિન્નતા, એમનો વિષાદ માનસસૃષ્ટિમાં સ્થાયી રૂપે રહી જાય છે. કારીગરીના અભ્યાસીઓ અથવા તો જૂના પરંપરાનો વર્ગ તો એમનાં ચિત્રો જોઈ સ્વાભાવિકરીતે મોં બગાડે છે. જે ચીજ ન સમજાય તે ઉપર સહેજે અણગમો થાય જ.

રવિબાબુનાં ચિત્રો જોઈ સાધારણ વર્ગ હમેશાં એક જ સવાલ પૂછે છે: 'આ શું છે?' એનો જવાબ સહેલો તેમજ કઠણ છે. 'એ ચિત્ર છે' એવા જવાબથી તેની પાછળ વાર્તા, કથા કે અમુક વિષયની અપેક્ષા રાખનાર વર્ગને જરા યે સંતોષ ન મળે. પરંતુ કવિતાની પેઠે ચિત્રનું પણ પ્રધાન અંગ કિસ્સાકહાણી નથી. ચિત્રના મુખ્ય ગુણ એના આલેખનમાં—એનાં રેખા, રંગ ને રસમાં છે. સ્થૂલ વિષય કે વાર્તા તો તેમાં ગૌણરૂપે રહેલાં હોય. જેમ નૃત્યમાં તાલબદ્ધ શરીરભંગ ને હાવભાવ પ્રધાનપદે હોય છે તે જ રીતે ચિત્રની ખરી સુંદરતા એના કલ્પનામિશ્રિત આલેખનમાં રહેલી છે. પણ આલેખનમાં જ્યાં પરિચિત વિષયો કે સંજ્ઞાઓનો અભાવ હોય ત્યાં દર્શકને સમજતાં મહેનત પડે છે. પાશ્ચાત્ય સંગીત આપણા અપરિચિત કાનને ઘણી વખત બહુ જ ભદ્દું લાગે છે ને યુરોપીઅનોને આપણું સંગીત નર્યો શોર જ લાગે છે, એનું કારણ એ સંગીતમાં ગુણોનો અભાવ નહિ, પણ સાંભળનારની અણુવિકસેલી રસેન્દ્રિય જ છે. તેવી જ રીતે રવિબાબુનાં ચિત્રોનું પણ છે.

વિખ્યાત યુરોપીય કલાકાર સેઝાન (Cesanne)-નાં ચિત્રો જોતાં પણ સાધારણ મનુષ્યને અરુચિ જ ઉત્પન્ન થશે. પણ રસાસ્વાદનમાં જો રસની માત્રા ઓછી હોય તો પછી કોઈ ઉપાય જ નથી. આપણા આદિમચિત્રકોનો આ મોટો ફાળો છે. ચિત્રકળાના અભ્યાસીઓ સુંદર કારીગરીથી થાકે છે ત્યારે કલ્પના

તરફ વળે છે. પણ સુંદર કવિતા ને સુંદર ચિત્ર કાંઈ દરેકમાં ઉત્પન્ન થતાં નથી. શ્રી ગગનેન્દ્રનાથ ઠાકુરે 'ક્યુબિસ્ટ' ઢબનાં (ઘન આકારનાં ચોસલાંવાળી આકૃતિઓનાં) સુંદર ચિત્રો સરજ્યાં. પણ રવિબાબુનાં ચિત્રો તો એમની નાટ્યકૃતિઓની પેઠે જુદી જ શ્રેણીનાં છે. એમાં કવિનું ઊંડું ચિંતન છે ને એક મહાન ચિત્રકારની પ્રતિભાનું આલેખન છે. સૌથી આશ્ચર્યકારક તો કવિની રંગકુશળતા છે. સિત્તેરમે વર્ષે એમણે ચિત્રકારી કરી અને તે પણ અણમોલ. પણ એમની એ 'કલાના રહસ્યને બરોબર પિછાનતાં હિંદી પ્રજાને હજી એકાદ દસકો લાગશે. રવિબાબુ પોતે જ પોતાનાં એ ચિત્રોનો સંગ્રહ પ્રજાને વારસારૂપે મૂકી જાય તો કેવું સારું? હિંદી ચિત્રકારોમાં રવિબાબુનું નામ જુદા જ વર્ગમાં રહેશે. **નાનાલાલ ચમનલાલ મહેતા**



લહેકા લેતી રેખાઓમાંકાલ્પનિક પક્ષીસ્વરૂપોનું આલેખન



'ગુરુ-શિષ્ય'. પોતાનાં ચિત્રોનાં નામ પણ કવિ પોતે જ પાડે છે.

કાવ્યો, નાટિકાઓ, નિબંધો, પત્રો, ગીતો, નવલિકાઓ, નવલો ઇત્યાદિ સાહિત્ય-વાટિકાની વિવિધ મંજરીઓનું રસદર્શન કરાવી, તેનાં અમીબિંદુઓનો આસ્વાદ આપનાર કવિવર રવીન્દ્રનાથ ઠાકુર પ્રત્યે માનવૃત્તિ ધારનારી સંસ્કારી અને કલાપિપાસુ જનતાની અને તેમા યે યુવાન વર્ગની છેલ્લાં થોડા વર્ષોમાં ઉત્તરોત્તર અભિવૃદ્ધિ જ થતી ગઈ છે. ખાસ કરીને, જીર્ણ થતી જૂની વિચારદર્શનાની રૂઢિબદ્ધ પદ્ધતિ અને તેના ક્લિષ્ટ આવિર્ભાવ સામે બળવો જગાવનાર અને આધુનિક યુગની નૂતન વિચારસરણીને વ્યક્ત કરવા માટે તેને અનુરૂપ કોઈ નવીન જ પદ્ધતિ માટે તલસનાર યુવાન વર્ગને તો રવિબાબુની સાહિત્યકલા વિશેષ સ્પર્શે છે. છતાં કવિશ્રીની સાહિત્યસેવાના એ પરમ પ્રશંસકો તથા અનન્ય ઉપાસકોને પણ એમનાં દોરેલાં ચિત્રો જોઇ તીવ્ર આઘાત લાગ્યો છે, એટલું જ નહિ પરંતુ કવિશ્રી પ્રત્યેના એમના આદરની ક્ષતિ થવા પામી છે. તેઓ કાં તો આલેખનમાં ઉતરેલાં કવિનાં એ અર્થગર્ભિત કલ્પનાકુસુમોને સમજી નથી શકતા, અગર તો રંગ અને રેખાનાં તેમનાં એ સ્વૈરવિહારી સર્જનોને અપનાવવાની સહૃદયતા દાખવવા નથી માગતા. ફ્રાન્સ, જર્મની, અમેરિકા, ઇંગ્લંડ, એ સર્વ સ્થળોએ તેમનાં એ ચિત્રોનાં પ્રદર્શનો ભરાયાં છે અને તે યુરોપ-અમેરિકાના સમર્થ કલાકોવિદોની હાર્દિક પ્રશંસાને પાત્ર નીવડ્યાં છે તથા કેટલાંક ચિત્ર-સંગ્રહાલયો માટે તેમાનાં ચિત્રો ખરીદાયાં પણ છે.

સાહિત્યની કાંઇક વધુપડતી ઉપાસનાને લીધે આપણે આપણી લલિત રસરુચિને વ્યક્ત કરવાનાં બીજાં સાધનમાર્ગોની અવગણના કરી છે અને બીજાં શિલ્પ (ચિત્ર, મૂર્તિ, સ્થાપત્ય વગેરે કલાઓ)ની ભાષા—અરે તેના મૂળાક્ષરો પણ—ભૂલી ગયા છીએ; એટલું જ નહિ પણ દુઃખની વાત તો એ છે કે સાહિત્ય સિવાયની અન્ય સર્વ કલાના સિદ્ધાંતો પરત્વે આપણે સમજપૂર્વક-બુદ્ધિપૂર્વક ઉદાસીન વૃત્તિ કેળવી દુર્લક્ષ રાખતા થઈ ગયા છીએ.

ભારતીય કલાનો પુનરુદ્ધાર કરનાર શ્રી અવનીન્દ્રનાથ ઠાકુર અને તેમના ગુણવાન શિષ્યમંડળના ભારતીય કલાને વિકસાવવાના, તેને જનતામાં અપનાવવાના—લોકપ્રિય બનાવવાના, આજ લગભગ બે દસકાના ભગીરથ પ્રયત્ન પછી પણ તેના પ્રેરક સંદેશ બહુ જ સૂક્ષ્મ રીતે, કિંવા લક્ષ્યહીનતાથી ઝીલાયા છે, (જો



વસ્ત્રોલાસથી વીંટળાએલી કોઈ માનવ આકૃતિનું જણાતું આ ચિત્ર વહેતી રેખાઓનું લલિત રચનાદર્શન રજુ કરે છે.



મૃગલું

પાશ્ચાત્ય દેશોમાં આપણી કલા ઉત્કૃષ્ટ મનાઇ છે અને (હિંદમાં પણ તેનું માહાત્મ્ય વધતુ જાય છે) તો પછી કવિશ્રીનાં આ અર્થગર્ભિત અને સંજ્ઞાપૂર્ણ આલેખાએલાં રૂપોને માટે તો કહેવું જ શું? પણ હવે આપણને એ મૂર્ત કલાઓના મૂળભૂત સિદ્ધાંતો શીખવાની ધામેધામે જરૂર પડી છે. પરંતુ રસદષ્ટિનું એ 'ત્રીજું' નેત્ર એમ એકાએક કાંઇ ઓછું જ ખુલી જવાનું છે કે જેથી આપણે કવિનાં એ ચિત્રો (જે અત્યારે આપણને બેહુદાં, વિચિત્ર, બેરંગી, વિરૂપ લાગે છે તે)નો મર્મ સમજીને તેમાં રહેલા ભાવોની કદર કરી શકીએ?

આપણે કોઈ ભાષા ઉપર પ્રભુત્વ મેળવવું હોય છે તો તેની લિપિ, કોષ અને વ્યાકરણના કેટલાયે વર્ષોના સતત અભ્યાસની જરૂર પડે છે; ત્યારપછી જ એ ભાષાના સાહિત્યની ઉત્કૃષ્ટ વાનીઓનો રસાસ્વાદ સુલભ બને. આમ જ બીજી કલાઓની ભાષા સમજવાની બાબતમાં. આપણે જાણીએ છીએ કે કોઇ પણ ભાષા સમજવા માટે પ્રથમ જરૂરિયાત તો એ છે કે મનમાં કોઇ પ્રકારની શંકા ઉઠાવ્યા વિના, પૂર્વવિચારોની પ્રણાપરંપરાના પ્રસાદને રોકીને, નિષ્પક્ષપાતપણે, વિનમ્ર શિષ્યભાવે, પૂર્ણાર્થે બેસી કેવળ તેનો આદેશ ઝીલવાની વૃત્તિ રાખવી જોઇએ. આપણને આપણુ કોઈ કલાનો રસાસ્વાદ લેવો હોય તો આપણે તેના તરફ આદરભાવથી જવું જોઇએ, તોછડી અવગણના વૃત્તિથી નહિ. સવાલજવાબ કરીને તેની પરીક્ષા લેવા નહિ, પણ તે આપે તે સંદેશ ઝીલવાની વૃત્તિથી જવું જોઇએ. એ ચિત્રો સાથે આપણે વાર્તાલાપ કરીએ તે કરતા ચિત્રો જ આપણી સાથે વાતો કરે એ ઇષ્ટ છે.

કવિનાં ચિત્રોમાં મુખ્ય વિશિષ્ટતા એ તરી આવે છે કે કુદરતમાં જે રૂપો અસ્તિત્વ ધરાવે છે તેનું તેમાં સજ્ઞાન અનુકરણ નથી. કોઇ પણ ઘાટ કે આકારને રૂબરૂ ઉતારવાનો તેમાં મુદ્દો નથી. તેમાં પ્રાણી, પુષ્પ કે માનવશરીરની આકૃતિઓ જોકે કવચિત મેળ અાવતો હશે, પરંતુ તે મેળ ઇરાદાપૂર્વકની રચનાને ખાતર નહિ પણ આકસ્મિક કારણે આવેલો છે. વસ્તુતઃ તેઓ કોઇ ચોક્કસ પ્રકારનું રૂપ અગર આકૃતિ દોરવાની હેતુપુરઃસર ધારણા વિના, નચિંતપણે બેદરકારીથી પીંછીને કાગળ ઉપર ફાવે તેમ ફરવા દીધા પછી સર્જાઇ આવેલા આકસ્મિક આકૃતિઓ છે. પણ પીંછીનું કાગળ ઉપરનું એ ફરવું ભલારશી ભલે હેતુશૂન્ય હોય, પણ ખરી રીતે તો કોઇ તાલબદ્ધ આકારોના ગૂઢ

[અનુસંધાન આગળ પાન ૧૫૯]



# ઝઝણીવારી આઈ

ભારની* ભીનર, કંઠારની પેટાળમાં, નેસનાળની ભૂલભૂલામણી છે. જુવાળ પાણીનાં વહેણુ જૂજવે મોંએ પેટાળમાં વધતાં હોય ત્યારે જેવાતેવા ખારવાની મગદૂર નહિ કે નાળ સોંસરવાં વહાણુ કાઢી શકે. એકોએ નાળ તો એવી વસમી છે કે આખરનાં પાણીના ભમરિયા ચક્કરમાં સપડાય તેને માંડ હેમખેમ જવા દે. આખરના જુવાળ ચડે ત્યારે માઝમ લારનાં ઘૂઘવતાં મોજાં ઊછળીઊછળી આખી પેટાળને ડુબાડી દે છે, અને નેસનાળ ને ધડા સૌ એકાકાર થઇ જાય છે. બહારથી એકસરખાં દેખાતાં પાણી નીચે અટારના ઢગ ને ચેરિયાના ઝાંભા છુપાઇ રહે છે અને મોસમમાં છાતીપૂર પાણી ઝીલના ધડાઓ ભમરીના વ્હેણમાં પટ બદલતા ગમે તેવા ભોમિયાનો પણ સહેલાઇથી શિકાર કરી લે છે. આખરમાં તો, આજે ઉંડાણુ ત્યાં કાલે છીછરાં પાણી, અને આજે ધડો ત્યાં કાલે અનાગ પાણી એમ થયા કરે છે. એવે વખતે નાળોની આંટીઘૂંટીમાં ક્યાં કોનું મોત તરાપ મારવા તૈયાર બેઠું હશે તે કહેવું મુશ્કેલ. અનુભવી ખારવાઓ લાંબાલાંબા વાંસથી અંધાલાકડી પેઠે માર્ગ ગોતતા કીડી વેગે વહાણ દોરતા જાય, બુરૂદ અસોસ ફગાવતા જાય અને એમ છતાં પવનપાણીના ઘમસાણમાં કોઇને મોત આંબી લે તો દરિયાપીરને હાકલ દેતા છેલ્લી ઘડી સુધી મોત સામે ટક્કર ઝીલે. જેમ હિંસક પશુઓથી ઊભરાતા જંગલમાં કેટલીક બહાદુર જાતિઓ રાતદિવસ મોતના સીધા ઓળા નીચે નિર્ભય જીવન જીવે છે તેમજ આ જવાંમર્દ ખારવાઓ ચપટીમાં જીવ લઈ આ ભૂખ્યા નાળોને ખોળે માથું મૂકતા રાતદિવસ વહાણખેડ કર્યા કરે છે. જેની ઓલાદમાં ખારવાનું સાચું ખમીર ભર્યું હોય છે તેને બીકનો ખ્યાલ નજીક નથી હોતો.

આવી એક નાળને હાલ નકટી નાળ કહે છે. અસલ એનું નામ ગમે તે હોય, પણ દાયકાઓ થયાં ખારવાની બોલીમાં એ નકટી કહેવાય છે અને એ નકટી-જ રહેવાની. મૂળ નાળોના જૂથથી જુદી પડી નકટી જમીનને આડફાટી ઊગમણી હાલી જાય છે અને ઉપર ફરી મૂળ નાળમાં મળી જાય છે. એક કાળે નકટીમાં ભરતીને વખતે મોટાં વહાણો લંગારાતાં હતાં. અસલ જમાનાના જાણુનારા જૈફ ખારવાઓનું કહેવું છે કે મૂળ તો આ નાળનું નામ જ હડકી નાળ હતું, પણ આઇનો શાપ લાગવાથી એનું પાણી છીછરું થઇ ગયું ને આઇની આણુ તોડવાથી એનું નામ નકટી નાળ પાડ્યું.

આ જ નાળના નવા મૂળ પાસેથી હજી હડકિયો નેસ વહેતો જાય છે. જે દહાડે નકટી હડકી હતી તે દહાડે એ બાજુ વહાણવટાનું ઇલાહી જોર હતું. મોટાંમોટાં સફરી વહાણો સાત સાગરનો થાક ઉતારવા અહીં લંગર નાખી પડ્યાં રહેતાં. અહીંના ખારવાઓ મોસમમાં લાંબી સફરો હાંસલ કરતા ને આખર થતાં હડકીને કાંઠે ઘોસ પૂરો કરતા. ત્રણ મહિના કુટુંબકબીલા સાથે રહી વહાણુને તેલચોપડ અને થીગડથાગડ કરી ફરી અપાર ગરજે સફરની તૈયારી માંડતા. ઘણા-

* આ વાર્તામાં આવતા સાગરજીવનને લગતા પારિભાષિક, તથા ખારવાઓ વગેરેની વાતચીતના બીજા ન સમજાય એવા શબ્દોના અર્થ, આવતા જાય છે તે ક્રમમાં, વાર્તાને છેડે આપ્યા છે.

ભાવ, ભાષા ને વર્ણાટ બધી રીતે સંપૂર્ણ એવી ગુજરાતીમાં વિરલ સમુદ્રકથાઓના અનન્ય આલેખક શ્રી 'સુકાની'ની વાર્તા

**જેમાં સાગરશૂરાઓનાં સાહસોને મહેરામણનાં મોજાં ભેદગહન રંગે રંગે છે.**

ખરા ખારવાઓ પંડનાં વહાણુ ખેડતા અને એ રીતે ઘરના સુખી હતા. એમનો ધંધો એમને સાગરસાગરના હેવાયા કરી મૂકતો. રીસલ 'ને ગોરીસ, આધન 'ને બસરા, લંકા 'ને જાવા એ તો એમને ઘરઆંગણાં થઇ પડ્યાં હતાં. છતાં દૂરદૂરનાં પાણીના તાગ લેતા એ ખારવાઓ ઘરને ઉંબરે પહોંચતા ત્યારે હડકીનો બો હર-વખત એમના લોખંડી સીનામાં પણ ધ્રાસકો પાડતો.

હડકીના પેટ ઉપર સદીસદીની ચટારના થર ચડ્યા પડ્યા છે, અને એ થરની ઊંડીઊંડી ખેવડમાં સેંકડો બહાદુર ખારવાઓનાં માળખાંઓ સડતાં પડ્યાં છે. ચૌદશ-અમાસની કાળિયારી રાતે વાવડો અને મેરામણ સામસામા હોકારા દેતા ધમસાણ મચાવે છે ત્યારે એની ભીતર ઊંડેઊંડે જાણે ભૂતાવળ જાગી હોય એવો કોળાટ સંભળાય છે. ગમે તેવો બહાદુર જવાન પણ એવી રાતે નકરીથી ગાઉગાઉ છેટે ફરકતો નથી. ચૌદશના જુવાળે, મધરાત પછી આજુબાજુની નાળમાં ઘીસ કરતા ખારવાઓને પૂછશો તો કસમ ખાઇને કહેશે કે ભલે વાનડો સાવ પડી ગયો હોય ને દરિયો તળાવ જેવો ખામોશ થઈ ગયો હોય, તોપણ હડકીમાંથી ગેબી અવાજો ઊઠે છે, એના પટ ઉપર સીદા ઓળાઓ તરફડતા દેખાય છે, એનાં પાણી ઉપર ખારવા વિનાનાં વહાણો તૂટે હાલ હંકારાતાં સંભળાય છે.

આવે વખતે આસપાસ ફરતાં વહાણો દરિયાપીરને ગડકારતાં જાય છે અને મોરી ઉપર લોબાન ને રાળ-નો ધૂપ અસોસ સળગાવ્યે રાખે છે.

૨

ઈસ્વી ૧૯૨૬ની સાલ હતી. હડકીને માથે અને નકરીના મૂળથી જરા છેટે જબરદસ્ત ઇજનેરી કાર-ખાનું ચાલતું હતું. નાળને કાંઠે લાખો રૂપિયાના ખરચે મોટો ધક્કો બંધાતો હતો. સેંકડો મજૂરોના પડાવ આમતેમ પથરાયા હતા. કૂલીબંધ ચીના કન્ટ્રાક્ટરોનાં પાકાં છાપરાં ઊભાં હતાં. સ્કૉચ ઇજનેરો મોટરલૉન્ચ-માં રાતદિવસ નાળમાં રોન મારતા હતા. હજારો કૅન્ડલ પાવરની કિટસન અને પેટ્રોમૅક્સ બત્તીઓમાં હડકીનો ભૂતકાળ ભૂંસાઇ ગયો લાગતો હતો. રાક્ષસી કરવતોના અને હથોડાના અવાજોમાં એ ભૂતકાળના પડઘા ચૂપ જેવા થઇ ગયા હતા. જ્યાં ખારવાઓનું ગામ હતું ત્યાં ઇજનેરો, કારકૂનો, કન્ટ્રાક્ટરો વગેરેની ઑફિસો અને રહેણાકની જોગવાઇ માટે પતરાંનાં કામ-ચલાઉ મકાનો ખડાં થઇ ગયાં હતાં. રેલવેના એન્જિ-નોની ચીસોમાં વીસમી સદીનો જડવાદ પાછલી સદીના પડઘોને ડારી રહ્યો હતો, અને આ કારખાનામાં કામ કરતા સ્કૉચમેન, ચીના, બંગાળી, મરાઠા અને વેપારી વાણિયાઓને ચોવીસે કલાકમાં મરવાની ફુરસદ પણ ન મળતી હોવાથી, આવા સામટા માર નીચે પાછલી સદીઓ જાણે હતાશ થઇને નાબૂદ જેવી બની રહી હતી.

રાતના એકનો આસરો હતો. કામ બંધ પડ્યું હતું. નાળમાં ઠેરઠેર બત્તીઓ બળતી હતી. દૂર એક ક્લાન લાઇનની સ્ટીમર ઉપર થોડાક દીવા ટમટમતા હતા. ચૌદશની ભરતીનાં પાણી હજાર મુખવાળા શેષ-નાગ પેઠે કાંઠાને ખારી જીભે ચાટતા હોય તેવો લબલબ અવાજ ચોતરફ સંભળાતો હતો. નાળની વચ્ચે એક મોટરલૉન્ચ ધીમેધીમે આંટા મારતી હતી. કદાચ નાળ ઉપરનાં અંધારાંમાં વહેમવેંજાથી ભરેલો ભૂતકાળ સંતાઇ બેઠો હોય તોપણ આ મોટરલૉન્ચને તેની પરવા નો'તી એમ એના એન્જિનના છગછગાટ ઉપરથી સમજાતું હતું. અનેક નાળોનાં સાંકડાં મોંમાં પુરપાટ ધસ્યાં આવતાં મોટાં જુવાળી મોજાંઓનો અવાજ જાણે સેંકડો ડાયનેમો સાથે ફરતા હોય તેવો એકધારો ઉકાળ કરી રહ્યો હતો તેની પણ લૉન્ચમાં બેઠેલાઓને પરવાહ નહોતી, એમ બંધાનાં મોંમાં સળગતી ચીરૂટ-ના લહેરકેલહેરકે નીકળતા ધુમાડા પરથી લાગતું હતું.

લૉન્ચમાં ચાર જણ હતા. વચમાં મોટરવ્હીલ જેવા સુકાન ઉપર ડ્રાઇવર તરીકે ઓસ્માન નાખવો બેઠો હતો. આટલા અકળ અંધારામાં પણ એની આંખો ચિત્તાની મિસાલ બળે ફરતી હતી. નાંદાર બેઠક ઉપર સ્કૉચ ઇજનેર મિ. અર્નેસ્ટ બેઠો હતો. એને પડખે ફ્લૅશલાઇટ પડી હતી. બાજુની બેઠકે મુખ્ય ચીનો કન્ટ્રાક્ટર આહ મોંઉ થાન બેઠો હતો. મોટર પાસેના થડા પાસે મોંઉ થીનનો દક્ષિણી ચિનપાવન કારભારી મિ. પાધ્યે ઊભો હતો. ભરતી ઊતરતાં ફરી કામ ક્યાં શરૂ કરવું એ વિષે સૌ વાત કરતા હતા અને કામ શરૂ થાય ત્યારે નજદીકમાં સ્ટોરનો મછવો ક્યાં લાં-ગરવો તે શોધવા લૉન્ચ આડમાર્ગે નકરીના મોં પાસે ચેરિયાનાં ઝાડ વચ્ચે સંભાળથી વધી રહી હતી. એક-લામાં અર્નેસ્ટે ફ્લૅશલાઇટ નાખી દૂર આઇના નકિયા તરફ ચીંધનાં કહ્યું:

'મિસ્ટર પાધ્યે, પેલું ફ્લૅટ જોયું. એ તો આપણે ભૂલી જ ગયા હતા. સ્ટોરનો મોટો અસબાબ બધો એમાં રાખીએ તો આંટાફેરા બચી જાય. ફક્ત એ ફ્લૅટ રેતીમાં ખૂંચેલું છે. તેને વધારે તરતું બનાવવું જોઇએ.'

પાધ્યેએ ફ્લૅટ તરફ જોયું અને એ તરફ લૉન્ચ હંકારવા ઓસ્માનને કહ્યું:

'ઉ ફ્લિાટ સડી ગ્યો છે સાબ; ને ઇનમેં ગામટ ને કીચડ તો ભરાણું પ્યો છે.' લૉન્ચનો મોરો જરા પણ ફેરવ્યા વિના ઓસ્માને કહ્યું. પણ 'સા'બલોક'ની વાતમાં ઓસ્માનને માથું મારનો સાંખી લે એવો પાધ્યે ન હતો. 'શટ અપ યૂ!' મિ. પાધ્યેએ કહ્યું: 'આ ખુલ્લાણ દેખાય છે તેમાં જલદી લૉન્ચ ફેરવ.'

'ઉ ફ્લિાટમાં મજૂરો ઇરિટોર લેવા કંઇયે પણ નહિ જાય, સાબ. ઉ ફ્લિાટ ઝાંખો છે ને ઉનજી પુહિયા આઇજો થાનક છે. ઉ ભાજુ કોઇ જાતા નથી સાબ.' ફરી એટલી જ બેપરવાઇથી ઓસ્માને કહ્યું. પાધ્યેનો મિજાજ હાથથી ગયો.

'ડૅમ યૉર થાનક!—ચલાવ દબાવ સુકાન; લૅઝ્બોશ ચિકાર,—શાર્પ!' પાધ્યેએ ગરમ થઇને કહ્યું.

'ખારસો સાભ.' કહી ઓસ્માને ગીઅર બદલાવી લૉન્ચનો મોરો ફેરવ્યો.

અંગ્રેજી શાલપામરીથી કંઇક 'મામલો' છે એમ સમજી અર્નેસ્ટે સવાલ પૂછ્યો અને નજદીક સરતા આવતા ફ્લૅટ ઉપર નજર ટેકવી પાધ્યેએ કહ્યું:

'અહીંના લોક બધા જ સેતાન છે. અહીંથી વળી દાણચોરીના રસ્તા હશે એટલે આપણો સ્ટોર અહીં રહે અને આપણી ચોકી બેસે એ એ લોકોને ક્યાંથી ગમે? તેથી જ એ ચોટ્ટાઓ ઝાંખો 'ને આઈ'ની થાનક વગેરે ટૂંસ વાતો....'

'લુક આઉટ પાધ્યે!' અર્નેસ્ટે બૂમ પાડી. ખાસ સાથે અથડાઇ ફ્લૅટ એમ આંચકો લઇ લૉન્ચ ગાજુ એ નિર્જન થઇ ગઇ;—પછી એકદમ ઝોક લઇ બાજુ સામે છોળ ઉડાડતી ખભા ફરી ગઇ અને સંગે પગ ટેકાવી ઊભેલો પાધ્યે બે વામ દૂર કાદવમાં જઇ પડ્યો!

'બુશનો નટ ભંગી ગ્યો સાભ; —સુકાનનો ચક્કર મુગ્ન હથમાં પ્યો છે ને શડ પીંઢમારો ફિરીગ્યો છે' લૉન્ચનો થ્રૉટલ બંધ કરતા ઓસ્માને બેપરવાઇથી ખબર આપ્યા અને મોમાં ગયેલો કાદવ કાઢતા થૂ થૂ કરતા મિસ્ટર પાધ્યેને લૉન્ચમાં લેવા એ નાખવે કમરબૂડ પાણીમાં ઊતર્યો. અર્નેસ્ટે કૉકપિટમાં જઇને જોયું તો ઓસ્માને કહેલી વાત સાચી હતી. આખું સ્ટીઅરિંગ તૂટી ગયું હતું!

'સૉરી, ઓલ્ડ ચૅપ.' હજુ થૂ થૂ કરતા પાધ્યે તરફ ફરી અર્નેસ્ટે કહ્યું, 'હવે લૉન્ચ અહીં જ રાત કાઢશે એ તો નક્કી. વેલ ઓસ્માન, ત્યારે આપણે કેમ કરશું?'

'ફિકર નહિ સાભ; ઇયાં નકટીમાંથી બાજુ સાભના બંગલા વટે પગરસ્તો નીકરે જ; મું. તિનીને હેવલા હાં થીન સાભનું મછવો ખણી આવું છું.'



પાધ્યે કાદવમાં જઇ પડ્યો.

અને બીજીવાર ઓસ્માન કમરબૂડ પાણીમાં ઊતરી પડ્યો ને આમતેમ ફરતો ચેરિયાં પછવાડે અદૃશ્ય થયો.

'મેં કહ્યું'તું ને?—આ બદમાશોને અહીંથી પગે જતાં પણ આવડે છે.' રૂમાલનો જે ભાગ કાદવથી હજુ ન ખરડાયો હોય તે ભાગ શોધી પચ્ચીસમી વાર મોં લૂછતાં પાધ્યેએ કહ્યું. પ્રાચીન ચીનની સભ્યતાને જેબ આપે એવી અદાથી માઉ થીને પોતાનો રેશમી રૂમાલ પુરોહિત સામે ધર્યો ને એકાદ પળ થોભી અર્નેસ્ટે પોતાનો રૂમાલ પણ આપ્યો. ઓસ્માન પાછો આવે ત્યાં સુધી ત્રણે જણાં ફ્લૅટ ને થાનકની વાતમાં પડ્યા.

પાધ્યે પૂનાની એન્જિનીઅરિંગ કૉલેજનો એલ. સી. ઈ. હતો. એનો પિંડ બ્રાહ્મણનો હતો, પણ એણે અલકમલકના ગોળા પટલાવ્યા હતા. એટલી તો લીલીસૂકી એણે જોઇ હતી કે ખુદ જમરાજ એની સામે આવે તોયે ખ્હીએ એવો એ ન હતો. એને ઓસ્માનની વાતમાં દાણચોર ચાંચિયાઓની જ ગંધ આવતી હતી.

માઉ થીન સાનફ્રાન્સિસ્કોના ચીનો ટાઉનમાં જન્મ્યો હતો. ઘણાં વર્ષો પહેલાં એક અમેરિકન વહાણ ઉપર સુતાર તરીકે એ મુંબાઇ ઊતર્યો હતો અને પાછળ ઇસ્પિતાલમાં રહી ગયો હતો. જતે દહાડે લાકડાની વખાર કાઢી એ માલેતુજાર બન્યો હતો. સાનફ્રાન્સિસ્કો એ દુનિયાભરનાં વહાણવટાંનો ઉતાર લેખાય છે. ત્યાંની ચપરખંધાઇ માઉ થીનમાં હજુ ફાજલ ભરી પડી હતી, છતાં ચીનની ફિલસૂફી પણ એનામાં સાબૂત હતી. જો મજૂરો ફ્લૅટ ઉપર કામ કરવાની ના પાડે તો નાહક એ વિશે ખ્હોસ કરવામાં એને જોખમ લાગતું હતું.

અર્નેસ્ટ ગ્લાસગોનો રહેવાશી હતો. એના વડવાઓ ખારવા હતા. એના ભાઇઓ જુદીજુદી સ્ટીમરો ઉપર ઇજનેર તરીકે ચડ્યા હતા. એ પોતે ડૉક એન્જિનીઅર હતો, છતાં એની તાસીર તમામ ખારવાની તાસીર મિસાલ હતી. ફ્લૅટમાં સ્ટોર મૂકવા વિશે એ ઇન્તેજાર ન હતો. મજૂરો બેદિલ બને એ એને ઇચ્છવાજોગ નો'તું લાગતું; અને એણે ઉમેર્યું:

'દુનિયાના વહેમો સેંકડે નવ્વાણું ખોટા જ હોય છે, છતાં સાચા વહેમ પણ હોઇ શકે છે. અને ઓસ્માન ચાંચિયાઓના કાવતરામાં શામીલ હોય એ બીલકુલ જ બનવાજોગ નથી; તેમ ખડખડ પાંચમ દેખાતા એ ફ્લૅટ ઉપર મને ખાસ મોહ પણ નથી.'

## રાજચંપો



આજ મારી આંખડીએ અજંપો
કે ઊગ્યો રાજચંપો;
આજ મારી કીકીએ પાંપણપંખો
કે ખીલ્યો રાજચંપો.

આઠ આઠ પાંખડીમાં
વાસભરી હેલી;
વર્ષાકન્યાની જાણે
ઊઘડી હથેલી:

હાં રે એનો ક્યાં રે ગયો દેવમાળી
કે ઊગ્યો રાજચંપો;
હાં રે કોણ પૂરે બાલી ફૂલડાળી
કે ખીલ્યો રાજચંપો.

અમ નાં અનંગ થેન
ચાંપલિયે નીતરે;
ચંપાનો દેવજ્યોતિ
લોચનિયે ઊતરે:

આજ મારી આંખડીએ અજંપો
કે ઊગ્યો રાજચંપો;
આજ મારી કીકીએ પાંપણપંખો
કે ખીલ્યો રાજચંપો.

દેશળજી પરમાર

'નૉન્સેન્સ, મિસ્ટર અર્નેસ્ટ! હવે જો ફ્લૅટમાં સ્ટોર નહિ મૂકીએ તો આખા કારખાનામાં મને ડરપોક ગણવામાં આવશે; અને મને ડરાવવાની તો સો ઓસ્માન-માં પણ તાકાત નથી. ભલે ભસે એ પોતાની સાત



લાખો બોલતો ગયો તેમતેમ રૂડીનો જીવ ઊડવા માંડ્યો.

ખારવો ખપી ગયો. જેણે પોતાના બબ્બે દીકરા અને ખાવિંદને ભરખી લીધા'તા એ દરિયાનું નામ પણ હવે રૂડીને સાંભળવું અકારું થઇ પડ્યું હતું. રૂડી પોતે ખારવાની ઓલાદ હતી અને ખારવાની ધણિયાણી હતી. એની કૂખે તો ખારવા જ પાકે. છતાં પોતાના ત્રીજા દીકરાને વહાણે ન ચડાવવો એવો એણે નિશ્ચય કર્યો હતો. ભાણો બાળક હતો ત્યાંસુધી લાખો હા ના ન કરતો, પણ હવે ભાણો સોળ આસરે થવા આવ્યો હતો. આ ઉંમરે તો ખારવણને ધાવેલો જણ-બચ્ચો પરમાણ ઠેકાવતો ને સઢ છોડતોબાંધતો થઇ ગયો હોય છે. ભાણાને હોંશ તો ઘણી યે હતી, પણ મા એને નજરથી આઘો ખસવા જ નો'તી દેતી, એટલે એ લાચાર હતો. છેવટે મામાએ એક દિ' વાત કાઢી.

'તારો ગીગો ઇ મારું જ છૈયું કે'વાય રૂડી; ઇ બેઠે મારાં ખોયડાં નધણિયાતાં કે'વાય નહિ હો. મુને હણે કેટલાં શિરામણ ખાવાં સે? મેરામણની મે'રથી ઘરખોયડાં સેં, બે વહાણ સે, અડે મુન્ને ખપ લાગે એટલો માલ સે. મને ભાણો દે. ઇને મારા બખ્તાવર સુકાને બેસાડતો જાઉં તો મુને જીવ ટાઢો રે'સે. મારાં ખોયડાં ઘણી સોતાં થાસે. મું જાતાં મારો વહાણ પાઘડીબંધાં કે'વાસે. મેરામણલાલનો હુકમ તો લાખાનું નામ એનો ભાણો ઉજાળસે.'

લાખો બોલતો ગયો તેમતેમ રૂડીનો જીવ ઊડવા માંડ્યો. એની આંખો પાણીથી ભરાઈ ગઈ. શોકનું રતન લૂંટવા કોઈ વેરી આવ્યો હોય એમ એને ફાળ પડી. એનાં અખાં હેવાનનો કારમો દાટ વાળનાર દરિયો જાણે ભાફાંગે મોંએ ભોગ માગતો હોય તેમ એનું હૈયું ફફડવા માંડ્યું.

પણ લાખો એમ કાલાવાલાથી કે રડતી આંખોથી પોતાની મકસદ જતી કરે એવો નહોતો. એણે રોજ સફરની તૈયારી કરવા માંડી. રોજ છાનામાનાં ભાણાને વહાણ ઉપર તેડી જઈ એને હેવાયો બનાવવા માંડ્યો. લાખાના ખારવાઓ લાખાનાં ચૂંટેલાં નંગ હતા. દરિયાના એવા તો મિસ્કીન હતા કે આખરમાં ખોયડાં નીચે સૂવું પડે તંઇએ બિમાર બની જતા. લાખાના મનની મુરાદની બધાને ખબર પડી કે તુરત જ એ બર લાવવા સૌએ કમર કસી. મુસો તંડેલ, ધનો, રાઘો, ઇભરામ, ભવાન અને લધો હજારી બધા ભાણાને રાતદિવસ-દરિયાનો મિસ્કીન બનાવવા એના કાનમાં દરિયાની જ વાતો રેડવા લાગ્યા. દરિયાની કરામતો, દરિયાની તાકાત, દરિયાની મહેર એ વિષે દરેકના મોંમાં તરેહતરેહનાં દાસ્તાન સાંભળતાં ભાણાનું ખમીર ઊકળી ઊઠ્યું. અને એણે પોતે જ નિદાન એક સફર મામા ભેળા ચડવાની હઠ લીધી. રૂડી બિચારી રડે, ધમકાવે, આજીજી કરે ત્યારે વળી જરા પીગળે, પણ ફરી પેલાઓની ઉશ્કેરણીના સઢ છૂટે કે મનમાં ગાંઠ વાળે.

છેવટે વહાણ ઊપડવાનો દિ' આવી પહોંચ્યો. સવારના પહોરમાં લાખો બેનને મળવા ગયો. ભાણાને તો એની માએ ચાર દિ' થયાં નજરકેદ રાખ્યો હતો. લાખાએ ભાણાને મહેણાંટોણાં કરીને કાંઈ આવવાની

કબૂલાત લઈ લીધી અને લાખો પાછું જોયા વગર હાલી નીકળ્યો. બપોર પછી દરિયાલાલની પૂજા થઈ, ગામમાં ગોળધાણા વહેંચાણા અને ભરતી ઉપર આસર લાગતાં લાખાએ પગો છોડ્યો. આખું ગામ કાંઠે આવ્યું હતું. રૂડી પાસે ભાણો ઊભો હતો. એની નજર તો નાળના મોં તરફ સરતા વહાણ ઉપર ચોંટી ગઈ હતી. એને જાણે જિંદગીનો લહાવો સરી જતો હોય એમ લાગતું હતું. લાખાની ચકોર આંખો દૂરથી પણ આ બધું જોઈ શકી. એણે જતાંજતાં છેલ્લું મેણું માર્યું:

'એ હણે તો મારો વા'લો હુકમ કરસે તંઈયે મલસું, ભાણા! તું વાંસે ખોયડાં જોતો રૈ'જે બાપ, ને જંગબાર જાશું તો મલક સૂંઢાળાનાં દાંત આણસાં. તને રૂડાં બલૈયાં થાસે ભાણા!'

મામાના બોલ ભાણાને હૈયા સોંસરવા જવા લાગ્યા. એની જુવાનીથી સહન ન થયું—અને કેડિયાં સોતો નાળમાં ઠેકી પડ્યો. પાણીમાં તરતો છેડો ધરાવતો કઠોડો ઠેકી મામાને પડખે જઈ ઊભો. ખારવાઓએ 'રંગ રે જવાન!'ના શોરથી નાળ ગજાવી મૂકી અને રૂડીની ધીમી ચીસ એ શોરમાં ડૂબી ગઈ.

G.૫

બાર મહિના થઈ ગયા, પણ લાખો સફર વાળી નો'તો આવ્યો. દીકરાને સાનદિ' ઝંખતી રૂડી તો દાડચામનું માળખું બની ગઈ હતી. સફરી વહાણો બહુબહુ તો બાર મહિને ઘેર આવતાં. પણ લાખાને વરસ બે વરસ કાઢવાની ટેવ હતી. બીજું વર્ષ શરૂ થયું અને નાનામોટા જુવાળ એક પછી એક આવતા ગયા ને રૂડી ગણતીગણતી બેઠી રહી. આમ બીજા બાર મહિના વીતી ગયા. એના પછી નીકળેલાં વહાણો બબ્બે ખેપ પૂરી કરી આવ્યાં હતાં. પણ લાખાના તો ઊડતા વાવડ જ કોઈ વાર આવતા. અને એ ખબર ખૂબ જૂના હોવા છતાં પણ રૂડીને જીવ ટકાવવા પૂરતા નીવડતા. ભરતીઓટ ને ઓટભરતી ગણતાં ફરી બીજું વર્ષ નીકળી ગયું. હવે તો લાખાના ખબરે કોકવાર આવતા, પણ એનો ખરો પત્તો કોઈને નહતો. કોઈએ સીસલમાં સાંભળ્યું હતું કે લાખો જેડામો હાજી ઉતારતો'તો; કોઈએ બસરામાં સાંભળ્યું હતું કે લાખો મુંબાસામાં સીસમ ભરતો હતો. દરબાંરી અસેલો રાંવરો ખરીતો લઈ લંડન બંદરે ગ્યો'તો તે કહેતો'તો કે વળતી સફરે એને વાનંક ભળ્યા હતા કે મધદરિયે 'ગેરાભણમાં' યહૂદીઓનો અત્તેજ ભરી 'લસ્કો' જતો'તો ત્યાં ચાંચિયો-ચાંચિયાઓ સાથે ધીંગાણું કરી લાખો સલામત પાથરીઓ સટકી ગયો'તો. અને આવા ખબર મેળવવા પણ રૂડી કંઠારના બંદરે બંદરે રખડતી હતી. આમ રખડતાંરખડતાં પાંચમા વર્ષની આખર આવી પહોંચી. રૂડીને હવે આશા ન રહી. એણે અન્નજળ તજી દીધાં ને ભોંય પર પડીપડી ઘડીકમાં લાખાને રડવા દેવા તો ઘડીકમાં દરિયાલાલને આળું કરવા લાગી. ગામલોકને હવે એના જીવવા વિશે આશા ન રહી.

વદ તેરસની સાંજ હતી. ભારની ઊગમણી ધારે જ્યાં મોસમી પાણી ખડા કુદાવતા આખાનમાં ધમે છે ત્યાં એક વહાણ ખાડીમાં દાખલ થવા નનનોડ મથામણ કરી રહ્યું હતું. એના સઢમાં થીગડાંઓનો પાર ન હતો. એનાં પરમાણ, કૂવા, નાર, બધાંમાં

**કલ્પકો**

આપણે કલ્પકો છીએ; પણ પ્રથમ આપણે કલ્પકો જ થવું પડે. જગતનો ઇતિહાસ કહે છે કે વાસ્તવિકપણે કલ્પકોએ જ જગતને અનેક સમૃદ્ધિ બક્ષી છે; તેઓએ પોતાનાં સ્વપ્નને સક્રિય કર્યાં અને આજની સંસ્કૃતિ આપણી સામે ખડી થઈ.

માણસે બળ વાપર્યું તે પહેલાં તેની કલ્પના કરી. દરેક ધર્મ જીવન્ત થયો તે પહેલાં તે કલ્પકના હૃદયમાં ઊગ્યો. દરેક શોધ પ્રગટ થઈ તે પહેલાં તે શોધકના સ્વપ્નતરંગમાં ઉછળી. આજે જે વસ્તુઓ છે તે જ્યારે નહતી ત્યારે માણસોએ તેની કલ્પના કરી. ગઈ કાલે તે ન હતી, ને આજે તે છે એ પણ મનુષ્યની પ્રખર કલ્પનાનું ફળ.

દુનિયામાં વ્યવહારકુશળ ઘણા થયા છે. તેઓએ વ્યવહારને સાચવ્યો છે ને શોભાવ્યો છે. પરંતુ દુનિયાને જેણે સુખી અને જીવવા જેવી બનાવી છે તેઓ તો કલ્પક હતા. તેઓ આદર્શજીવી—તરંગી—ખ્યાલી હતા.

છતાં તેઓ દ્રષ્ટા હતા. તેઓએ ગૂઢમનમ, દુરસ્થ તત્ત્વને જોયું. અંતરની આંખે ને કલ્પનાની પાંખે જોયું ને તેને જીવનના ભોગે પણ જગતને સમક્ષ મૂર્તિમંત કર્યું. તેઓનો તાસીર જ એવી છે: તેઓ જે ભાળે છે તેની પાછળ પાગલ બને છે, ને તેને હાંસલ કરે છે ત્યારે જ વિરમે છે.

જગત આવા કલ્પકોથી પ્રગતિમાન છે અને રહેશે. —જિનુભાઈ

રસ્સાથી સંધાણ કરેલાં દેખાતાં હતાં. સુકાન ઉપર લાખો બેઠો હતો. એને અને એના સાથીઓને છાતી-પૂર દાઢીઓ લહરતી હતી. કૂવા પાસે તંડેલને પડખે ભાણો ઊભો હતો. દુનિયાભરનાં ખારાં પાણીની છાલકો ઝીલી એનો ચહેરો પાકો બની ગયો હતો. એને પણ કાળી મોટી દાઢી ઊગી ગઇ હતી. ઘરનાં પાણીથી ભીંજાતાં સૌને હોંશ આવી હતી; પરંતુ બપોરથી સાંજ પડી, પણ જીવતોડ મહેનત કરવા છતાં અખાતમાં પેસવાની સોડી નાળને બગલો સર નો'તો કરી શકતો. હેરિયાં કરીકરીને ખારવાઓના સાંધા જાણે તૂટુંતૂટું થઇ રહ્યા હતા. ફરીફરી નવેસરથી મથામણ કરી નાળ સો'તો મોરો આવે ત્યાં આખરનાં મોજાં ને વાવડો બધું મિટ્ટીમાં મેળવી દે અને વળી શઢ છોડીને બગલો ભાગે. પરસેવાને ઠેકાણે જાણે હવે લોહી નીકળશે એવાં સૌનાં બદન તૂટી રહ્યાં હતાં. ફરી હેરિયું ઉપાડવા લાખાએ હુકમ કર્યો.

'લાખા અજ પિરોટણજો જુસાં હુકમ નથી લાગતો.' મુસાએ ભીના બાવડાએ કપાળ લૂછતાં કહ્યું.

'પિરોટણ પૂજવા ત દે; પછા વરી તુને હુકમ લેવા મુકલસાં, મુસા!' લાખાએ જવાબમાં મજાક કરી. લાખાના સાથીઓને એમાં નવાઇ ન લાગી.

'વાવડો પડવા મંડ્યો છે. ઉજો આસર જામે ઇ પેલાં સમો પડે ત તો પિરોટણ પૂજસું લાખા. ન કાં ઝટ બેટ ભેરા થવામાં માલ છે.' લધા હજારીએ કહ્યું.

'એ હવે માજમ સફરૂં કરી જુસાં ઘરજો ઉંબરેથી પાછા નહિ વરિયે, લધા. પિરોટણ હુકમ નહિ દે તો તું ને મુસો બેય રૂબરૂ થઇ આવજો બચ્ચા!' લાખાએ બેપરવાહીથી કહ્યું.

'છોરી વારીએ ઘાઘરો કુરો ગુમાઇએ તો,—જલાય સાર!' બિલકુલ વાંક વગર રાઘાને ધમકાવતાં તંડેલે રાડ દીધી. લાખાની સિફતથી મુસો જરાં કચવાયો હતો; પણ તેનો ખાર એ બીજા ઉપર કાઢતો હતો.

'હેવલ્લા જવાન!' લાખાએ ઊભા થઇ પગથી સુકાન દબાવતાં પડકાર કર્યો. 'ભાણ હૂજે વાવડો જરૂર ફરશે ને જુવાળ સોતા જો હડકી સર ન થાય તો લાખો-સુકાન છડે બચ્ચા!'

ટૂંકી લગામે સ્વાળ ચક્કર મારતા ઘોડા પેઠે બતેલો ઘુમવા મંડ્યો. અને લાખાના સુકાનને ધક્કે મોરો ઝોક ખાતો ડોલવા લાગ્યો. થોડીવારે જાણે લાખાની કુનેહથી આધીન બન્યો હોય તેમ વાવડો સડ ફુલાવતો પાછોતરી છિકિયો દેવા લાગ્યો.

'છભાસ ધનિયા! દભાવ હવે! સાંભર્યાં વાહલે! રંગ દરિયાલાલ! આસર ઝૂક્યાં છે બચ્ચા, પણ વાવડો તોફો છે. હવે ગેરામણની મરજી તો ભાણ ઊગે બેનના રોટલા ખાસાં. છભાસ રાઘા! સાર ઘટાય હજી.' લાખો બોલતો ગયો તેમ ખારવાઓ અદ્ધર ઊડતા હોય તેમ હુકમ બજાવતા ગયા. ગાંડા સાંઢની પેઠે અગળાઇ કરી આસર મોજાંને હૂલ મારતો બગલો સોડી નાળમાં પેઠો અને ખારવાઓ એટલા ખુશ થઇ ગયા કે આખો દહાડો બગલાએ જીક્કર કરાવી તે ભૂલી જઇ એને હૂલાવતા શાબાશી દેવા લાગ્યા. સવારે તુણા બધા ભૂખ્યા હતાં એટલે ભાણો રોટલા કરવા બેઠો; મુસાને સુકાન આપી લાખો હોકા પાસે બેસી ચિલમ પીવા લાગ્યો, ને સહુ આસાન કરી બધા ઘરખોયડાંની વાતો કરવા લાગ્યા.

'હેમખેમ ઘરે પુજીએ ત હૂં ત મરિયાપીર વટાં સતવાર ગીસી કરીસ.'

'હિન સફર જેરી જુસાં અફલાતુન સફર મું સજી જમારમેં નાંય કઇ.' મુસાએ સુકાન રાઘાને સોંપી ચિલમનો ગોટ લેતાં કહ્યું.

'મુને તો સુરમાંજ લાખાની બેનની ફદૂવા લાગી'તી લેંસા તિડો જુરી પ્યો.' ઇભરામે રાંગ ઉપરથી કહ્યું

'તુજો તિડો તો તુજા પાપે જુરી પ્યો.' મુસાએ કહ્યું, 'જુસાં છટ્ છટ્ કીધો તોય ધામણ છડે જ નહિ. મુસાંવારો જાણે નાડ્યો જરયો તી જુસાં સઃ ભેરો લહે, પણ રસો ન છડે ઉ તો નાખવો ચુવાજે કે દગાજી ઓલાદનો ખચ્ચર ચુવાજે?'

'ઇ ત ધનો મિટ્ટિના સુલેમાનવારીયેં ઉભ્યો બો'તો નકાં મુને તિડો જલાય ન જુરત વરી—જુસાં આ તો તંડેલ છે કે ગૈયાર કોટવાર છે? જુકો ઇન્સાફ કરતાં જ નથી શીખ્યો.'

ઉપર આકાશમાં તારાઓ ચમકતા હતા. આસપાસ ઘોર અંધારું હતું. દૂરદૂર પીરોટણની બત્તી દેખાતી હતી. સામેથી અંધારામાં એક વહાણ વહાતું હતું જરાક પાસે સરતાં અરસપરસની ઓળખાણ પડી ને અંધારામાં હાકલ સંભળાણી.

[અનુસંધાન આગળ પાન ૧૫૦મે]

અનન્તયૌવનના મહત્ત્વાકાંક્ષાને પડછે પડછે પથરાતા આવતા ત્રિકાલવ્યાપી

# ચિરંતન પડછાયા



## પ્ર૧

[ઉજ્જયિની નગરીના અગ્રભાગે આવેલું એક વિશાળ વ્યાયામમંદિર. મંદિરને ફરતો મજબૂત કિલ્લો છે: વચ્ચે વર્તુલાકારમાં જમીન ખોદી અંદર સુંવાળી રેતી પાથરી છે. એમાં કેટલાક જુવાનો કુસ્તી શીખે છે. સામે હારેક જણ ધનુષ્ય પકડી નિશાન તાકવાનું શીખતા હોય તેમ લાગે છે. કોઈ મગદળ ફેરવે છે, કેટલાક દંડબેઠક ખેંચે છે. આખો અખાડો નાનામોટા જુવાનોથી ગાજી રહ્યો છે.

સૌથી આગળ તરી આવે એવા બે જુવાનો—કૃપાલચક્ષુ ને હિરણ્યભદ્ર—સામસામા સાંગ ઉછાળતા દેખાય છે. બંનેનું વય બાવીસ-ત્રેવીસ વર્ષથી વધારે નથી. તેમનાં કુસ્તી મારેલાં, મનુષ્યત્વની મૂર્તિ-જેવાં ઉઘાડાં શરીર આકર્ષક દેખાય છે.

જમણી બાજુ મંદિરના મુખદ્વાર પર સફેદ કિનારી મૂકેલો રાતો શક્તિધ્વજ ફરકે છે. ધ્વજની બંને બાજુ હનુમાન ને હંસવાહિનીનાં પ્રમાણશુદ્ધ સુંદર ગૂંથણ-ચિત્રો છે. સૂરજનાં કિરણોથી રંગાઈ એ અત્યારે ખૂબ ભવ્ય લાગે છે. સાંગ પકડીને ઊભેલા કૃપાલચક્ષુની દૃષ્ટિ ફરકતા ધ્વજને અત્યંત જિજ્ઞાસાથી જોઈ રહી છે.]

કૃ: (ધ્વજ સામેથી દૃષ્ટિ ખસેડી) મારું લક્ષ્ય ચૂકવી તેં ઠીક સપાટો લગાવી દીધો. (સાંગને મજબૂત પકડી) હિરણ્ય, હવે મારો વારો આવ્યો: તૈયાર રહેજે.

[હિરણ્ય ખડખડ હસે છે.]

હસે છે શું? જો, સાંગને ઉછાળું છું.

[કૃપાલચક્ષુ સાંગને ઉછાળી હિરણ્ય તરફ બળપૂર્વક ફેંકે છે હિરણ્ય પણ સસ્મિત પોતાની સાંગ ફેંકે છે. બંને સાંગ 'કડાક' કરતી એકમેક સાથે અથડાઈ દૂર જઈ પડે છે. હિરણ્યને ખૂબ હસવું આવે છે.]

કૃ: (ફરી સાંગ ઊંચકતો) હિરણ્ય! હિરણ્ય! હસવું હોય તેટલું હસી લે; પણ તું આજે જીતવાનો નથી.

હિ: (તૈયારી કરતો) આનર્તના જુવાનો વાતો કરવામાં પાવરધા હોય છે!

કૃ: શા સારું આમ આનર્તને ડામે છે? એની શિક્ષા ઉજ્જયિનીને ખમવી પડશે.

[હિરણ્ય કંઈ ઉત્તર આપે તે પહેલાં કૃપાલની સાંગ ઊછળીને ધબ પડે તેમ તેની છાતી પર પછડાય છે. હિરણ્ય હડાની જેમ દૂર જઈ પડે છે.]

કૃ: (હસતો) મેં નહોતું કહ્યું કે એની શિક્ષા ઉજ્જયિનીવાસીને ખમવી પડશે?

હિ: (ઊભો થઈ) તેં આજે ઉજ્જયિનીને તાબે કર્યું.

કૃ: (આશ્ચર્ય) ઉજ્જયિનીને?

હિ: ઉજ્જયિનીના મુખ્ય વ્યાયામ મંદિરના મંત્રીને જીત્યો એટલે ઉજ્જયિનીને જીત્યું.

કૃ: ઉજ્જયિનીમાં તારા જેવો કોઈ યે હો નથી?

હિ: એમ નગરલોક માને છે; હું નહિ.

કૃ: એટલે નગરલોકની નજરે મેં ઉજ્જયિનીને જીત્યું; તારી નજરે નહિ.

હિ: (હસી) હા.

● આ નાટિકામાં કશું ઐતિહાસિક ગણ્ય નથી. માત્ર કેટલાંક પ્રમાણો મેળવી એને કલ્પનામાં ગૂંથવાનો યત્ન કર્યો છે. વિ. સં. પહેલાં બસો વર્ષ બાદ થયો; બાર પહેલાં બસો વર્ષે એક આવી આખી ઘટના—ઇતિહાસસંશોધક રંગ પૂરી શકે એવું આછું ચિત્ર દોરાઇને મુંબાઈ[illegible]. 'વિશ્વ-ભારતી'માં વાંચેલા એક લેખમાંથી ૧૯૩૦ની ડાયરીમાં આટલી નોંધ ટપકાવી હતી: 'બ્રહ્મસિંધુના સ્તૂપપાસેથી ભાગવાને માર્ગે ગુજરાતના સંગમસ્થ ખોદી લાવવા લારીના મેળો લઈને જતા. એ સ્તૂપપાસેથી ત્યાંથી જતા અવરાવવા માટે કેટલીક વખત આજવાને ખૂબ સહન કરવું પડ્યું હતું.' બીજું એક પ્રમાણ 'કુમાર'ની લેખમાળા 'ગુજરાતઃ સંસ્કાર અને સંસ્કૃતિ 'માંથી મળ્યું છે. એમાંથી આટલી નોંધ લખી રાખી હતી: 'આનર્તમાં પ્રવેશ કરવાના બે જમીનમાર્ગ હતા. સિંધની બાજુમાં થઈ કચ્છ રણ્યાનાના રસ્તે અથવા ઉજ્જૈન થઈને . . ગુજરાત દક્ષિણે દ્રાવિડ અને ઉત્તરે આર્યોથી ઘેરાનું. પશ્ચિમે પૂર્વવેરમહામાર્ગ ગુજરાતનું સ્થાન પડયા ફૂંકાઇ આવ્યો. ગુજરાતને ઉત્તર પાસે સિંધ અને ગાંધાર સુધી બળવત્તર ફાળવણ ગણ્ય હતાં. સિંધુ અને ગંગાયમુનાના પ્રદેશમાં આર્યોની અસર દીસતી હતી.' આમાં થોડાંક પ્રમાણો પામી આ નાટિકાનું વસ્તુ ઊપજાવી કાઢ્યું છે.

કૃ: તને ખુશામત સારી આવડે છે. (તેના ખભે હાથ મૂકી) ભાઇ, આનર્તથી ઘસડાઇને હું અહીં શા સારૂ આવ્યો છું? ઉજ્જયિનીને જીતવા? મને એવો ગોદ નથી. ને શસ્ત્રવિદ્યા માટે હું અહીં આવ્યો છું એમ સમજનારા પણ ભૂલે છે. મને તારો મિત્રભાવ અહીં સુધી ખેંચી લાવ્યો છે. (ભૂતકાળમાં ઊલટતો) ગઇ શરદપૂનમે ગંગાના પવિત્ર ઘાટ પર આપણે સજલ નેત્રે કેવી પ્રતિજ્ઞાઓ કરી હતી, સાંભરે છે? રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના કલહ, અવિશ્વાસ, કિન્નાખોરી અટકાવવાની આપણી નેમ હતી. એ પ્રતિજ્ઞા પછી એક વર્ષ ચાલ્યું ગયું. એટલા વખતમાં આપણે શું કર્યું? (ડામતો) મને લાગે છે કે ઉજ્જયિનીના વ્યાયામ મંદિરનો મહામંત્રી થઇને તું જૂના સંકલ્પો ધોઇ બેઠો છે.

હિ: ને—તું?

કૃ: હું તો, ભાઇ, એટલા જ સારૂ અહીં આવ્યો છું.

હિ: તારા કાર્યમાં મને અશ્રદ્ધા નથી, પણ (ચિંતાથી) આપણે બે જ જણ શું કરી શકીએ? નૃપતિઓ, અમાત્યો, સુભટોને મનાવવા એ સહેલું નથી.

કૃ: બધું સહેલું છે. આખા માલવમાં તારા જેવા યોદ્ધા ગણ્યાગાંઠ્યા છે. અને આનર્તને તો હું સમજાવી લઇશ. બીજાં રાષ્ટ્રોમાંથી પણ એકએક સાચો માણસ નહિ મળી આવે? (આંખોમાં તેજ લાવી) આર્યાવર્ત એકચક્રે થશે પછી દુનિયાની કોઇ સત્તા—

હિ: તારૂં સ્વપ્ન મહાતેજસ્વી છે, પણ (છાની મૂંઝવણથી) આપણે બે જ જણ—

કૃ: હા, ભાઇ, હા. માત્ર રાષ્ટ્ર દીઠ એકએક એવો માણસ મળવો જોઇએ, જેના અંતરમાં વિશ્વસમુત્ક્રાંતિની જ્યોત જલતી હોય, જેના—

હિ: (વચ્ચે) પણ એવો એક જ માણસ?

કૃ: (પંપાળતો) ભાઇ, જેણે જીવનને સિદ્ધાંતોથી વણ્યું છે એવો એક માણસ તો આ વિરાટ વિશ્વને આંગળાએ ઊંચકીને ફંગોળી દે. (ધીમો પડી) શરૂઆતનો માર્ગ જરા કંટકભર્યો છે; પણ એ માર્ગે થઇને તપસ્વી પુરુષ સિદ્ધિનાં અજવાળાં લઇ આવે છે ને કચડાયેલી પ્રજા એ અજવાળે અજવાળે પાછળ ચાલે છે.

હિ: (હસી) તેં હવે ગંભીર વાતો કરવા માંડી.

કૃ: (આંખો ઢાળી) આ બધી વાતો કાર્યની સરાણ પર નહિ ચડે ત્યાં સુધી મને ચેન પડવાનું નથી.

[તે વાક્ય પૂરૂં કરે છે ને મત્ત્રદ્વારમાં કંઇક ધમાલ જેવું થાય છે. લોકો ચોમેર દોડાદોડી કરતા દેખાય છે. વ્યાયામ કરનારા સૌ હારબંધ ગોઠવાઇ જાય છે. બેત્રણ જણ એકબે વાર 'હિરણ્યભદ્ર! હિરણ્યભદ્ર!' એવી બૂમ પાડી બધું વ્યવસ્થિત ગોઠવવા લાગી જાય છે.

થોડી વાર પછી બહારથી 'મહા અમાત્ય પ્રભુની જય'નો કર્કશ અવાજ ઊંચે ચડતો લાગે છે. વ્યાયામ મંદિરના વિદ્યાર્થીઓ એ અવાજ ઝીલી એમાંથી ભયંકર ધ્વનિ ઉપજાવી વાતાવરણને ગૂંગળાવી નાખે છે. એ ક્રૂર ગૂંગળાટ વચ્ચે, લોકોના વ્યવસ્થિત સમૂહ વચ્ચે સશસ્ત્ર સેનાપતિઓ વચ્ચે વૃદ્ધ અમાત્ય પ્રવેશ કરતો દેખાય છે. માથે એને રત્નજડિત મુકુટ છે. આભૂષણો લાદી એણે પોતાના બેડોળ શરીરને ઢાંકી દીધું છે. કરચલીઓ વળેલા એના બીહામણા મોં પર અગ્નિનાં બિંદુ જેવી બે આંખો જોનારને ડારતી લાગે છે. ધીમે ધીમે ને ગફગ પગલે તે નજીક આવતો હોય છે.]

કૃ: (હિરણ્યને નજીક ખેંચી) આ તમારા મહાઅમાત્ય!

[હિરણ્ય નાકે આંગળી મૂકી તેને ચૂપ રહેવા સૂચવે છે]

કૃ: (તેને ડરતો જોઇ) હિરણ્ય! હિરણ્ય! કહે તો ખરો: આ વરુની જીભ જેવા લટકતા હોઠ, અંગારા જેવી આંખો, બીહામણું મોં;—ભાઇ, મને કહે તો ખરો આ પોતે જ તમારા મહાઅમાત્ય છે?

હિ: (છાના ગભરાટથી) તારે એમને ઓળખીને શું કામ છે?

કૃ: આમ ડરે છે શું? હું નહિ ઓળખું તો એમને ઓળખશે કોણ? (વ્યંગમાં) ઉજ્જયિનીના રાજચોકમાં એમનું પૂતળું મૂકાવો ત્યારે શિલ્પીઓ આનર્તથી મંગાવજો.

[છેલ્લો શબ્દ સંભળાય એટલે છેટે અમાત્ય આવી ઊભા રહ્યા હોય છે. એમની આંખનો ખૂણો સહેજ કૃપાલ તરફ ખેંચાય છે. હિરણ્ય જરા કંપારી અનુભવે છે.]



અ: (હિરણ્ય સામે જોઇ) મંત્રીજી! તમે અહીં જ છો?

હિ: (હાથ જોડી) જી, હા; પધારો મહારાજ!

અ: તમારી વ્યવસ્થા સુંદર છે. કામ કરનારાઓનો ઉત્સાહ પણ

મને ગમ્યો: પરંતુ અહીં આવતાં મારા મનમાં એક શંકા ઉત્પન્ન થઈ છે.

હિ: શંકા ? જી, શાની ?

[કૃપાલ અદબ વાળી અમાત્યને જોયા કરે છે.]

અ: કે આ બધા શીખનારાઓમાં માળવાના કેટલા અને પરદેશી કેટલા.

હિ: સંખ્યા તો માળવાના જુવાનો કરતાં પરદેશી-ઓની વધુ છે.

અ: (આંખો ઝીણી કરી) માળવાના કરતાં પ ? પરદેશીઓ વધારે આવે એમાં આપણું શું કલ્યાણ થશે ?

[કૃપાલની આંખોમાં તિરસ્કાર આવે છે.]

હિ: આપણા જુવાનોને વ્યાયામ પ્રત્યે પ્રેમ નથી. (સમજાવતો) ને બહારથી આવે એમને શા સારૂ અટકાવવા જોઇએ ? મહારાજ—

કૃ: (વચ્ચે) ને આ ધ્વજ નીચે આવવાની કોઇ-નાથી મના થઈ શકે નહિ.

[અમાત્ય તીક્ષ્ણ આંખે કૃપાલ સામે જુએ છે]

અ: (હિરણ્યને) આ યુવક કોણ છે ?

હિ: દૂર આનર્તથી આપણા મંદિરમાં શસ્ત્રવિદ્યા શીખવા આવ્યા છે. ઉજ્જયિની આખામાં એમના સમી પરિવર્તન દૃષ્ટિ કોઇ ભાગ્યે જ ધરાવતું હશે. (પ્રશંસકની રીતે) એમને લીધે આપણી કીર્તિ—

અ: (વચ્ચે કૃપાલચક્ષુને) તમારૂં નામ ?

કૃ: (સહેજ નમી) કૃપાલચક્ષુ.

અ: તમે શું કહેતા હતા !

કૃ: આ શક્તિધ્વજ નીચે તો કોઇ પણ રાષ્ટ્રના જુવાનો આવીને શક્તિ મેળવી જાય. એમાં મહારાજે શા સારૂ શંકા લાવવી જોઇએ !

અ: (નજીક જઇ) તમને એ નહિ સમજાય. (તીર જેવા અવાજે) તમારી સરાણે ઘસેલી તલવાર તમારૂં જ માથું ઉતારવામાં વપરાય એ તમને ગમે ?

કૃ: કેટલાએ એમ કર્યું ?

અ: (ઉશ્કેરાઇ) હું એવાની નોંધ રાખીને ફરૂં છું ? (હિરણ્યને) અત્યારે જ એ ધ્વજને ઉતરાવી નાખો.

[હિરણ્યને કંપારી છૂટે છે.]

કૃ: (આગળ આવી) પણ મહારાજ—

અ: (બેદરકારીથી) તમારે બીજું કાંઇ પૂછવું હોય તો હું ઊભો રહું. આવાં કૌતુકોનો આનંદમાં પ્રચાર કરજો; આ ઉજ્જયિનીમાં એવાં તુત નહિ ચાલે.

કૃ: પણ મહારાજ ! આ કોઇ ધર્મ કે દેશનું તુત નથી: આ તો આર્યસંસ્કૃતિનો જગતવ્યાપી પ્રકાશ છે. (ટટાર થઇ) આપ તો શું પણ કોઈ પણ સત્તા એને—

[હિરણ્ય ગભરાટથી, વેગભેર બોલતા કૃપાલના મોં આડે હાથ ધરે છે. અમાત્ય સ્થિર નજરે તેને થોડી વાર ટગરટગર જોઇ રહે છે. કૃપાલનાં નેત્રોમાં પાપને ખાખ કરી દે એવી પુણ્યજ્યોત વિલસી રહી હોય છે.]

અ: (બાજી સંકેલતો) મંત્રીજી, એમના વેગને અટકાવો છો-શા સારૂ ? (ફિક્કું હસી) એમનો તિરસ્કાર મને વહાલો લાગે છે.

[બંને અમાત્ય સામે આશ્ચર્યથી જુએ છે.]

હિ: મહારાજ ! એ તો બાળક છે.

અ: વૃદ્ધોને બાળકો સાથે બોલવું ગમે છે. (કૃપાલને ખભે હાથ મૂકી) તમે મારા આવાસે આવશો ?

[કૃપાલ માથું નમાવી હા કહે છે.]

જો કે આપણા વિચારોમાં મુદ્દલે સામ્ય નથી: પણ જુવાનો પ્રત્યે મને ખૂબ આદર છે, એટલે શબ્દો-ની અથડામણ વચ્ચેથી હું શોધું છું એવો પ્રકાશ કદાચ નીકળી આવશે.

[ત્રણે જણ એકમેક સામે જોઈ રહે છે.]

અ: (જવાની તૈયારી કરતો) મંત્રીજી, તમે બંને મિત્રો સાથે જ આવજો.

[બંને માથું નમાવે છે; અમાત્ય જાય છે.]

કૃ: હિરણ્ય ! તારો મહાઅમાત્ય કયો પ્રકાશ શોધવા નીકળ્યો હશે ?

[હિરણ્ય ધીમેથી કંઇક બોલે છે, પણ દૂરથી નજીક આવતા 'મહાઅમાત્ય પ્રભુની જય'ના ગંભીર નાદમાં તેના બોલ ઢંકાઈ જાય છે. બંને ધીમેધીમે બહાર જાય છે ]

## પ્રવેશ ૨

[પાંચસોએક માણસ બેસી શકે એવડું વિશાળ ચોગાન. જમીન પર દૂધ જેવો આરસ પાથર્યો છે; તેમાં વચ્ચે-વચ્ચે રંગબેરંગી આરસની શોભનમાળાઓ મનોહર લાગે છે. જમણી બાજુ આરસની ચાર થાંભલીઓને ટેકવી રૂપાળો ઘુમ્મટ ઊભો છે તેની નીચે પંદરેક જણ બેસી શકે એવડો ઊંચો કાળા આરસનો ઓટલો શોભે છે. થાંભલીઓ ને ઘુમ્મટ પર વિવિધ આ-યુધોનાં યુદ્ધનાં ચિત્રો છે.

ડાબી બાજુના સિંહદ્વારમાંથી અમાત્ય ને કૃપાલ-ચક્ષુ ચોગાનમાં પ્રવેશ કરે છે. મહાઅગ્નિ સૂર્ય માગ



પર આવ્યો છે. આવીને બંને જણ પેલા ચોતરાને એકેક ખૂણે થાંભલીઓને અઢેલી બેસે છે.]

અ: તમે એકલા જ આવ્યા? હિરણ્યભદ્ર—

કૃ: (વચ્ચે) એમને ગોશાળાઓ તપાસવા જવાનું હતું એટલે ન આવી શક્યા.

અ: વારુ; (થાંભલીને જરા નિરાંતે અઢેલી) તમારી જોડે વાત કરવાની ઘણા દહાડાથી મને હોંશ હતી. (આવીને) કોઇ નવું માણસ ઉજ્જયિનીમાં આવે તેને મળવું મને વધારે ગમે છેઃ તમને મેં એટલા સારુ બોલાવ્યા.

કૃ: (આંખો ઢાળી) અનુગ્રહ થયો.

અ: એ શિષ્ટાચાર મને હવે નથી ગમતો. (બગાસાથી) એ બધી ઠાવકી વાતો વૃદ્ધોને વહેંચી દઇએ.

કૃ: (આછું હસી) મહારાજ! આપને પણ પળિયાં—

અ: ધોળા આવ્યાં એટલે હું વૃદ્ધ થયો? કૃપાલચક્ષુ! મને વૃદ્ધ માનવા જેટલા ભોળા થશો નહિ. હું આટલી ઉમરે પણ તમારા જેવો જુવાન રહી શક્યો છું.

કૃ: (કટાક્ષપૂર્વક) એ ઉજ્જયિનીની પ્રજાએ અભિમાન લેવા જેવી વાત છે.

અ: (પામી જઇ) ને આનર્તની પ્રજાએ શરમાવા જેવી.

[કૃપાલના શરીરમાંથી વીજળી પસાર થાય છે.]

કૃ: શું કહ્યું મહારાજ?

અ: કારણકે ત્યાંના જુવાનોને ઘડપણ આવ્યું છે.

[ને ખડખડ હસે છે.]

કૃ: (ઝીણી આંખે) એમ શા ઉપરથી કહો છો?

અ: હજી દલીલો જોઇએ છે? (ટટ્ટાર થઇ) તમને કદી શસ્ત્રો પકડતાં આવડ્યાં છે? ફૂંક મારે ઊડી જાય એવાં રાજ્યોથી પણ તમે ડરો છો. લડાઇ સામે આવે છે કે તમે ઉંદરની જેમ નાસો છો. ઘડીક દ્રવિડ તમને માથામાં ધબ્બો મારી લૂંટી જાય છે, તો ઘડીક પશ્ચિમના અનાર્યો તમારી કન્યાઓને ઉપાડી જાય છેઃ ને આર્યોની બીક તો તમારે માથે કાયમની. (કડવું હસી) મને ક્યારેક વિચાર આવે છે કે આવડી બીક વચ્ચે તમે જીવી કેમ શકો છો?

કૃ: (આછું હસી) તમે કહો છો એ બધું બને છે ખરું, છતાં અમે ટકી રહ્યા છીએ.

અ: એવું જીવન જીવવું તમને ગમે છે? (મોટેથી) એનાં કરતાં કપાઇ મરવું શું ખોટું?

કૃ: કેટલીક વાતો અનુભવ વિના સમજાતી નથી. (ગંભીર થઇ) તમે જેને બીક માની બેઠા છો એ બીક કે નબળાઇ નથી. સામ્રાજ્યો સામે થઇ લોહી રેડાવવામાં અમને કશો વિકાસ નથી દેખાતો. અજ્ઞાન સામે અજ્ઞાન અથડાવી આપણે કલહનાં ઊંડાં મૂળ નાખીએ છીએ. (ઊંચો થઇ) મહારાજ! આનર્તે ઘણું સહન કર્યું છે એ સાચું. માર ખાઇખાઇ અમે ક્ષીણ થયા છીએ એ પણ સાચું. છતાં અમે કોઇનું શરણ લીધું નથી. આનર્તને કચડનારા ભલે હસે. પરંતુ અમને કોઇ રાષ્ટ્ર પ્રત્યે તિરસ્કાર નથી.

અ: (ઘૃણાથી) હું બધું સમજું છું. બંધુત્વની ભાવનાની ઓથે તમે ભયને પંપાળો છો. વેપાર કરતા સિવાય તમને બીજું આવડે છે શું?

કૃ: (ખડખડ હસી) એટલા સારુ તો હું અહીં શસ્ત્રવિદ્યા શીખવા આવ્યો છું.

[અમાત્યના કપાળ પર વિચારની કરચલીઓ પડે છે.]

અ: (જરા વાર પછી) તમે અહીં શા સારુ આવ્યા છો એ મારાથી અજાણ્યું નથી. પણ તમે લાવવા માગો છો એવું તેજ ઉજ્જયિનીના જુવાનોમાં નહિ લાવી શકો. (નિસાસો ખેંચી) અહીં આંજી નાખે એવું ઐશ્વર્ય છે; શસ્ત્રોના ભંડાર ભર્યા છે; એ શસ્ત્રો ફેરવી શકે એટલી શક્તિ યે પ્રજા પાસે છે. નથી માત્ર તમે શોધી રહ્યા છો એવી કલ્યાણભાવના. પોતપોતાના વાડા બાંધી પ્રજા બેસી ગઇ છે. કોઇ કચડાએલા રાષ્ટ્રની રક્ષા માટે અમે તૈયાર નથી એમ નથી; પણ એ જાહેર પ્રામાણિકના પાછળ પેલા શરણાગત રાષ્ટ્રને ખાઈ

જવાની વૃત્તિ સિવાય બીજું કાંઈ નથી.

કૃ: (લાગ સાધી) તમારા સરખા સમર્થ અમાત્ય બેઠા—

અ: (વચ્ચે) કૃપાલચક્ષુ! હું મારું ઘર ઉઘાડું કરું છું તેથી તમે મુંઝાશો નહિ. હું અમાત્યને આસને શા સારૂ બેઠો છું, ખબર છે? (કંઇક યાદ લાવી) મારું કદરૂપું મોં જોઇ તમે હલકી કલ્પના કરી હશે! (હસે છે) પણ હું યે તમારી જેમ સ્વપ્નાંઓનો ઢગલો છું. આર્યાવર્તને એકચક્રે જોવાની મારી નેમ અનંતકાળની છે. તમે શોધો છો એવો પ્રકાશ હું પારણામાંથી શોધી રહ્યો છું, પણ હજી મળ્યો નથી. અહીંની પ્રજાએ મારા મનોરથોને મરવાની ડોકની જેમ મરડી નાખ્યા છે.

કૃ: (ચાવીને) તમે ધાર્યું હોત તો અહીંના શક્તિશાળી જુવાનોમાં—

અ: (ડોળા કાઢી) મેં હમણાં આનર્તના જુવાનોને નગોવ્યા તેનું વેર લો છો?

કૃ: ના મહારાજ! હું તો—

અ: (ઉતાવળે) ભાઇ, તમે મારી વરાળને સમજ્યા નથી. આનર્તમાં છે એવું અહીં નથી. તમારા કરતાં અમે બુદ્ધિ, સંસ્કાર કે આદર્શમાં જરાયે ઊતરતા નથી. પણ અમારો વિકાસ દષ્ટિ વિનાનો છે એટલે એમાં અહં, દંભ ને વિલાસિતા પેસી ગયાં છે. (ખાનગી વાત કરતો હોય તેમ) ઉજ્જયિનીના ભવ્ય રાજ્યમંદિરોએ, વિપુલ સૈન્યે, ઊભરાતા ઐશ્વર્યે બીજાં રાષ્ટ્રોમાં છાપ્યો જમાવી છે એનાં કારણો તમે જાણો છો?

કૃ: ના.

અ: કારણકે ઉજ્જયિની પોતાના પગ પર ઊભું છે. રાષ્ટ્રરાષ્ટ્ર વચ્ચે સંધિ કરાવવા તમારા જેવા કૈંક જુવાનો જીવતોડ મહેનત કરી રહ્યા છે તે મારાથી અજાણ્યું નથી. મેં ય એ માટે ઓછા પ્રયત્નો નથી કર્યાં. જુવાનીથી માંડી આજ પળિયાં આવ્યાં ત્યાં સુધી હું એ મેલ ધોવા મથી રહ્યો છું. કેટલાંક નબળાં રાષ્ટ્રોને મેં વિનવણીભર્યા સંધિકરારો પણ મોકલ્યા હતા પણ (આડું જોઇ) મારું માને છે કોણ?

કૃ: કોણેકોણે ના કહી?

અ: પ્રથમ તો આનર્તે. અને આનર્તે ના કહી એટલે બીજાં રાષ્ટ્રો ડોકું નમાવવાનાં હતાં?

કૃ: આનર્તે શું કહ્યું?

અ: કહ્યું કે સંધિ કરીને તમારે અમને ફૂંકીફૂંકી ખાઇ જવા છે. ને અમારા પર આળ ચઢાવ્યું કે આનર્તને લૂંટવા આવતા નૈઋત્યના અનાર્યોને આવવા માટે તમે માર્ગ કરી આપો છો.

કૃ: મેં ય એમ સાંભળ્યું હતું.

અ: (અવાજ વધારી) તમને અમારા વિરુદ્ધ કોઇએ ખોટું જ ભંભેર્યું છે. (નજીક આવી) કૃપાલચક્ષુ! 'અમે' અનાર્યોને જવા માટે માર્ગ કરી આપીએ? અમે? (હથેળી મસળી) જનાવર જેવાં મોં લઇ ગાળવામાં ઊતરતાં એ અનાર્યોનાં કૈંક ટોળાં મેં ઉજ્જયિનીની સીમમાં જીવતાં દાટી દીધાં છે.

[કૃપાલ તેની અંગારા જેવી આંખો સામે ભય પામ્યા વિના જોઈ રહે છે.]

કૃ: (નીચું જોઇ) તો ઉજ્જયિનીની નિંદા માટે અમારે શરમાવું જોઇએ.

અ: શરમાવાનું કે ઉપકાર માનવાનું અમે નથી કહેતા. (આછું હસી) અમારા પ્રત્યેનો તિરસ્કાર ચાલી જશે એટલે થયું.

[અમાત્ય આસનેથી ઊઠી, પાછળ હાથ રાખી ચોગાનમાં ધીમેધીમે ફરે છે. કૃપાલ સ્થિર નજરે એને એમ ફરતો જોઈ રહે છે. એના મનના હલકા તરંગો પાણીનાં કુંડાળાંની જેમ પથરાઇ પથરાઇ વિલીન થઇ જાય છે. અત્યાર પહેલાં ઉજ્જયિની, અમાત્ય અને તેની પ્રજા વિષે તેના અંતરમાં જે અંધકાર હતો તે ધોવાઇ સાફ થયો હોય એવી શાંતિ તે અનુભવે છે. ધીમેધીમે મનમાં એ કંઇક ગણગણે છે]

કૃ: (મનમાં) મારી રાષ્ટ્રભાવનામાં કેટલાં નિર્બળ તત્ત્વો છે તેનું મને અત્યારે ભાન થયું. જો દેશાભિમાનમાં સત્ય અને પ્રેમભાવનાં તત્ત્વો ન હોય તો એ અભિમાનમાં અમાનુષી વૃત્તિ પેસી જાય છે એ સાચું હશે? અમાત્યની વાણીમાં વિશ્વપ્રેમની વ્યાપક દષ્ટિ છે ને એકલા વિચારો પર જીવી રહેલા આજના જુવાનો પ્રત્યે ધીમો કટાક્ષ પણ છે. (ઊંચું જોઇ) હિરણ્ય, હું ને બીજા જુવાનોના કંઇકંઇ કરી નાખવાના મનોરથો આ ડોસાની કાર્યદક્ષતા સામે કેમ પીગળી જતા લાગે છે? (શ્વાસ ખાઇ) વાતની શરૂઆત ગૂંચવણભરી હતી. અમાત્યના શબ્દેશબ્દે તિરસ્કારનો ફુંફાડો હતો. અચાનક એમણે ઉજ્જયિનીને દષ્ટિમાં ઉતાર્યું ને આનર્તનો પ્રકાશ ઓળખ્યો. છતાં એમાં ઊંડે ઉપકાર

જેવું કંઇક હતું. (આંખો ઢાળી) મા! ચારેકોરની ભીંસે તારી રંક કાયાને દળી નાખી છે. શત્રુઓ તને જોઇ હસે છે, મિત્રો ઉપકારવૃત્તિથી પંપાળે છે ને તારાં નિર્બળ સંતાનો સ્વપ્નમાં જીવવાનું શીખ્યા છે! (રડવા જેવો થઇ) રાખના ઢગલા જેવા અમારા નિષ્ક્રિય મનોરથોમાંથી, મા! તારી કીર્તિને ઉજ્જવલ કરે એવો જ્યોતિ શે નીકળશે?

[તે રડતો નથી છતાં તેની આંખોમાં પાણી આવ્યાં હોય એવું સ્પષ્ટ દેખાય છે. મોં પર થોડીક રતાશ પણ તરી આવી છે. અમાત્ય નજીક ઊભો-ઊભો તેના આ પરિવર્તનને સાશંક જોઈ રહ્યો છે.]

અ: (તેના ખભે હાથ મૂકી) તમે કંઇક ઊંડા વિચારમાં પડ્યા છો.

કૃ: (સ્વસ્થ થઇ) કંઇ નહિ મહરાજ! એ તો જરા—

અ: ગભરાશો નહિ, મારે કશું જાણવું નથી. હું યે તમારી જેમ મનોરથોના કૈંક પગથિયાં ચઢીને ઊતરી ગયો છું. વિચારો કરીકરી મેં મોંની રેખાઓ વાંકીચૂંકી કરી નાખી છે.

કૃ: હું રોજ વિચાર કરતો હતો. પણ જ્યાં તમારા જેવા મહારથી નિરાશાને સાચવી બેઠા હોય ત્યાં અમારાં કાચી ઈંટોનાં ચણતર શે ટકી શકશે?

અ: ત્યારે આપણી વાતચીતનો અર્થ મેં તમને હતાશ કર્યા એવો થયો!

કૃ: નિરાશાના ઘણુ ખમીખમી અમારે ટીપાવાનું રહ્યું. (હસી) જુવાનીનો એ સ્વભાવ છે.

અ: (વાંસો થાબડી) કૃપાલચક્ષુ! શા સારૂ નિરાશ બનો છો? અત્યારે મહારથીઓનું કામ નથી, ઇતિહાસ ઘડનારાનું છે. નાનકડા આનર્તની આંગળીઓ પકડી આખા આર્યાવર્તને દોરાવું નહિ પડે એવું કોણે કલ્પ્યું છે?

કૃ: હું કલ્પી બેઠો છું.

અ: (વચ્ચે) કે?

કૃ: માટીના ઘડાઓની જેમ આપણે એકમેક સાથે અફડાઇ ટુકડા થતા જઇશું.

અ: (કટકાવતો) શક્તિ ને સરસ્વતીના વિજય-ધ્વજ નીચે આવું શિક્ષણ લીધું છે? આર્યાવર્તને એક-ચક્રે જોવાની તમારી મહત્ત્વાકાંક્ષા આવડી જ કે?

કૃ: (માથું પકડી) મહારાજ! મને કમકમાં આવે છે.

અ: (ધીમા સાદે) જુવાન માણસ, એમ છેક પાણીમાં શું બેસે છે? સિદ્ધાંતને બચાવવા તારી પાસે માથું આપવા જેટલી હિંમત પણ નથી?

કૃ: (ઊંચું જોઇ) હું મૃત્યુથી ડરતો નથી; પણ મૃત્યુ કોઇની પ્રેરણા ન બને તો મારું મરવું શા ખપનું

અ: (હવામાં) 'कर्मण्येव वाधिकारस्ते मा फलेषु कदाचन.

કૃ: હું જાણું છું, મહારાજ! તમે મને હૈયાફોડે જાણીને આ બધું કહો છો. પણ હું શું કરું? ખૂણેખૂણે ફરી હું આર્યાવર્તનું પાણી જોઇ આવ્યો છું. ક્ષત્રિયો ધનુષ્ય ખેંચવાનું ભૂલ્યા છે, બ્રાહ્મણો ઉપનિષદ્ વાંચી વાંચી વાંકા વળી ગયા છે ને વૈશ્ય-શૂદ્રોને સંતાઇ રહેવા સિવાય બીજું શું આવડે છે? (નિસાસો ખેંચી) મેં ઉજ્જયિનીને મારી શ્રદ્ધાનું કેન્દ્ર માન્યું હતું. ધીમેધીમે હિરણ્યને મારા પક્ષમાં લીધો ને (પ્રસન્ન દૃષ્ટિએ) એક હજારો હિરણ્યો ઘડવા માટે ઉજ્જયિનીમાં અજોડ એવા વ્યાયામમંદિરનો જન્મ થયો. જુવાનો શરીરે સુદૃઢ બન્યા, વિચારે તેજસ્વી ને બુદ્ધિશાળી થયા; પણ સ્થિતપ્રજ્ઞ થતાં ન આવડ્યું એટલે અહં પ્રવેશ્યો ને નગરી પ્રજા પ્રાયે કિન્નાખોરી વધી. અમારાં સ્વપ્ન આમ ધૂળભેગાં થઇ ગયાં.

અ: (હસી) તમારી સાધનામાં કંઇક ઊણપ હશે

[કૃપાલ કંઇ બોલે તે પહેલાં ચાર સશસ્ત્ર દંડનાયક ઉતાવળે પ્રવેશ કરે છે. એમનાં મોં પર ભયચિહ્નો છે. એમને આવેલા જોઇ અમાત્યના વિશાળ કપાળ પર કરચલીઓના ત્રિપુંડ રચાય છે

પહેલો: (નીચો નમી) મહારાજ! સપ્તસિંધુ સ્તૂપપાર્ષદો હાથીઓના મોટા સૈન્ય સાથે માળવાના માર્ગે આનર્ત ભણી ઊતરવાની આજ્ઞા માગે છે.

[કૃપાલ ઊભો થઇ જાય છે

અ: (ત્રીજુનટથી) આનર્તમાં ઊતરવાની આજ્ઞા! હાથીઓના સૈન્ય સાથે? (કંપતે સાદે) જવાનો ઉદ્દેશ કહ્યો છે?

[બીજો દંડનાયક આગળ આવી કાગળની ભૂંગળી જેવું કંઇક અમાત્ય સામે ધરે છે. અમાત્ય એને ઉઘાડી આંખો સામે ગે ઠવે છે. કાળ ખાધો હોય એવું એનું મોં શ્યામ બની જાય છે

કૃ: શું લખ્યું છે મહારાજ!

અ: (નસકોરાં ફુલાવી) સ્તૂપપાર્ષદો બીજું શું લખે? (અટ્ટહાસ્ય કરી) બૌદ્ધમંદિરો બાંધવા સારુ નર્મદાના સંગેમરમર ખોદી લાવવા સિપાવે છે! આને સભ્યતાભરી લૂંટ ન કહી શકાય?

[કૃપાલના મોં પર મૃત્યુની કારમી છાયા જેવું મૌન પથરાય છે.]

બીજો: (નજીક આવી) મહારાજની આજ્ઞા હોય તો અમે એમને અહીં તેડી લાવીએ.

અ: (ગર્જના કરી) મારા મોં સામે એ યમદૂતોને લાવશો મા. જાઓને સમજાવો કે આજના આંતરરાષ્ટ્રીય કલહમાં એવડું સૈન્ય ખડકી સંગેમરમર ખોદવાનો શોખ માંડી વાળો (હસી) બુદ્ધ પ્રભુ સ્તૂપો વિના યે રહી શકે છે!

[કોઈ ન દેખે તેમ કૃપાલ અદૃશ્ય થઇ જાય છે.]

પહેલો: (ગભરાઇ) મહારાજ! કૃપાલચક્ષુ ગયા.

અ: (ચમકી) હેં? (આમતેમ જોઇ) જરૂર એ ત્યાં જ ગયો હશે. (દંડનાયકોને) દોડો દોડો. આનર્તનો એ પ્રાણદીપક પેલા મર્મજ્ઞનુનીઓ બુઝાવી નાખશે.

[દંડનાયકો જાય છે. અમાત્ય માથું પકડી ભોંય પર બેસી જાય છે. સૂર્ય શોકાર્ત નેત્રે પશ્ચિમમાં ઊતરતો દેખાય છે. ચોમેર ગંભીર મૌન ફરી વળે છે.]

પૂ ૩

[અર્ધવર્તુલાકાર ઘુમ્મટવાળો અતિ વિશાળ નહિ તેમ સાવ નાનકડો પણ નહિ એવો એક ખંડ. તેની ચારે તરફ અજંતાના ચિત્રોમાં દેખાય છે એવી નકસીદાર થાંભલીઓ ઊભી છે. પ્રવેશનારને આવતાંવેંત આકર્ષે એવું મયૂરાસન જમણા હાથ તરફ ગોઠવાયું છે. ચોફરતી સુગંધી તેલ પૂરેલી દીવીઓ બળે છે. તેના સોનેરી પ્રકાશમાં ઘુમ્મટનાં ચિત્રો, થાંભલીઓ, રેશું આસન ને નીચે બિછાવેલો અનેકરંગી આરસ ઝળાંઝળાં- થઈ રહ્યાં છે.

જમણા અને ડાબા હાથની થાંભલીઓ વચ્ચે અમાત્ય પાછળ હાથ રાખી ધીમેધીમે ફરતો દેખાય છે. એની આંખો બંધ છે. કદરૂપું મોં પૃથ્વીને ખાઇ જવા તૈયાર થયું હોય તેમ વધુ બિહામણું બન્યું છે. એનાં ધીમેધીમે ઊપડતાં નક્કર પગલાંમાં વિશ્વને કચડી નાખવાની મક્કમતા છે. એના હોઠ ફફડે છે.]

અ: (આમતેમ જોઇ) બધા ક્યાં સંતાઇ ગયા હશે? હિરણ્યને બોલાવ્યો તે પણ આવ્યો નહિ. કૃપાલનો પત્તો જ નથી: ને સૈનિકોએ આ શી દોડાદોડી માંડી છે? સ્તૂપપાર્ષદોના હાથી ગાંડા તો નહિ થયા હોય? (હસે છે) માળવાને માર્ગે આનર્તમાં ઊતરી એ ઉન્મત્ત પાર્ષદોએ શું કરવા ધાર્યું હશે? (વિચાર કરી) આનર્તના ગૌરવ જેવા નર્મદાના સંગેમરમર હાથીઓની સૂંઢથી ખેંચાવી બુદ્ધપ્રભુના સ્તૂપો શી શોભા કરવાના હતા? (ફરી ખડખડ હસે છે) કોઇ આવતું નથી, કોઇ જતું નથી. આ પ્રલય જેવું મૌન અહીં કોણ લઇ આવ્યું? (અકળાઇ) બધા કૃપાલને તેડી પેલા પશુઓને સમજાવવા તો નહિ ગયા હોય? આનર્ત પ્રત્યે જેમની આંખમાં ધૃષ્ટતાનો અગ્નિ છે એવા એ રાક્ષસો કોઇનું માનવાના હતા? (તીક્ષ્ણ નજરે) બાણની અણી બતાવ્યા વિના એ ધર્મઘેલા હાથીઓ સૂંઢ ફેરવવાના જ નથી.

[અચાનક બહાર લોકોનો ઘેરો ઘોંઘાટ સંભળાય છે. વચ્ચેવચ્ચે ઉગ્ર શોરબકોર પણ થતો હોય છે. અમાત્ય ગોખમાં જઈ જુએ છે: બહાર પથરાએલા ગાઢ અંધકારમાં લોકો સળગતી મશાલો લઈ આમતેમ દોડતા દેખાય છે. અમાત્ય ગભરાટમાં 'શું થયું છે? કેમ નાસો છો?'ના બે ત્રણ અવાજે કરે છે, પણ કોઇ સાંભળતું નથી. તે હતાશ થઇ ખંડમાં આવે છે. તેને ચારે કોર રાક્ષસોનું ભયાનક હાસ્ય સંભળાય છે. બંને હાથે માથું પકડી તે

## શું ધરું?

• પૃથ્વી •

નથી ફુલ નથી કને, ફુલની પાંખડી શું ધરું?
નથી મધુર કંઠ કે મૃદુલ ગીતધારા વહું:
નથી સ્તવન શબ્દ શે સ્તવુ-સ્મરું પિતા, આપને?
અનેક સ્ખલનો તણા સ્મરણ ડંખથી કંપતું.

અતુષ્ટ જળતું હવે દઝવતું દુઃખી દિલને:
પિતા, મલિન લંપટી અસુર જીવને શું ધરું?
પણે વ્યથિત પંથીને સ્વર હીંડોળ- હીંચોળતી
અદૃષ્ટ રહી થાક સૌ ભુલવતી વને કોકિલા:

ઉગી કહણ કોતરે અનિલને સુગંધી દઈ,
ક્ષણિક નિજ જીવને કુસુમ શી લહે ધન્યતા!
રહ્યાં ખદબદી ઉરે અનલઝાળ જ્વાળામુખી
છતાં ધવલ ચંદ્રિકા ઉકળતાં ઉરે ઠારતી.

પ્રભો! તવ કૃતિ બધી અવરમાં દીસે આપને
છતાં સુજન શ્રેષ્ઠ માનવી પુજે છ કાં પાપને!

**ચમનલાલ ગાંધી**

અનુચરને બોલાવવા મોં ઊંચું કરે છે—

ત્યાં એકાએક એક ઘવાએલો દંડનાયક દાખલ થાય છે. તીરના વરસાદથી તેનું આખું અંગ છેદાઇ ગયું છે. ઊભા રહેવાની શક્તિ નથી છતાં તે થાંભલીને અઢેલી ઊભો રહે છે.]

દંડનાયકઃ (ફાટી જતા અવાજે) મહારાજ!

[બોલતાંબોલતાં તેના ગળામાં કાચલી બાઝે છે. અમાત્ય ધસીને આગળ આવે છે.]

અઃ (કંપતે સાદે) શું થયું? તું ઘવાયો ક્યાં? તારા સાથીઓ—

દંડઃ (ધીમેથી) ઘણું અનિષ્ટ થયું—કૃપાલચક્ષુ ને હિરણ્ય—

[બોલતોબોલતો તે નીચે બેસી જાય છે.]

અઃ (તેની સામે નીચે બેસી) ક્યાં છે કૃપાલ ને હિરણ્ય? (ગળગળો થઈ) થયું છે શું? કહે તો ખરો.

દંડઃ બંને દેવ થયા.

અઃ હેં?

[તેના ગળામાંથી ચીસ નીકળી જાય છે. અપાર વેદના માણસને રડવા દેતી નથી. અમાત્યની આંખમાં આંસુ નથી. કાન બહેરા થઇ ગયા છે ને હૃદય ઉપર કોઇએ હુંમર મૂકી દીધો હોય એવો મૂંગળાટ તે અનુભવે છે. દંડનાયક બેશુદ્ધ થવાની તૈયારીમાં હોય છે.]

અઃ (તેના ખભા હલાવી) ભાઇ, કહે તો ખરો એ કેમ કરતાં બન્યું?

દંડઃ આપનું કહેણ લઇ અમે પાર્ષદો પાસે પહોંચીએ તે પહેલાં કૃપાલચક્ષુ ને હિરણ્યભદ્ર ત્યાં પહોંચી ગયા હતા. મોખરે સ્તૂપપાર્ષદોનો મંત્રદષ્ટા ઊંચા હાથી પર બેઠો હતો. (ઘેરાતી આંખે) બંને જણે ત્યાં જઇ તમારું કહેણ સંભળાવ્યું. સાંભળનારા કહે છે કે બંનેની વાણીમાં આર્જવભરી પ્રાર્થના હતી. મંત્રદષ્ટા એમને દૂર નજરે જોઈ રહ્યો ને પછી ખડખડ હસ્યો. આનંદને બચાવવા તૈયાર થનારા એ જુવાનોને એણે ઓળખ્યા ને પાર્ષદોને હાથે ધક્કા મરાવી દૂર હડસેલી મૂક્યા.

[અમાત્યની છાતી ફાટુંફાટું થાય છે]

અઃ (હથેળી મસળી) તમે ત્યાં નહોતા પહોંચ્યા!

દંડઃ ના. અમે હજી રસ્તામાં હતા.

અઃ પછી?

દંડઃ બેઉ જણ દોટ મૂકી મંત્રદષ્ટાના હાથીનો એકેક પગ પકડી બેસી ગયા. એ જોઇ મંત્રદષ્ટાની આંખમાંથી અગ્નિ નીકળ્યો. હોઠ કચડી એણે હાથીના કાનમાં બાણની અણી ભોંકી સંકેત કર્યો ને—

[તેની જીભ હૂંપી થતી હોય છે]

અઃ (તેને ઢંઢોળી) કહે, કહે! પછી શું થયું!

દંડઃ (આંખો મીંચી) જનેતજનેતાંમાં હાથીએ બંનેને સૂંઢથી અદ્ધર ઊંચક્યા ને નીચે ફેંકી શિલા જેવા પગ તળે છૂંદી નાખ્યા.

[દંડનાયક નિશ્ચેત થઇ ઢળી પડે છે]

અઃ (ચીસ નાખી) અરેરે, મારાં રત્નો.

[વિનાશની ભેરી જેવો લોકોનો આક્રંદ બહારથી ખેંચાઈખેંચાઈ અંદર પ્રવેશતો હોય છે. બેભાન જેવો અમાત્ય ફરી ગોખમાં જઇ ઊભો રહે છે. ગગાયેલા ઝાંખા પ્રકાશમાં કેટલાક માણસો બે મૃતદેહ ઊંચકી નજીક આવતા દેખાય છે. ચિત્રભ્રમની જેમ અમાત્ય ગરદનવાળી હાથે જોઈ રહે છે.]

અઃ (હાથ ઊંચા કરી) બોધિસત્ત્વ! તારા સ્તૂપોના પાયામાં માનવશરીરોનો પણ ખપ પડ્યો છે કે શું!

[તે દોટ મૂકી બહાર દોડી જાય છે. બહારથી કૃપાલચક્ષુની જય'નો મેઘના કડાકા જેવો ગગનભેદી ગાનત અવાજ ખંડમાં આવી પછડાય છે.]

શશિવદન મહેતા



# અખંડજ્યોત..

## . . . અમર પ્રકાશ મૂકીને હોલવાઇ જતા આત્માની નાટિકા

[૧૭મી મે ૧૯૩૭. અંધારી રાતના આઠ. ગામદેવીના રસ્તા પર આવેલા સર અમલ દેરાસરીના બંગલાના ત્રીજા માળનું દીવાનખાનું.

કાચનાં ઝુમરો વચ્ચે વીજળીના દીવા બળે છે. ઉત્તર-દક્ષિણ દીવાલોમાં બાજુના ઓરડામાં જવાનાં સામસામાં બારણાં પડે છે. પશ્ચિમ તરફ અગાશીમાં જવાની ચાલ છે, ને પછી બાગમાં ઊતરવાની સીડી છે. પૂર્વનો ઝરૂખો રસ્તા પર પડે છે.

ઓરડાની લાદી પર જયપુરી ગાલીચો છે. ખૂણાઓની ઘોડીઓ ઉપર ગ્રીક પૂતળાં ગોઠવ્યાં છે. ભીંતને અઢેલીને લાલ મખમલના સોફાઓ મૂક્યા છે. વચ્ચે એક મોટું ટેબલ છે અને એની ઉપર પિત્તળના ફૂલદાનમાં ગલગોટા અને જાસૂસનાં સફેદ કરમાએલાં ફૂલો ગોઠવેલાં છે. બગીચામાંથી આવતો પવન પૂપસળીઓની સૌરભ લઇને પૂર્વના ઝરૂખામાંથી મંદ ગતિએ પસાર થઈ જાય છે

દીવાલો ઉપર ગવર્નર અને વાઈસરૉયની છબીઓ છે. પશ્ચિમની દીવાલમાં હાથે મહારાણી વિક્ટોરિયાનો ઝભ્ભો ઉપાડીને ચાલતા રાજાઓનું મોટું તૈલ-ચિત્ર છે. એનાથી થોડે નીચે સોનાની ફ્રેમમાં મઢેલા સરનો ઈલ્કાબખત વીજળીના પ્રકાશમાં ચમકે છે.

પશ્ચિમના ઝરૂખા પાસે એક પલંગમાં આઠ વર્ષનો દીપક તાવથી ધગધગે છે. એના માથા પર અરધા કપાળને ઢાંકી દેતો સફેદ પાટો બાંધ્યો છે. પાટામાં લોહીના ડાઘ છે. વચલા ઉઘાડા ભાગમાંથી ને કાનની આસપાસથી એના લાંબા સોનેરી વાળની લટો ડોકિયાં કરે છે. દીપકની માતા મેના દીપકના ઓશીકા પાસે તેનાં બીડાએલાં પોપચાં સામે તાકતી નીચી દૃષ્ટિએ ને ગ્લાન વદને બેઠી છે. દીપકની નવ વર્ષની બ્હેન ઊર્મિ ઓશીકાની બીજી બાજુએ લપાઇને બેઠી છે ને ભાઈના મોં તરફ એકીટશે જોઈ રહી છે. આસપાસ ખુરશીઓ ઉપર દીપકના પિતા સર અમલ દેરાસરી, ડૉક્ટર, પોલીસ ઉપરી નહરાવ અને અન્ય લોકો વ્યાકુળ ચિત્તે બેઠા છે.

થોડીવારે હસ્તઘડી સામે જોઈ ડૉક્ટર ઊભા થાય છે અને દીપકના ઓશીકા તરફ જાય છે.]

ડૉક્ટર: મેનાબ્હેન, થર્મૉમીટર લઈ લો તો '

[મેના દીપકની બગલમાંથી થર્મોમીટર લઇ ડૉક્ટરને આપે છે, અને પછી ફિક્કે ચહેરે ડૉક્ટર સામે જોઇ રહે છે. સૌની આંખો ડૉક્ટર સામે મંડાએલી છે ]

[ડૉક્ટરના મોં ઉપર ઉચાટ વેરાય છે.]

સર અમલ: (મૂક અવાજે) કેટલી ?

ડૉ: ચાર.

સૌ: (ચમકી) ચાર !

ડૉ: હા ! બરફ મૂકવાની જરૂર છે; પણ માથાનો ઘા બહુ ઊંડો છે એટલે મુકાય પણ કેમ ?

[સર અમલ નિસાસો મૂકે છે. ડૉક્ટર નીચા નમી દીપકનો હાથ પોતાના હાથમાં લે છે ]

દીપક, હવે તને કેમ લાગે છે ? માથું દુઃખે છે ?

મેના: (દીપકના કાન સુધી નમી) બેટા, ડૉક્ટરકાકા પૂછે છે કે હવે તને કેમ છે ? માથું દુઃખતું મટી ગયું ?

દીપક: (મારેમારે આંખો ખોલે છે) બા, માથું તો ખૂબ દુઃખે છે, પણ મને ઠીક છે. (ફરી આંખો મીંચી દે છે. ક્ષણવારે ફરી ઉઘાડી) બા, ઊર્મિને બોલાવને !

મેના: ઊર્મિ તો અહીં જ છે ને, બેટા ! તારે પડખે જ ઊભી છે.

દીપક: ઊર્મિ, રોવાનું નહિ, હો ! રાષ્ટ્રધ્વજ ચડાવવા હું અગાશીએ ચડ્યો, બાપુ દેખી જશે એ બીકે ઉતાવળ કરવા ગયો ને પડી ગયો એમાં તારો વાંક નથી.



સર અમલ: રાષ્ટ્રધ્વજને વીસરી ઘડી જંપી જા, દીપક.

નંદરાય: રાષ્ટ્રધ્વજે તો મ્હોકાણ માંડી છે. હજારોનાં માથાં ફૂટચાં તો ય લોકોનો ચડસ ખૂટતો નથી. નેતાઓ તો બધા જેલમાં બેસી બગાસાં મારે છે, અને આવા હૈયાફૂટાઓ હોમાય છે.

દીપક: એવું ન બોલો નંદકાકા! તમે બોલો છો ત્યારે મને એમ થાય છે કે જાણે મારા માથાનો પાટો છૂટી ગયો અને સવારની જેમ દડદડ લોહી દડવા માંડયું. (સ્હેજ ફરી) પણ બા, હું પડી ગયો ત્યારે રડયો નહોતો, નહિ? મારાથી રડાય જ કેમ? હું તો રાષ્ટ્રધ્વજ ચડાવનાં પડયો.

સર અમલ: દીપક, તું રાષ્ટ્રધ્વજની વાત છોડે છે કે નહિ? તેં પાપ કર્યું અને પ્રભુએ તને તેની સજા પણ કરી. તું કેમ કાંઈ સમજતો નથી?

દીપક: રાષ્ટ્રધ્વજને હું કેમ ભૂલું, બાપુ? આંખો બંધ કરૂં છું ત્યારે જાણે આખું આકાશ સફેદ, લીલા અને કેસરી પટ્ટામાં વહેંચાઈ જાય છે. અને અંદર તારાઓનો રેંટીઓ પૂરાય છે, આંખો ઉઘાડું છું તો દીવાલેદીવાલે એ જ ત્રણ રંગો!

સર અમલ: (કડકાઈથી) દીપક.....



ડૉ: સાહેબ, આપ અત્યારે સંભાળી જાવ. આપ ધારો છો તેથી કેસ વધારે ગંભીર છે. આપની વાતોથી દીપક વધારે ઉશ્કેરાશે. અત્યારે પ્રભુ ઉપર.......

મેના: (આંખોમાંથી આંસુ લૂછતી) બેટા! બે ઘડી સૂઇ જાને?

દીપક: બા, મારા શિક્ષક કહેતા હતા કે કોરિયામાં મારી જેવડા હજારો બાળકોએ વાવટા માટે પ્રાણ આપ્યા હતા. એમના પિતાઓ એમને યાદ કરી ગૌરવ લેતા, તો ય બાપુ કેમ મારી ઉપર ગુસ્સે થાય છે?

મેના: (પાટા ઉપર હળવો હાથ ફેરવતી) સૂઇ જા, બેટા, સૂઇ જા.

દીપક: (વાચાળ થતો જાય છે; તેની આંખ વધારે ગહન બનતી જાય છે.) ઊર્મિ, બપોરે બા જરા સૂઇ ગઇ ત્યારે તું આવીને મને કહી ગઇ હતીને, કે બાપુએ આપણા રામાના સુંદરને મારીને પૂરી દીધો છે? એને છોડશે કે નહિ? (ઊર્મિનો હાથ પકડે છે) કેમ બોલતી નથી?



ઊર્મિ: (ધીમે સાદે બીકથી) બાપુએ હજી એને છોડ્યો નથી. વળી બાપુ તો કહેતા હતા કે રામાને હવે અહીંથી રજા આપવી પડશે. એ સાંભળ્યું છે ત્યારથી સુંદરની મા અને રામો રડ્યા જ કરે છે.

દીપક: (અસ્વસ્થ થઇ આંખ મીંચી દે છે. એનાં બીડેલાં પોપચાંમાંથી આંસુ દડે છે.) બાપુ, એવું શા માટે કરો છો? મને એ નથી ગમતું. એમાં સુંદરનો વાંક હતો જ નહિ. એ તો વાવટો લેવા નહોતો જતો. મેં એની સાથે અબોલા લેવાની વાત કરી એટલે ફરતો ફરતો ગયો. ત્યાર પછી મેં એણે તો મને કેટલી યે વાર ના પાડી. એમાં એનો વાંક નથી. બાપુ, એને છોડી દો. રામાને રાખી લો! નહિ તો હું યે.... હું યે.... (હીબકાં ભરી રડવા લાગે છે.)

સર અમલ: (ગળગળા થઈ દીપકના ઓશીકા પાસે જાય છે અને એને માથે હાથ મૂકે છે) બેટા, તું કહીશ એમ કરીશ; પણ હમણાં તું સૂઇ જા.

દીપક: બાપુ, તમે મારી પાસે જ બેસોને! અને તું ય ઊર્મિ! ને બા, તને ઊંઘ આવે તો ય ઊઠીશ નહિ હો! આજે તમે સૌ મારી પાસે જ રહેજો. પાસે જ, હો!

મેનાઃ અમે સૌ અહીં જ છીએ. બેટા! તું નિરાંતે સૂઈ જા.

દીપકઃ બા, મને ઊંઘ આવતી નથી. જરાક મટકું મારું છું ત્યાં સ્વપ્નું આવે છે કે બાપુ વાવટો ઉતારી લેવા આવ્યા અને ઝબકીને જાગી જાઉં છું. પછી બાપુને અહીં જ ભાળી શાંત થાઉં છું. ઊર્મિ, જા તો, જોઈ આવને, વાવટો બરોબર છે કે નહિ?

સર અમલઃ બેટા, એ બરાબર છે. તું હવે છાનો રહે! જિંદગીભર સેવેલી મારી વિચારસરણીઓ જાણે કડડભૂસ કરીને તૂટી પડે છે. હવે બંધ કર, બેટા, બધું બરાબર છે.

દીપકઃ શું બોલી ગયા બાપુ? તૂટી પડે છે? આપણો બંગલો તૂટી પડે છે? એનું કારણ કહું? જુઓ તમે આપણા બંગલા ઉપર રાષ્ટ્રધ્વજ ચડાવતા નથીને તેથી! જો તમે ધ્વજ ચડાવો તો એ અડગ ઊભો રહે!

મેનાઃ હવે સૂઈ જા, બેટા; તારું માથું ચડશે!

[દીપક આંખો મીંચી જાય છે. થોડીવાર શાંતિ પથરાય છે. સૌ એકમેકની સામે ચિંતાતુર નયને જુએ છે. થોડીવારે દીપક આંખો ખોલે છે]

દીપકઃ (ઊર્મિનો હાથ પકડી) ઊર્મિ, જો. નવ વાગ્યે, બરાબર નવને ટકોરે હું અહીંથી ફરવા જવાનો છું. તું મારી સાથે આવવાની હોય તો તૈયાર થઈ રહેજે. સુંદરને પણ તૈયાર થઈ રહેવાનું કહેજે, હો!

[ફરી આંખો મીંચી જાય છે. ડૉક્ટર 'હરિ હરિ' કરતા અસ્વસ્થ થઈ ઓરડામાં આમથી તેમ ચાલવા લાગે છે. સર અમલ અસહ્ય યત્નાથી બારીમાં જઈ આંખો લૂછે છે. મેનાની આંખમાં શ્રાવણ ને ભાદરવો છે. દીપક થોડીવારે ફરી આંખો ઉઘાડે છે.]

બા, તું ય આવીશને? બાપુનું કામ નથી. આપણે જંગલમાં જઈને વાવટો ખોડશું. ત્યાં કોઈ આવશે તો તકરાર કરશું હો!

[ફરી આંખો મીંચી જાય છે એનો શ્વાસ ચડતો જાય છે.]

નંદરાયઃ સાહેબ, હું જઈશ. કાંઈ કામ પડે તો ટેલીફોન કરજો. આપણે ત્યાં વાવટો ચડ્યો એની કોઈને જાણ પણ નહિ થવા દઉં, એટલે બેફિકર રહેજો. બાકી તો મને આવા કુમળા મગજોને બ્હેકાવી મૂકનાર બેજવાબદાર . . . . . . .

સર અમલઃ (એકદમ ફરી) ઠીકઠીક, નંદરાય, પધારજો. તમારો ખૂબ ઉપકાર થયો.

[નંદરાય જાય છે. થોડીવાર કોઈ જ બોલતું નથી. ઊર્મિ બધાની માફક ઘડીક બારીમાંથી બહાર જોતા સર અમલ તરફ તો ઘડી મેના તરફ જોયા કરે છે. રસ્તા ઉપર દૂરથી સરઘસનાં પગલાંના અવાજ સાથે ધીરેધીરે સ્પષ્ટ થતા ગીતનો ધ્વનિ આવે છેઃ

ત્રીસ કોટિ શિર પ્રણમે તને
ભારતની ઓ ધર્મધ્વજ!
નવલખ તારા આશિષ ઝમે
ભારતની ઓ કર્મધ્વજ!

દીપકઃ (ઝબકીને જાગે છે) બા, સાયંફેરી નીકળી લાગે છે. મને બારીએ લઈ જાવ! અરે જલદી કરો, મારે સૌને જોવા છે!

મેનાઃ બેટા, તને કષ્ટ પડશે. અહીં જ સૂઈ રહેને! આવતી કાલે જોજે. એ આવતી કાલેય નીકળશે ને!

દીપકઃ બા, તું આજે મને કશાની ના ન કહેતી! આજે નહિ! હું તને કેમ સમજાવું? મને બારીએ લઈ જા!

ડૉ: એ જે કહે તેમ કરો! એને ઉશ્કેરો નહિ!

[સૌ ખાટલાને ઉપાડી ઝરૂખામાં લઈ જાય છે. મેનાની છાતીમાં ટેકવાઈ-ગોઠવાઈ દીપક બેઠો થાય છે. નીચેથી આવતા મશાલોના પ્રકાશમાં ગીતથી ઉત્તેજિત થએલું એનું મોં ચમકી રહે છે. આગળ વાનર અને માંજર સેનાની મેળવિનાની પગલીઓ પડે છે. પાછળનાં નરનારીઓ બુલંદ અવાજે ગાતાં હોય છેઃ—

વ્યોમ તણી ફરકંત પતાક
હિમડુંગરનો દંડ;
સંસ્કૃતિના જયઘોષ મહીં
ધ્વજ ફરકંતો પ્રચંડ]

દીપકઃ (મેનાની આંખોમાં જોવા દૃષ્ટિ ઊંચી કરી) બા, કેવું સરસ ગીત છે! તને નથી આવડતું? ગાને, આવડતું હોય તો!

[ઊછળીને એક ચૂમી ચોડે છે નીચેથી આવતા લોકોના અવાજ સાથે મેના પણ જોડાય છે.]

જે ઝંડાને ગાંધીજીએ
સ્ફટિક હૃદયથી ધવલ કર્યો,
જે ઝંડાને ભગત, જતીને
રુધિર રંગથી રંગી દીધો;
લીલા શાંતિ તણા તેજ!
ભારતની ઓ ધર્મધ્વજ!

[નીચેથી વાનરસેના 'દીપકની જય!' ગર્જે

ઊઠે છે અને સૌ ધીમે પસાર થઈ જાય છે.]

દીપક: બા, એ કોની જય પુકારતા ગયા?

મેના: દીપકની.

દીપક: દીપક કોણ?

મેના: તું બેટા! તેં આજે ધ્વજ ચડાવવાનું ગાયું વધેર્યું, એટલે સૌએ તારો જયજયકાર કીધો.

દીપક: તે બા, ધ્વજ ચડાવે તેની જય બોલાવે એમ? તો તું ય ચડાવને! હું, ઊર્મિ અને સુંદર બધે ય તારી જય બોલાવશું.

[મેના દીપકને એક ચૂમી લે છે. દીપક ઘડીભર આકાશમાં જોઇ રહે છે.]

બા, જો તો, તારાઓ આંખો પટપટાવે! મારે આજે નવ વાગ્યે ફરવા જવાનું છે એની મને તેઓ યાદ આપે છે! તું ય આવીશને?

મેના: હા, બેટા.

[ફરી થોડીવાર દીપક આકાશની આંખોમાં આંખો પરોવે છે.]

બા, આકાશમાં તારા ઊગે અને ઓરડામાં કેમ નહિ ઊગતા હોય? બા, બંગલા ઉપર વાવટો ચડાવીએ તો ઓરડામાં ય તારા ઊગે, હો!

[મેનાની આંખમાંથી બે આંસુઓ સરી દીપકનાં સોનેરી ઝુલ્ફાંઓમાં અટવાઇ જાય છે.]

બા, મને ઊંઘ આવે છે. હું સૂઈ જાઉં છું. પણ તું ઊંઘ આવે તો ય ઊંઘતી નહિ. બરાબર નવને ટકોરે મને ઉઠાડજે હો! અને તમે—તું, ઊર્મિ અને સુંદર તૈયાર થઇ રહેજો.

[મેના દીપકને સુવાડી દે છે. સર અમલ પાસે આવી એનું માથુ પંપાળવા લાગે છે. એમની આંખમાં આંસુ સમાતા નથી. દીપક ફરી જાગે છે.]

બા, બપોરે ઊર્મિ કહેતી હતી કે પાટાથી મારૂં મોઢું સરસ લાગે છે. અરીસો લાવને! જોઉં તો ખરો!

[સર અમલ અરીસો લાવી દીપકના મોઢા સામે ધરે છે. દીપક અરીસામાં જોઇ રહે છે. એની આંખો ચમકવા લાગે છે]

બા, પાટો ય જાણે રાષ્ટ્રધ્વજ જેવો લાગે છે. મારા લોહીનો લાલ રંગ, કપડાંનો સફેદ રંગ અને લીલા રંગને બદલે મારા વાળ! અને રેંટિયો તો કેટલી ય વાર કહ્યું તો ય બાપુ ક્યાં લાવી દે છે! (રોષ કરતો) જાવ, લઈ જાવ તમારો અરીસો! અમારે તમારા અરીસામાં નથી જોવું.

[સર અમલ અરીસો લઈ જાય છે. થોડીવારે શાંતિ પથરાય છે. દીપક ફરી આંખો ઉઘાડે છે]

બા, હું ફરવા જાઉં, પછી તું ગાંધીજીને જેલમાં કાગળ લખીશને કે દીપક ફરવા ગયો છે! પણ એવું લખજે કે દીપક જ્યાં જશે ત્યાં વાવટો ફરકતો રાખશે!

મેના: (એક ચીસ ખારી) હા બેટા, જરૂર લખીશ. પણ હવે તું સૂઈ જા.

દીપક: હા, હવે હું સૂઇ જાઉં છું. પણ યાદ રાખજે; બરાબર નવને ટકોરે, હો!

[દીપક આંખો મીંચી જાય છે. શૂન્યકાર છાયા છે. દીપકની છાતીની ધમણ ઊપડતી જાય છે]

સર અમલ: (પાસે જઇ) ઊંઘી ગયો લાગે છે.

મેના: હા . . . પણ . . . (આંખમાંથી આંસુની ધારાઓ વહે છે.)

ડૉ: મેનાબ્હેન, ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખો! જેણે એને સર્જ્યો છે એ જ એનું સંરક્ષણ કરશે.

મેના: ડૉક્ટર, તમારે દીકરો છે?

ડૉ: ના, મેનાબ્હેન!

મેના: તો બસ કરો!

[ડૉક્ટર આંટા મારવા લાગે છે. સર અમલ ઓશીકાની બીજી બાજુએ નીચે વળીને બેસી રહે છે]

આ બધા તમારા પ્રતાપ!

સર અમલ: મેના, તને એમ કહેવાનો અધિકાર છે. પણ જો તું મારા મનની સ્થિતિ જાણતી હોત!

મેના: (આંસુ લૂછતી) મારે તો હવે મન જેવું જ કશું રહ્યું નથી.

સર અમલ: સંભવ છે, મેના.

મેના: (રડી પડતી) વાહ રે પિતા! શી તટસ્થતા?

સર અમલ: (મનની લાગણીઓ દબાવી) હું પુરુષ છું, મેના!

મેના: અને હું માતા છું, અમલ! દીપક વિના મને . . . . . . .

[ઘડિયાળમાં નવના ટકોરા થાય છે. દીપક ઝબકીને જાગી જાય છે. સૌ ચમકી રહે છે]

દીપક: બા, નવના ટકોરા થયા, નહિ? ચાલો, ચાલો ત્યારે હું ફરવા ઊપડું. પછી બા, મેં વિચાર ફેરવી નાખ્યો. મેં એકલા જ જવાનું નક્કી કર્યું! એ રસ્તે એકલા જ સારૂં. બાપુ, ઊર્મિ, જાઉં છું હો! અને બા, મોડી રાત સુધી પાછો ન ફરૂં તો ય મારી

શાહ નહિ જોતી હો! (થોડી વારે) અને આ, ગાંધીજી તો જેલમાં કાગળ લખવાનું નહિ ચૂકતી.

[દીપક આંખો મીંચી દે છે.]

મેના (બેબાકળી) બેટા, બેટા! . . . . . . .

[એનો અવાજ ફાટી જાય છે. દીપકના શરીર પર એ ઢગલો થઇ જાય છે. 'ક્રિમિ' રડવા લાગે છે.]

ડૉ: (પાસે જઇ નાડી તપાસી) દીપક હોલવાઇ ગયો!

સર અમલ: આખું જગત અંધારૂં! અંધારૂં!! ઓહ! ઓહ!! નથી ખમાતું!

[બે હાથમાં જોરથી માથું દાબી ઝરૂખામાં આંટા મારવા લાગે છે. મેનાનો કલ્પાંત આખા ઓરડાને કંપાવી મૂકે છે. પવનની લહેરખી દીપકની લટોને એના હસતા ચહેરા ઉપર રમાડી જાય છે.]

સર અમલ: (ટેલીફોન પાસે જઇ) યસ. વન, ફોર નૉટ સેવન.

[થોડીવારે]

હં, કૉંગ્રેસ હાઉસ?

હાં, કોણ છો તમે?

[સાંભળે છે; પછી]

સ્વયંસેવક?

હા, જરા શિશિરકુમારને બોલાવો તો!

[સાંભળીને]

સંગ્રામસમિતિની મીટિંગ ચાલે છે તે નહિ આવી શકે, એમ? પણ જરા એમને કહોને, કે સર અમલ દેરાસરી અગત્યના કામસર બે મિનિટ બોલાવે છે.

[ટેલીફોન નીચે મૂકી ટહેલવા લાગે છે. બિતાબખત પાસે જઈ એક મુક્કાથી એના ચૂરા કરી નાખે છે. હાથમાંથી લોહી વહેવા લાગે છે. ભૂત ભરાયું હોય તેમ દીપકના પલંગ પાસે જઈ એ લોહીવાળા હાથે દીપકના પગને અડકે છે. પછી એ બેપગ ઉપર માથું મૂકી હૂસકાં ભરવા લાગે છે.]

બેટા; તેં તારા બાપુને આજે જન્મ આપ્યો!

[ફરી ટેલીફોન પાસે જઇ એક હાથે રૂમાલથી આંસુ લૂછતા બીજે હાથે ટેલીફોન ઉઠાવે છે.]

હં! આપ કોણ?

[સાંભળીને]

શિશિરકુમાર?

વારૂ, શહેરમાં જાહેર કરો કે આવતી કાલની વડાલા રેઇડ સર અમલ દેરાસરી લીડ કરશે. સમજ્યા?

ઉપકાર!

[ટેલીફોન મક્કમતાથી નીચે મૂકી ધીમે પગલે બીજા રૂમમાં ચાલ્યા જાય છે]

કૃષ્ણલાલ શ્રીધરાણી

## चरैवेति। ચાલ્યા જ કર

नानाश्रान्ताय श्रीरस्तीति रोहित शुश्रुम ।
पापो नृषद्वरो जन इन्द्र इच्चरतः सखा ॥

पुष्पिण्यौ चरतो जङ्घे भूष्णुरात्मा फलग्रहिः ।
शेरेऽस्य सर्वे पाप्मानः श्रमेण प्रपथे हताः ॥

आस्ते भग आसीनस्योर्ध्वस्तिष्ठति तिष्ठतः ।
शेते निपद्यमानस्य चराति चरतो भगः ॥

कलिः शयानो भवति संजिहानस्तु द्वापरः ।
उत्तिष्ठंस्त्रेता भवति कृतं संपद्यते चरन् ॥

चरन् वै मधु विन्दति चरन् स्वादुमुदुम्बरम् ।
सूर्यस्य पश्य श्रेमाणं यो न तन्द्रयते चरन् ॥

શ્રાન્તને માટ નાનાથી એમ રોહિત, સાંભળ્યું;
બેસી રહેનાર છે પાપી સખા ઇન્દ્ર ચલન્તનો.

જંઘા સપુષ્પ થઇને ફળે છે ચાલનારની;
એનાં થાકે હણાયાં સૌ પાપો પંથે પડ્યાં રહે.

બેસે છે ભાગ્ય બેઠાનું, ઊભું, ઊભા રહેલનું;
સૂતેલાનું રહે સૂતું, ચાલે ભાગ્ય ચલન્તનું.

કલિયુગ થાય છે સૂતે, દ્વાપર બેસવા થકી;
બને ત્રેતા થતાં ઊભો, ચાલતો કૃત* થાય છે.

ચાલતો મધુને પામે, ચાલતો મીઠું ઉંબરૂં;
સૂર્યના શ્રમને પેખ, ચાલતાં જે ન આળસે.

રામનારાયણ વિશ્વનાથ પાઠક

* કૃત=કૃતયુગ—સત્યુગ

## હડકી વારી આઈ અનુસંધાન પૃ. ૧૩૬થી

'એ . . . . રામરામ ! લાખા, રામરામ ! તકડો ઘિરે જન, લાખા ! તારી બેણુની અખીયું ત રોઇરોઇને અંધી થઇ ગઇ સે ને હવે ત લાંઘણુ એચે સે—'

'એ હવે ધરિયોલાલ રાખસે, જોધા. ભાણુ બેરા બેનને બેપડે પગ વાળસું. ક્યાં બેઠ્યો જોધા !'

'એ ભારીન ને પુઠિયા સીસલ. ને મુસો જીરો હોય ત બેરો ઘો, ભારીનના અરઝુંને કામ આવી જસે—'

'લખ લ્યાનત, બેસા જોધા' હણે ગોઠને વટ આવીઆ રી ઉંવાં વરી તું કયાંથી આડો ઊતર્યો. ને ઇ તારો ગડો ભારીન કી પુજસે, જોધા ? પેલપેલા સુતારવાડે જઇ ધરીયું નણાવી આવ 'ને મુસો ગાની ખાઇ તૈયાર વિઠો છે. મોસમ ખમી જા તો વરી રસ્સે બાંધી ભારીન પો'ચાડી દેસું—'

રાતના બે વાગ્યે હડકિયો નેસ ઢૂંકડો થઇ રહ્યો. ભરતીનાં પાણી જોશબંધ જુજવી નાળોમાં પેસતાં હતાં. વાવડો પાછો ફરવા માડ્યો હતો. લાખાએ ફરી સુકાન લીધું. વહાણને વાંઢાર દબાવવા નીરમની છીપરો ભંડારિયામાં અડાવી દીધી. રાધો સઢ છોડવાબાંધવા, ટોકનાં મૂળ પલાણી બેઠો. પવન પાણીના વ્હેમાં ઓલા ખાતો જગલો હડકાની સોત લેતો જોશભેર વધવા મડ્યો. મુસો મોરા પર ઊભોઊભો ધડાની ચીંધણી કરતો હાકોટા દેવા લાગ્યો, અને ખારવાઓના કાળમીંઢ જેવાં મજબૂત બદનો ખેવડાં વળાવળી સુકાનના ઈસારે સઢ ધડાવવા લાગ્યા. ઉપર કાળાભમ્મર આકાશમાં તારા ઝબુકતા'ના; નીચે એથી પણ કાળાં લાગતાં પાણીનો ઘૂઘવાટ સંભળાતો'તો. વહાણના સાધા ચરડચરડ બોલતા હતા. ગરેડીમાંથી રસ્સા ફરતા તણખા ઊડતા દેખાતા હતા.

'ખબરદાર લાખા ! ખબા હેંથલવારો ધડો ઢુકડાય છે. એ... દરિયા સલામત ! છભાસ જુસાં વામ છેટો કાઢ્યો લાખા ! હણે હડકીના કુના દેખાય છે.-બેસા કમોસમે જ્યાંસાં લગ્યા ખ્યા છે. છભાસ હિકડો ફકત દેઢ વામ મથે વ્યો.' થંભ પાસે ઇબરામે ધૂપ મૂક્યો. સૌએ દરિયાપીરને યાદ કર્યા. લાખો નીચો નમી સુકાન ફેરવે છે. મુસાનો અવાજ લાખાને ચેતાવતો જાય છે.

'ટોંક છડાય રાધા.' લાખાએ હુકમ કર્યો: 'જો રસો ન છૂટે ! વાવડો જોર છે બચ્ચા ! હડકીનો ભરોસો નહિ, બચ્ચા ! ખ બ ર દા . . ર !' લાખો ત્રાડૂક્યો. થંભમાંથી ગજ બે ગજનો ટુકડો તૂટ્યો ને સઢ ફરફરાટી બોલાવવા લાગ્યો. પગને અંગૂઠે પરમાણુ ઝાલી, રાધાએ કમરમાંથી ચાકુ કાઢ્યો 'ને બંધ કાપવા લાગ્યો. નીચેથી સડસડાટ કરતો લધો રાધાની મદદે વધ્યો, ત્યાં રાધાનો પગ છૂટ્યો અને વહાણના ઓક સોનો રાધો વહાણથી ચારપાંચ વામ પર ભમરી ખાતા પાણીમાં જઇ પડ્યો.

'ખામોશ બચ્ચા ! છેડો ઝલ ! વાહ દરિયાપીર !' મુસાએ રસો ફેંકતાં કહ્યું. પણ રાધાનું નામનિશાન નો'તું.

લાખાએ ભાણાને સુકાન આપવા માંડ્યું, પણ આ વખતની કિંમત ભાણો સમજતો હતો. પાંચપાંચ વર્ષની સફરોએ એને ખારવાની જિંદગીના ખેલ બરાબર સમજાવી દીધા'તા. હડકીને મોંએ સુકાન પકડે કા લાખો ને કાં મુસો. એ બે વિના બધાના જીવ જોખમમાં હતા.

'ન હોય મામા ! પેલો વા'ણ પછી બીજો બધો. ઈ કામ મારો છે. ઉકર્યો તો મળસું, ન કાં મારે પાયલાગણુ—'

લાખો હજી સુકાન ખૂંટિયે બાંધે તે પહેલાં તો કીલઉકાળ પાણીમાં ભાણિયો ગેબ થઇ ગયો હતો. ચારપાંચ વામ એનો આકાર રાધાની ખોજમાં તરતો દેખાયો, પછી એ પણ દેખાતો બંધ પડ્યો. હવે કિસ્મત પર વહાણ છોડી લાખો પણ કૂદ્યો. મુસાએ દોડી સુકાન લીધું. આવા જુવાળમાં હડકીનું પેટ લોકી ન જ ઝાલે, એટલે મુસાએ વહાણને ચકરાવામાં નાખ્યું. લધો ને ધનો ધંગી ઉતારી ડૂબતા તરતા પાણીમાં પડેલાની શોધમાં ચાલ્યા. વહાણ ઉપર ને ધંગીમાં ફાનસો સળગાવ્યાં. કલાકો સુધી મથામણ કરી. સવાર સુધી સૌએ તનતોડ મહેનત કરી. છેવટે રાધો ઠેઠ ટેકરાવાળે ધડે જીવતો હાથ આવ્યો. વળી એવડી મહેનત કરી, પણ લાખો અને ભાણિયો હાથ ન જ આવ્યા. ન છૂટકે મુસાએ વહાણ બીજા નજદીકને બંદરે હંકાર્યું.

ઓસ્માને દાસ્તાન પૂરી કરતાં કહ્યું: 'ઉ રાતે, સાભ, રૂડીને દરિયાપીરે બસારત કરી, ને ઉ મરતાં મરતાં પણ ઊઠી ને સઊ રાત કંદિલ બળી ટીંગાડી વારીયે સજ્જો ઠંડો મથે કાંધો. બધાંને થોયો કે હવે એની ડાગરી જુકાં જરૂર ખીસી-વઇ; પણ અલ્લાની વાતું ઇન્સાન નથી સમજતો, સાભ. આંખર ટાણે ખારવા કંડે ગિયા, 'ત અટાર ઉપર ત્રે લાસું પઇ છે. કંદિલ બળતો'તો એની ઇન પડખે લાખો પ્યો છે; ઉન પડખે રૂડી ને એનો પુતર પ્યો છે. કંતાનમાં નાંખી મિણીને ગામમાં ખણી આયા ને ચોક વિચે સુવાડી. ઉવાં વરી ઇકડો મોજેજો થ્યો. ત્રે લાસ વોરી રાખી'તી,

પણ હરવખત રૂડી ને એના પુતરની લાસ લાખાથી આંઘી હાલી જાય. દિવસ ચડ્યો ને સગાંવાલાં ભેરાં થઈ બધી લાસંને ભેરી ખડકી, પણ જેમ તંયાં લાખાને જુદો ન કર્યો તેમ તંયાં આગ જ ન પેટી. પછી જીડાં આઇનો થાનક છે તીયાં માપુતરને બાર્યા ને જીડાં ફિલાટ પ્યો છે તીયાં લાખાને બાર્યો. ઉજ રાત વરી બીજી કરામત થઇ. જુ ઠેકાણે માદીકરો બર્યાં'તા તી જગોએ રાતનાં પીંદમારીગે ઇકડો કંદિલ પેટી ગ્યો. વટ જાઇયેં ત કાંય ન દેખાય; પણ ડેઠ હડકીના મું વટાંથી કંદિલ દેખાતો'તો. પછી તો હર રાતે પીંદમારીગે કંદિલ દેખાય. ને હડખીના નાખવાને ત ઉ કંદિલ ગોથા ઇકડો આરસીસ થા પ્યો. પછી ઈયાં થાનક બાંધી આઇનો નામ લઇ ગામલોકે સેસા કાધી ને રોજ કંદિલ પેટાવવાનો બંધોબસ્ત કીધો. આજ પણ જુકાં અરી કંદિલ પેટાવતાં ભૂલી વિનું ત પણ કંદિલ ત પીંદમારીગે થાય છે. ઉ કંદિલે ઇલાડી ખારવાના જાન બચાવ્યા છે આઇનો પરચો જોવો હોય ત તો હાજરાહજુર છે, સાભ. બાકી લાખાનો હજી છૂટકારો નથી. ઉ ચૌદશની રાતે ફિલાટ પર બેરી આઇની દુવા માગે છે; પણ હજુ એનો ફેસલો થીયો નથી લાગતો. પણ લાખો કોઇને કનડ નથી દેતો. જુકા ઉ ચોકિયાતોએ ખુડધમ ન મારી હોત ત લાખો એનો નામ ન લેત, સાભ. ઉન ડિ પછી ઈકડી વાર લાખો નકટી માથે ઇકડી ધંગીને જોરીતી–તડાં તુણાં નકટીનાં પાણી સુકાઇ ગ્યાં ને લાખાનો ફેસલો થાય તંઇયે ખરો.

હણે આજ રાતજો પાખ્ગે સાભ ને બંગાલી બાબુ બે ય બેરી પિસ્તુલું ને શરાબના બાટલા લઇને ફિલાટ પર ગ્યા છે, એમા ફાયદો નથી થાવાનો. બાકી તો સાભને ઠીક લાગે ઇ ખરો. મું ત જુકો સચી બીના છે ઇ ચઇ દીધી."

**બી**જે દહાડે વહેલી સવારે અર્નેસ્ટને બંગલે આહ માઉથ થાનનો ટેલિફોન આવ્યો. પાખ્ગે અને બંગાલી ડ્રાફ્ટસમૅન બંને તાવથી પટકાયા હતા. તાવ મગજ પર ગયો હતો જેથી બોલવાનું ભાન ન હતું. અર્નેસ્ટે



લાખો હજી સુકાન ખૂંટિયેં બાંધે તે પહેલાં તો ફીલફેકાળ પાણીમાં ભાણિયો ગેબ થઈ ગયો હતો

ડૉક્ટર માટે મોટર મોકલી આપી.

બપોરનાં ડૉક્ટર આવી પહોંચ્યો. તાવ નહિ જેવો હતો, છતાં મગજ ઉપર સખત અસર હતી. દવા આપી, પણ ડૉક્ટર દર્દ પારખી ન શક્યો. બરાબર ચૌદ દહાડે બેય બોલતા જેવા થયા. જૂના બનાવની કોઇને ખાસ યાદ ન હતી. ફ્લૅટ ઉપર પહોંચ્યા પછી તુરત જ ઊંઘી ગયા હોઇશું એમ બેઉ કહેતા હતા.

થોડા દહાડા પછી સ્ટોરકીપરે અર્નેસ્ટના હાથમાં સ્ટોરલિસ્ટ મૂક્યું.

'વેલ મિ. અંતાણી, આમાં કેટલીક તપસીલો મારેનો ઇન્ડેન્ટમેમો નથી દેખાતો?'

'યસ સર, એ માલ મિ. પાખ્યે અને ગ્રાફ્ટસમૅન બાબુના અંગત ખાતે છે.'

'અંગત ખાતે કેવી રીતે?'

'એ લોકોએ થોડુંક ખાનગી બાંધકામ કરવા માટે સીમેન્ટ ને રેતી લીધેલા. એ માટેનું બિલ આ સાથે છે.'

'સીમેન્ટ? અહીં તો સીમેન્ટનું કંઇ જ ચણતર નથી ને?'

'નો સર; મિસ્ટર પાખ્યેએ આપના થાનકનો જીર્ણોદ્ધાર કર્યો, તેમાં એ વાપર્યું.'

'આપના થાનકનો? વેલ, થૅંક્સ સમથિંગ. ને આ બિલ એકાઉન્ટન્ટને સમજાવી હું કહું તે પ્રમાણે ઉધરાવજો.'

ધક્કા પર અર્નેસ્ટને પાખ્યે મળ્યો.

'તમને ફરી સાજા થયેલા જોઇ હું બહુ ખુશ થયો છું, મિ. પાખ્યે. અને ગ્રાફ્ટસમૅને રાજીનામું આપ્યું છે એ તો તમે જાણતા હશો? બાઇ ધ બાય, પેલા આર્કના થાનક વિષે. એ બિલ તમારે ચૂકવવાની જરૂર નથી. એવા ખરચથી તો આપણો મજૂરવર્ગ ખુશ થાય. એટલે એ ખાતે હું ખર્ચ સૅન્કશન કરવા તૈયાર છું.'

'થૅંક યુ, મિ. અર્નેસ્ટ; પણ આ અંગત ખર્ચ હું કારખાના ખાતે નાખવા ખુશ નથી.'

'પ્લીઝ યૉરસેલ્ફ, ઓલ્ડ મૅન. તમે એને અંગત બાબત માનવા તૈયાર છો એ જોઇ હું ઘણો ખુશ છું.' અને મશ્કરીમાં હસતો અર્નેસ્ટ પાખ્યે તરફ જોવા લાગ્યો.

આખરે પણ દુનિયાભરના ખારવાઓ વચ્ચે દરિયો એક ખાસ ફ્રીમૅસનરી સ્થાપે છે એ વાતની ખુશ્કી લોકને ક્યાંથી ખબર હોય? 'સુકાની'



**ઉપરની વાર્તામાં આવતા થોડાક શબ્દોના અર્થ**

લાર=અરબ્બી સમુદ્ર; કંઠાર=કાંઠો; ધડો=છીછરું પેટાળ; અટાર=રેતી; ચેરિયાના છાંભા=Mangrove Swamps; બારૂદ=ઊંડાઇ માપવાનું સીસું; અસોસ=ચાલુ; ઇલાહી=ઘણું; ઘીસ કરવો=એક બંદરથી નીકળી ફરી તે જ અથવા નિયત બંદરે સફર કરવી; સીસલ=Sychelles ટાપુ—હિંદી મહાસાગરમાં; આધન=એડન; વાંઢાર=પાછલો ભાગ; ગ્યો=ગયો; સાબ=સા'બ—સાહેબ (ઓરમાનની કચ્છી ભાષામાં તે બધે 'બ'ને બદલે 'અ' વાપરે છે તે ખ્યાલમાં રાખવાથી એની ભાષા સમજી શકાશે); પ્યો=પડ્યો; મોરો=(ફર્વર્ડનો) Prow, Fore; ઢાંખો=ભૂતના વાસવાળો; હોખ્ખેશ Heave Ho!; ચિકાર=Hard; ખબ=Portside; રાડ=Rod; પીંટમારો=પોતાની મેળે; મું વિનાનિ=હું જઇને; હેવરલા હી=હમણાં જ; ખાખી આવું છું=લઈ આવું છું; મોરાનો ખૂંટિયો=મોરા પરનો ખૂંટ જેવો લાકડાનો ખીલો; ખુડધમ=રસામાં ગોળ પથ્થર વણીને બનાવેલું હથિયાર; કિતાબું પિડેલ=કિતાબો પડેલ, જીસાં/મિંસાં=ઉંદૂગારો; સજી જમાર=આખી જિંદગી; અસીં હનરા નીંઢા વા તેંધ તુખ્ખ=અમે આટલા નાના હતા ત્યારના; પે-ડાડા=બાપદાદા; મિંણીને=માણસને; સિદ્ધત=છેક; સુલુ=બાપાસુભાવાના દરિયા (Sulu Sea)ના; જુઆસમી=આરબ કોમ જુઆસમીના; ધાગણુ=રસો; તલઈ મનારની ખાડી=કન્યાકુમારી પાસેની ખાડી; મામરા=ઇરાની અખાતનું બંદર Mahomerah; ધન્ને=દવે; આલર=રગનાં પાણી; પગો=વડે બાંધેલો રસો; પિરોણ=પીરની જગ્યા; વારીયેં=ની પેઠે; જલાય=પકડ; સોર=વરગ.ને કૂવાની ગરેડીમાં પકડી રાખતો રસ્સો; પટાવ=કૂંપી કર; ગીંમી=નાકધસણી; તિડો=કેડ; જુરી પ્યો=માંગી મહ; હાંકે=હાંકો; ચુરાજે=કહેવાય; મિહિના સુલેમાન વારીયેં ઉજયો ખ્યો'તો નાં મુને તિડો બલાય ન જુરત વરી=મારીના પૂતળાં ઘેરે ફસાયો હતો, નહિતર વળી મારી કેડ ન જ ભાંગત; નેવાં=માગ. બે; તડકો=કતારળો; બારીન=બહેરીન; છરી=ગોઠ=ઘર; વટ=પાસે; હૅંગલારો=હૈંગલની નાળનાં ધડાને એ નામે બોલાવે છે. ધપી=ના. Pre-sentiment; ...સકાર;



**આકાશી ગાન** — ચિત્રકાર · વિનાયક મસોજી

ઘેરા આકાશપટ પર બરફનાં શિખરો શા શ્વેત વાદળગોટ ચડે છે ને વિધુની અમીભરી આંખ સમી ચંદ્રિકાની જ્યોતિ ચમકે છે ત્યારે કલાકારની પીંછી જે અદ્ભુત દર્શન પામે છે તેની સુરમ્ય છાપ ઉતારનાર શ્રી વિનાયક મસોજી શાંતિનિકેતનના કલાભવનમાં શ્રી નંદલાલ બોઝ પાસેથી કલાપ્રસાદી લઇ ત્યાં જ અધ્યાપક તરીકે સ્થિર થયા છે, છતાં કુદરતની ખાસ કૃપા હોય એવી શરીર-સમૃદ્ધિને લીધે યુવાન લોહી તેમને વારંવાર સાહસપ્રવાસો તરફ ઘસડી જાય છે. તેમણે હિંદુસ્તાન આખો જોઈ લીધો છે ને હમણાં તાજેતરમાં જ કૈલાસ શિખરની પ્રદક્ષિણા કરી આવ્યા છે. બધી મર્દાની ને મયદાની રમતોના શોખીન હોવા સાથે તે સંગીતની ઉપાસના ચૂક્યા નથી. જરા ફુરસદ મળે કે તેમના ખંડમાં દિલરૂબાનું ગાન ગાજતી મૂકે છે. તે કોલ્હાપુર તરફના દાક્ષિણાત્ય છે ને મુંબાઇની સરકારી ચિત્રશાળામાં થોડો વખત રહ્યા હતા; પણ ત્યાં ઈપ્સિત અભ્યાસ ન મળતાં શાંતિનિકેતનનો નિવાસ શોધ્યો છે.



**સ્વદેશની સેવામાં કલાકારો**

ફોટો · બલવન્ત ભટ્ટ

કરાંચી મહાસભાના આમંત્રણથી કુમાર કાર્યાલયે ત્રણ જુવાન કલાકારોને ત્યાં મોકલ્યા હતા. તે પૈકી શ્રી કનુ દેસાઈ અને કૃષ્ણલાલ ભટ્ટ વ્યાખ્યાનપીઠને શણગારવામાં રોકાયા હતા તે વખતે ભાઈ બલવન્ત ભટ્ટે તેમનો આ લાક્ષણિક છાયાપ્રકાશ અને વસ્તુસંયોજનવાળો ફોટોગ્રાફ લઈ એ પ્રસંગને યાદગાર બનાવ્યો છે. વ્યાખ્યાનપીઠ ઉપર દોરેલાં એ રેખાંકનો ઘણાં સૂચક અને પ્રેરક બન્યાં હતાં અને આગંતુકોને ખાસ આકર્ષણરૂપ થયાં હતાં. કુમાર કાર્યાલય તરફથી મહાસભાને આટલી સેવા પહોંચી એ તેની કારકિર્દીમાં એક સુંદર યાદગીરી છે.



# ‘કુમાર’ની કારકિર્દી



આચાર્ય શ્રી આનન્દશંકરભાઇનાં આશિર્વચન

શ્રી હીરાલાલ પારેખે આંકેલું મૂલ્ય · શ્રી ‘ગિરીશ’ અને ઉપેન્દ્રે આલેખેલી પૂર્વકથાઓ

## કૌમાર

આપણા પ્રાચીન ક્રાન્તદર્શિઓએ અને ક્રાન્ત દર્શનથી પ્રેરાએલા શાસ્ત્રકારોએ મનુષ્ય-જીવનની તે તે અવસ્થાઓને તે તે અવસ્થાના રહસ્યદર્શી દૃષ્ટિબિન્દુથી અવલોકીને દરેકની જુદીજુદી કદર કરી છે, તથા એને અનુકૂળ એવાં શાસ્ત્રો બાંધ્યાં છે. તેમાં બાલ્યમાં કાંઇક ખૂબી, કૌમારમાં જુદી, યૌવનમાં જુદી જ, અને વાર્ધક્યમાં વળી તદ્દન જુદી,—એમ જુદીજુદી ખૂબીઓ અને તેને યોગ્ય ધર્મો રચ્યા છે. હાલના સમયમાં, જેમ આશ્રમધર્મમાં તેમ જ અવસ્થાધર્મમાં પણ સંકર થઇ ગયો છે, અને તેથી ઘણા ઝઘડા થતા જોઇએ છીએ. વસ્તુતઃ વસ્તુ જુદી નથી, માત્ર દૃષ્ટિબિંદુ જુદાં છે; અને તે વસ્તુની જુદીજુદી અવસ્થાઓ પ્રમાણે જુદાં હોય છે. વસ્તુના પૂર્ણ અખંડ સ્વભાવમાં સર્વ દૃષ્ટિબિન્દુને સ્થાન છે, સર્વનો સમાવેશ અને સમન્વય છે એટલું સમજવામાં આવે તો ઘણા દુરાગ્રહો મટી જાય, પરસ્પર દ્વેષ, તિરસ્કાર આદિ ભાવોને કારણ ન રહે અને સર્વ અવસ્થાનાં મનુષ્ય પરસ્પર એકતા સાધીને એક જ પરમ સત્યના ભાગી તરીકે પ્રેમ અને આદરથી પરસ્પર વર્તે.

આ પૂર્વોક્ત જીવન-અવસ્થાઓમાંની એક જે કૌમારાવસ્થા—વ્યક્તિની તેમ જ જનસમૂહના જીવનની—એને લગતા સર્વ વિષયોનું નિરૂપણ કરવાનો અને એને લગતા ભાવ પ્રેરવાનો પ્રધાન આશય ‘કુમાર’ પત્રે રાખ્યો છે એમ હું સમજું છું. આપણા દેશમાં અત્યારે એક જ આશયથી અમુક પત્ર નિભાવવું પત્રકારોને કઠણ થઈ પડે છે અને તેથી દરેક પત્રકાર પોતાના મુખ્ય ઉદ્દેશથી કાંઇ ને કાંઇ ખસી ગએલો દેખાય છે, અને તે પ્રમાણે ‘કુમાર’ પત્રના તંત્રીને પણ ઘણીવાર પરિસ્થિતિને નમવું પડ્યું હશે, તોપણ પૂર્વોક્ત કાર્ય એ એનો મુખ્ય પ્રદેશ છે, અને તે શ્રીયુત ભાઈ રવિશંકર રાવળે ગુજરાતમાં પ્રથમ શોધી કાઢ્યો અને એના મહત્ત્વ તરફ ગુજરાતની પ્રજાનું પ્રથમ લક્ષ ખેંચ્યું એ માટે એમનો આપણા ઉપર થોડો ઉપકાર નથી.

એમના કાર્યપ્રદેશમાં કૌમારાવસ્થાનું સકલ જીવન—એટલે આપણા વર્તમાન શાળાના શિક્ષણક્રમની પરિભાષામાં જેને ‘Secondary Education’ કહે છે તેનો સઘળો પ્રદેશ આવે છે. પણ ‘Secondary Education’ એટલે ખરૂં જોતાં ‘Secondary Schools’—મિડલ સ્કૂલ અને હાઇસ્કૂલ—નો શિક્ષણક્રમ એટલું જ સમજવાનું નથી. શાળાનું શિક્ષણ એ તો તે કાળના સમગ્ર શિક્ષણનો માત્ર એક વિભાગ છે—જેની બહાર કૌમાર જીવનને કેળવવા માટે વિશાળ પ્રદેશ પડેલો છે. એ કાળ વિચારનો નહિ તેટલો દર્શનનો, પરીક્ષણનો નહિ, તેટલો અવલોકનનો છે; અને તેથી એમાં સૌંદર્યનું દર્શન અને સત્યનું અવલોકન અને ચારિત્ર્યનો આચાર—ન વિવેચન, ન પરીક્ષણ, ન વિમર્શન,—પ્રધાનભાગે રહે છે. અને તેથી યોગ્ય જ રીતે, શુદ્ધ અને પવિત્ર સૌંદર્યનાં ચિત્રો, સૃષ્ટિની વિવિધ વસ્તુઓનાં વર્ણનો, અને વીર અને ઉદાર મહાપુરુષોનાં ચરિત્રો એ ‘કુમાર’ પત્રમાં મુખ્ય સ્થાને હોવાં જોઇએ અને હોય છે.

આજ એ પત્રને શુભ દિવસે મારી ભાવના પ્રકટ કરવા ઇચ્છું તો એના મુખપૃષ્ઠ પર શકુન્તલાના કુમાર ભરતનું—સિંહનો કાન પકડીને ખેંચતા અને સિંહને ‘ઉઘાડ તારા દાંત’ એમ કહેતા કુમાર ભરતનું—ચિત્ર મૂકું. વર્તમાન દેશના વાતાવરણમાંથી પ્રેરણા લઇ ભલે એમાં કોઇ બ્રિટિશ સિંહને પ્રેમ અને બળથી રમાડતા અને વશ કરતા આર્ય ભારત દેશની મૂર્તિ નિહાળે; કોઇ ભલે પાશ્ચાત્ય સંસ્કૃતિમાંથી સૂચના લઈ, વિકરાળ પ્રકૃતિનું મુખ ફાડી એનાં રહસ્ય ઉકેલનાર સાયન્સનું ચિત્ર જુએ; પણ એ બે ધ્વનિ કરતાં પણ એનો વાચ્યાર્થ—શુદ્ધ કૌમારાવસ્થાનો અક્રોધ અને અભયનાભર્યો ભાવ થોડો રમણીય નથી. એ ભાવ જ અમારા યૌવનને જીવનના વિવિધ સંગ્રામોમાં પવિત્ર વીરરસથી ભરશે, અને એ વીરરસ જ અંતે અમારી જીવનસંધ્યાને સમયે અમને નિર્ભય શાંત ભાવે પ્રભુનાં દર્શન કરાવશે એમ અમને શ્રદ્ધા છે. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ

## 'કુમાર'નું મૂલ્ય

સન ૧૯૨૫માં ગુજરાતી સામયિક સાહિત્યમાં ત્રણ નવાં પત્રો કાઢવા આસપાસના સંજોગો ને વ્યવહારુ મુશ્કેલીઓથી ભીતિવશ કે વ્યગ્ર ન થતાં ત્રણ અડગ ગુજરાતીઓ, જાણે કે કોઇ સાહસ ખેડવા નીકળ્યા હોય તેમ, દરેક જણ પોતાના જીવનધ્યેયથી ખેંચાઇને, પોતપોતાના અભિલાષને સિદ્ધ કરવા સારૂ, પોતપોતાના આદર્શોને મૂર્તિમંત બનાવવા સારૂ પ્રવૃત્ત થયા હતા.

'શ્રી દક્ષિણામૂર્તિ'ના તંત્રી શ્રીયુત નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટે, પ્રચલિત કેળવણીની પદ્ધતિથી નિરાશ થઇ તેને યોગ્ય માર્ગે વાળવા, તેમ તેને નવું વલણ આપવા સામળદાસ કૉલેજના અધ્યાપકનો પ્રતિષ્ઠિત હોદ્દો છોડી દઇને, એ જ ભાવનગરમાં કેળવણી સુધારાનું કાર્ય હાથ ધરેલું અને તેને અંગે શ્રી દક્ષિણામૂર્તિભવન ચલાવતા હતા, ત્યાંથી ઉપરના નામનું સામયિક શરૂ કર્યું. આજે એ દક્ષિણામૂર્તિભવનના પ્રકાશનોએ આખા પ્રાંતમાં કેળવણીની આગેવાની લીધી છે એમ કોઇ પણ કબૂલ કરશે. બીજું ત્રૈમાસિક 'કૌમુદી' પણ એ જ શહેરના વતની, પરંતુ મુંબાઇના વાતાવરણમા ઉછરેલા અને પોષણ પામેલા શ્રીયુત વિજયરાય કલ્યાણરાય વૈદ્યે ગુજરાતી સાહિત્યના વિકાસ અને અભિવૃદ્ધિ માટે કાઢયું. સાહિત્યસેવાને જ પોતાનું જીવનધ્યેય બનાવી, તે માટે ફકીરી ધરવાનો બનાવ, એ આપણા ગુજરાતી સાહિત્યમાં આ યુગમાં તેમના જીવનથી દૃષ્ટાન્તરૂપ બન્યો છે. એક જ ધ્યેયની પાછળ જે આગ્રહ ને મનોબળ અનેક અડચણો પડવા છતાં તેઓ બતાવી રહ્યા છે, એ ખચિત એમના માટે માન ઉત્પન્ન કરે છે. 'ક્વાર્ટર્લી રિવ્યુ' કે 'એડિનબર્ગ રિવ્યુ' જેવું એકાદ ત્રૈમાસિક ગુજરાતીમાં નીકળતું જોવાને હું ઘણી વાર ઇચ્છતો. મારો એ મનોરથ ત્રૈમાસિક 'કૌમુદી'એ સિદ્ધ કર્યો છે એમ મારે આનંદસહ કહેવું જોઇએ.

ઉપરોક્ત બે પત્રોની પેઠે ત્રીજું માસિક 'કુમાર' શરૂ કરનાર શ્રી રવિશંકર રાવળ પણ ભાવનાશીલ ને કલામગ્ન ઉત્સાહી પુરુષ છે. એઓ પણ ભાવનગરના જ વતની. તેઓ પહેલા બે તંત્રીઓની પેઠે યુનિવર્સિટીના પદવીધારી નથી, પરંતુ સર જે.જે. સ્કૂલ ઑફ આર્ટના મેડલિસ્ટ અને મુંબાઇની આર્ટ સોસાઇટીનો સુવર્ણ ચંદ્રક મેળવનાર ગુજરાતી કલાકારોમાં પહેલા છે. એમણે ઇચ્છયું હોત તો પોતાના ચિત્રકારના ધંધાને વળગી રહી સારી સંપત્તિ પ્રાપ્ત કરત; પણ એમનું માનસ કળાની સેવાનાં સ્વપ્નો સેવતું હતું. વિદ્યાર્થી અવસ્થામાંથી જ હિંદની પ્રાચીન કળા પ્રતિ પ્રેમ પ્રસરેલ, અને જેમજેમ એ પ્રેમ દૃઢીભૂત થતો ગયો તેમતેમ હિંદી કળાના ઉદ્ધાર માટે એમનું મન રાતદિવસ વલોવાતું, અને આપણી જનતામાં કળા પ્રતિ જે પ્રમાદ છે તે કેમ દૂર થાય અને તે પૂર્વવત્ કળાપૂજક ને કળારસિક કેમ બને એવો માર્ગ શોધતા રહેતા. આ મનોદશામાં એમને 'વીસમી સદીના' સ્થાપક સ્વર્ગસ્થ હાજીમહમ્મદનો સમાગમ થયો. બંને સ્વપ્નો સેવનારા અને દેશનાં કળા તથા સાહિત્યના ઉત્કર્ષ માટે મંથન કરનારા. સ્વ. હાજીમહમ્મદની સંગતિથી શ્રી રવિશંકર રાવળને ચિત્રમય પત્રકારિત્વનો રસ લાગ્યો. એ પહેલાં માત્ર સ્ટુડિયોઆર્ટ ઉપર જ તેમનું લક્ષ્ય હતું. આપણાં માસિકોની આર્થિક સ્થિતિ ઘણીખરી ખોટમાં હોય છે; 'વીસમી સદી'નો દાખલો તેમની આંખ સમક્ષ હતો; જાતે એવા શ્રીમંત નહોતા કે એ કાર્યમાં ખર્ચનો મોટો બોજો ઉપાડી શકે; પણ એમણે જોઇ લીધું કે આપણા પ્રાંતમાં કળાનો પ્રચાર કરવો હોય, લોકને લલિતકળાનો રંગ લગાડવો હોય તો એક મુખપત્ર કાઢ્યે જ છૂટકો છે. ભલે પછી તેમાં દ્રવ્યની પ્રાપ્તિ થાય નહિ. ઊલટું તેમા ખોટ ખમવા તેમજ વખત આવ્યે આજીવિકાનો ભોગ આપવા પણ તૈયાર રહેવું જોઇએ.

જ્યારથી 'કુમાર'ના તંત્રીએ અમદાવાદમાં આવી થાણું નાખ્યું ત્યારથી હું એમના નિકટ સમાગમમાં છું અને એમની સાથેની વાતચીતમાં મને હમેશાં એમના કળાપ્રેમનું દર્શન થયું છે. એમને મેં કદી ધંધા વિષે વલખાં મારતા જોયા નથી, પણ આપણી પ્રાચીન કળાના ગૌરવ ને સૌંદર્ય માટે, કળાના પુનરુદ્ધાર ને પ્રચાર અર્થે ઉત્સાહ દાખવતા ને તલસતા જ જોયા છે.

એમની ઊંડી નજર ને ઊંચી પરીક્ષાશક્તિનો ખ્યાલ એટલા પરથી આવી શકશે કે કળાપ્રચારાર્થે જે મુખપત્ર કાઢવાનું એમણે નક્કી કર્યું તે કુમારો માટે ખાસ નિયત કર્યું, કે જે નવી પેઢીના ઘડનારા છે અને જેમના પર કળાના સંસ્કાર જલદી ને સરળતાથી પાડી શકાય. વળી વધુ આનંદજનક ને મગરૂરી લેવા જેવું તો એ છે કે એ કાર્ય વ્યક્તિગત રહ્યું નથી પણ એક સંસ્થારૂપે

પરિણામ આવ્યું છે. 'કુમાર કાર્યાલય' તરીકે આજ તે બૃહદ્ ગુજરાતમાં પ્રસિદ્ધિ ને કીર્તિ પામી છે.

સન ૧૯૨૦માં જ્યારે ગુજરાતી સાહિત્ય પરિષદ મળી તે વખતે ગુજરાતમાં 'વીસમી સદી' એકલું જ સચિત્ર માસિક હતું અને બાલસાહિત્ય જે નહિ જેવું હતું તેને વધારવા શું કરવું જોઇએ તેનો વિચાર કરવા એક કમિટી નીમાઈ હતી. આ વસ્તુસ્થિતિ લક્ષમાં રાખ્યા પછી વાચકો કળાના તેમજ બાલસાહિત્યમાં આપણે કેટલી પ્રગતિ કરી છે, તેનું માપ કાઢશે તો જણાશે કે એમાં કુમાર કાર્યાલયનો હિસ્સો નાનોસૂનો નથી. કુમાર કાર્યાલયે માસિક દ્વારા સાહિત્ય ઉત્પન્ન કર્યું તેમજ ગુજરાતની મુદ્રણકળામાં નવી રૂચિ ને સંસ્કાર પાડ્યા છે. અનેક પુસ્તકો પરનાં આકર્ષક પૂંઠાં કુમાર કાર્યાલયને આભારી છે. આજે છાપખાનાં તેના ધોરણે સુધારા કરવા મથી રહ્યાં જણાય છે એમાં જ તેની એક મોટી દેશસેવા થઇ ગણાય. ખરી રીતે ગુજરાતમાં કલા માટેનો શોખ સુષુપ્ત હતો તેને જાગૃત કરવાનો યશ જો કોઇ એક વ્યક્તિ કે સંસ્થા લેવાનો દાવો કરે તો તેના હકદાર શ્રી રવિશંકર રાવળ કે કુમાર કાર્યાલય છે. એમ સૌને સ્વીકારવું પડશે.

'કુમારે' રસિકતા જાગૃત કરી છે તે સાથે કુમારો અને 'કુમારિકા'ઓ પર શુભ અને ઉન્નત સંસ્કાર પાડવાનું કાર્ય પણ વિસાર્યું નથી એ તેનો એકેએક અંક જોનાર ખાત્રીથી કહી શકશે. તે સંસ્કારો એક જ બાજુના નથી પણ સર્વદેશી, સમગ્ર જીવનને સ્પર્શ કરનારા, આશાપ્રેરક, ઉચ્ચગામી, ઉલ્લાસભર્યા અને નવીન બળ તથા ચેતન અર્પનારાં, તેના સૂક્ષ્મ નિરીક્ષકને જણાયા વિના નહિ રહે. અને તેની રજુઆત એવી દક્ષતાથી, એટલી સફાઇબંધ, બંધબેસતાં ચિત્રો તથા ઊંચા પ્રકારના અને કલોચિત મુદ્રણથી થાય છે કે તે મૂળ વસ્તુને વિશેષ ઓપ આપે છે અને તેને વધુ ખેંચાણકારક તથા તલસ્પર્શી કરે છે અને તેમાં એની વિશેષતા તથા મહત્તા રહેલા છે.

કુમારે જીવનનો આરંભ કરતાં પૂર્વે પ્રવાસ કરી જીવનસંસ્કાર સમૃદ્ધ કરવા જોઇએ, વા ચરિત્ર વાંચીને જીવનઆદર્શ પ્રાપ્ત કરવા જોઇએ, વા ઇતિહાસ નિરખીને જ્ઞાનની વિશાળતા મેળવી નવીન પ્રેરણાઓ સંગ્રહવી જોઇએ, તેમ વિજ્ઞાનના અભ્યાસ દ્વારા જીવનમાં ચોકસાઇ, નિયમબદ્ધતા અને સચોટતાની છાપ ઉતારવા પ્રયત્ન થવો જોઇએ. એ બધી માહિતી, સંસ્કારભંડોળ પ્રાપ્ત થાય એવા વિધવિધ પ્રકારના ઊંચી કોટિના લેખો, કાવ્યો, પ્રવાસવર્ણન, વીરગાથા, કહાણી વગેરે આપી 'કુમાર' નવીન અને ઊછરતી પ્રજાને જે જ્ઞાનસાધન સામગ્રી પીરસે છે તે ખરેખર અનુપમ છે, અને તેમાં પ્રકટ થતો જ્ઞાનલીલા ખંડ અને ટુચકા સંગ્રહ તેનું આકર્ષણ ઓર વધારે છે.

અંગ્રેજીમાં પ્રસિદ્ધ થતું આર્થર મી સંપાદિત 'માઇ મૅગેઝીન' હાથમાં આવતાં ને જોતાં જે આનંદ ને સુખની લાગણી અનુભવાય છે, એવું 'કુમાર' મળતાં થાય છે. તે એકલા કુમારો માટેનું માસિક રહ્યું નથી પણ નાનામોટા સૌ, સ્ત્રી ને પુરુષ તેનો એકસરખી રીતે લાભ લે છે ને એ જ તેની વિશિષ્ટતા છે.

કુમારોને તે કળા પ્રતિ આકર્ષે છે, તેમના સંસ્કારોને પોષે છે, તેમને નવીન કલ્પનાઓ બક્ષે છે, તેમનું સંકલ્પબળ દૃઢ કરી, તેમને વિધવિધ પ્રેરણાઓ અર્પે છે, તેમના જીવનને રસિક, સમૃદ્ધ અને સંસ્કારી કરે છે; અને આ બધું તે કોઇ પ્રકારના પાંડિત્ય કે વૃથા ડહાપણનો ડોળ કર્યા વિના સ્વાભાવિક રીતે કરે છે તેથી તેને લોકપ્રિયતા રૂપી સિદ્ધિ મળી ચૂકી છે.

સ્વાશ્રય માટેનો ઉત્તમ બોધપાઠ તો પોતાના સાધન અને શક્તિ પર જ અવલંબી રહીને શ્રી રાવળે 'કુમાર'ને પગભર બનાવીને જે રીતે આપ્યો છે તે કોઇ પણ વ્યક્તિને—ખાસ કરીને કુમારોને અનુકરણીય થઇ પડે એવો છે, અને તે એની વિશેષ સિદ્ધિ છે.

ઘણાં માસિકો વ્યક્તિગત નિવડી સફળ થએલાં જાણવામાં છે, પણ આમાં કોઇ એક નામની વિશિષ્ટતા કરતાં સંસ્થાની મહત્તા વધુ માલૂમ પડશે. 'કુમાર'ને પોતાનું કહેવડાવનારી અનેક વ્યક્તિઓ મળી આવશે. આ પ્રકારનું મમત્વ, પોતાનું વ્યક્તિત્વ લુપ્ત થવા દઇને અને સૌનો સહકાર મેળવીને 'કુમાર'ના તંત્રી અને કુમાર કાર્યાલયના સંસ્થાપક શ્રી રાવળે જે ઊભું કર્યું છે અને જે પ્રતિષ્ઠા તથા માન પ્રાપ્ત કર્યાં છે, એ ગુજરાતી પત્રકારિત્વમાં તદ્દન નવીન બનાવ છે.

તેથી 'કુમાર'નું મૂલ્ય મારે મન ઘણું મોટું છે: અને ગુજરાત મગરૂરી તથા માન લઇ શકે એવું તેનું કાર્ય ને કાર્યસિદ્ધિ છે એવો મારો નમ્ર અભિપ્રાય છે.

હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ

## કાળના તરંગે

નવ્વાણુ માસ 'કુમાર'ને થયા, અને આ એનો સોમો અંક—શતાંક.

નાનેરો ભાઇ કે પુત્ર ઉત્તરોત્તર પોતાનાં ધાર્યાં કામોમાં પાર પડતો જાય અને એના વડીલને જે આનંદ ને ગર્વ થાય તે 'કુમાર'ના વધતા જતા ઉત્કર્ષમાં મેં અનુભવ્યા છે. જો કે 'કુમાર' માટે આજ સુધીમાં ભાગ્યે જ પાંચપચીસ લીટીઓ મેં લખી હશે.

'કુમાર' જન્મ્યું, વધ્યું ને આજે તો આટલું બધું ઉપયોગી ને લોકપ્રિય થયું. પણ તે પહેલાં, 'કુમાર' રૂપે એક સ્થાને મૂર્ત સ્વરૂપ લેનાર એ વસ્તુનાં પ્રેરક બળો અનેક દિશામાંથી બળ કરી રહ્યાં હતાં.

સ્વ. હાજીમહમ્મદનાં ઋણગાન કરતાં ઘણા એણે 'વીસમી સદી' માસિકનો જે સુંદર દેહ ઘડ્યો તેની વાતો કરે છે. એ બધું સાચું હશે; પણ વધુ સાચું તો એ છે કે એણે ગુજરાતના કેટલાય અણપ્રીછ્યા રહી જાત એવા દીકરાઓને દુનિયાની નજર સામે ઊભા કર્યાં. સ્વ. હાજીનો આ સાચો અક્ષરદેહ.

૧૯૧૦-૧૧ની આ વાત. ઘણે ઠેકાણે જુદેજુદે રૂપે એ લખાઇ છે. 'કુમાર'ના તંત્રી રવિશંકર રાવળના હૈયાની ડાબલીમાં જે બીજ હતું તેને પ્રેરણા પાનાર સ્વ. હાજી.

ભાવનગરમાં રવિભાઇના મકાને ૧૯૨૦ના મે કે જૂનમા 'કૌમુદી'કાર વિજયરાય રવિભાઇને એક યોજના સમજાવતા હતા. 'ચેતન' માસિકની ચર્ચા ચાલતી હતી. બેકદર ગુજરાતમાં કોઇ કદર નહિ કરે એવી મેં કુશંકા તે વેળા કરેલી. રવિભાઇએ તે વેળા એક લાંબો પત્ર અમારી વચ્ચે વાંચ્યો. તે હતો ગોંડળના બચુભાઈ રાવતનો. સાથે એક સુંદર હસ્તલિખિત સામયિક પત્ર (ઘણું કરીને માસિક) 'જ્ઞાનાંજલિ' બતાવ્યું. બચુભાઇમાં કળાનો આત્મા ભર્યો પડ્યો હતો એની સાક્ષી તરીકે, એ જ અંકોમાં શ્રી દેશળજી પરમાર અને મોરબીવાળા સ્વ. ભાઇશંકર દવેનો પરિચય મેળવેલો.

કાઠિયાવાડમાં રેલવેના એક સ્ટેશનમાસ્તર, આરમી સદી પહેલાં જેવું ભણતર લભ્ય હતું તેવું માંડ પામેલા. પણ એનાં પુરુષાર્થ ને પ્રારબ્ધ બહુ જોરદાં. ક્યા રેલગાડીનું ધમાલિયું ને નીરસ જીવન! પણ એમાંથી એણે વખત ને શક્તિ બચાવી એક વિદ્યાધામ કાઢ્યું: દક્ષિણામૂર્તિ. રવિભાઇ કુમાર રૂપે એ દક્ષિણામૂર્તિના સૂક્ષ્મ-સ્થૂળ દેહના સાક્ષી. ત્યાં એમણે અનેક સ્વપ્નાં સેવેલાં.

બે કિશોરો: તેરચૌદ વર્ષના માંડ હશે. હેતાળ ને શરમાળ. રમતિયાળ બહુ નહિ. ભણતર કોઈ દિ ચૂકે નહિ. દાદાની ડાબી જમણી બાંય જેવા. દક્ષિણામૂર્તિમાં ભણે.

તે દિ' હસ્તલિખિત માસિકો આટલાં બધાં ન હતાં. ક્યાંક હતાં. ગાંધીજીના આશ્રમમાં કે દક્ષિણામૂર્તિમાં; કે ગોંડળમાં 'જ્ઞાનાંજલિ' સંતાતું સંતાતું ડોકિયું કરતું.

કિશોરોને રઢ લાગી માસિક કાઢવાની. શી એ વખતની એમની હોંશ! ચિત્રો કાઢે ને લેખો લખે. પૂંઠાં ચીતરે ને સુશોભનો ગોઠવે. પણ નામકરણવિધિનું સદ્‌ભાગ્ય મને સાંપડ્યું. 'નામ કહો, બસ નામ કહો.' એ માસિકની ઓળીઝોળી થઈ: 'કુમાર'.

એ કિશોરો આજે તો મોટા થઇ ગયા છે. ભણવા ગયા છે દેઠ અમેરિકા સુધી. ઓળખો છો એ અનંત-ઉપેન્દ્રને? 'કુમાર'ના એ પ્રથમ ઉત્પાદકો.

ભાવનગરમાં આ છોકરા રવિભાઇને રેઢા ન મૂકે. રવિભાઇ મુંબાઇથી અમદાવાદ આવી સ્થિર થયા ને જૂનાં સ્વપ્નાં સાચાં કરવા પ્રયત્ન આદર્યો. કિશોરોનું 'કુમાર' રવિભાઇના હાથમાં આવ્યું; લાલનપાલન ને પોષણ રક્ષણ માટે. આમ 'કુમાર' જન્મ્યું.

પછીથી 'કુમાર'નો ને તેના સ્થાનિક મંડળનો પરિચય નથી. પણ કોઇક કનુ દેસાઈ કે કોઇક કૃષ્ણલાલ શ્રીધરાણી, કોઇક ઇન્દુલાલ ગાંધી કે કોઇક ઉમાશંકર જોષી, કોઇક 'સુન્દરમ્' કે કોઇક પ્રહ્લાદ પારેખ: આમ કેટલા યે અનામી 'કોઇક'નાં આત્મબીજ ભૂમિમાંથી બહાર આવવા બળ કરી રહ્યાં હતાં. 'કુમાર' દ્વારા એને અંકુરિત થતાં સૌ જુએ છે.

આમ, નવગુજરાતના પાયામાં પ્રાણ પૂરતું 'કુમાર' સો માસ પૂરા કરે છે ત્યારે જૂની રીતે કહેવાનું મન થઇ જાય છે કે 'સો વરસનું થા ને તારાં ભર્યાં ભોગવ.'

'ગિરીશ'

## 'કુમાર'નો પૂર્વજન્મ

'કુમારનો શતાંક: તેને માટે સ્મરણો જોઇએ!' રવિભાઇનો કાગળ આવ્યો. 'અહીં હોત તો કાન પકડીને લખવા બેસાડત' બચુભાઇએ ઉમેર્યું હતું. ઘડીક તો થયું કે શિક્ષાની એ મજા લેવા કોરો કાગળ મોકલવાનો ગુન્હો કરું. પણ . . . .

ભગવાન બુદ્ધના પૂર્વજન્મની જાતકકથાઓની

જેમ 'કુમાર'ના પૂર્વજન્મની આ કથા છે. હસ્તલિખિત માસિકોની ઘેલછા પહેલાંનો એ યુગ હતો. આજથી દસ વર્ષ પહેલાં એ ત્રણ કુટુંબનાં બાળકોના મંડળમાં 'કુમાર'નો જન્મ થયો. 'વીસમી સદી'ના અંકો નાનપણથી અમે જોતા હતા. કારણકે રવિભાઇનાં તેમાં ચિત્રો હોય. સારાકાકા—મામા (શ્રી મસ્તનગમ પંડ્યા)ની તેમાં વાર્તા આવે. દક્ષિણામૂર્તિ વિનયમંદિરમાં ગુજરાતી, હિંદી, અંગ્રેજી માસિકો વાંચવાનો અમને ખૂબ શોખ હતો. દક્ષિણામૂર્તિના વિદ્યાર્થીઓનું એક હસ્તલિખિત માસિક ચાલતું હતું. તેનું નામ 'વિદ્યાર્થી.' પણ તે તો અમને ભારેખમ લાગતું. બધા લેખો ગંભીર ને નિબંધ જેવા. વળી બાળકોનો તો તેમાં પ્રવેશ જ ન મળે. આ બધા ઉપરથી કુટુંબનાં નાનાં બાળકો પણ કલ્પનાના રંગો પૂરે અને રસ લઇ શકે એવું માસિક શરૂ કરવું એમ અમે (અનંત અને ઉપેન્દ્રે) નક્કી કર્યું. રવિભાઇ જ્યારેજ્યારે ભાવનગર હોય ત્યારેત્યારે તેમની સાથે માસિકો વિષે તો કલાકો સુધી વાતો થાય. બપોરે તેમની પાસે આકાશના રંગો કેમ ચીતરવા તે શીખવા ગયા હોઇએ. થોડો વખત કામ કરી થાકી જઇએ એટલે અગાશીમાં વાતો શરૂ થાય વિલાયતનાં માસિકોની વાત ચાલે. 'માઇ મૅગેઝીન' વગેરે કેવી રીતે શરૂ થયાં ને કેમ આગળ વધ્યાં તેની વાત થાય. ગુજરાતમાં, ગુજરાતીમાં બાળકો માટે—કુમારો માટે એકે માસિક નથી તેની પણ કલાકો સુધી વાતચીત કરતાંકરતાં અંધારું થઇ જાય.

એ અરસામાં આર્થર મીની 'ચિલ્ડ્રન્સ એન્સાઇક્લોપીડિયા'ની ખૂબ અસર થઇ હતી. તેમાંથી કુમારના વિષયોનું વૈવિધ્ય અમે લીધું. દરેક અંકમાં કવર ડિઝાઇન, મુખપૃષ્ઠ, સુશોભનો બદલાવવાં જ જોઇએ. સાંભળેલી, અંગ્રેજીમાં વાંચેલી, હિંદીમાંથી રૂપાંતર કરેલી ને એવી બીજી પરીની વાતો અને કલ્પિત વાતોના મુખ્ય લેખો રહેતા. દરેક અંકમાં નોંધ—તંત્રી લેખ પણ અમે લખતા. તેમાં દક્ષિણામૂર્તિના 'વિદ્યાર્થી'ની સ્પષ્ટ અસર હતી. નોંધમાં વડીલોને લેખો ન આપવા બાબત ધમકાવી કાઢવાની અને 'આમ થવું જોઇએ' ને 'તેમ ન થવું જોઇએ' એવું લખવાની ભારે મજા પડતી.

બધાને સરખો રસ આવે તે માટે અમારી બાળક મંડળમાંથી સૌને કાર્યવાહકો નીમ્યા હતા. અનંત અને ઉપેન્દ્ર વ્યવસ્થાપકો થયા. નરેન્દ્રને તંત્રી નીમ્યો. વિનુ મનુને પ્રકાશકો કર્યા. તે સિવાય માત્ર લલિત, રામભાઇ, સુશીલ વગેરે રહ્યા. તંત્રીઓ પણ ત્રણત્રણ મહિને બદલવાનું રાખ્યું હતું. એકંદરે એ માસિક કાઢવામાં અમને બધાને ખૂબ આનંદ પડતો હતો, અને બધાને તેમાં મહત્ત્વ મળતું હતું. બીજા વાંચે કે ન વાંચે, પણ અમે તો બધા જ અંદરઅંદર વારાફરતી વાંચતા અને ગર્વ લેતા, એટલું એ બધાને પ્રિય હતું.

પરીઓની વાતોમાં અને બીજે બધે કુમાર, સાહસ શૌર્ય અને રસની મૂર્તિ રૂપે આવે, એટલે અમને 'કુમાર' નામ બહુ ગમી ગયું અને તરત અમે તે અપનાવ્યું. 'કુમાર'નો દીવાળીનો અંક ખાસ આકર્ષક અને દળદાર બનેલો. 'વીસમી સદી'ના દીવાળીના અંક માટે હાજીમહમ્મદ બહુ જહેમત લેતા તે સાંભળેલું. તે ઉપરાંત અંગ્રેજી માસિકોના નાતાલના અંકો પણ વિશેષ સુંદર જોયા હતા. તે ઉપરથી 'કુમાર'નો દીવાળીનો અંક પણ અમે સર્વાંગસુંદર બનાવવા વિચાર કર્યો હતો. અને તેની પાછળ એવા તો લાગ્યા કે બાકીના બધા અંકો સાથે મૂકીએ એટલો મોટો, ચિત્રિત અને સુંદર એ અંક કાઢ્યો હતો. એ અંક બહાર પડ્યો ત્યારે અમારા આનંદનો પાર નહોતો.

'કુમાર' એકાદ વરસ ચાલ્યું હશે. ત્યાં તો રવિભાઇએ ગુજરાતનાં બધાં કુટુંબો માટે છાપેલું 'કુમાર' શરૂ કર્યું. 'હાજીસ્મારક ગ્રંથ' પ્રસિદ્ધ કરવામાં રવિભાઇ-બચુભાઇનો સુયોગ થયો હતો. એ સુયોગ ચાલુ રહ્યો ને તેમાંથી 'કુમાર'નો જન્મ થયો. ગુજરાતને પોતાની કળા અને સેવા સમર્પણ કરવાનો વિચાર રવિભાઇ કરતા હતા તેમાં તેમને 'કુમાર' નામે દિશાસૂચન કર્યું અને "હવે આપણું 'કુમાર' છાપેલા રૂપમાં બહાર પડશે" એમ એક દિવસ રવિભાઇએ કહીને અમને સાનંદાશ્ચર્ય ઉપજાવ્યું! એ સાંભળ્યું ત્યારે અમારાં કુતૂહલ અને અધીરાઇ એટલાં બધાં હતાં કે પ્રસિદ્ધ થવા પહેલાં કેટલી યે વાર સ્વપ્નમાં 'કુમાર'નાં રંગ, રૂપ, કદ જોયાં. સ્વપ્ન અને કલ્પના જેટલું રમ્ય ને ભવ્ય થતાં હજી 'કુમાર'ને વાર લાગશે; પણ એનો પહેલો અંક બહાર પડ્યો ત્યારે અદ્વિતીય અને રોમાંચક જરૂર લાગ્યો હતો. આજ સુધી ગુજરાતીમાં બાળકો માટે—કુમારો માટે પહેલાં આવું કશું કદી કોઇએ જોયું નહોતું.

બીજા દેશોનાં માસિકોનો વિકાસ જોઇએ તો લાગે કે 'કુમાર'નો હજી દસવીસ ગણો વિકાસ થવો જોઇએ;—અને તે થશે જ. અનંત—ઉપેન્દ્ર

'કુમાર'ના અનેક પ્રેમીઓ તથા વાચકો તરફથી 'કુમારે' તેમના ઉપર પાડેલા સંસ્કારનાં સ્મરણો અમને મળ્યાં છે, પરંતુ આ અંક ધાર્યા કરતાં ઘણો મોટો અને મોડો થઇ જવાથી સ્થળ તથા-સમયના સંકોચને કારણે અમારે નછૂટકે તે મુલતવી રાખવાં પડ્યાં છે. 'સંસ્કાર-સ્મરણો'ની એ માળા હવે પછીના અંકોમાં પ્રગટ થશે.

## કવિવર રવીન્દ્રનાથની ચિત્રકલા

[અનુસંધાન પાછળના પાન ૧૨૭થી]

સૌંદર્યની શોધમાં ભમની અર્ધચેતનાની–સ્વપ્નમાનસની પ્રેરણાના દોર્યાં જ એ ચિત્રો આલેખાય છે. આવાં એ આકસ્મિક આલેખનોનાં ગુણલક્ષણની તુલના, સૃષ્ટિના આકારોની સાથે તેમની સરખામણી કરીને નહિ, પણ તેમના વાંકવળાંકની નિગૂઢ તાલબદ્ધતા, તેમની રેખાઓની સંવાદિતા અને આકૃતિઓની અપ્રતિરૂપતાથી જ થઇ શકે. એ મૂલ્યાંકન બહિર્દૃષ્ટિથી નહિ પણ ધ્યાનૈકાગ્રતાથી થઇ શકે. આથી, એ આકૃતિઓ અને રેખાની ગણના તેમના વ્યક્તિગત ગુણથી—તેમની અંતરસ્થ પાત્રતાથી અને તાલયુક્ત રચના માટેની તેમની સમગ્ર શક્તિથી થવી જોઇએ.

સૃષ્ટિના જાણીતા આકારોથી વિરુદ્ધનાં આ આલેખનો સામાન્ય રીતે આપણને અર્થહીન લાગે છે, તથા કોઇ દૃષ્ટિમૂલક વિશિષ્ટતા—નજરને સંતોષે એવું કોઇપણ તરી આવતું લક્ષણ તેમાં જણાતું નથી; પણ તેમની એ ચિત્રવિચિત્ર રેખાઓ તથા વળાંકોનો ખરો વ્યક્તિવિશેષ ગુણ તો, માત્ર સજીવ સંબંધવાળી વિલક્ષણ ભાતગૂંથણીથી ઉપસ્થિત થતી હિલ્લોલભરી તાલમયતાનું નેત્રને દર્શન કરાવી અભિરામ ઉત્પન્ન કરવામાં રહેલો છે. આની રચનાઓ કોઇ અમુક વિચારની સંજ્ઞા રૂપે કે કોઇ ખાસ ભાવ પ્રદર્શિત કરવા માટે નથી હોતી, પણ સંગીતની માફક તેઓ રેખાઓમાં રહેલી કોઇ ગૂઢ અને કાલ્પનિક સામૂહિક સુસંવાદિતાને પ્રકટ કરે છે. સાહિત્ય કે સંગીતની કોઇ રચનાની સાથે આ કૃતિઓની સરખામણી કરવી હોય તો, આપણાં દાદીમા બાળકોને ઊંઘાડવા માટે જે હાલરડાં અથવા જોડકણાં ગાય છે તેની સાથે કરી શકાય. એ ગીતોમાં કશો ખાસ અર્થ નથી હોતો; પણ ઝડઝમકવાળા શબ્દોનું સંગીતતત્ત્વ પકડીને તેમને સુસંવાદિત રીતે સમૂહબદ્ધ કર્યાં હોય છે.

પ્રથમ દૃષ્ટિએ આ ચિત્રોમાં બાળકના જેવી સરળતા, કલ્પના અને સ્વયંસ્ફૂર્તિ તરી આવે છે. એમના જેવા પ્રતિભાસંપન્ન કવિની ઉચ્ચ સંસ્કારિતા તથા મહાબુદ્ધિમત્તા જોતાં કદાચ આ વિરોધી વસ્તુ લાગે. પણ ખરેખર જ્યારે માનવીની બુદ્ધિશક્તિઓ નિઃશ્ચેષ્ટ થાય છે ત્યારે સુપ્ત શક્તિઓ સચેત બને છે. એવી તદ્દન સ્વયંસહજ મનોદશામાં વિશુદ્ધ સમયની અજ્ઞાન મૂર્છામાં કોઇ કલ્પનાદેશની પરીઓ ને ભૂતાવળો ખડી થાય કે અગોચર સ્વપ્નભૂમિની મનોરમ કલ્પનાઓ અને રૂપદર્શનોની લલિત જાળી ગૂંથે છે. એવી નિમજ્જન-દશાનાં આ ચિત્રો છે.

આ ચિત્રોના હાર્દની સમીપ જવામાં મુખ્ય મુશ્કેલી તો એ ઊભી થાય છે, કે તે ઇસ્લામી કલાની ભૌમિતિક અને અટપટી ગૂંથણીવાળી આકૃતિઓની પેઠે કેવળ સૂચનહીન નથી; ઊલટી તે તો માનવ કે પ્રાણીની આકૃતિનો ભાસ આપી કાંઇક સૂચન કરતી હોય એમ લાગે છે. સામાન્ય રીતે રચનાત્મક આકૃતિઓ જ્યારે ગર્ભિત સ્થિતિમાં હોય છે ત્યારે અમૂર્ત હોય છે; પણ તેમાં અંગોની અધિકતા આપવાથી ક્વચિત કોઇ નૈસર્ગિક રૂપને મળતી છાયા આવતી જાય છે. આથી તે યથાર્થ અને કાલ્પનિક બંનેના મિશ્રણ રૂપ બને છે, અને અંતે પેલા જાણીના આકારની સ્મૃતિ પણ વિચિત્રરૂપવાળી અસ્વાભાવિક સ્વપ્નસૃષ્ટિમાં ડૂબી જાય છે. પક્ષી દોરવા તરફ પ્રેરાતી રેખા કોઇ વિલક્ષણ પુષ્પમાં પ્રકટી નીકળે, અગર કોઇ પુષ્પની રેખાઓ દોરતાંદોરતાં એકાદ પક્ષી આલેખાઇ આવે. વળી કોઇ રેખાઓનાં આકસ્મિક જોડાણોમાંથી એકાદ વનપુષ્પ કે છીપ બનાવવા જતાં, તુક્કો આવતાં, વનસ્પતિશાસ્ત્રના નિયમોનું ઉલ્લંઘન કરીને માનવરૂપને મળતી આકૃતિમાં પરિણમે! મંતરની લીટીઓની

વિચિત્ર ભાતો પાડતાંપાડતાં તેમાંથી એકાદ ફૂલનો આકાર પ્રકટી નીકળતો હોય છે, ત્યાં વળી ધૂન બદલાતાં તેમાંથી કોઇ એવું જ અકુદરતી પ્રાણી સર્જાઇ આવે છે કે જે જગત પરની કોઇ માનવ કે પ્રાણીસૃષ્ટિમાં ન જડે. આમ આ વિલક્ષણ કલ્પનાવિહારી સર્જનો જ્ઞાત અને અજ્ઞાત રૂપોની વચ્ચે ટમટમી રહે છે. કોઈ વાર તે સુશોભનતત્ત્વોથી પ્રચૂર એવી કોઇ ઉત્કૃષ્ટ મનોરમ આકૃતિમાં પરિણમે તો ઘણીયે વાર વિરૂપ વસ્તુઓની વિષમ સ્થિતિને પ્રાપ્ત થાય, જેમાંથી એ કવિ–ચિત્રકારની કલ્પક તર્કબુદ્ધિ તેને ઉદ્ધારવાની સાફ ના પાડી દે છે.



'ભિખારીએ આપઘાત કર્યો.' માનવ આકૃતિઓનાં તાદશ રૂપ નથી ઉતાર્યાં, મુખભાવ દર્શાવાય તેટલી ચહેરાઓની સ્પષ્ટતા પણ નથી, છતાં સપ્રમાણ અને ગૂઢ વાતાવરણ જમાવતું ચિત્રસંયોજન તથા રેખાઓનું ભાવવહન જે કહેવાનું છે તે કહી દે છે.

જેઓ રેખારચનાનાં તાલયુક્ત તત્ત્વોને સમજવાને ટેવાએલા છે, જેઓ ગૂઢાકૃતિવાળી રચનાઓમાં રહેલા રોમાંચક થડકાટ અને તાર્કિક આકૃતિઓના ગતિમંદ લહેકા લેતા વાંકવળાંકનાં મંદમંદ સંગીતના જ્ઞાતાઓ છે, એવાઓને તો કવિની આ કાલ્પનિક ચિત્રરચનાઓમાં, તેમની નૂતન આકૃતિએ સરજવાની શક્તિને લીધે, તાજગીભરી મોહકતા અને આકર્ષણ લાગશે. કેમકે હવે તો એશિયાની પેઠે યુરોપમાં પણ આધુનિક કલાસિદ્ધાંતોનો પંથ સ્વીકારનારાઓ માનતા થયા છે કે કલાકારને 'કુદરતી કુદરતની' ગણાઇને ચવાઈ ગએલા રોજિંદા આકારો ને અતિ ખેડાએલા પ્રચલિત માર્ગો છાંડી, તેનાથી પર જઈ, નવીન રૂપ તથા આકાર જન્માવવાનો પરંપરાગત હક્ક છે, એટલું જ નહિ પણ કુદરત સાથે સરસાઇ કરી રસલક્ષી સ્વપ્નોનાં વાતાવરણથી રંગાએલી નવીન કલ્પનાસૃષ્ટિ પણ તે ઉપજાવી શકે છે. સૃષ્ટિના સર્જક બ્રહ્માની પેઠે તેના વારસ વિશ્વકર્માને પણ પોતાની કલ્પનાની મૌલિક કૃતિઓ નિપજાવવાનો સંપૂર્ણ હક્ક છે; અને એ કૃતિઓની તુલના તથા કદર 'સૌંદર્ય ને તાલબદ્ધતા' સિવાયના બીજા કોઇ પણ ધોરણથી ન થઇ શકે.

આસીરિયા, ઍસ્સેનિયા, હિંદ, ચીન, જાપાન, પૉલીનીશિયા, તુર્કસ્તાન એ દરેક દેશની, વ્યક્તિગત નિરનિરાળી ભાત પાડતી, મૌલિક સર્જનોની અનંત વિવિધતાથી ભરેલી એશિયાની કલાને, અજ્ઞાન પ્રજાએ આજે વંશપરંપરાઓથી અવગણી–તિરસ્કારી છે અને તેને બદલે 'યથાર્થ દર્શનકલા'નાં (એટલેકે કુદરતમાં જેવું હોય તેવું હૂબહૂ દેખાડે તે જ કલા એવા) સંકુચિત બંધનોનું ગુલામી માનસ સ્વીકારીને સાચી કલાનું તથા તેના આદર્શનું નિકંદન કાઢી નાખ્યું છે. કલા પ્રત્યે દુર્લક્ષ ધરાવતી આવી જનતાની અવગણના પામેલા આજના ભારતીય કલાકારોને મન એ મહાગૌરવની વાત એ છે કે તેઓ, કલા વિષે ગુલામી મનબંધનો સ્વીકારેલી જનતાને સાચી કલા તરફ ન આકર્ષી શક્યા, પરંતુ સાહિત્ય–માર્તંડ મહાકવિને તો એ પ્રવાહમાં વાળી શક્યા છે; અને તેમના પ્રતિભાસંપન્ન વ્યક્તિત્વથી, કવિશ્રીનાં એ મૌલિક સર્જનો પ્રજાને ભાવાવિર્ભાવની નૂતન સૃષ્ટિમાં પ્રવેશ કરવામાં, રૂપ અને રેખાનું માહાત્મ્ય પ્રીછી તેનાં મુખ્ય તત્ત્વો સમજવામાં, તથા 'કુદરતનાં દશ્યોનું યથાર્થ દર્શન એ જ કલા' એવી ખોટી માન્યતાઓને તથા તે વિષેના દુરાગ્રહને દૂર કરવામાં માર્ગદર્શક નીવડશે. કાન્તિલાલ દવે

['રૂપમ'ના તંત્રી, વિખ્યાત કલાવિદ શ્રી અર્ધેન્દ્રકુમાર ગંગોપાધ્યાયના અંગ્રેજી લેખ ઉપરથી]

# 'કુમાર' ઉપર એમની અમી નજર છે

**સર ચીનુભાઈ માધવલાલ બૅરોનેટ (બીજા) ઉર્ફે શ્રી ગિરિજાપ્રસાદને** 'કુમાર'ના વાચકો બરાબર શી રીતે પિછાની શકે? તેમણે પોતાના મૂલ્યવાન કલાસંગ્રહમાંથી અનેકવાર મોંઘાં ચિત્રો ને કિંમતી પુસ્તકો 'કુમાર' માટે પ્રસિદ્ધ કરવા સહર્ષ પરવાનગી આપી 'કુમાર'ના સંચાલક તેમજ 'કુમાર' વાંચનારી જનતા પર ઉપકાર કર્યો છે. એમનું સૌજન્ય અને કલાકારો તથા વિદ્વાનો માટેની એમની લાગણી, એમના કુટુંબની ખાનદાની જેટલાંજ અમૃતમય છે. ગુજરાતના પ્રથમ પંક્તિના આ સદ્‌ગૃહસ્થ હજુ તો યુવાનીને ઉંબરે ઊભા છે એટલામાં એમના હાથે કેટલા યે કલાકારો ને વિદ્વાનો ઉદાર આશ્રય પામી ચૂક્યા છે. એમની કલાપોષક વૃત્તિએ સંગીત, કલા, નૃત્ય ને સાહિત્યનો ઉત્તમ સંયોગ એમના શ્રીભવનમાં જમાવ્યો છે. અને ફોટોગ્રાફી ને ફિલ્મિંગના ચુનંદા શોખીન હોવા સાથે બીજાઓની કળાકારીગરી સમજવામાં એ સૂક્ષ્મ દૃષ્ટિ ધરાવે છે.



પોતે માલના ધંધાના આગેવાન વેપારી હોવા છતાં દરેક પ્રકારની રમતગમતમાં આગેવાની લે છે. કેટલાંક વર્ષ તો પોતે ગુજરાતના સ્કાઉટ કમિશનર હતા. અમદાવાદની મ્યુનિસિપલ સ્કૂલોના રમતગમતના મેળાવડાના પ્રમુખ હતા અને અમદાવાદના ક્રિકેટ જગતમાં પોતાની બૅરોનેટ ટીમને હંમેશાં સુસજ્જ રાખી બીજી ટીમોને રમતનું ઊંચું ધોરણ રાખવા પ્રેરનાર તેઓ જ છે. અમદાવાદના ક્રિકેટના ખેલાડીઓ આગળ આવે તે માટેનો તેમનો ઉત્સાહ અનુપમ છે.

અમીરી કુટુંબમાં જન્મ લીધા છતાં તેઓ સ્વભાવે અત્યંત સાદા અને શરમાળ તથા આમવર્ગ તરફ દિલસોજી ધરાવનાર સજ્જન છે. ગુજરાતની અસ્મિતા અને ગૌરવ તેમની ભાવનામાં ઊગ્યાં છે. 'કુમાર'ના પરમ હિતસ્વી તરીકે તેમનો પરિચય આપતાં અમને અતિ સંતોષ અને આનંદ થાય છે.

**શ્રી હીરાલાલ અમૃતલાલ શાહને** ગુજરાતની સાહિત્યસૃષ્ટિ હમણાં જ જરાતરા ઓળખતી થઈ છે, પણ તે પહેલાં ઘણાં વર્ષોની તેમની શાંત સાહિત્ય-ઉપાસના મુંબાઈની રૉયલ એશિયાટિક સોસાયટીમાં નોંધાઈ છે, અને પ્રાચીન સાહિત્યના ઉપાસકો તેમને એક પંડિત તરીકે સ્વીકારે છે; છતાં તમને



કદાચ મળે તો તમે એમનું સાચું સ્વરૂપ જાણી ન શકો. મૂળજી જેઠા માર્કેટના સૌ વેપારીઓ તેમને એક વ્યવહારકુશળ બાહોશ સજ્જન શ્રીમાન તરીકે સારીરીતે જાણે છે. પોતાની ગુપ્ત દેશસેવાઓ અને બાલશિક્ષણ માટે અભિરુચિ તથા ઉદાર દાનના પ્રતાપે ગિજુભાઈ બધેકા જેવા શિક્ષણશાસ્ત્રીને અનેરી તક આપી દેશ આખા પર બાળશિક્ષણનું એક નવું જ મોજું ફેલાવવામાં તેઓ નિમિત્ત બન્યા છે. 'કુમાર'ના હમેશાં હિતચિંતક આ સદ્‌ગૃહસ્થે કેટલી યે રીતે 'કુમાર'ના સંચાલનમાં સહાય અને સગવડો આપી તંત્રીને સરળતા આપી છે. પોતાનાં બાળકોમાં જ્ઞાન, ચારિત્ર્ય ને આતિથ્યના ઊંચા સંસ્કારો પાડવામાં તેઓ પોતે જ આદર્શ વ્યક્તિ બની રહ્યા છે. એમના જ્ઞાનસંગ્રહનો ખરો નિષ્કર્ષ તો હજુ ગુજરાતે તેમની પાસેથી લેવાનો છે. 'કુમાર'ને આ અંકમાં તેમની લેખપ્રસાદી મળી ચૂકી છે.

**શ્રી અનંતરાય મ. પટ્ટણીનો** 'કુમાર'ને નિકટનો પરિચય નથી; છતાં અનેકવાર તેમણે 'કુમાર' પ્રતિ ઉદાર પક્ષપાત બતાવી તેમની આગવી દૃષ્ટિની પ્રતીતિ આપી છે. ભાવનગર રાજ્યના મુખ્ય દીવાનની જવાબદારીભરી જગાએ રહ્યા છતાં એમણે ઘણીવાર 'કુમાર' માટે ઉપયોગી સાહિત્યકૃતિઓ કે સૂચનાઓ આપવામાં સંકોચ બતાવ્યો નથી. એઓ જાતે રાજ્યના પ્રજાજનોના કુમારોને ભણતરમાં રસ લઈ તથા યુદ્ધની તાલીમ આપવા હમેશાં ઉત્તેજનાર હોય છે. ભાવનગરના યુવાન મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજી જેવી કુમારના આદર્શો પહોંચાડવાનો તેમને યશ આપી શકાય. કેટલીક વાર યુવક હાથે માટે સર્વસંયોગ શક્તિઓને પ્રારબ્ધવશાત્ જતી કરવી સ્વીકારવી પડે છે એવું તેમના સંબંધમાં બન્યું લાગે છે.

**શ્રી હીરાલાલ પારેખ:** ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આ ધીર ઉદ્યમી 'કુમાર'ની કારકિર્દીમાં ઊંડો રસ લઈ



શ્રી અનંતરાય પટણી  શ્રી હીરાલાલ પારેખ

પોતાની મર્યાદામાં રહીને બની સહાય અને સાધનો આપતા રહ્યા છે તે વાત અમે કૃતજ્ઞ હૃદયે અહીં નોંધીએ છીએ.

ગુજરાતના જે એક્કો અગ્રગણ્ય વિદ્વાનોએ 'કુમાર'ને પોતાનું લાડીલું માસિક ગણ્યું છે તેમાં કાકાસાહેબ કાલેલકર અને શ્રી હરિનારાયણ આચાર્ય પ્રથમ નજરે આવે છે. શ્રી 'સુકાની' સમર્થ સાહિત્યકાર હોવા છતાં એમના કામની ગંભીર જવાબદારીઓને લીધે ગુજરાતને એમની કલમની મોટી ખોટ ભોગવવી પડે છે; છતાં 'કુમાર'ને તો તેમણે અનેકવાર ખાખૂબ નવાજ્યું છે. 'દરિયાનો દાનવ' જેવી રોમાંચભરી સાહસકથા અને આ જ અંકમાં આવેલી 'હડકી વારી આઈ' વાંચનારા કબૂલ કરશે કે તેમની ચમત્કારિક સજીવ લેખિની ગુજરાતમાં અજોડ છે. તેમને દેશની સંસ્કૃતિ ઘડવાના કોડ છે. સાહિત્ય અને કલાનાં મંથનો જોઈને તે રાચે છે અને અત્યુત્તમ



શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર



શ્રી હરિનારાયણ આચાર્ય



શ્રી 'સુકાની'

કૃતિઓનો રસોન્માદ માણે છે; છતાં ફરજ આગળ શાણપણ અને વ્યવસ્થાશક્તિનું અજબ દૃષ્ટાંત પણ બની શકે છે. ખરે-ખરા રાષ્ટ્રભક્ત હોવા સાથે પોતાના જીવનના તારના સ્વર સાચવીસાચવી સુકાનની દિશા ચૂકતા નથી એવા એ 'સુકાની' અમારા પરમ મિત્ર છે એ અમારું સદ્ભાગ્ય છે.

**ડૉ. કાન્તિલાલ પંડ્યા:** 'કુમાર' માટે પ્રોત્સાહનના સાચા શબ્દો ઉચ્ચારવાની એક પણ તક નહિ ચૂકનાર આ સજ્જનવર્ય સાક્ષરશ્રીની 'કુમાર' પરની સાચી મહોબ્બત માટે અમે હમેશાં ઋણી છીએ. આગ્રાની સેંટ જૉન કૉલેજના વિજ્ઞાનના અધ્યાપક ઉપરાંત વચ્ચે તો તેઓ આગ્રા યુનિવર્સિટીના ડીન પણ નીમાયા હતા. આવા વ્યવસાયોના ચાલુ બોજા રહેવા છતાં ખાસ કાળજી રાખી 'કુમાર' માટે સૂચના નોંધ કે લેખ મોકલી આપતાં એમણે તકલિફ જોઈ નથી. એમની લેખપ્રસાદી 'કુમારે' હમેશાં હર્ષ કરીને માગી લીધી છે. ગુજરાતની બહાર રહેતા છતાં ગુજરાત તેમના હૃદયમાં સદા જીવતુંજાગતું જણાય છે અને બહારના પ્રાંતજનોને ગુજરાતના એક નમૂના રૂપ ગૃહસ્થ તરીકે તેઓ જીવન ગુજારે છે.



**ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈનું** તે ઓળખાણ આપવાનું હોય? ભારત અને ગુજરાતની મૂર્તિ જેના હૃદયમાં હમેશાં સજીવ રૂપે વિરાજમાન છે એવા પુરુષોમાંના તે એક છે. વ્યવહારના વહેણમાં પડેલા છતાં જ્ઞાન, સાહિત્ય અને કલાની ભક્તિ તેમના જીવનમાં જરા યે ખંડિત થઈ નથી. જનસેવાનું કોઈને કોઈ કામ તેમના હાથમાં હોય નહિ તો તેમને ચેન પડે નહિ એ તો એમના આયુષ્યમાં ભાગ પૂરનારું થઈ પડે છે. અમદાવાદ જેવા જરીપુરાણા શહેરને આરોગ્યના પાઠ શીખવવા ત્રણ-ત્રણ વાર પોળેપોળના કચરા ઉપડાવ્યા એ તેમની સામાજિક સેવા ઐતિહાસિક ગણાશે. બાવન વર્ષની ઉંમરે યુવાનની ઝડપે તેમને સાયકલ ઉપર શહેરની પરિક્રમા કરતા જુઓ તો લાગે કે તેઓ હજુ એક નવી પેઢીના સમોવડિયા થઈ રહેવા લાયક છે. 'કુમાર' તરફની તેમની અનંત પ્રીતિને લીધે જ



તેમણે 'કુમાર'માં તેમની સાહિત્યસેવાનો ગેરો ફાળો આપ્યો છે.

**શ્રી ચાંપશીભાઈ ઉદ્દેશી:** ગુજરાતના સુપ્રસિદ્ધ લોકપ્રિય માસિક 'નવચેતન'ના તંત્રી ભાઇશ્રી ચાંપશીભાઇએ તો 'કુમાર'ને તેના નામધારણાના દિવસથી પોતાનું સહૃદયતાભર્યું



માની સહાય અને સત્કાર આપ્યાં છે. એમને જેઓ એકવાર ઓળખે તે એમની કદી ન ભૂલી શકાય એવી સરળતા, મિઠાશ અને સેવાતત્પરતાથી મુગ્ધ બન્યા વિના રહે નહિ. કાઠિયાવાડમાં ટંકારા ગામે ૩૮ વર્ષ પહેલાં જન્મ્યા એટલું જ; બાકી બધો વખત કલકત્તામાં ઉછર્યા, ભણ્યા, મોટા થયા, નોકરી કરી અને જીવનની ખૂબ ચડતીપડતી વટાવી, હજુ પણ તોફાનોમાં 'નવચેતન'નું વહાણ ભરેલ સઢે હંકાર્યે જાય છે. 'વીસમી સદી' માસિક બંધ થતાં જ તેની જગ્યા સાચવી લેવા તે આગળ આવ્યા તે પહેલાં 'સુંદરીસુબોધ' 'જ્ઞાનસુધા' 'સમાલોચક' 'વીસમી સદી' વગેરેમાં તેમના લેખો, વાર્તાઓ ને કવિતાઓથી જાહેર થઈ ચૂકેલા. તેમનાં નાટકો 'અમરયુગલ' અને 'દિવ્ય પ્રભાત' કલકત્તાની ગુજરાત કલબે ભજવી તેમને યશ આપ્યો છે. 'જંજીરને ઝણકારે' નામની ફિલ્મથી સીનેમાસૃષ્ટિમાં પણ તેમની સેવા નોંધાઈ છે. આ બધી પ્રવૃત્તિ દરમિયાન પોતાની આજીવિકા માટે નોકરીની ધોંસરી તો તે ખેંચતા જ રહ્યા છે. પણ તેમના ખુશમિજાજ અને પ્રેમાળતાએ ચારે તરફની સુવાસ અને સત્કાર મેળવ્યાં છે.

**શ્રી પંચાણભાઇ વારા:** 'કુમાર'ને અવનવી ચિત્રસામગ્રી પૂરી પાડવામાં જે અનેક કલાકાર મિત્રોએ પૂરી ઉલ્લાસભરી સહાય કરી છે તેમાં શ્રી પંચાણભાઇનું નામ હમેશાં



આગળ રહેશે. ખરા રસથી ફોટોગ્રાફીની કળા જમાવનાર આર્ટિસ્ટ તરીકે તેઓ જાણીતા છે. તેમણે પોતાની કળા અનેક ઉત્સાહી યુવાનો અને વિદ્યાર્થીઓમાં ઉતારી ભાવનગરનું ગૌરવ વધાર્યું છે. સારા યુરોપી ફોટોગ્રાફરોના પણ કાન પકડે એવું કામ બનાવી તેમણે રાજપ્રશંસા મેળવી છે, તે સાથે સૌરાષ્ટ્રની અનેક કોમો, જનાવરો, નરનારીઓ વગેરેનો જે અમૂલ્ય ચિત્રસંગ્રહ કર્યો છે તેની કિંમત તો આવતો જમાનો આંકી શકશે. 'કુમાર' દ્વારા તેમની કલાપ્રસાદી ગુજરાતને ધરવાની તક અમને મળી તેથી અમે ધન્ય માનતા એ મિત્રના સદાના ઋણી છીએ. તેમનો વિસ્તૃત પરિચય તેમની કળા જેટલો જ સુંદર અને સૌરભભર્યો છે પણ સ્થળસંકોચને લીધે ન મૂકી શકાયો તે અમારે આવતા અંક પર મુલતવી રાખવો પડ્યો છે.

—ર.મ.શ.



કવિશ્રી
અરદેશર ફ. ખબરદાર
જેમની 'કુમાર' ઉપર
અમી નજર છે.
(સ્કેચ: રસિકલાલ પરીખ)



શ્રી ગજાનન ઉ. ભટ્ટ
એમ.એડ. (લીડ્ઝ)
એમ.આર.એસ.ટી. (લંડન)
'કુમાર'માંની સ્કાઉટિંગ અને
પક્ષીનિરીક્ષણની લોકપ્રિય
લેખમાળાઓના લેખક

# નવયુગના કવિઓ

## ઇન્દુલાલ ગાંધી

પથ્થર પાછીઆ પાડે છે,
વૃક્ષો હાલી શાખ પૂરે છે,
સરિતાનાં નીર સાદ કરે છે:
નીરુ! ઓ નીરુ!

'વગડાની વનશ્રીને રડાવનારો અને સૂના પથ્થરો પાસે પાછીઆ પડાવતો કવિ તમારે ઘરઆંગણે પડ્યો છે.'

જ્યારે કવિશ્રી નાનાલાલના ઉપરના શબ્દો સાંભળનારાઓને કાને પડ્યા ત્યારે જ કરાચીની અઘોર નિદ્રામાં ઘોરતી ગુજરાતી સાહિત્યરસિક પ્રજામાં આત્મભાન પ્રગટ્યું: ત્યારે જ તેમને ખબર પડી કે ગુજરાત ગર્વ લઇ શકે એવો કવિ એમને આંગણે જ છે: ત્યારે જ ખબર પડી કે રેતીના ઘરમાં કસ્તૂરીકમળ ઊગ્યું છે.

ઇન્દુભાઇની શરમાળ પ્રકૃતિએ બહુ જ થોડા પાસે ઘૂંઘટપટ ખોલ્યો હશે: અને એવા થોડાઓમાં એક હું. એમના હૃદયની ગુફામાં ઘણા અભિલાષાઓ, એમના દિવાસ્વપ્નો, એમના તરંગો, એમના જીવનના કડવામીઠા પ્રસંગોનો ઇતિહાસ એમણે મારાથી છુપાવવાનો કદી પણ પ્રયત્ન કર્યો નથી અને એ માટે જ આટલો ટૂંકો પરિચય આપવા લલચાયો છું.



છવ્વીસ વર્ષના આ જુવાન કવિની અધઝાઝેરી જિંદગી મચ્છુકાંઠા ખૂંદવામાં, ગામડાંઓમાં ભટકવામાં, ભેરુબંધો સાથે ગેડીદડા ખેલવામાં, તરવાની શરતોમાં, નિશાળમાંથી 'ગોટલી' મારવામાં અને લાગ આવ્યે શિક્ષકોનાં હાડકાં પાંસરા કરવામાં વીતી છે એમ કહું તો કોઇ આ વાતને સાચી માને નહિ. એમના ઉધામા વિશે વાત કરતાં મોરીબા હજી યે ઘણી વાર કહે છે 'ઇ તો વડના વાંદરા ઉતારતો.'

No knowledge without College એ અંગ્રેજી કહેવતને ખોટી પાડનારા ઘણામાંના એક ઇન્દુલાલ. કૉલેજનાં બારણાં એમણે જોયાં નથી. જીવન મરણના પ્રશ્ન જેવી પ્રવેશક પરીક્ષા એમણે આપી નથી. એમનામાં જ્ઞાનનો ગર્વ કે સ્વભાવની શુષ્કતાઇ નથી એનું કારણ કદાચ આ પોપટિયા જ્ઞાનનો અભાવ તો નહિ હોય?

અંગ્રેજી સાહિત્ય એમણે બહુ જ થોડું વાંચ્યું હશે ને કવિતાઓ તો બહુ જ થોડી; ને તે પણ કોઇ સારા અભ્યાસી પાસે શૈલી જોઇ જવા ખાતર જ. એમની હમેશા એક દલીલ છે કે પર સાહિત્યનો, ખૂબ ઊંડો અભ્યાસ કરવો એમાં પાપ નથી, પણ તે અભ્યાસને અંગે એના વિચારોની અસર આપણા માનસ પર ચિર આસન જમાવે છે એ તો તમે સ્વીકારો છો ને? ને એ આછીપાતળી અસરને વિચારોમાં ગૂંથી એ કૃતિને 'મૌલિક' તરીકે ઓળખાવવા આપણે દોરવાઇ ગયા છીએ એમ તમને નથી લાગતું?

કલાપીના કેકારવના વાચનની પ્રેરણાએ એમને કવિતા તરફ ધકેલ્યા. ગઝલો જન્મી: ખૂબ જન્મી. કંઇક છપાઇ ને કંઇકનો નાશ થયો. બસોથી ત્રણસો ગઝલો જોવા વાંચવાનો ધન્ય પ્રસંગ આ લખનારને મળ્યો છે. આ ગઝલોની પરંપરા ક્યાં સુધી ચાલત એ કહેવાતું નથી; પણ 'કુમાર'માં આવની શ્રી દેશળજી પરમારની કવિતાએ એમને એકદમ આકર્ષ્યા: અનુકરણ શરૂ થયું અને જોતજોતાંમાં ગાડી પાટે ચડી ગઇ.

ગુજરાત આખાના લેખકોનાં ઉપનામોની સંખ્યાની હરીફાઇ થાય તો મને લાગે છે કે કદાચ પહેલું ઇનામ એ મેળવી જાય. ચાર જુદાંજુદાં નામોથી કવિતા લખાય, બે જુદાંજુદાં નામોથી નાટિકા અને એટલાં જ બીજાં નામોથી વાર્તાઓ નિબંધો ઇત્યાદિ. કવિ પ્રાણી બહુ જ વિચક્ષણ હોય છે એમ વાંચ્યું છે, સાંભળ્યું છે અને અનુભવ્યું છે. અત્યાર સુધીમાં એણે લખેલું સુંદરમાં સુંદર કાવ્ય 'જીવનનાં જલ' દીવાસળીની પેટી પરના 'રાફન પેપર' પર ખરે બપોરે એક કલાકમાં જ ઘસડી નાખ્યું હતું. ૭૦થી ૮૦ કડીના કાવ્યોમાં રત્ન સમાન આધુનિક કાવ્યનો આ જીવન ઇતિહાસ છે.

ગાંધી કુટુંબને જન્મથી ગળથૂથીમાં અપાતો કીસ એમનામાં નથી, છતાં તરવરાટ છે. એમનામાં કુનેહ નથી પણ સામા માણસને પળવારમાં માપી લેવાની દૃષ્ટિ છે. અને આ સૌથી યે જ્વલંત ગુણ એ પરંપરાગતનો છે. 'અતિથિ દેવો ભવ' એ પુરાણનું આર્યસૂત્ર એમના જીવનના તાણાવાણામાં કેવું ગૂંથાઇ ગયું છે એ તો કોઈ કવિબંધુ ઉમાશંકર જેવી જેવો સાક્ષી આપે ત્યારે સમજાય. —ચ.

## ચમનલાલ ગાંધી

'અમારા માસિક માટે તમે એકાદ ગીત ન લખી આપો?'

એક બપોરે કરાચીની વિદ્યાર્થી આલમના અતિ પ્રિય માસિક 'જીવન' (હસ્તલિખિત) માટે એના નાનકડા તંત્રી મારી પાસે કવિતા માગવા આવ્યા હતા। ઉમર સત્તરેક વર્ષની હશે. બાંધી દડીનું વ્યાયામથી કસાએલું શરીર, ભીનો વાન ને તીક્ષ્ણ આંખો, જોનારને પ્રથમ નજરે આકર્ષે તેવાં હતાં. સાથે લાવેલાં 'જીવન'ના બેત્રણ આગલા અંકો હું ત્યાં જ ઊડતેઊડતે તપાસી ગયો. કોઇના પ્રત્યે સહેજે ઢળી જવાની વૃત્તિ નહિ, 'જર્નાલિઝમ' કઇ જાતની ચિડિયા છે તેની કશી ગતાગમ નહિ, છતાં એ માસિકના લેખોએ, લેખોની ગોઠવણીએ,



અક્ષરોની સ્વચ્છતાએ ત્યારે તે જ વખતે પેલું 'જર્નાલિઝમ' એમનામાં પ્રવેશવા મથતું હોય તેમ મને લાગ્યું. આ અમારે પ્રથમ ઓળખાણ.

એમની આંખોનાં તેજ હું ઓળખી શકયો ને એ આંખો પણ કોઇ નવો પ્રકાશ શોધતી હોય તેમ લાગ્યું. શિક્ષણ-વિનિમયના સાધન તરીકે અમને એમિદમાં ગૂંથાઇ જવાની વૃત્તિ થઇ આવી. આમાં મૈત્રી જેવું કશું નહોતું, લાગણીનો ઊભરો પણ નહોતો. વિચારો અથડાવી એમાંથી નવો તણખો ઉપજાવવાની અમારી ઇચ્છા હતી; માત્ર ઇચ્છા જ. એ ઇચ્છા—કે મહેચ્છા—ઉપરથી આજે સાત વર્ષ વહી ગયાં છે.

એમને કવિતાનો નાદ લાગ્યો મૅટ્રિક પૂરી કર્યા પછી. એ નાદે જ ઓવિયસમાં ઉત્તીર્ણ થવા દીધા નહિ ને કૉલેજ કડવી ઝેર થઇ પડી તે વખતે અમે બંને કવિતાની 'કક્કા બારાખડી'માં હતા. કવિતાઓ લખાતી હતી ઢગલા મોઢે; ને છપાતી પણ હતી, પરંતુ એને પારદર્શક દૃષ્ટિ નહોતી મળી. એ દૃષ્ટિ, પારદર્શકતા, કવિતાના શુદ્ધ આત્મરસાયન માટે 'કુમાર'ના તંત્રી મંડળ અને શ્રી દેશળજી પરમારનો ઋણસ્વીકાર કર્યા વિના ચાલે તેમ નથી. 'કવિતા એ તર્ક નથી, શબ્દોનો ક્ષણજીવી ચમત્કાર ય નથી. અંતરની પવિત્ર વિચારણાનું અતિ કોમળ છતાં પ્રાણવાન ભાવદર્શન છે' એ સૂત્ર 'કુમાર'ની વિશુદ્ધ ભાવમયતામાંથી મેળવી લીધું.

ભાઇ હિંમતલાલના અકાળ અવસાન પછી જન્મેલું 'કલ્યાણયાત્રી' એમનાં કાવ્યોના કિરીટમણિ જેવું છે. કવિતાના નીતિજ્ઞ પરીક્ષકો તરફથી એ સાચો આવકાર પણ પામી ચૂકયું છે. શરૂઆતથી માંડી અત્યાર સુધીનાં એમનાં કાવ્યોમાં કયાં યે ભારેપડતો કલ્પનાસંભાર નથી. કયાંક અરૂઢ થતી, કયાંક લલિતશોભન બનતી ઉપમાઓ છે. હૃદયના પ્રતિબિંબ જેવી અર્થની વિશદતા તો પંક્તિએ પંક્તિએ મળે છે. પણ એ બધાની ઉપરવટ જઇને ચિંતનનું પ્રગટ ભાવચિત્રણ અદ્ભુત પ્રભુત્વ ભોગવતું આવ્યું છે. છતાં એમાં અપરિપકવતા નથી જ એમ કહેતાં શા માટે અચકાવું જોઇએ? ને એ કચાશથી શરૂઆતમાં કોણ બચવા પામ્યું છે? કાવ્યદૃષ્ટિના અચ્છા પારંગતો પણ કબૂલે છે કે 'કવિતાના હાર્દને શોધવા મથનારો સોએ એકાદ નીકળે તો ભલે! આપણે તો સૌ એના શણગાર જોઇ રાચનારા છીએ.' અને આ તો હજી એમના જીવનની અપૂર્ણ પચ્ચીસીની ફૂટતી કળીઓ છે. એને ખીલવવા-વિકસાવવા સભર આયુષ્યની અખંડ કિરણધારા ઊતરતી આવે છે. એટલે એમની કોઇ પણ કૃતિને ચોક્કસ સ્થાને નિયત કરવા જેટલું જોખમ મારાથી કેમ ખેડી શકાય?

પત્રકારિત્વની એમની દૃષ્ટિ કવિતા કરતાં યે વધુ વિશદ છે એમ હું અનુભવે જોઇ શકયો છું. 'ઊર્મિ'માં જે કાંઇ સજીવ તત્ત્વ વિલસતું હોય તે ભાઇ ચમનલાલના અવિરત પરિશ્રમનું પરિણામ છે એમ હું કહું ત્યારે એને અત્યુક્તિ માનવાનું સાહસ કોઇ ન કરે એટલી પ્રાર્થના છે સુજ્ઞ... સકોને મન આળસ અવગુણરૂપે લેખાતી હોય તો એ કે... જ 'અવગુણ' એમના જીવનમાં આજ સુધી વિલસે... જોઈ રહ્યો છું! પત્રોના ઉત્તર ત્રણત્રણ મહિના સુધી ન ... ખવાની ફરિયાદો યે હજી અનુત્તર પડી હશે! 'ઊર્મિ'... આખા અંકનું મૅટર પૂરું પાડવાનો બોજો એમના શિરે મૂ... ત્યારે મહિને દહાડે પાંચ પાનાં પાથરવાની આશા ક... 'અસ્થાને' ન કહેવાય! પણ આ 'અવગુણે' એમને પોતા... વિચારવામાં ખૂબ મદદ કરી છે. એમનું તલસ્પર્શી ચિં... ઇર્ષ્યા કરાવે એવું છે. પાંચપચ્ચીસ મિત્રો એકઠા થયા હો... દલીલોની રમઝટમાં ઉપયોગી યોજનાઓનો યે ધ્વંસ થઇ જતો હોય ત્યારે નક્કર વિચારોની કડીઓ ગોઠવી સર્વમા... એવી તાત્કાલિક કોઈ નવી જ યોજના-સાંકળ ગૂંથનારો એ... મના જેવો કુશળ કળાધર અમારા સંઘમાં બીજો કોઇ નથી.

એમણે લખ્યું છે બહુ થોડું. પણ એ લખાણ પા... કંઈક ધ્યેય છે, દૃષ્ટિ છે. એ લખેલું બધું ચિરંજીવ રહેશે એ... એમને શ્રદ્ધા નથી. એટલે જ એમનું ભાવિપ્રયાણ ... આશાભર્યું છે. કેટલાક અંગત મિત્રો ટકોર કરે છે તેમ 'ક... એ આજના જુવાનો માટે સસ્તામાં સસ્તી વસ્તુ થઇ પ... છે' નિજનિજનાં ચણતરને વિશ્વકર્માની રચના માનના... સમજવું જોઇએ કે આપણાં ગુમાનભર્યાં પગલાં પાછાં એ... એવી પ્રજાનાં પગલાં પડતાં આવે છે કે જેમની પાસે ... જેવડું વિશાળ હૃદય છે. આપણા નિષ્ક્રિય શબ્દોને એ... ભેગા કરી દે એવી એમના શબ્દો પાછળ જ્યોતિ ... છે. ચિરંજીવ સર્જનને કલમ, કાગળ કે શાહીની જરૂર નથી એ તો યુગેયુગે કર્તૃત્વની જ્યોતરૂપે સળગે છે ને જનસુ... જીવનમાં અવતાર પામે છે'

શોકભારથી નમાવે, ઘડીમાં આંસુ પડાવે કે ખડખડ હસાવે એવું લગભગ પ્રત્યેક કવિસુલભ અંગનું જીવન ન... તરંગી સ્વભાવ એમનો વારસો છે. વાણીના વિલાસ ... સુલભ નથી. ભાવનાસરોવર જેવું નિર્મળ, અવિચારી ... કાંકરી પણ સહન ન કરી શકે તેવું તપકઠોર, પ્રસન્ન... પ્રકાશથી ભર્યુંભર્યું એમનું હૃદય છે. એ હૃદય સુધી ન પહોં... વાને કારણે એમની મૈત્રીએ અનેક મિત્રોને દઝાડ્યા છે. ... પની કાલ ઘડનારાઓની નામાવલિમાં બેઠેલા ભાઈ ચમ... લાલની સિદ્ધાંતસ્ત કાર્યદૃષ્ટિને 'અહમ્'ની નજરે જોનારા એમ... અતિ ઠાલા હિતસ્વીઓએ પોતાની માન્યતામાં અતિ ... પરિવર્તન લાવવાની જરૂર છે એટલું હું માગી લઉં છું.

આજે ભાઇ ચમનલાલ આપણી સામે ત્રણ સ્વરૂપે વિચરે છે: સૌ પહેલા પ્રતિભાશાળી કવિ તરીકે, પછી વિચારશીલ ... ગદ્યશૈલીના કટાક્ષદર્શી ગદ્યકાર તરીકે અને છેલ્લે ચીવટવાળા પત્રકાર તરીકે તે પછીના સ્વરૂપ માટે ભવિષ્ય સિવાય બીજું કોણ ઉત્તર આપી શકે!

—f

## કૃષ્ણલાલ શ્રીધરાણી

ભાવનગરમાં ૧૯૧૧ના સપ્ટેમ્બરની ૧૬મીએ એમનો જન્મ થયો. નાનપણમાં જ એમણે પિતાને ગુમાવ્યા. પિતાના



મૃત્યુ પછી જુનાગઢમાં મામાને ત્યાં શહેર બહાર પૉંડકમાં કુદરતની વચ્ચે ઉછર્યા હોવાથી કુદરત અને કલા પ્રત્યેનો પ્રેમ ખીલ્યો. માધ્યમિક અભ્યાસ પછી ભાવનગરના શ્રી દક્ષિણામૂર્તિ ભવનમાં દાખલ થયા અને એ સંસ્થામાં એટલો જીવ ગળી ગયો કે તે સ્વાભાવિક ઘર જ થઈ ગઇ. ત્યાં લેખનપ્રવૃત્તિ અનેક હસ્તલિખિત પત્રો કાઢવાથી શરૂ થઈ. 'ક્ષટપટિયું', 'દક્ષિણામૂર્તિ' દૈનિક', 'ભારત' અઠવાડિક, 'ઘોલકી' પાક્ષિક, 'વિદ્યાર્થી', 'ગુલાબ', 'રેવતી' વગેરે માસિકો, 'કિશોર' ત્રૈમાસિક, અને 'ગોમાતા' નામનું અનિયતકાલિક ચલાવ્યાં. ઘણાંક મંડળો પણ કાઢ્યાં અને ભાંગ્યાં. માસિકો, લેખન અને આલેખન (ચીતરવાનું) બંને તેઓ કરતા. તેમાં પહેલી શક્તિ ખૂબ વિકસી આવી. આ જીવન દરમ્યાન ખૂબ મિત્રો અને નવાં ઓળખાણો કર્યાં તથા વિચારસમૃદ્ધ જીવન ગાળ્યું.

ત્યાંથી વિનીત થઇને વિદ્યાપીઠમાં જોડાયા, ત્યાં કાકાસાહેબ કાલેલકરના અતિ મોંઘા ગણાતા અંગત સમાગમમાં આવ્યા અને તે સહવાસે એમના જીવન પર ખૂબ અસર કરી. લેખનપ્રવૃત્તિ ને વિચારો આ સમયથી પરિપક્વ થતા ચાલ્યા.

એટલામાં તો મહાત્માજીની દાંડીકૂચ થઈ. એ લડતમાં જોડાયા અને મહાત્માજીની ટુકડી પાછળની જ ટુકડી સાથે દાંડીમાં પકડાઈ જેલ ગયા. નાસિક જેલમાં એમણે એમનું પહેલું પ્રકાશિત પુસ્તક 'વડલો' નાટક લખ્યું. સંધિ થયે જેલમાંથી નીકળી શાંતિનિકેતન આગળ અભ્યાસ માટે ગયા. ત્યાં ભાષાઓ, ઇતિહાસ અને સમાજશાસ્ત્રના અભ્યાસ સાથે કલામાં પણ રસ લઇ પ્રગતિ કરે છે. નવી કલ્પનાથી મઢેલા ભાવ એટલી જ ચોટવાળી અસરકારક અને સુયોગ્ય શબ્દરચનાથી મંડિત ટૂંકાં કાવ્યો એમની કીર્તિદા બન્યાં છે.

## 'સુન્દરમ્'—ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર

ભરૂચ જિલ્લાના આમોદ તાલુકાના માતર ગામમાં ૧૯૦૮ના માર્ચની ૨૨મીએ એમનો જન્મ થયો. એ ગામ ખેડા જિલ્લાનું માતર નહિ. તેથી વહુ પાદરા એને મીઆં માતર કહે છે. એ ગામમાં જ સાત ગુજરાતી ધોરણ સુધી અભ્યાસ કરી ત્યાંથી આમોદની અંગ્રેજી શાળામાં પાંચ ધોરણ કર્યાં. અસહકારની શરૂઆતમાં જ આ શાળા રાષ્ટ્રીય થઇ ગએલી, એટલે રાષ્ટ્રીય ભાવનાના સંસ્કારો મૂળથી જ મળેલા. શાળા સરકારી હતી ત્યારનું ગૂંગળાવતું વાતાવરણ નાનપણથી જ અસહ્ય થઈ પડેલું—જોકે તેની સામે થવા જેટલી હિંમત નહોતી પછી રાષ્ટ્રીય શાળાનું વાતાવરણ પોષક હતું ત્યાંથી



ભરૂચમાં શ્રી છોટુભાઇ પુરાણીને હસ્તે ભરૂચ કેળવણીમંડળ તરફથી ચાલતી ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં એક વરસ અભ્યાસ કરી ત્યાંથી ગુજરાત વિદ્યાપીઠની વિનીતની પરીક્ષા આપી અને આખી વિદ્યાપીઠમાં પહેલે નંબરે પાસ થયા. ગુજરાતી સાત ધોરણ કરેલાં એટલે વિનીત થતાં છ વર્ષ જ ગયાં.

ઘરની આર્થિક દશાને લીધે વારંવાર વચમાં અભ્યાસ છોડાવવા કુટુંબીઓએ પ્રયત્ન કરેલો. અંગ્રેજીનો અભ્યાસ શરૂ કર્યો પહેલાં જ પિતા ગુજરી ગએલા. પિતાગૃહે વિનીત સુધી અંગ્રેજી ભણાવ્યું વળી જન્મ સાથે જ વિવાહ થએલા ને નવ વરસે પતિ બનવું પડેલું એ સંજોગો પણ અભ્યાસમાંથી ખેંચવા પ્રયત્ન કરતા પણ કોઇ અદૃશ્ય બળથી આગળ વધાયે ગયું.

આગળ વિદ્યાપીઠમાં જવાનો વિચાર જ ન હતો, પણ એક સમભાવી શિક્ષકે પૈસા ધીર્યા ને વિદ્યાપીઠનું જીવન શરૂ કર્યું. નવું જ જીવન કહીએ તો ચાલે. ખાનગી સમયમાં ટ્યૂશન વગેરે આપીને વિદ્યાપીઠનો અભ્યાસ ચલાવ્યો. છેલ્લાં બે વરસ તો પત્ની સાથે ભણતાંભણતાં રહેવું પડેલું. એ કસોટીનો કાળ હતો. ટ્યૂશન ઉપર જ આખા ઘર અને અભ્યાસનો ખર્ચ કાઢવો પડતો. ચાર વર્ષે સન ૧૯૨૯માં સ્નાતક—સંસ્કૃત તથા અંગ્રેજી લઇને બીજા વર્ગમાં ભાષાવિશારદ—થયા. એ ચાર વર્ષે ઘણું આપ્યું. છેલ્લું વર્ષ 'સાબરમતી'. ત્રૈમાસિકનું તંત્ર ચલાવ્યું તેણે કલમ ખીલવી.

સ્નાતક થયા કે તરત જ કાઠિયાવાડના સોનગઢ ગુરુકુળમાં શિક્ષકની જગ્યા મળી. ત્યાં એક વરસ ગાળ્યું અને સત્યાગ્રહ શરૂ થયો. ગુરુકુળમાંથી રાજીનામું આપ્યું ને જંગમાં પડ્યા. ૧૯૩૦ના મે માસથી તે ૧૯૩૧ના જુલાઈ સુધી—સંધિ ને પછીની વ્યવસ્થા થઇ ત્યાં સુધી—જંબુસર તાલુકાનાં ગામડાંમાં શાંત કાર્ય કર્યું. જેલનો લાભ એ વેળા ન મળ્યો. આ વર્ષ તપશ્ચર્યાનું કહેવાય. એ દરમ્યાન એમને ઘણું મળ્યું. જનસ્વભાવ તેની શક્તિ અશક્તિ સાથે ખરાં રૂપોમાં જોવાને મળ્યો.

સંધિ થયા પછી કેટલાક આકસ્મિક સંજોગોથી મુંબાઇ તરફ ખેંચાઈ ગયા. અને ૧૯૩૧ના જુલાઇથી મુંબાઇના ફેલોશિપ સ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા. પણ ૧૯૩૨ની શરૂઆતમાં ફરી પાછી રાષ્ટ્રીય લડત ઉપડતાં મન ત્યાં દોડ્યું. માર્ચમાં શ્રી. છો. ટ્ર. અને પોતાના જન્મ-જિલ્લામાં રાષ્ટ્રીય કાર્યમાં

પડ્યા. પડ્યા ન પડ્યા ત્યાં તો ઝડપાયા. એપ્રિલની પહેલી તારીખે સાડાસાત મહિનાની જેલ મળી.

તેઓ સ્વભાવે નરમ અને શાંત છે. શરીર દીસું છતાં તંદુરસ્ત છે. એમની લેખનપ્રવૃત્તિ 'સાબરમતી'ના તંત્રી થયા પછી વધારે સ્પષ્ટ અને વિસ્તૃત રૂપ પામી. તે પહેલાં પણ કાવ્યો તો લખેલાં. લાંબાં કાવ્યો ઉપર હાથ અજમાવવાનો એમને શોખ (અને શક્તિ પણ) છે; તેમાંનું એક 'માયાવિની' 'પ્રસ્થાન'માં પ્રકટ થયું છે.

### ઉમાશંકર જોષી

ઇ.સ. ૧૯૧૧માં એમનો જન્મ. ઈડર સ્ટેટના બામણા ગામમાં ગુજરાતી ચાર ધોરણ સુધી વતનમાં જ અભ્યાસ કર્યો.



અંગ્રેજી ૬ ધોરણ સુધી બોર્ડિંગમાં રહી ઇડર હાઇસ્કૂલમાં ભણ્યા. મૅટ્રિક્યુલેશનમાં પ્રોપ્રાયટરી હાઇસ્કૂલમાં જોડાઇ પરીક્ષામાં અમદાવાદ સેન્ટરમાં પ્રથમ નંબરે અને બધાં સેન્ટરોમાં (આખી યુનિવર્સિટીમાં) ત્રીજા નંબરે ઉત્તીર્ણ થયા. ગુજરાત કૉલેજની હડતાળમાં એમનો આડકતરો ફાળો ખરો હતો. સાઇમન કમિશનના આગમન સામે વિરોધ બતાવવા કેટલાક પ્રથમ વર્ષના વિદ્યાર્થીઓ છમાસિક પરીક્ષામાં ન બેઠા. તે સૌનો દંડ થયો. બાઇ જ્યોપીની દંડ ઉપરાંત સ્કૉલરશિપ પણ ખૂંચવી લેવામાં આવી. પાછળથી સમાધાન થતાં સ્કૉલરશિપ તેમને પાછી મળી હતી.

બે વર્ષ ગુજરાત કૉલેજમાં ભણી ઈન્ટરમીડીએટની પરીક્ષા આપી, અને તરત જ ગાંધીજીની કૂચ પછી ૧૯૩૦ની પહેલી લડતમાં જોડાયા. સાત મહિના સુધી વીરમગામ તાલુકામાં કામ કરી સાડાચાર મહિનાની જેલયાત્રાએ સિધાવ્યા. સંધિ પહેલાં દસ દિવસે છૂટ્યા. સરકારી કૉલેજમાં ફરીથી દાખલ થવું એ ડહાપણભર્યું ન લાગવાથી વિદ્યાપીઠમાં જોડાયા, અને ત્યાં જ તેમનું 'વિશ્વશાંતિ' કાવ્ય લખાયું. બીજી લડત શરૂ થતાં તેમાં ઝંપલાવ્યું. હાલ તેઓ વીસાપુરમાં જેલ ભોગવી રહ્યા છે.

તેમની ખાસ કાવ્યપ્રવૃત્તિ ૧૯૩૦ની સાલમાં લડતમાં જોડાયા પછીથી જ શરૂ થઇ કહેવાય. કેટલાંક કાવ્યો તેમણે સમરાંગણમાં લખ્યાં અને બીજાં કેટલાંકની રૂપરેખા જેલમાં દોરી. આ રીતે તેઓ મુખ્યત્વે સત્યાગ્રહ કવિ છે. રાષ્ટ્રપ્રેમ અને વિરાટ ભાવના એ એમની કૃતિઓનાં ખાસ લક્ષણો છે.

### રતિલાલ શુક્લ

તેઓ મૂળ વઢવાણ શહેરના રહેવાસી. એમનો જન્મ સંવત ૧૯૬૩ના જેઠ સુદિ ૧૧ને તા. ૨૨-૬-૧૯૦૭ ચૂડામાં થયેલો. જામ-ખંભાળિયામાં ગુજરાતી અને અંગ્રેજી પહેલા ધોરણ સુધી ભણ્યા અને પછી એક વર્ષ જામનગર રહી ત્રીજા ધોરણથી મૅટ્રિક્યુલેશન સુધી વઢવાણ શહેરમાં અભ્યાસ કર્યો. જૂનાગઢની બહાઉદીન કૉલેજમાં બે વર્ષ અભ્યાસ કરી



૧૯૨૮માં બી.એ. (ઑનર્સ)ની પદવી મેળવી કેટલોક સમય કાયદાનો અભ્યાસ કર્યો તથા શિક્ષક તરીકે કામ કર્યું. ૧૯૩૦ની સત્યાગ્રહની લડત શરૂ થતાં તેમાં ઝંપલાવ્યું

એમની કાવ્યપ્રવૃત્તિ ઠીકઠીક જૂની ગણાય, પણ ખાસ કરીને ૧૯૩૦ના ફેબ્રુઆરી પછી તેમણે સારાં કાવ્યો લખ્યાં. ચિંતન અને સૌષ્ઠવ એ એમનાં કાવ્યોનાં મુખ્ય લક્ષણો છે.

### મનઃસુખલાલ મગનલાલ ઝવેરી

૧૯૦૭ના ઑક્ટોબરની ત્રીજી તારીખે જામનગરમાં એમનો જન્મ થયો અને પ્રાથમિક તથા માધ્યમિક અભ્યાસ પણ ત્યાં જ કર્યો. પણ સત્તર વર્ષની વયે મૅટ્રિકમાં પહોંચતાં ભયંકર માંદગી આવી એટલે એમને ૧૯૨૪માં અભ્યાસ છોડવો પડ્યો. તે પછી તે મુંબાઈમાં એમના પિતાના ઝવેરાતના વેપારમાં જોડાયા, પણ ત્યાં ન ફાવવાથી જામનગર પાછા જઇ પરચૂરણ



ઝવેરાતની દુકાન ખોલી. ત્યાં પણ નસીબે યારી ન આપી એટલે નોકરી લીધી અને ૧૯૩૧ સુધી જામનગરમાં શિક્ષક તરીકે કામ કર્યું. પણ અભ્યાસી વૃત્તિને લીધે ખાનગી વાચન ખૂબ વધારતા રહેલા. એ જ વૃત્તિએ સાત વર્ષ પછી પણ મૅટ્રિક પસાર કરવા એમને પ્રેર્યા અને ૧૯૩૧માં પાસ થઇ ફર્સ્ટ ઇયર આર્ટ્સમાં હમણાં જ પ્રીવિયસ પૂરું કર્યું

એમની લેખનપ્રવૃત્તિ ઘણી વિસ્તારી છે. રાગસંહિતાના એ વિભાગ, સ્મૃતિભ્રંશ (નાટક), ચંદ્રદૂત અને અભિમન્યુ (ખંડકાવ્યો) એટલાં પુસ્તકો એમણે સાહિત્યને ચરણે ધર્યાં છે. હમણાં કુરુક્ષેત્ર અને ઉત્તરરામનાં ભાષાંતરો કરી રહ્યા છે. ગર્ભશ્રીમંત જન્મવા છતાં પ્રતિકૂળ પરિસ્થિતિ આવી પડવાને લીધે એમને આપબળે જ જીવન અને અભ્યાસ ઘડવાં પડ્યાં છે, અને એવા જીવનની મીઠાશ તેઓ મોંઘી ગણીને માણે છે. એમની ભાષાની પ્રાસાદિકતા અને સૌરભ બતાવી આપે છે કે સંસ્કૃત સાહિત્યના અભ્યાસની એમના પર ખૂબ અસર છે. પણ એમના કાવ્યભાવ નવયુગના પ્રવાહથી વંચિત નથી રહ્યા.

# ચાલો કુમાર કાર્યાલયમાં—

અમદાવાદ આવી શકો તો આ બધું તમને નજરે બતાવી શકું, પણ દૂરદૂરના મુલકોમાં વસતા 'કુમાર'ના બધા વાચકો અને પ્રેમીઓને એવી તક સાંપડવાનો યોગ ક્વચિત મળવાનો, એટલે આ રીતે માનસિક મુલાકાત કરીને પણ ઘણાને કુમાર કાર્યાલયનો સવિશેષ પરિચય થશે જ. આજ સુધી જે 'કુમારે' તમારા અંતરમાં પ્રેમ અને આદર ભોગવ્યાં છે તેના કાર્યકર્તાઓનું પ્રત્યક્ષ દર્શન આ લેખ ને ચિત્રોથી કરાવી શકું તો મૈત્રીની એક ફરજ બજાવ્યાનો હું સંતોષ લઇ શકીશ.

અમદાવાદમાં કુમાર કાર્યાલય શોધી કાઢવાને તમે ગમે તેને પૂછો તો ભાગ્યે જ પત્તો મળે તમે કોઇ છાપખાનામાં, શાળામાં કે ફોટોગ્રાફરને ત્યાં પૂછશો તો તો ઘણે ભાગે તમને સાચી દિશાએ વાળશે, પણ વેપારી કે દુકાનદારને પૂછશો તો કાને હાથ જ દેશે. પૂછવા કરતાં ચોક્કસ સરનામું પહેલાંથી મેળવ્યું હોય છે તેને ઓછી મુશ્કેલી પડે છે. અમદાવાદના પોસ્ટ ખાતાની તો 'કુમાર' પર ઘણી કૃપા છે, એટલે કોઇ કાગળ ઉપર માત્ર 'કુમાર-અમદાવાદ' એટલું લખે તોપણ કાગળો પહોંચાડી દે. પણ રૂબરૂ આવનારને ગાડીવાળો એ રીતે પહોંચાડી નહિ શકે. તેને તમારે કહેવું જોઇએ કે 'રાયપુર ચકલામાં ભાઈશંકર નાનાભાઇની હવેલી પાસે, રાયપુર પોસ્ટ ઑફિસ સામે કુમાર કાર્યાલય છે.' અને આ ઠેકાણે પહોંચ્યા પછી પણ મોટું પાટિયું જોવાની આશા રાખશો નહિ; કારણકે કુમાર કાર્યાલયને ચાલતા રાહદારીઓ અથવા બજારુ માણસો સાથે ભાગ્યે જ કામ પડે છે. થાંભલી પરના એક સાદા નાના પાટિયાથી જ જગ્યાની તમને પિછાન થશે.

આગળના મોટા ડહેલામાં કાર્યાલયની ઑફિસ છે. અહીં બહારનાં માણસો, મળવા આવનારાઓ, ટપાલવાળા તથા માસિક, છાપકામ કે ચિત્રના ગ્રાહકો પહેલા જ ઑફિસના વહીવટદારોને મળે છે. આ ભાઇઓના હાથમાંથી કુમાર કાર્યાલયનો સર્વ પત્રવ્યવહાર હિસાબ અને માલની લેવડદેવડ પસાર થાય છે એટલે કુમાર કાર્યાલયની કોઇપણ બાબતની પહેલી પૂછપરછ ત્યાં જ થાય. એ સિવાય કુમારોને ઉપયોગી સામાન જેની તમે 'કુમાર'માં વારંવાર જાહેર ખબર વાંચો છો તે પણ તેમની પાસેથી જ મળે. આ વેચાણ વિભાગનો ઉદ્દેશ કમાણી કરતાં મોટે ભાગે ઘણાની સગવડ સાચવવાનો જ છે.

જેને ખાસ ચિત્રો દોરાવવાં હોય, લેખ કવિતા કે તંત્રી ખાતાને લગતી બાબત વિષે પૂછવું હોય, અગર કોઇ અંગત વાત કરવી હોય તેમને અહીંથી ઑફિસ વટાવી અંદર જવાની અનુમતિ મળે છે. અંદરના આ પહેલા જ વિભાગમાં મોટો ચોક છે અને તેની સામસામી પરસાળોમાં છાપવાનાં યંત્રો અને બ્લૉક ખાતું નજરે પડે છે.

પણ તે કોઈ વિભાગમાં જાઓ તે પહેલાં કાર્યાલયના મુખ્ય અધિકારી શ્રી બચુભાઇ રાવતની ઑફિસ ડાબી બાજુએ




રેલ્વે સ્ટેશન તથા અમદાવાદના મુખ્ય રાજમાર્ગ ગાંધીરોડ ઉપરથી કુમાર કાર્યાલય આવવાનો રસ્તો બહુ અટપટો કે દૂર નથી.



તમારી સાથેના વ્યવસ્થાને લગતા પત્રવ્યવહારો, હિસાબો, બીલો, માસિકો તથા પરબીડિયા પરનાં સરનામાં વગેરેમાં જેમના અક્ષરો તમે જુઓ છો તે (ઉપર) ભાઈ લક્ષ્મણ બક્ષી (નીચે) ભાઇ લાલશંકર જોશી અને (ડાબી બાજુએ) ભાઇ દીનાનાથ રાવળ.



'કુમાર'ની અવનવી રચનાઓને બીબાંમાં ગોઠવનાર કંપોઝ ખાતાના કારીગરો: (જમણી તરફ ઉપર) ભાઇ ભોગીલાલ પટેલ, (ડાબી તરફ) ભાઇ નટવરલાલ રાવત, અને (નીચે) ભાઇ શાંતિલાલ પંડ્યા.

તમારું ધ્યાન ખેંચશે. કોઇપણ અજાણ્યો માણસ એમને મળ્યા સિવાય કાર્યાલયના આંતર વિભાગમાં જઇ શકે નહિ એવો શિરસ્તો છે શ્રી બચુભાઇ રાવત કુમાર કાર્યાલયના આખા તંત્રના નિયામક છે. આ વિભાગમાં તમે જે વીજળીક પ્રવૃત્તિ જુઓ તે બધી તેમને જ આભારી છે. એ પોતે ઘડીભર જંપ નહિ લે, તેમ જ કોઇને ધીરાં પગલાં મૂકતા સહન કરી શકશે નહિ. કાર્યાલયની રજેરજ વિગતોથી તે સંપૂર્ણ વાકેફગાર છે, અને નવા આવનારને પોતાના કામ માટે અથવા 'કુમાર' વિશે જે કંઇ પૂછવું કે જાણવું હોય તે તેમની પાસેથી મળી શકે છે તેમને જરૂર જણાય તો વિભાગીય ખાતામાંથી વધારાની જરૂર પૂરતી હકીકત મંગાવી આપી શકે, પણ તેમની પાસેથી ભાગ્યે જ કોઇને નિરાશ થઇ જવું પડે કુમાર કાર્યાલયની લગભગ બધી જ ચિંતાઓનો ટોપલો તેમને માથે પડ્યો હોવા છતાં જાતજાતની નવીનતા અને પ્રકાશવાળું વાતાવરણ સરજવાની એમની મથામણ તમને અજબ કરશે. પોતાની કાર્યપદ્ધતિ અને ચીવટ એમની નજર તળે કેળવાએલા માણ-સોમાં ઉતારવાની એમની મહેનત, મુલાકાત લેનારને ભાગ્યે જ સમજાય સહતંત્રી તરીકેના 'કુમાર'ના સંપાદનકાર્ય ઉપરાંત કુમાર કાર્યાલયમાંથી બહાર પડતા ઉઠાવદાર દેખાવવાળા સુંદર મુદ્રણનું સર્જન પણ એમને જ આભારી છે મુદ્રણકળાની નવી સીમાઓ સરજી એમણે એ કળાનો ઇતિહાસ ઘડ્યો છે.

કુમાર કાર્યાલયનાં બે નાનાં ટ્રેડલ મશિન જોઇ ઘણાએ ઉદ્‌ગાર કાઢ્યા છે કે 'બસ, 'કુમાર' બધું આટલા જ છાપખાનાથી ચાલે છે?' પણ આ સચા, તેમજ સુશોભનોના બ્લૉકોનો આટલા વખતનો એકઠો થએલો જથ્થો તેમજ ગામમાં વિશ



'કુમાર'નાં તેમજ પ્રિન્ટરીને લગતાં બીજાં કામોમાં મુખ્ય નિયામકના મદદનીશ ભાઇ જયંતીલાલ ભટ્ટ



કુમાર પ્રિન્ટરીના મુદ્રણમાં જે રંગની સફાઇ અને છાપકામની કારીગરી તથા સુઘડતા જુઓ તે તેના મુખ્ય મુદ્રક (ઉપર) ભાઇ મનોહરદાસની છે. આ પ્રાંતના વિરલ મુદ્રણકલાનિષ્ણાતોમાંના એક શ્રી વીરજી માલવણીઆના હાથ નીચે મેળવેલી તાલીમને જેમ આગે તેવી રીતે તેમણે અહીં પ્રગતિ કરી છે. તેમના હાથ નીચેના બે કામદારો (જમણી તરફ) ભાઈ તોતારામ બેચરજી અને (નીચે) ભાઈ અંબાલાલ [illegible].

એનો સંગ્રહ ભાગ્યે જ બીજે કોઇ સ્થળે મળશે. કેટલી યે મોટી કિંમતથી ન જ મળે તેવી અહીં એકઠી થઈ છે. દેશપરદેશનાં મુદ્રણસાહિત્યનાં સામયિકોનો અભ્યાસ કરાઇને કેટલા યે પ્રયોગો ને સાધનોનો અહીં સંચય થયો છે, અને બીબાં ગોઠવનારથી માંડી છાપનાર સુધી દરેક જણ જાતે કળામય કામ આપવામાં રસ લે છે. રંગ અને ગોઠવણની સાધારણ સમજ તો આટલા લાંબા વખતના પરિચયથી તેમનામાં સહજ ખીલી છે; તે સાથે ક્રિયાશક્તિ પણ વિશેષ પ્રકારની ખીલી છે.

યૂરોપ-અમેરિકામાં આજે મુદ્રણને કળા તરીકે સ્થાન મળ્યું છે અને યૂનિવર્સિટીઓએ તેને શિક્ષણક્રમમાં લીધું છે. છાપખાનાના કામમાં જે સંસ્કાર, વિચાર, ક્રિયાશીલતા, યોજના, રૂચિ અને રચના જોઇએ તેની કદર કરનારા પણ



'કુમાર'ની શરૂઆતથી આજ સુધી તેના બ્લૉકના કામની જવાબદારી સાચવનાર (ઉપર) ભાઇ ત્ર્યંબકલાલ ચાતુર્વેદીએ કુમાર કાર્યાલયના બ્લૉક ખાતાને એક અગત્યનો વિભાગ બનાવ્યો છે. તેમના હાથ નીચે તૈયાર થએલ જુવાન કામદારો (નીચે) ભાઇ પીતાંબર પટેલ, (ડાબી તરફ) ભાઇ કૃષ્ણાજી જોશી ને (તદ્દન નીચે) ભાઇ દયાશંકર ત્રિવેદી પણ હજુ તેમના સાથમાં જ કામ કરી રહ્યા છે. કોઇ અકસ્માત કે બીમારી સિવાય ભાગ્યે જ એ ખાતાની કામગીરીમાં ભંગ પડ્યો છે, અને કેટલી યે વાર અટપટા પ્રકારના બ્લૉક જુદાજુદા પ્રયોગોથી પાર પડી ચૂક્યા છે.

આપણા દેશમાં તો જૂજ છે. કુમાર પ્રિન્ટરી મુદ્રણકળાને આદર્શ રૂપ આપવા મથી રહી છે તેથી કેટલીકવાર ધંધાની દૃષ્ટિએ બીજાં છાપખાનાં જેવો નફો ઉઠાવી શકતી નથી; પણ તેની પ્રતિષ્ઠા તો સ્થાપિત થએલી છે જ. આ પ્રતિષ્ઠામાં કુમાર કાર્યાલયના એકેએક માણસનો વધતોઓછો હિસ્સો



કુમાર કાર્યાલયના આર્ટ સ્ટુડિયોમાં ચિત્રકળા તથા ફોટોગ્રાફી વિભાગોમાં શિક્ષણ લેતા કલાના વિદ્યાર્થીઓ

છે. એ દરેક જણ 'કુમાર' માસિકના આશયો સમજે છે અને તેમાં પોતે કંઇક ઉપયોગી બની શકે છે તેનું ગૌરવ ધરાવે છે.

હવે આપણે એક બારણું વટાવી પાછળના ચોકમાં જઇએ છીએ. બાજુએ પડેલા કાગળોના થોકડા અને થપ્પીઓ તથા કાગળો કાપવાનું એક નાનું યંત્ર વટાવીને પાછલા ચોકમાં પહોંચતાં બ્લૉકો બનાવવાને લગતી પ્રવૃત્તિઓ જણાશે. તેજાબોના બાટલા, ટેબલો પર ગોઠવેલી તેજાબ ભરેલી ચીની માટીની ચોખડી તાસકો અને કેટલાંક સુતારી તથા લોખંડી કામનાં નાનાં યંત્રો અહીં પડ્યા હોય છે. પણ પહેલાં ત્યાં ન રોકાતાં કાર્યાલયના પરોણાને સામેના દાદર પરથી ઉપરને માળે બ્લૉકના કૅમેરા આગળ લઇ જઇએ. ઘણાને બ્લૉકના કામ માટે એવડો મોટો તોતીંગ કૅમેરા જોઇ આશ્ચર્ય થાય છે. પણ આ કૅમેરાથી માણસોની છબી લેવાની હોતી જ નથી એટલે તે તેના ચોખંડા ટેબલ ઉપર હમેશાં ચડેલો જ રહે છે. માત્ર સામેના ચિત્રના માપ પ્રમાણે આઘોપાછો થવાને તેના ગરેડીવાળા પાયા લોખંડના પાટા ઉપર આઘાપાછા થઇ શકે છે. 'કુમાર'માં તમે આજ સુધી જે ચિત્રો જોયા તે લગભગ બધાં જ આ કૅમેરાના લેન્સમાંથી પસાર થએલાં. બ્લૉકને લગતી ફોટોગ્રાફી, ધાતુકોતરણી અને યાંત્રિક બાબતોમાં ઘરગથ્થુ તથા દેશી રીતો તેમજ સાધનો બને તેટલાં વાપરવામાં આવે છે. પણ આ વર્ણનો કરતાં તે બધું એક વાર આંખે જોનારને ઝટ સમજાઈ જાય તેવું છે.

આ બધા ક્રિયાવિભાગો પછી 'કુમાર'નાં ચિત્રો અને ફોટોગ્રાફીનો જ્યાં જન્મ થાય છે તે ઉપરનો ઓરડો જોવાનો મળે છે. એક જ ખંડમાં કેટકેટલું ગોઠવાગોઠવી સમાવ્યું છે તે જોઈ તમને કદાચ કલાની દયા પણ આવે. પણ 'કુમાર'ની કલા નાજુક સુંદરી નથી. તે તંદુરસ્તી અને મહેનતનાં ફળ પર જીવનારી છે, એટલે અહીં તમે કામનું અને ચિંતનમયતાનું જ વાતાવરણ અનુભવશો. વર્ષોથી સંઘરેલા ચિત્રોના થોકડા કાગળીઆં તથા ચીતરવાનાં સાધનો, અને પાંચછ વિદ્યાર્થીઓનો સરસામાન તથા મુખ્ય સંચાલકની બેઠક ને કામ કરવાની જગ્યા બધું જ આ ઓરડામાં છે. ચોપડીઓનાં કબાટો, સામાનના ઘોડાઓ, ચિત્રોનાં ચોકઠાં અને પાટિયાં, રંગોના ડબા ને પીંછીઓના ભારા, ઉપરાંત અભરાઇઓ તથા હાટિયાંમાં જ્યાં જગ્યા મળી ત્યાં કંઇક આધાર કરી ગોઠવેલી જૂની નવી કારીગરીની ચીજો, મૂર્તિઓ, વાસણો અને ચોપડીઓના જંગલમાં કેટલાકને અવ્યવસ્થા લાગશે તો કેટલાકને કલાકારની મનોહર વેરવિખેર છતાં કોઇ સંકેતમય રચના લાગશે. આ સેંકડો ચીજોમાંથી કોઇવાર અમુક પ્રાણી, અમુક માણસ કે ફોટોગ્રાફ શોધીને માસિક માટે રજુ કરવામાં કસોટી થાય એવું છે.

કોઇને આ બધું સમજાય કે નહિ, પણ એટલી વાત તો સગૌરવ કહી શકાશે કે આ જગ્યાએથી ઘણા યે કલાતરસ્યા જુવાનોને કલાનાં સ્વપ્ન લાધ્યાં છે, કલાપ્રદેશમાં પહોંચવાનું ભાથું મળ્યું છે અને વિશેષ યોગ્યતાવાળાને માર્ગદર્શક સાથ તથા સહાય મળ્યાં છે શ્રી રવિશંકર પંડિત, કનુ દેસાઈ, બળવંત ભટ્ટ, સોમાલાલ શાહ, કૃષ્ણલાલ ભટ્ટ, રસિકલાલ પરીખ, ચંદ્રવદન ભટ્ટ, યજ્ઞેશ્વર શુક્લ, જયંતીલાલ ઝવેરી આટલાં તો જાણીતાં નામો છે. તે દરેકને કુમાર કાર્યાલયની છાયાનો ઓછોવધુ લાભ મળ્યો જ છે. સંચાલકનો અનુભવ, જીવનસંગ્રહ, ચિત્રસંગ્રહ, વિવિધ કલાકારોનો પરિચય, વાર્તાલાપ, વાચન વગેરેએ 'કુમાર'ના કલાપ્રેમીઓમાં એક ચોક્કસ પ્રણાલિ ઘડી છે અને તેનું સ્પષ્ટ દર્શન થઇ શકે છે.

ચિત્રકળા ઉપરાંત ફોટોગ્રાફીનો છંદ વિકસાવવામાં કુમાર *કાર્યાલયની કાર્યક્રમે કેટલાક વિદ્યાર્થીઓને સજ્જ કરી આપી છે.* એકેએકનું કામ તથા સાધનો જોવાનું ને સારામાં સારી સલાહ મેળવવાનું ફોટોગ્રાફીનું આવું મંડળ બીજે કોઇક જ સ્થળે હશે.

અનેક વિદ્યાર્થીઓ અહીં આવી જે નવી આશા, નવા વિચારો, નવી મૈત્રી અને લાગવગ સાધી શક્યા છે એ બધું તો તેઓ જ કોઇ વાર કહેશે ત્યારે ખરેખર જાણી શકીશું. ખાસ યોગ્યતાવાળા બેચાર વિદ્યાર્થીઓને તો કુમાર કાર્યાલય કાયમ સંઘરતું અને નિભાવતું રહ્યું છે. ખુશ થવા જેવું એ છે કે જેમણે કુમાર કાર્યાલયનું યત્કિંચિત પણ ઋણ સ્વીકાર્યું છે તેઓ તેનું પ્રેમથી સ્મરણ કરે છે, પોતાની શક્તિ પ્રમાણે સંબંધ તથા સહકાર સાચવે છે અને 'કુમાર'ને સમૃદ્ધ બનાવે છે.

કુમાર કાર્યાલયનું સ્થૂળ દર્શન તેની પૂરી મર્યાદા બતાવી નહિ શકે. આટલાં વર્ષોમાં 'કુમાર' માસિકે કેટલાં યે ઘરોમાં

સુંદર ચિત્રોનો જે પ્રેમ, સંસ્કાર અને અભિરુચિ વધાર્યાં છે, જે પ્રેરણાત્મક સાહિત્ય પહોંચાડ્યું છે અને અંગત પત્રોથી કેટલાયને બનતી સલાહસૂચન અને માર્ગદર્શન આપ્યાં છે, તેનું મૂલ્ય ભાગ્યે જ નોંધી શકાય.

કુમાર કાર્યાલયમાંથી જ ભારતીય સ્વરૂપનાં ડિઝાઇનો, બ્લૉક અને સરસ છપાઈનો શોખ પ્રચાર પામ્યાં છે. સરસ પુસ્તકો, ચિત્રસંગ્રહો, પુસ્તકોનાં કલાયમ પૂઠાં, ગેળાવડાઓની પત્રિકાઓ વગેરે દ્વારા પ્રજામાં જે અભિનવ સંસ્કાર અને છાપ ઉતારવા પ્રયત્ન કર્યો છે તે તો કાળના ક્રમમાં તેની કિંમત મૂકાવશે જ. નવો જમાનો શરૂ થઈ ચૂક્યો છે, તેમાં 'કુમાર'ની અને કુમાર કાર્યાલયની પૂરી ઉમેદવારી છે.

રવિશંકર રાવળ

# ગુજરાતી લિપિનું નવું રૂપવિધાન . . . . રાવત લિપિ

દુનિયાની કોઇ પણ લિપિ જેવી રચાઇ તેવી ને તેવી રહી નથી, ને આજ છે તેવી જ હમેશાં રહેશે પણ નહિ. યુગેયુગે સંસ્કાર ને સંસ્કૃતિ બદલાય તેમ લિપિના મરોડ ને રૂપમાં પણ નવીન પ્રાણસંચાર થયા કરતો દેખાય છે. જે પ્રજા કે રાષ્ટ્ર એ પ્રકાર બતાવી શક્યો નથી તેનો એ કાળનો ઇતિહાસ મંદ ને પ્રમાદી હોય છે. સાધારણરીતે અક્ષરો મનુષ્યનું માનસિક વલણ બતાવનાર પ્રતીક છે એમ કહીએ તો પણ ખોટું નથી.

સરળતા, સુવાચ્યતા અને સુંદરતા એક સાથે હોય એવી લિપિઓ બહુ જ થોડી છે. યુરોપની બધી લિપિઓ મૂળ ખીલાના લીસોટામાંથી જન્મી હોવાથી મોટે ભાગે તેમાં ઊભા આડા સળિયાની ઢબે અક્ષરો ઘડાયા છે; પણ નાગરી, અરબી કે ચીની લિપિઓ એ રીતે જન્મી હોવાનો સંભવ નથી. એનો સંબંધ ઇજિપ્તની ચિત્રલિપિ જોડે વધારે બંધબેસતો થશે. ને તેથી જ એ બધીમાં વળાંકને મહત્ત્વ હોય છે.

ઇતિહાસના લાંબા પંથ ઉપર દરેક યુગનો વિચક્ષણ બુદ્ધિનો એકએક માનવી તેના મરોડમાં સુધારાવધારા કરતો આજની લિપિઓની અનેક જાતો સુધી તેનાં બદલાએલાં રૂપોનો વારસો મૂકતો ગયો છે. આ સંસ્કારપ્રણેતાઓમાં આજની ગુજરાતી લિપિનું નવું રૂપવિધાન કરનાર તરીકે શ્રી બચુભાઈ રાવતનો

રાવત લિપિ (કોપીરાઇટ)




પ્રયાસ નં/૩૨ નોંધપાત્ર લેખારો

'કુમાર' માટે તેમણે અનેક નવા લિપિપ્રયોગો આપ્યા છે તેમાંની આ એક લિપિ છે. કાળના પ્રવાહમાં આ હકીકત નોંધાઈ રહે અને મુખ્ય પાત્રને યોગ્ય સ્થાન અપાય એવી ભાવનાથી, હું ગુજરાતની જનતા સમક્ષ આનો ટૂંક ઇતિહાસ તથા તેની લાક્ષણિકતા તેમના જ શબ્દોમાં આ નીચે રજુ કરતાં પહેલા, વિજ્ઞપ્તિ કરું છું કે તે 'રાવત લિપિ'ના નામથી સત્કાર અને પ્રચાર પામો. —ર.મ.શ.

"ઇ.સ. ૧૯૨૩માં મારા હસ્તલિખિત 'ધ્વનિ'ના અંક માટે જુદાજુદા લેખોનાં મથાળાં સારૂ લિપિના નવા મરોડ શોધવાના પ્રયત્નમાં બીજા બેચારની સાથે આ રૂપ રચાયું ત્યારે સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે તે લિપિ આટલી લોકપ્રિય થશે 'કુમાર'ના જેટલા વાચકોમાં કાંઈક નવીનતા આણ કરવાનું ચેતન અને ઉત્સાહ હશે તે દરેકે એ પકડી લઇને અજમાવી છે. ચિત્રકળાના શોખવાળા તો કોઈ પણ માણસે તેને છોડી નથી હસ્તલિખિત માસિકોમાં, છાત્રાલયો અને એવાં બીજાં યુવાનોનાં નિવાસસ્થાનોની પ્રવૃત્તિઓમાં, સંસ્થાઓનાં કાર્યક્રમ લખવામાં, સાઇક્લોસ્ટાઇલ વગેરે અનેકપ્રતી સાધનો વાપરવામાં, જ્યાં જ્યાં માણસના હાથને કાંઇક નવીનતા બતાવવાની ઊર્મિ થઇ આવે ત્યાં ત્યાં બધે જ, એ પકડાઇ છે, સ્વીકારાઇ ને સન્માનાઇ છે. સીનેમાનાં પોસ્ટરોમાં તો હોય, પણ ફિલ્મોના ટાઇટલોમાં પણ એ વપરાઇ છે. 'બે ઘડી મોજ'ને લોકપ્રિય પત્ર ગણીએ તો 'કુમાર' પરથી તેણે એના લેખનાં મથાળાંમાં એ વાપરવા માંડેલી. અને આજે તો ગુજરાતના લગભગ એકેએક સામયિકના નામાક્ષરો તથા લેખોનાં મથાળાં માટે એનો ઉપયોગ થાય છે.

એ આટલો પ્રચાર પામી એનાં કારણો છે. પહેલું તો એની એકદમ જુદી તરી આવતી નવીનતા. બીજું એના આલેખનની સરળતા. 'મોટા પેટવાળા અક્ષરો' એટલી કૂંચી સમજાઇ જાય, એટલે કલમ પર કાબુવાળો ગમે તે માણસ સહેલાઈથી તે આલેખી શકે. ગુજરાતી લિપિના ઘણાખરા અક્ષરોમાં વર્તુલનો કંઇ ને કંઇ અંશ છે. આ લિપિ વર્તુલના સિદ્ધાંત પર જ રચાએલી હોવાથી તે ગુજરાતી લિપિમાં એકદમ બંધબેસતી થઇ ગઇ છે. જે વિવિધ અંગ્રેજી લઢણો ઉપરથી આની સ્ફુરણા થએલી તેને મુકાબલે તો આનું બંધબેસતાપણું ઘણું જ ચઢિયાતું અને સ્વાભાવિક લાગે છે. આ લિપિના આલેખનમાં આખા કાંડાને વળાક લેવામાં સરસ તાલીમ મળે છે, અને કલમ ઉપર માણસનો સંયમ જામે છે એટલે ચિત્રાંકન શિક્ષણની પ્રાથમિક દશાનું જ્ઞાન એના આલેખનથી સ્વાભાવિક રીતે જ થઇ જાય છે. ડ્રૉઇંગ—ચિત્રાંકનના પ્રાથમિક પાઠોમાં વર્તુલની ક્રિયા સાધ્ય કરવી અઘરી છે. આ લિપિના અભ્યાસથી આડકતરી રીતે, તેના આલેખકને ખબર પડ્યા વિના ચિત્રાંકનમાં આંગળાં અને કાંડા પર જે કાબુ જોઇએ તે આવી જાય છે."

આ લિપિના વળાક બેસી ગયા પછી ચતુર લહીઆઓ ને ચિત્રકારો તેને અવનવા લેબાસમાં મૂકી કેવીકેવી વિવિધતા રજુ કરી શકયા છે તેના થોડાક (મળી શકયા તેટલા) નમૂના આ ઉપર આપ્યા છે. હજુ પણ ભવિષ્યમાં આ લિપિનો વંશવિસ્તાર વધશે જ એવી સંપૂર્ણ આશા છે. —ર.મ.શ.

# જેમની કલાએ 'કુમાર'ની કારકિર્દીને રંગવતી કરી છે



શ્રી નંદલાલ બોઝ



શ્રી પ્રમોદકુમાર ચટ્ટોપાધ્યાય



શ્રી વિનાયક મસોજી



શ્રી રવિશંકર પંડિત



શ્રી કનુ દેસાઈ



શ્રી સોમાલાલ શાહ



શ્રી કૃષ્ણલાલ ભટ્ટ



શ્રી જગમોહન મિસ્ત્રી



શ્રી રસિકલાલ પરીખ



શ્રી ચંદ્રવદન ભટ્ટ



શ્રી જગન્નાથ અહિવાસી



સ્વ. જમુ સંપત

# સવા ચાર હજાર પૃષ્ઠની 'કુમાર'ની સફરમાં જેમનો ફાળો છે



શ્રી બળવન્તરાય ક. ઠાકોર   શ્રી રામનારાયણ વિ. પાઠક   શ્રી નાનાલાલ ચ. મહેતા   શ્રી રસિકલાલ છો. પરીખ



શ્રી રત્નમણિરાવ ભીમરાવ   શ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજી   સૌ. શ્રી હંસા મહેતા   શ્રી પરમાનંદ કુંવરજી



શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક



શ્રી રમણલાલ દેસાઇ



શ્રી મહાદેવ દેસાઇ



શ્રી નૃસિંહપ્રસાદ ભટ્ટ



શ્રી ગિજુભાઈ બધેકા



શ્રી ઝવેરચંદ મેઘાણી



શ્રી કકલભાઈ કોઠારી



શ્રી ચન્દ્રવદન મહેતા



શ્રી મુનિકુમાર ભટ્ટ



શ્રી સુરેશ દીક્ષિત



શ્રી યશવંત પંડ્યા



શ્રી હરિહર ભટ્ટ



ડૉ. લાભશંકર ભટ્ટ



શ્રી સવજી છેલિયા



શ્રી બાળ કાલેલકર









મથાળેથી ડાબી બાજુથી-પહેલી હાર : શ્રી અનંત પંડયા, શ્રી ઉપેન્દ્ર ભટ્ટ, શ્રી બળવન્ત ભટ્ટ, શ્રી સોમનાથ દવે; બીજી હાર : શ્રી ત્રિભુવન વ્યાસ, શ્રી રવિશંકર સોમપુરા, શ્રી શંકરદેવ વિદ્યાલંકાર, શ્રી મનુભાઈ જોધાણી; ત્રીજી હાર : શ્રી ડાહ્યાલાલ જાની, શ્રી 'રસનિધિ', શ્રી અશોક હર્ષ, શ્રી પ્રાણભાઈ મહેતા; ચોથી હાર : શ્રી અંબાલાલ પુરાણી, શ્રી મસ્તરામ પંડયા, શ્રી સનતકુમાર વીપુ, શ્રી કાન્તિલાલ દવે (લેખક અને ચિત્રકાર), શ્રી શામજી આલગિયા, શ્રી સી. તેજપાલ, શ્રી જયંતીલાલ ઝવેરી (ચિત્રકાર).

# આઇન્સ્ટાઇન

આર્ષદૃષ્ટા ઋષિ, ગહન ચિંતક ફિલસૂફ તથા પ્રતિભાશાળી વિજ્ઞાનશાસ્ત્રી એ ત્રણે જેટલો માનવજીવનના ઘડતર અને વિકાસમાં મહામૂલો ફાળો આપનાર જગતવિભૂતિ સમા જે જર્મન સૂત્રકાર અને શોધકનો સાપેક્ષવાદનો સિદ્ધાંત આજ દુનિયાના ચાર મોટા 'વાદો'માંનો એક ગણાય છે તેના જીવન તથા એ સિદ્ધાંતની સમીક્ષા : કરનાર

ડૉ॰ કાન્તિલાલ છ॰ પંડ્યા
એમ એ., પીએચ ડી., ડી.આઇ.સી.

'કળામાં તેમજ વૈજ્ઞાનિક સંશોધનોમાં જે સર્વદા અગમ્ય છે તેની શોધમાં, સમાન મનવાળાં બીજાં માનવીઓની સાથે હું સહકાર કરી રહ્યો છું, એ ભાન મને ન હોત તો મારું જીવન બધું શૂન્ય જેવું રહ્યું હોત. માનવ મહેચ્છાની ઉપર જે સામાન્ય અંકુશો મૂકાય છે તેઓને મેં, હું બાળક હતો ત્યારથી જ તુચ્છ ગણ્યા છે. માલમિલ્કત, મોજશોખ, જાહેરાત, બાહ્યાકારની દુનિયાદારી ફાવટ,—એ બધાં મને હમેશાં ક્ષુદ્ર ને તિરસ્કારપાત્ર લાગ્યાં છે. જીવનની સરળ નિરાડમ્બરી રીતિ સર્વને માટે ઉત્તમ છે એમ હું માનું છું શરીર તેમજ મન ઉભયને માટે એ શ્રેષ્ઠ છે.' —આઇન્સ્ટાઇન

આ વચનો જેવાંતેવાં નથી. એ બોલવાં ને એ જીવવાં એ સાધારણ માણસનું કામ નથી. છતાં એ વચનો તેના બોલનારના જીવનની સાચી ફિલસૂફી પ્રકટ કરે છે.

ઘણા સાધુસંતોએ, અનેક કવિઓ ને ફિલસૂફોએ જીવનનો આ મર્મ પ્રકટ કરેલો છે. વિજ્ઞાનની આલમમાં અનન્ય સ્થાન લેનાર તથા પોતાની પ્રતિભાથી જગતના બુદ્ધિમાન ને વિચારશીલ મનુષ્યોને ચકિત કરનાર, એક વિજ્ઞાનશાસ્ત્રી ફરીથી એ જ જીવનસૂત્રને ગૂંથે છે.

બુદ્ધિ, ડહાપણ, જ્ઞાન આદિનો કોઇ વ્યક્તિ કે કોઈ દેશ કે કોઈ સદી ઇજારો લઇ શકતી નથી. આપણા ઇતિહાસ-પૂર્વના ઋષિમુનિઓનાં જ્ઞાન તથા ડહાપણ કેટલાં હતાં ને આજનો કાળ તેને કેટલો આભારી છે તે વીસમી સદીનો માની વિજ્ઞાનના ત્રાજવાથી તોળી શકે એમ નથી, કારણકે એ વિષે આજે એનું જ્ઞાન સ્વલ્પ છે, અને એના મૂલ્યની આંકણી કરવા કોઇ સમર્થ નથી. વિશેષ જ્ઞાન તથા અચૂક પુરાવા પછી જ તેઓના તરફનું આજના જગતનું ઋણ શું છે તે જગત સ્વીકારી શકે. એટલે ઇતિહાસ-પૂર્વના કાળનાં એ જ્ઞાન ને ડહાપણ હિન્દમાં તેમજ અન્ય પ્રાચીનતમ દેશોમાં જે હતાં તે બાદ કર્યા પછી આપણને એક સૉક્રેટીસ જ એવો પુરુષશ્રેષ્ઠ મળે છે, જેના ડહાપણનો ભંડાર આપણા જીવનને ઘડવામાં ખૂબ તથા ઊંડી અસર કરી શક્યો હોય. પૂર્વકાળનાં જ્ઞાન અને અર્વાચીન કાળના વિજ્ઞાન એ બેની વચ્ચે એક સોનેરી સાંકળ જેવો એ હતો. એની પછીની શતાબ્દિઓમાં, વિજ્ઞાન વધતું ગયું ને કાળમાં, વિ-



આલ્બર્ટ આઇન્સ્ટાઇન

જ્ઞાનના નવા વિશિષ્ટ ડહાપણના પ્રથમ પ્રકાશકોમાં, ઐઝાક ન્યૂટનની તુલ્ય બીજો કોઇ થયો નથી. એ નામાવલિમાં વીસમી સદીના સદ્ભાગ્યે આજે એક નવું નામ ઉમેર્યું છે, જે પોતાના જીવનકાળમાં જ તેઓના ખરા વારસ તરીકે સ્વીકારાયો છે. વિજ્ઞાનના આટલા વિકાસકાળમાં, અનેકવિધ તેજસ્વિની પ્રતિભાઓની વચમાં પે, આલ્બર્ટ આઇન્સ્ટાઇનનું નામ ઉચ્ચ કીર્તિશિખરની ઉપર ચિરંજીવ રહેશે એવાં સર્વ ચિહ્નો આપણા જોવામાં આવે છે. અનેક જાણકારો ને ગુણજ્ઞોની નજરમાં આજે આઇન્સ્ટાઇન અજોડ છે.

નીતિ, સમાજશાસ્ત્ર, રાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને માનસશાસ્ત્રમાં નિરપેક્ષ સત્ય (absolute truth) શું છે ને સાપેક્ષ સત્ય શું છે તે વીસમી સદીનાં પ્રગતિશીલ મગજો સારીરીતે સમજવા માંડયાં છે. પરિસ્થિતિ, પૂર્વ-ઇતિહાસ, ઉદ્દેશ, પરિણામ આદિ અનેક અંશોનો વિચાર તથા સમન્વય કર્યા વિના, કોઇ પણ કૃત્ય કે કોઇપણ લાગણી, કોઇ રિવાજ કે કોઇ કાયદો, કોઇ પ્રણાલિ કે કોઇ સંસ્થા, કોઇ વચન પણ કે કોઇ વસ્તુમાત્ર, નિરપેક્ષરીતે સારા-નરસા સત્ય-અસત્ય નામને યોગ્ય નથી, એ આપણી દૃષ્ટિમાં ઊતરવા લાગ્યું છે. આ સાપેક્ષાવાદે હવે ધર્મક્ષેત્રમાં યે સફળ પ્રવેશ કર્યો છે અને ધર્મભાવનાના કેટલાક પ્રકાર હઠાવી ત્યાં યે વિશેષ વિશાળતા ને યથાર્થતા સ્થાપવા માંડી છે.

પણ આજથી ત્રીસ વર્ષ પહેલાં કોને એ વિચાર આવ્યો હશે કે આ સાપેક્ષાવાદ નવા પણ વધારે વ્યાપક રૂપમાં વિજ્ઞાનને પણ આલિંગશે અને એક પચીસીની અંદર તો એવું સામ્રાજ્ય જમાવી બેસશે કે વિજ્ઞાનશાસ્ત્રીઓનો તે એક મુખ્ય વાદ, રોજવાતચીત કરવાનો તથા વિચારવાનો પ્રિય વિષય થઇ પડશે? પદાર્થના કણેકણથી માંડીને-(અને પદાર્થના સૂક્ષ્મતમ કણ એવા છે કે વધારે નિહાળતા જતાં તે પદાર્થમટ છોડી કેવળ વિદ્યુદ્-રૂપ, ગતિરૂપ જ જણાય છે એવા) સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિદ્યુત્કણ (અથવા ઇલેકટ્રોન)થી માંડીને-તે મોટામાં મોટા, દૂરમાં દૂર આકાશી તારા લગી પણ, સૂક્ષ્મ તેમજ વિરાટ સૃષ્ટિમાં, અર્થાત્ આખા બ્રહ્માંડમાં યે, આજે સાપેક્ષાવાદની દૃષ્ટિ જ પ્રવર્તી રહી છે. આજે આ સાપેક્ષાવાદે કેવળ પદાર્થ ને પાર્થિવ વસ્તુઓની સૃષ્ટિને જ નહિ પણ પ્રકાશ-વિદ્યુત્-ગતિ-શક્તિ ને ચેતનને પણ સમજવા યત્ન આદર્યો છે. દિક્-કાળ, જે આજ લગી માત્ર પ્રાચીન હિંદી તત્વજ્ઞોની પરિભાષાનો વિષય હતો, તેને આ સાપેક્ષાવાદે નવજીવન આપ્યું છે અને સમસ્ત સૃષ્ટિનાં રહસ્યો સમજવાની એ જ ચાવી હશે એવો સ્પષ્ટ ઇશારો કર્યો છે.

એમ કહેવું કે આ બધું એક જ માણસના એકહથ્થુ કાર્યને આભારી છે તો તે અસત્ય થાય. છતાં મૂળ બળવો જગાડનાર તો તે એક જ, અને પછી બીજી અનેક મોટીમોટી પ્રતિભાઓના મહત્ત્વપૂર્ણ કાર્યની ઉપર મંદિર બાંધનાર મુખ્ય શિલ્પી પણ તે એક જ એ તો નિઃસંદેહ છે. સન ૧૯૦૫ની સાલમાં એ આઇન્સ્ટાઇને જગત સમક્ષ પહેલીવાર પોતાનો સાપેક્ષાવાદ રજુ કર્યો. તે વેળાએ ઘણા વૈજ્ઞાનિકોને તેની ખબર સુદ્ધાં ન પડી! આજ સત્તાવીશ વર્ષમાં એણે બુદ્ધિના તથા વિજ્ઞાનના પ્રદેશમાં એટલી ઊંડી અસર કરી મૂકી છે કે વીસમી સદીના ત્રણ મોટામાં મોટા વાદો—આંતરરાષ્ટ્રીયતા, બૉલ્શેવિઝમ ને ગાંધીજીનો અહિંસાવાદ—એમની સાથે જ મહત્ત્વની દૃષ્ટિએ આ સાપેક્ષાવાદને મૂકી શકાય છે.

માનવજીવનની ધન્યતા કદીકદી વિસ્મય પમાડે છે. સૉક્રેટીસને એના કષ્ટકારક મૃત્યુ પછી જ જગતે ઓળખ્યો. ન્યૂટનની ખરી મહત્તા પણ એકએ સૈકાઓ વીત્યા પછી જ સિદ્ધ થઇ. આઇન્સ્ટાઇન હજી વિદ્યમાન છે, હજી હમણાં જ એણે 'વન'માં પ્રવેશ કર્યો છે, એટલામાં તો તે આવી વિશ્વકીર્તિ પામી શકયો છે. ત્વરિત ગતિના આ જમાનામાં કેમ જાણે કીર્તિદેવીની ચાલમાં યે ત્વરા આવી ગઇ હોય ને!

આપણા દેશમાં યે આઇન્સ્ટાઇનના અભ્યાસીઓ થોડાક છે. પણ સામાન્ય જનતા એના જીવનથી અજ્ઞ છે અને એના વાદનું સ્વરૂપ તો લોકભોગ્ય છે જ નહિ.

'**આ**ઇન્સ્ટાઇન' એ નામનો શબ્દાર્થ જરા હસવા જેવો છે. 'આઇન' એટલે એક અને 'સ્ટાઇન' એટલે પથ્થર, શિલા! આઇન્સ્ટાઇન જન્મે જર્મન છે. એનો જન્મ ૧૮૭૯ના માર્ચની ૧૪મી તારીખે થયો હતો. હજી માત્ર એણે ૫૩ વર્ષ પૂરાં કર્યાં છે. હજી તો ઘણાં યે વર્ષો એની આગળ પડયાં છે.

જર્મનીમાં વૂરટેમ્બર્ગ પ્રાંતનું ઉલ્મ નામનું ગામ એનું જન્મસ્થાન છે. અત્યાર લગી એ ગામની એક જ ખ્યાતિ હતીઃ તે એનું ધર્મમંદિર. એ મંદિરના ઉત્તુંગ ટાવરોનાં શિખરો પાંચસો ને ત્રીસ ફીટ ઊંચાં છે.

આઇન્સ્ટાઇન જર્મન તો છે જ; પણ યાહૂદી-'જ્યૂ' પણ છે! બે હજાર વર્ષ થયાં હણાએલી, ચગદાએલી, શાપિત થએલી આ જાતિનો ઇતિહાસ અત્યંત આકર્ષક છે. જગતના ઇતિહાસમાં અને માનવજીવનનાં વિવિધ ક્ષેત્રોમાં કેટલાંક ઉત્તમમાં ઉત્તમ રત્નો આ જાતિમાંથી પાકયાં છે, એ સુધરેલી ખ્રિસ્તિ દુનિયા વીસરી જાય છે. જ્યારે એનો કોઇ ખરો ઇતિહાસકાર

નીકળશે ત્યારે જ. એ જાતિની ખામીઓ ને દુર્ગુણો જેટલી તાદૃશતાથી આપણે જાણીએ છીએ તેટલી જ તાદૃશતાથી એમની સત્તાશાલીનતા, એમનાં પરાક્રમો અને એમની જગતસેવા આપણે જાણીશું. યાહૂદી વીરો ને સંતોની નામાવલિમાં આલ્બર્ટ આઇન્સ્ટાઇન પણ અનન્ય સ્થાન શોભાવી રહ્યો છે.



## એકલ, સાથમાં વા?

• ઉપજાતિ •

સંધ્યા સલૂણી સરી ગૈ અકેલી,
એકાકિની આથમી શુક્રતારા;
જોતી રહી આંખડીઓ નમેલી,
ને ઝીલતી શીતલ સ્વપ્નધારા.

એ સ્વપ્નમાં સુંદરતા નિહાળી
એકાકિલા જીવનની ઉજાળી,
જતું જરી ને નિરેખું પગોલે,
શું ચંદ્રીનું એકલ નાવ ડોલે!

ત્યાં તો ગાજે બેવડ નાદ તીનો
કાને પડે સારસજોલડીનો,
દાંપત્યની એ સુખી સ્નેહગાથા,
હું યે ગઉં અન્ય ઉરે ગૂંથાવા.

રહું વિચારી ઘડી એક દાવાં,
ન્હેવું જગે એકલ, સાથમાં વા!

માર્ચ '૩૧ — ઉમાશંકર જોષી

હવે આઇન્સ્ટાઇનના કૌમારજીવનની થોડીક હકીકતો જોઇએ. એનો પિતા ઇજનેર હતો. આઇન્સ્ટાઇન પાંચ વર્ષનો હતો તેવામાં એના બાપે એને હોકાયંત્ર–'કંપાસ'ની સોય બતાવી. ગમે તે સ્થિતિમાં ને હાલતમાં એ સોય હમેશાં ઉત્તર દિશા તરફ જ વળે, એ જોઇ બાળકના મનમાં પૂરેપૂરૂં કુતૂહલ ઉશ્કેરાયું. કહે છે કે આ પ્રસંગ હજી પણ એને ખૂબ યાદ છે.

તેનું ઘર નાનું હતું, પણ તેને એક મનોહર વાડી હતી. બાળક આલ્બર્ટને તે નન્દનવન સમી હતી અને એમાં એ ઘણો જ સુખી થઇને રહેતો. એનું છેક બચપણનું જીવન સુષુપ્ત જેવું હતું, ને પ્રતિભા તો આથી રહી, પણ ખાસ બુદ્ધિનું પણ કાંઇ લક્ષણ એણે પ્રકટ કર્યું નહોતું. અરે, એને બોલતાં જ એટલું મોડું આવડ્યું કે તેથી એનાં માતપિતા ગભરાતાં હતાં, અને પછી નિશાળે જવા જેવડો મોટો એ થયો ત્યારે પણ તે માત્ર શરમાળ, શાંત ને કાંઇક એકાંત શોધનાર છોકરો જ દેખાતો હતો.

એ તો ચોક્કસ છે કે એને નિશાળ ગમતી નહોતી; કારણ કે તે કાળની પ્રશિઅન પ્રાથમિક શાળાઓ બહુ નિયમચુસ્ત ને લશ્કરી સખ્તાઇવાળી હતી, અને શિક્ષકો, આજના નવા કિંડરગાર્ટન કે મૉન્ટેસોરી કે ડૉલ્ટન પ્રણાલિઓના મિત્ર-શિક્ષકો નહોતા, પરંતુ લશ્કરી ડ્રિલ કરાવનાર સાર્જન્ટો જેવા કડક ને અડગ હતા. એ વાતાવરણમાં આ શરમાળ, સ્વપ્નશીલ, અજ્ઞાત પ્રતિભાવાળું, સ્વાતંત્ર્યને કુદરતી રીતે પણ અજાણપણે ચાહનારૂં, અને કળા તથા કુદરતના સંસ્કારોને ઝીલવાને ભૂખ્યું એવું કૂણું બાલ-માનસ શું શું ભોગવે એ કોઇ પણ સમજી શકે. માલૂમ પડે છે કે એ મહેનતુ તો હતો ને શાળામાં એકસરખી રીતે સારૂં કામ કરતો હતો, તોપણ જો કોઇ વિષય માટે એણે તે વખતે ખાસ પ્રેમ બતાવ્યો હોય તો તે સંગીત માટે;—જે આજ તો એટલો વિકસિત થયો છે કે એ એના જીવનનું એક અંગ થઇ ગયો છે. સરખાવો આપણી પ્રાથમિક શાળાઓને: આજે કેટલી નિશાળોમાં કુદરતી સંગીતપ્રેમને જગાવવાનું ને ખીલવવાનું સાધન હોય છે!

આ કૂણી વયે પણ એણે એક જાતની એકાકિતા–એકાંતપ્રિયતા, જાણ્યે–અજાણ્યે, કેળવવા માંડી હતી. એની શક્તિઓ ને રસ કુદરતી રીતે જે વહેણમાં જવા તે જ વહેણમાં તે જઇ શકતો; એટલું જ નહિ પણ જેમ કુદરતી જલપ્રવાહને પર્વતની શિલાઓ તોડીને નીકળતા વાર લાગે છે તથા કાંઇક આકસ્મિક નિમિત્તની અપેક્ષા રહે છે, પણ એક વાર નીકળ્યા પછી એના પ્રસારાને કોઇ રોકી શકતું નથી કે કોઇ વાળી શકતું નથી, એવું એની શક્તિઓનું પણ થયું. તેથી આરંભમાં, શિલાઓ જેવાં પડેલાં પ્રશ્નાઓના પરની

પેઠે, એને રસ કોઇક જ વાતમાં હતો ને મિત્રતા કોઇ સાથે નહોતી. આજે એને વિવિધ વિષયોમાં ઊંડો રસ છે, અને મૈત્રીઓ પણ ઘણી, ગાઢ તથા આનંદજનક બંધાએલી છે. તે છતાં યે અમુક પ્રકારનું એકાકીપણું, એકાંત શોધવાનું તથા એકાન્ત જ પસંદ કરવાનું વલણ હજી ય એના સ્વભાવ તથા જીવનમાં સ્પષ્ટ દેખાય છે.

પ્રાથમિક શાળાનો ક્રમ સાધારણ પ્રકારે પૂરો કરીને, માધ્યમિક શિક્ષણને માટે તે મ્યૂનિક શહેરની મોટી શાળા–'જિમ્નૅશિયમ'-માં દાખલ થયો. અહીં પણ વાતાવરણ તો એવું જ વિષમ હતું, પણ સદ્‌ભાગ્યે કેટલાક પ્રસંગો એવા બન્યા કે જેથી એના જીવન ઉપર ઊંડી અસર થઇ. હજી કેવળ બીજરૂપ રહેલી શક્તિમાંથી અંકુર ફૂટ્યા, ને જીવનમાં કાંઇક દિશાઓની ઝાંખી થઇ. એક શિક્ષક એવો મળી ગયો જેણે એને ગ્રીક કાવ્ય ને ગ્રીક સાહિત્યમાં પ્રવેશ કરાવ્યો. એ બંનેથી એને ઠીક આકર્ષણ થયું.

એ અરસામાં એને બીજ-ગણિતમાં રસ ઉત્પન્ન થયો. એનો એક કાકો મ્યૂનિકમાં રહેતો હતો તેને બાળ આઇન્સ્ટાઇને એકવાર પૂછ્યું: 'બીજગણિત કેવું હોય?'

અને એ કાકાએ ઉત્તર આપ્યો: 'અરે, એ તો આળસુ ગણિતશાસ્ત્રીઓની મોટી ઓથ છે. આપણે કોઇ રકમ બરોબર ચોક્કસ કેટલી છે તે ન જાણતા હોઇએ તો એને 'એક્સ' કહીને કહેવી, અને પછી જાણે આપણે એને જાણતા જ હોઇએ એમ હિસાબ કરી નાખવો, તો પછી છેક છેવટે તે ખરે-ખર શું છે તે આપણને માલૂમ પડી આવે છે!'

બીજગણિતના અભ્યાસીઓ આ વિનોદી ખુલાસાના ગર્ભમાંનું સત્ય પણ જોઇ શકશે. પણ બન્યું એમ કે તે સમયથી આઇન્સ્ટાઇનું ચિત્ત ગણિતમાં ચોંટ્યું, અને તે પછી દાખલાઓ કરવામાં એને જેટલી મઝા પડતી તેટલી બીજા કશામાં પડતી નહિ. ધીરેધીરે સાયન્સ (વિજ્ઞાન) તથા ગણિતમાં તે એક્કો થઇ ગયો,—તે એટલે લગી કે માત્ર ચૌદ વર્ષની કાચી વયે, મોટામોટાને ગે મૂંઝવનાર ને પજવનાર 'કૅલ્ક્યુલસ' અને પૃથક્કરણ ભૂમિતિ (Calculus and Analytical Geometry) જેવા કઠણ ને સૂક્ષ્મ વિષયો, કોઇની યે મદદ વિના માત્ર પાઠ્ય પુસ્તકોમાંથી જ તે શીખી ગયો!

પણ એની પ્રતિભાનાં કિ-મતાં કિરણો શિક્ષણના બીજા વિષયો લગી હજી પ્રસર્યાં નહોતાં. આપણી નિશાળો (નિ-ખાસ કરીને તે કાળની જર્મન શાળાઓ) પ્રતિભાની ગણતરી જ કરતી નથી; અને એક-સરખા બીબામાં બાળકોનાં મગજોને ઘડવાં એને જ કેળવણી માનનાર આ સંસ્થાઓ તેની સામે થનાર અથવા ચોકઠામાં ન ગોઠવાનાર હરકોઇ વ્યક્તિનો —પછી તે એકાદ વિષયમાં અ-સાધારણ શ્રેષ્ઠ હોય અથવા માત્ર એકાદ વિષયમાં જ અસાધારણ નિર્બળ હોય તોપણ તેનો— પરીક્ષા રૂપી શસ્ત્ર વડે સંહાર કરે છે. બધા ય વિષયો-માં પાસ થવાની ફરજ પાડવી એ આ પદ્ધતિનો પ્રિય ને અ-ચૂક પ્રહાર છે, ને તે આ બા-ળક પર પણ પડ્યો. અન્ય વિષયોમાં આટલી શ્રેષ્ઠતા છતાં

## આવાગમન

(પાલવડો મારો મેલો મોહનજી)

સમદરનાં નીર ભરી આવી'તી વાદળી
    ઝરમરનાં ગોતીડાં ઝરતી ગઇ;
સરવરના ઘાટ ને નદિયુંની વાટને
    હરખે હિલોળાનાં કરતી ગઇ.

જીવનનાં જોમ ભરી આવી'તી વાદળી
    માગ્યા તે મેહુલા અરપી ગઇ;
ધરતીના તાપ ને દુનિયાનાં દુ:ખોને
    આતમના ભોગથી તરપી ગઇ.

ભૂલડાંની મ્હેક ભરી આવ્યો'તો વાયરો
    આછેરી લ્હેર એક ફરકી ગયો:
પંખીનાં ગાન ને ભમરાનાં ભાનને
    લૂંટી અજાણ્યામાં સરકી ગયો.

અંતરનાં પુષ્પ ભરી આવ્યો'તો વાયરો
    પગલાંથી પાપને ફૂંકી ગયો;
રગરગનાં તાન ને ઉરના ધબકારમાં
    મુક્તિની વાંછના મૂકી ગયો.

અમરતની આંખ ભરી આવી'તી તારલી
    સોનેરી પાંખ એક ચળકી ગઈ;
પરવતની ટોચ ને જંગલની ઝાડીએ
    કાળા અંધારમાં ઝળકી ગઇ.

હૈયાની હોંશભરી આવી'તી તારલી
    આશાનાં આંસુડાં હરતી ગઇ;
પ્રેમના ઉલ્લાસ ને જીવનના હાસને
    ઉરના આકાશમાં ભરતી ગઈ.

રતિલાલ શુક્લ

યુનિવર્સિટી-પ્રવેશની પરીક્ષામાં તે નિષ્ફળ ગણાયો ને જર્મન યુનિવર્સિટીમાં પ્રવેશ કરવાનાં દ્વાર એની સામે બંધ થયાં.

આવા અનેક દાખલાઓ જાણીતા છે. તેમાંથી એક જ લઇએ. આપણો રામાનુજમ્—ગણિતની વિરલ પ્રતિભા પ્રકટ કરનાર મદ્રાસી યુવક, જેની કોટિના આજે યે બહુ થોડા ગણિતશાસ્ત્રીઓ છે એમ મોટા અંગ્રેજ ગણિતશાસ્ત્રીઓએ જ કહ્યું છે—તે બિચારો મદ્રાસની ઇન્ટરમીડીએટની પરીક્ષા પાસ કરવા લાયક ન ગણાયો અને થાકીને દરિદ્રતાને લીધે મદ્રાસની પૉર્ટ ટ્રસ્ટની ઑફિસમાં એક કારકુનીમાં દટાઈ ગયો, અને અસાધારણ ભાગ્યબળે જ એમાંથી છૂટી એ ગણિતની આલમને પોતાનું બિરુદ બનાવી શક્યો. આઇન્સ્ટાઇનનું આરંભજીવન રામાનુજમ્‌ના જીવનનું વારંવાર સ્મરણ કરાવે છે . . . પણ કેટલીક વાર એમ થઇ આવે છે કે આજે રામાનુજમ્ જીવતો હોત તો!

કુમાર આઇન્સ્ટાઇનને તો આ હજી બારેકમાં પહેલી પૂરી હતી. એના બાપને ધંધામાં નુકસાન ગયું એટલે કુટુંબ પર તથા વિદ્યાપ્રેમી પણ વ્યવહાર-વિમુખ આ કુમારની પર પણ આફત આવી. આલ્બર્ટને થયું કે મારે એવું શિક્ષણ મેળવવું કે જે વડે હું આગળ જતાં એ પૈસા પેદા કરી શકું! આપણે ત્યાં તો લગભગ બધા વિદ્યાર્થીઓ આવું વિચારતા હોય છે ને તેથા તેઓ વિદ્યાર્થી થવાને બદલે માત્ર પરીક્ષાર્થી જ થઇ રહે છે.

કુટુંબને જર્મની છોડવું પડ્યું. ઇટલીમાં મિલન શહેર તરફ તેઓ ગયાં. કૌમાર અવસ્થા એવી છે કે તે દૂરની ભાવિ સુખોઓના કરતાં તથા ભૂતકાળની નિરાશાઓના કરતાં યે વર્તમાન આનંદો તરફ વધારે આકર્ષાય છે. એમાં જ કૌમારનું સુખ ને કૌમારનું બળ છે. કૌમાર અને શિશુત્વની આ સમાન ભૂમિકા છે, કારણકે શિશુને નથી હોતો ભૂતકાળ કે નથી હોતો ભવિષ્યકાળ; એ તો વર્તમાન રંગમાં જ માણનાર સુખી જીવ છે. તેમ ઉત્તર ઇટલીના એપીનાઇન પર્વતોના સૌંદર્યથી આલ્બર્ટ મુગ્ધ થઇ ગયો. કુદરતનો ખરો પ્રેમી એવો એનો આત્મા રોજે કલાકો લગી ને ગાઉઓના માઇલો ચાલી આ મોટી ને રમ્ય ગિરિમાળાઓની નિસર્ગશ્રીનું પાન કરવા લાગ્યો. સૂર્ય, ચોમેરનો પ્રકાશ, એ સૌ દક્ષિણ જર્મનીમાંથી આવનારનાં નેત્ર તથા હૃદયને અત્યંત પ્રિય લાગ્યા.

પણ કુદરતના ખોળામાં રમતો છતો આલ્બર્ટ પોતાનું લક્ષ્ય ભૂલ્યો નહિ. હવે એની દૃષ્ટિ સ્વિટ્ઝરલૅંડ તરફ વળી. ઝૂરીચની પાઠશાળા પૉલિટેકનિકલ ઇન્સ્ટિટ્યૂટમાં પ્રવેશ કરવા તૈયારી કરવા માંડી. આ પાઠશાળા આજે પણ એક પ્રધાન શિક્ષણસંસ્થા તરીકે ગણાય છે. તેમાંના વિદ્યાર્થીઓ વૈજ્ઞાનિક વધારે છે, શિક્ષકો કેટલાક ઉત્તમ વિજ્ઞાનશાસ્ત્રીઓ હોય છે અને તે ઉપરાંત તે શિક્ષકો તૈયાર કરવાની પ્રવૃત્તિ પણ આદરે છે. તોપણ આલ્બર્ટનો પહેલો પ્રયાસ તો અહીં પણ નિષ્ફળ ગયો. આરો નાગના એક સ્વિસ શહેરની નિશાળમાં એણે ફરીથી ખંતપૂર્વક અભ્યાસ કર્યો. સત્તર વર્ષની વયે તે પ્રવેશક પરીક્ષા પસાર કરી, પૉલિટેકનિકમાં

## વિરાટની પૂજા

( ઉપજાતિ-વંશસ્થ )

નિભાવરીના શણગાર કાજ  
ઉછાળીને સીકર તારલા રચે,  
શશાંક ભાનુ તુજ શીર્ષ તાજ  
સંધ્યા ઉષા તો તુજ અંકમાં લસે.

સમ્રાટ શા સાગર ઓ ગભીર  
પુકાર શા તું કરતો અધીર ?  
અનંત તારા કરખોબલામાં  
કોને સમર્પે તુજ સર્વ નીર ?

૨

વિભાવરીના શણગાર કાજ  
ઉછાળીને સીકર તારલા રચ્યું,  
સંધ્યા ઉષા એક રમાડતો હસું  
શશાંક ભાનુ મુજ શીર્ષ તાજ.

પરંતુ જ્વાળા ઉર વેદનાની  
વિરાટના પાય પખાળવાની;  
યુગો થયા એ જ કરું પુકાર  
વિરાટનાં તો ય ન પ્હોંચ્યું પાય.

અનંત મારા કર ખોબલામાં  
ભરીભરી નીર વિરાટ પાય  
પખાળવા નિત્ય મથી રહું છું,  
ને શૂન્યમાં વ્યર્થ જતા સમાય.

પ્રહ્લાદ પારેખ



પચીસ હજાર વર્ષ પરની—ને છતાં

# નવી ભૂગોળ અને
## એવા જ ત્રીસેક હજાર વર્ષ ઉપરનો થોડો નવો ઇતિહાસ

**'વિનોદકાન્ત'** ઉપનામથી લખતા ગુજરાતના એક અગ્રણી માસિકના તંત્રી ને જાણીતા વિવેચકે હળવી રમતિયાળ ભાષામાં લખેલો આ લેખ પુરાતત્ત્વવિદો ને વિદ્વાન ઇતિહાસશાસ્ત્રીઓનાં લખાણોના ભાર નીચે ચગદાએલાં ભૂશાસ્ત્ર ને ઇતિહાસના મુદ્દાઓ સાથે આપણી પુરાણકથાઓના તાળા મેળવે છે.

### નવી ભૂગોળ

નવી એટલે જૂની, પણ બહુ જૂની નહિ: ફક્ત, આજથી વીસપચીસ હજારેક વર્ષ ઉપરની! એ 'ફક્ત' ક્રિયાવિશેષણથી તમને અચરજ થશે. પણ વિચાર કરો: ભૂસ્તરના જાણનારાઓ આજકાલ પૃથ્વીની ઉમર 'લાખે લેખાં લખાતાં' હોય તેવી રીતે જ્યાં માપતા હોય, દસેક લાખ વર્ષથી માણસજાતિ પૃથ્વીમાં પ્રગટી છે એવાએવી આપણને વિચારમૂઢ બનાવનારી વાતો કરતા હોય, ત્યાં પા લાખની સંખ્યા કૈં બહુ મોટી કહેવાય?

'પણ', તમે પૂછશો, 'પા લાખ વરસ પરની તારી ભૂગોળને નવી શું જોઇને કહેતો હોઇશ?' સવાલ બરાબર છે. ને જવાબ પણ એટલો જ બરાબર છે: પૃથ્વીના ગોળાને તથા હિંદ, મધ્ય એશિયા ને યુરોપ અમેરિકાના નકશાઓને, જે રીતનાં ઓળખવાં આપણે ટેવાયાં છીએ, એનાથી મારી હજારો વર્ષ પહેલાંની ભૂગોળ એટલી જુદી છે કે કોઇ પણ કલ્પનાશાળી જીવને એ નવી ને અદ્ભુત લાગ્યા વિના રહે નહિ. એ નવી ભૂગોળની વિગતો જેટલી રસિક તેટલી જ નિર્વેદ આણનારી છે. એને હું અહીં 'પ્રમાણપુરસ્સર' રજૂ નહિ કરું, કેમકે આ કૈં વિદ્વાનમંડળી સમક્ષ વાંચવાનો સુફોયેફો નિબંધ નથી. એ વિષય વિશે જે જે વાંચવામાં આવ્યું છે તેનો સાર બરાબર સમજાવી શકું તો યે બસ છે.

ગયા એક બે દસકા દરમિયાન અનેક રાજકીય ભાષણકારોએ આપણને બહાદુરીભેર, બડાઇભેર ખાતરી આપી છે કે આપણા પર આજે રાજ્ય કરનારી પ્રજાના વડવાઓ જ્યારે રાની માણસો હતા, ત્યારે આ પુરાણપ્રસિદ્ધ દિવ્યભૂમિ તો સંપૂર્ણ સંસ્કૃતિની ઝળહળતી જ્યોત . . . . . વગેરે. બેશક, એ વાત ખરી જ છે. પણ વધારે ઊંડા ભૂતકાળના ગહનમાં પેસો, તો એ રાની આદમીઓનો દેશ જ પૃથ્વીના હિમયુગ દરમિયાન પૃથ્વીના પટ પર હતો નહિ એવું તમને દેખાશે, અને તમે એ લોકોને એમની પુરાતન હીણપનું વધારે સચોટ ભાન કરાવી શકશો. એ ઇંગ્લંડ, એ સ્કૉટલંડ, એ આયર્લંડ, જ્યાં આજે ટ્રેઇનો ને મોટરો, ઍરોપ્લેન ને રેડિયો, મહાલયો, મહાબજારો ને એ મદા–અમદા સ્ત્રી પુરુષોનાં જૂથ અર્વાચીન સંસ્કૃતિનાં અસંખ્ય ગીતો કડવાં ફળો દિનરાત ચાખી રહ્યાં છે,—એ સ્વીડન અને નૉર્વે, જેમાંનું પહેલું આજે નોબેલ પ્રાઇઝને પ્રતાપે દુનિયામાં અતિ પ્રખ્યાત થઇ પડ્યું છે,—એ સઘળાં હજારો વર્ષ પહેલાં, જોજનોના જોજનો લગી, નાખી નજર પહોંચે નહિ એટલે લગી, વિસ્તરતાં બરફનાં વેરાન હતાં. ત્યાં જીવસૃષ્ટિ કાં તો હતી નહિ, કાં તો નજીવી હતી. અને એ વેળાનો આપણો સપ્તસિંધુ પ્રદેશ? અહો! એની તો વાત જ શી કરવી! ત્યાં એ વેળા ઋગ્વેદની અમર કવિતા—માનવજાતિની સૌથી પહેલી સંસ્કારી વાણી—રચાતી હતી.

એ યુરપની વાત. અમેરિકાની આ જાતની એક નાની વાત તો તમારાથી પણ અજાણી નથી. 'ઘણા જૂના સમયમાં અલેટિયની સામુદ્રધુની, એ અમેરિકા અને એશિયાને જોડનારી સંયોગીભૂમિ હતી' એવું એકાદ વાચનમાળામાં આપણે શીખેલા એ યાદ હશે. પણ તેનાથી યે જૂનો એક સમય હતો. તે વખતે અમેરિકાના બંને મહાખંડોને સ્થાને મહાસાગર હતો; આજે જ્યાં વૉશિંગ્ટન ને ન્યૂ યૉર્ક, શિકાગો, સાનફ્રાન્સિસ્કો ને ફિલાડેલ્ફિયા, બૉસ્ટન અને રાયો દ જેનેરો, બ્રાઝીલ, ચીલ અને પેરુ ઇત્યાદિક ખીલે છે, ત્યાં એ સમયે બધું જળબંબાકાર હતું. પછી એક સવારે (કે મધરાતે) ચંદ્રલોકમાં કૈંક જબરદસ્ત ઉત્પાત થતાં, એ આખા ય લોકની મરતી (એ મરતી જ કહેવાની હશે ને?) હલમલી ઊઠી, અને એક કાન ફાડતા કડાકા સમેત



અર્જુન-ઉર્વશી
ચિત્રકાર • કનુ દેસાઈ



## સમાધાન

ચિત્રકાર - સુકુમારીદેવી

હિંદમાં નારીજીવનની જે જ્યોતિઓ પ્રકાશવા માંડી છે તેમાં સુકુમારીદેવીનું નામ અચળ રહેશે. શાંતિનિકેતનમાં શ્રી નંદબાબુ પાસે અનેક વર્ષોથી કલાની આરાધના કરતાં આ બંગાળી સન્નારી ચાળીસ વર્ષની વયની આસપાસ પહોંચ્યાં છતાં એમની કૃતિઓમાં નીતરી આવતા ભક્તિભાવ અને રાધાકૃષ્ણની લીલાઓથી એમનું જીવન લીલુંછમ અને સુમંગળ બન્યું લાગે છે. એમનાં ચિત્રો બહુ ભાગે મોટા કદનાં જ હોય છે અને અતિશય કાળજીપૂર્વક ભરેલી ચિત્રાકૃતિઓ તથા વર્ણોથી દેદિપ્યમાન લાગે છે. એમનાં ચિત્રો માટે બંગાળની જનતા હંમેશાં માગણી કરતી રહી છે. હાલ તેઓ શાંતિનિકેતનના કળાભવનમાં શ્રી નંદબાબુ પાસે અધ્યાપિકાનું કાર્ય કરી રહ્યાં છે.

ચંદ્રમાંથી એક ટુકડો છૂટો પડીને પેલા મહાસાગરમાં પળનાર પ્રચંડ જળપર્વતો રચતો જોશભેર પછડાયો —ને ત્યાં જ જડાઇ ગયો ! એ ટુકડો તે એ અમેરિકા; એ આપણા મયદાનવનું વતન કે કર્મક્ષેત્ર; આપણા જૂના દોસ્ત કોલમ્બસનો પરમ પ્રેમપાત્ર 'વેસ્ટ ઇન્ડીઝ' ઉર્ફે અર્વાચીન નૉર્થ ઍન્ડ સાઉથ અમેરિકા.

હવે આવીએ એશિયામાં. અહીં બીજું બધું તો આપણે આજે જાણીએ છીએ તેવું જ જણાય છે, પણ ભારતવર્ષ અને તેને મસ્તકે સમતોલ ધરાઇ રહેલ મધ્ય એશિયામાં અજબ જેવા, અને બરાબર વિચારવા જઓ તો મગજમાં તમ્મર આણે તેવા, ફેરફારો ગયા પા–અધ લાખ વર્ષમાં થયા છે.

મધ્ય એશિયાનું નામ કોણે નહિ સાંભળ્યું હોય ? કેટલાક જૂનવાણી શોધકો આજે પણ તેને આર્ય પ્રજાનું ઉત્પત્તિસ્થાન માને છે. હું ધારું છું કે હજી નિશાળોમાં પણ એ જ માન્યતા ટકાવી રાખવામાં આવી છે. પણ મહેતાજીઓનો શો વાંક ? એક વખતે કવિ 'કાન્ત' પણ અનુમાન કરતા કે મહાગુરુ રવીન્દ્રનાથે 'પ્રાચીન શબ્દ' મધ્ય એશિયામાં જળવાયાનું કહ્યું છે એ જ આપણો ઋગ્વેદ, જેનું મંત્રદર્શન ત્યાં વસતા આર્યોને થયું હતું.

પૂર્વે એ આખા મધ્ય એશિયામાં સમુદ્ર હતો. એને પણ ભૂમધ્ય સમુદ્ર કહીએ તો ખોટું નહિ, કેમકે યુરોપ, આફ્રિકા ને એશિયા વચ્ચેના પાશ્ચાત્ય ભૂમધ્ય સમુદ્રની માફક, આ વિશાળ જલરાશિની લગભગ બધી બાજુએ ભૂ જ આવેલી હતી. પછી એક વાર વિશ્વનિયંતા નટવરને ખેલ ખેલવાનું મન થઇ આવ્યું, એટલે તેણે શેષનાગને આજ્ઞા કરી કે તારું માથું ડોલાવ. પેલાએ ડોલાવ્યું—ને જેવું ડોલાવ્યું, તેવું જ એ એશિયાઇ ભૂમધ્યનું ઘણુંખરું પાણી ખ–ળ–ળ–ળ–ળ કરતું હલવાયું, પશ્ચિમે ડાઇગ્રીસ ને યુફ્રેટીસમાં, ને થોડુંક વધ્યું તેમાંથી મધ્ય એશિયાની આજની નદીઓ શીરદરિયા ને આમુદરિયા તથા કાસ્પીઅન ને આરલનાં મહા સરોવરો બંધાયાં. એવો જ એક બીજો ભૂમધ્ય સમુદ્ર એશિયા માઇનરને માથે હોવાનું પણ કહેવાય છે.

એશિયાના મધ્ય ભાગમાં એ રીતે જળનું થળ થયું તે વખતે, આજથી પચીસેક હજાર વર્ષ પર, આર્યો તો પોતાના અસલનાં અસલ વતન સપ્તસિંધુ દેશમાં વેદની ઋચાઓ જોડતા અને ગાતા હતા એમ અવિનાશચંદ્ર દાસ (કલકત્તા વિદ્યાપીઠના પ્રાચીન હિંદી સંસ્કૃતિના અધ્યાપક) કહે છે. એ સપ્તસિંધુ એટલે પંજાબ, ખરું ને ?—હા અને ના: કેમકે, તે દહાડે (ને તે દહાડે જ નહિ, આજથી હજી બાવીસ ત્રેવીસ-સો વર્ષ ઉપર લગી પણ) પંજાબની ભૂગોળ જુદી હતી. આજે પંજાબની હદ રાવળપીંડી, પેશાવર, ને બહુ તો અટક સુધી. પણ પ્રાચીન સમયમાં, આજના પંજાબ ને અરધું અફઘાનિસ્તાન–હિંદુકુશ પર્વતની આ પાસનું–મળીને સપ્તસિંધુ દેશ બનતો. એ સપ્તસિંધુની દક્ષિણે, જ્યાં આજે રજપુતાના છે ત્યાં પણ એક મોટો સમુદ્ર હતો. તે એક બાજુએ સિંધને માથે થઇને અરબી સમુદ્ર સાથે જોડાતો, અને બીજી બાજુએ, આજના બંગાળાને ઠેકાણે જે 'પૂર્વસ્થ સમુદ્ર' હતો તેને જોડાતો; ને એ પૂર્વ સમુદ્ર, આજના બંગાળી ઉપસાગરમાં મળી જતો. સપ્તસિંધુના વાણીઆઓ–પણિઓ–પોતાના દેશની કિનાર પર જ આવેલા આ મહાન સાગરોમાં સફરે જતા ને એક પાસ બાબીલોન ને ઍસીરીઆ, તો બીજી પાસ ચીન જોડે ધમધોકાર વેપાર ચલાવતા.

આ બધું જાણીને આપણે હજી તો આશ્ચર્યમાં ડૂબેલા જ છીએ, ત્યાં સૌથી વડું આશ્ચર્ય રજુ કરીને આપણા સંશોધક આપણાં ચિત્તને વધારે ચમકાવે છે.

દક્ષિણ હિંદ આમ એ વખતે ઉત્તરથી છૂટો પડી ગએલ હતો; ત્યાં ઘણુંકરીને દ્રવિડ સંસ્કૃતિ વિલસતી હતી. પણ આજનો 'ડેક્કન' તે એ વખતનો નહિ. એ ત્રિકોણાકાર કટકાની સાથે સીલોન તો જોડાએલું હતું જ, પણ આધુનિક કોરોમંડળ કાંઠાથી તે છેક સામે પાર આફ્રિકા છે ત્યાં લગીના સઘળા જ ભાગમાં દરિયો નહિ, હિંદી મહાસાગર નહિ, પણ જમીન હતી ! એ નવીન ખંડ–એટલે કે એ પ્રાચીનતર ખંડ–લેમુરીઆ કે ગોંડવાના એવે કોઇક નામે ઓળખાતો. ત્યાં માણસો પણ વસતાં હશે; અને જે જાતિનાં અવશેષ આજે કાળા દ્રવિડો ને કાળા હબસીઓ રૂપે રહ્યા છે તે કોઇક લુપ્ત થએલ છેક કાળી પ્રજા એ આખા યે ખંડમાં, મલબારથી માંડીને પેલી તરફ આફ્રિકાના પશ્ચિમ કિનારા લગીના મુલકમાં તે સમયમાં પથરાએલી હશે. મલબારની આણી પાસ, પૂર્વે પણ, ઑસ્ટ્રેલિયા લગી એ ખંડનો વિસ્તાર હતો. (જુઓ પૃ. ૨૦૯ ઉપરનો નકશો.)

થોડાંક હજાર વર્ષ આ સ્થિતિ ચાલુ રહી હશે, ત્યાં વળી પાછી, માઘ કરતાં વધારે ગોટા ને ડાહ્યા કવિ જગત્કર્તાને 'યુગે યુગે યત્નવતામુપૈતિ તદેવરૂપં રમણીયતાયા:' એ પંક્તિમાં સમાએલું સત્ય અનુભવવાની ઇચ્છા થઇ આવી. આગલા અનુભવને આધારે તેઓ જાણતા હતા કે યુગ પલટીને વિશ્વમાં નવીનતા સરજવાનો સૌથી અસરકારક ઉપાય એ છે કે જળથળની મસમોટી હેરફેર કરી નાખવી. આથી ફરી એક વાર એ ઉપાય અજમાવાયો. પેલા લેમુરિયા ખંડના બિચારા કાજળકાળા રહીશોને ધરતીકંપ, આગો ને પ્રલયરેલના, (આજે આપણે જાપાન સંબંધી વાંચીએ છીએ તેવા) ભયકારી, વિનાશક અનુભવો થવા લાગ્યા. અને પછી એક દહાડો તો ધરા એવી ધ્રૂજી–એવી ધ્રૂજી–કે લેમુરિયાનો વચલો ભાગ–યોજનોના વિસ્તારવાળો–પોતાને ઉરે કૈં સેંકડો કે હજારો માણસો અને એમની માલમત્તા, ઘરબાર વગેરેને ધારતો, એમ ને એમ, છૂટો પડીને પાતાળ તરફ ઝપાટાબંધ આગળ વધવા લાગ્યો. ...... એક–બે–ત્રણ! એની જગ્યાએ હિંદી મહાસાગર હીલોળા લે છે; અને તે આજની ઘડી સુધી.

અંતરિક્ષમાં બેઠેબેઠે જગત્કર્તાએ આ જોયું અને એમને તે ગમ્યું: 'And God saw that it was good.' પણ આ અદ્‌ભુત ચિત્રને હજી છેવટના છરકા દેવાના બાકી હતા. હજી નવીનતા પુરેપૂરી રમણીય બની નહોતી. પ્રભુને લાગ્યું કે આ સપ્તસિંધુના પણિઓ બહુ પાપી ને લોભીઆ થઇ ગયા છે. એમનાં થોડાં વહાણોનો ભોગ લઇને વધુ નવીનતા સરજવામાં શું ખોટું?... આ વિચારને પરિણામે, રાજસ્થાની સમુદ્રને એક વાર સખ્તમાં સખ્ત તોફાને ચડાવીને એમણે એ પાણીને હાલના અરબી સમુદ્રમાં વાળી દીધું, નીચેના પૃથ્વીને ઉપસાવીને રજપુતાના, અને પેલા પૂર્વ સમુદ્રને ઠેકાણે બંગાળા સરજ્યું..... બાપડા પણિઓનાં વહાણ ક્યાં જઇને લાંગર્યાં એ જણાયું નથી; પણ આ મહાન પરિવર્તનથી એટલો લાભ તો થયો કે હિંદને અવનીભરમાં પ્રખ્યાત કરનારાં રાજપૂત પ્રેમશૌર્ય અને જોહર શક્ય બન્યાં, તેમજ ઉપનિષદકારો તથા ચૈતન્યથી ટાગોર લગીના કવિ–ફિલસૂફોને અવતરવા ને અમર થવાની સગવડ મળે તેવી બંગાળની વિરલ ભાવનાપોષક ભૂમિ અસ્તિત્વમાં આવી.

આપણી નવી ભૂગોળનાં આ મોટાં, મુખ્ય અંગો. નાનાં તો હાથ આવવાં મુશ્કેલ છે, પણ દાખલો જોઇતો જ હોય તો બાધો નથી. આ સાબરમતી, આસલીઆતમાં, ત્રણ દરવાજા પાસે થઇને, અને તેથી યે પુરાતન કાળમાં અમદાવાદ વસ્યા અગાઉ, માણેકચોકની મધ્યમાં થઇને વહેતી હતી એવું કહેવાય છે. આજે જ્યાં શેરબજારનો શોરબકોર એ સ્થળને લગભગ હર બપોરે એક જાતની ભૂતાવળ બનાવી મૂકે છે ત્યાં એ સમે, અષાઢેઅષાઢે આ ભરજોબન સરિતા પૂરપાટ ધસમસતી, અને અન્ય ઋતુઓમાં કોઇ વાર ઓછે પૂરે ગતિ કરતી ધીરગંભીર માનાર્હ ગૃહિણી જેવી, તો કોઈ વાર વળી છેક કૃશાંગી બની સુરતાન્તની સંકોચિત રમણીની અનિવાર્ય યાદ આપતી, વહી જતી હતી. પછી ઘણે વર્ષે કુદરત અને માનવીએ મળીને તેને તેનું હાલનું સ્થાન અપાવ્યું. આવા સ્થાનિક નાના ફેરફારો તો ઘણે સ્થળે થયા હશે. પૂરતી શોધ થાય તો એની કેટલીક માહિતી તો મળે.

'પણ એવી માહિતી મેળવીને કરવી છે શું?' ઉપયોગવાદી જમાનો પૂછશે. એ પૂછવું એક રીતે વાજબી છે. ખાનપાન વગેરેની આપણી જાનવરી જરૂરતો સારી રીતે તૃપ્ત પામી રહે, તો પછી બીજા કોઇપણ તરેહના બુદ્ધિજીવન કે કલ્પનાજીવનનો વિચાર કરવાની વૃત્તિ કે ફુરસદ આપણને છે જ ક્યાં? પણ વૈરાગ્યબોધક ધર્મગુરુઓ, ફિલસૂફો ને સંશોધકોને તથા નિરંતરના કૌતુકશોધક કવિજનને તો કાળનાં આ પરાક્રમો અખૂટ રસભર્યાં લાગ્યા વિના રહેતાં નથી.

## થોડો નવો ઇતિહાસ ———— ૧

એ વાતને બહુ ઝાઝાં નહિ પણ આશરે ત્રીસ હજાર વર્ષ તો થયાં. એ વેળા પણ સેંકડો વર્ષોથી ચાલતો આવેલો ચાક્ષુષ મન્વંતર પૂરો થવામાં હતો. એવામાં પુરાતન આર્યસ્થાન સપ્તસિંધુ દેશની દરેક આશ્રમવાટિકા ને દરેક નદીતટ પર વાતચીતનો એકથી બીજો વિષય કોઇને સૂઝતો જ નહિ: 'આપણા દેશનાં પાદ મન્વંતરો થયા પ્રક્ષાળતો જે સમુદ્ર દક્ષિણ બાજુએ આવેલો છે, તેમાં કોઇક ભયંકર પ્રકૃતિક્ષોભ થોડા વખતમાં થવાનો છે. એના ક્ષોભની સ્પષ્ટ આગાહી આપણા પૂર્વજોની ગાથાઓ અને દંતકથાઓમાં આપેલી

છે. . . . . . . . . . શું થશે એની કોને ખબર? એ મહા પ્રલય થવાનો જ હશે ને થશે, તો આ સપ્તસિંધુ પર તો સાગર જ ફરી વળવાનો. આપણે કયાં જઇશું? આપણા આ યુગાંતરજૂના પવિત્ર આશ્રમોનું શું થશે? આપણા ગૌધનનું શું થશે?....' પછી એક દિવસે રાજા સત્યવ્રતના દરબારમાં મત્સ્ય નામની પૂર્વ એશિયાવાસી મનુષ્યપ્રજાનો એક પુરુષ આવ્યો. તેણે સમાચાર આપ્યા કે પ્રલય આવવાને હવે બહુ દિવસ રહ્યા નથી. તમે લોકો તમારી સલામતી શોધતા હો તો ઝટ આ દેશ છોડી બીજે જાઓ. મરજી હોય તો મારા દેશમાં આવો. આ ખબર મળતાં જ એ આર્ય રાજાએ 'પોતાની સાથે સાત ઋષિઓ, પુસ્તકો, શાકભાજી, પશુઓ વગેરે લઇ લીધાં' અને પેલા પરગજુ મત્સ્યને પોતાનો આગવો ઠેરવીને, એની પાછળ પાછળ તેના દેશમાં ગયા. ઋષિસપ્તક સિવાયની આર્યપ્રજાને પ્રલયની દયા પર છોડવામાં આવી હશે, એમ જ ઉપલો વૃત્તાંત તો સૂચવે છે. ગમે તેમ હોય, પણ પ્રલય આવ્યો ને ગયો. તેનાથી સપ્તસિંધુને ખાસ અડચણ આવી જણાતી નથી. વખતે સામાન્ય રેલ આવી હોય. બાકી તો હાલના બંગાળ રાજપુતાનાવાળા એ દરિયાનું પાણી અરબી સમુદ્રમાં હલવાઇ ગયું ને આર્યોની ભૂમિ સુરક્ષિત રહી.

દરમિયાનમાં, મત્સ્યોના મહેમાન તરીકે સત્યવ્રત રાજા આનંદ કરતા હતા. એમના યજમાને એમને ઘણું સુખ આપ્યું, એટલું જ નહિ પણ એમના વેદગ્રંથો જ્યારે પડોશની દૈત્ય નામક પ્રજાનો વીર હયગ્રીવ ચોરી ગયો, ત્યારે ચોરને હણીને ગ્રંથ આર્યરાજાને પાછો આણી આપ્યો હતો. આ બનાવ પછી કેટલેક વખતે મત્સ્યદેશમાં શુભ વર્તમાન આવ્યા કે સપ્તસિંધુને માથેથી પ્રલયની ધાત ગઈ છે. આ પરથી સત્યવ્રત ને તેના સાથીઓ પાછા સ્વદેશ આવવા નીકળ્યા. નીકળતી વખતે, પોતાના આશ્રયદાતાના દેશને 'આર્યબીજમ્' નામ આપ્યું, કેમકે ત્યાં આર્યસંસ્કૃતિનું બીજ પ્રલયસંકટ વેળા સચવાયું હતું. તે વખતનું આર્યબીજમ્ તે આજના પૂર્વ એશિયા માંહ્યલું આઇરબીજન.

આર્યોએ પોતાની ભૂમિમાં પાછા આવીને પોતાના જીવનનો નવો યુગ આદર્યો. તેમણે પોતાના રાજાને સાતમો મનુ ઠરાવ્યો, ને તેના નામથી વૈવસ્વત નામે સાતમો મન્વંતર પણ ચલાવ્યો. એ જ આર્ય નેતાએ પાછળથી જે ધાર્મિક અને સામાજિક ધારાઓ આર્ય પ્રજા માટ ઘડ્યા, તે આપણી મનુસંહિતા.—મનુ-સ્મૃતિ.

સાતમા મન્વંતર પછીનો ઘણોખરો ઇતિહાસ આપણી જાણમાં છે. એ સુજાણીતો હોઈ, જૂનો થયો છે: એથી ઊલટું, આગલા ૭ મન્વંતરોનો ઇતિહાસ નવો છે. પુરાણો અને ભૂસ્તરશાસ્ત્રને આધારે તેના અવયવોને એક શરીરમાં ગોઠવવાનો પ્રયાસ કેટલાક વખતથી થાય છે. એમાંનું થોડુંક, વિદ્યાવનમાં ભટકવાની રોજની આદતને લીધે, મારા જોવામાં આવી ચડ્યું છે, અને મને એ નવું તથા ચિત્તાચોર લાગ્યું, પુરાણો નથી ગપ્પાં કે નથી અમાનુષ ને દૈવી, તેની લગભગ ખાતરી કરાવનાર જણાયું, તેથી લોકસમર્થાર્થે અને લોકરંજનાર્થે એ નવા ઇતિહાસની કેટલીક મુખ્ય માહિતીને કવચિત કલ્પનાનો આછો પટ દઈને અહીં સાચવું છું.

લાખો વર્ષ પહેલાં બધું જળમય હતું. પછી અંતરિક્ષમાં ઘૂમતી, ઊછળતી ને પછડાતી નિહારિકાઓમાંની કેટલીક પૃથ્વીરૂપે બંધાઇને એ જળભંડારમાં ઊતરી. જમીન ને દરિયો જુદાં બન્યાં. ત્યાં પ્રાણીઓની વસ્તી સૌથી પહેલી થઈ. મહાસર્પો, મહામગરો, મહાગરોળીઓ, હાથીજાતનાં મહાન જાનવર મેસ્ટોડોનઃ આ સર્વ પૃથ્વીનાં પહેલાં નાગરિકો. એમાં પાછળથી અમુક જાતના વાંદરાને મળતી અને માણસજાતને છેક અણગમતી નહિ એવી કોઇક નવી જાત હસ્તીમાં આવી. તેના બે ફાંટા પડ્યા. એક ફાંટો તે શુદ્ધ વાંદરાનો; બીજો,—એને મિશ્ર વાંદરાનો કહેવાય કે નહિ તેની ખબર નથી—મનુષ્યનું રૂપ ક્રમેક્રમે લેવા લાગ્યો.§ એનાં વચેટ રૂપાંતરો તો બીજાં ઘણાં હશે, પણ એની છેક પાછળનીબે જાતોને નીઓલીથીક અને ક્રોમેગ્નન મનુષ્યજાતિ કહે છે. એ જાતિ પણ કેટલાંક હજાર વર્ષ પૃથ્વીમાં વસી અને વિસ્તરી. એમ કરતાંકરતાં તેમાંથી ઐતિહાસિક પ્રાચીન પ્રજાઓ—આર્ય, સેમીટિક, નીગ્રો, (હબસી) અને મોંગોલ—વિકસી. એમાંની આર્ય પ્રજા સાથે જ આપણે મુખ્યત્વે નિસ્બત અત્યારે છે.

આર્ય ઇતિહાસ પ્રલય પૂર્વે વીસ એકવીસ હજાર

§ આ વિષય ઉપર વધુ જાણવાના જિજ્ઞાસુએ આ જ અંકમાંનો પૃ. ૨૩૭ ઉપરનો 'માનવ અને વાનર'નો વિવિધ ચિત્રો કોઠાઓ વગેરેથી મંડિત લેખ જોવો.

**પૃથ્વીના જીવન તથા તે પર પ્રાણીસૃષ્ટિના વિકાસનો સમય આંકતા રેડિયમ ઘડિયાળની આકૃતિ**

પ્રો. મૅ. અને માદામ ક્યુરીએ શોધેલા રેડિયમની મદદ વડે, પૃથ્વીના પ્રાચીનતમ ખડકોના પડ પરથી, પૃથ્વી પહેલવહેલી કઇ રીતે ને ક્યારે બંધાઇ તથા કેમ વિકસી તેના એ કરોડો વર્ષના ઇતિહાસનો સમય ઘડિયાળની પેઠે માપીને નક્કી કરી શકાયો છે. એ રેડિયમ ઘડિયાળને આપણી પુરાણ કલ્પનાનું રૂપ આપી ઉપરના ચિત્રમાં બ્રહ્માની ઘડિયાળ કહી છે! એ ઘડિયાળનો એક કલાક એટલે પચીસ કરોડ વર્ષ! આ માપ સમજી હવે બારના અંકથી ઘડિયાળના ક્રમમાં આગળ વધતા જાઓ. પૃથ્વી સૂર્યથી જુદી પડી ત્યારે વાયુમય નિહારિકાના-તેજસ્વી વરાળના રૂપમાં હતી. એ સ્થિતિમાં તે ૪૦ કરોડ વર્ષ રહી ને ધીમેધીમે ઠરવા માંડી (ચિત્ર ૧). એના એ ઉષ્ણ વાયુઓ ઠરીને પૃથ્વીનું પડ બનતાં બીજાં સાઠ કરોડ વર્ષ વહી ગયાં (ચિત્ર ૨); ને પછી તેની પર ધીમેધીમે જીવસૃષ્ટિનો પ્રારંભ થયો. ઝીણાં જંતુઓ, તેમાંથી નાની માછલીઓ એમ ઉત્પત્તિ થતાંથતાં વળી ૮૦ કરોડ વર્ષ વીતી ગયાં (ચિત્ર ૩); ને એમાંથી સમુદ્રના આદિ જીવો તથા મોટાં જળચરો ઉત્પન્ન થતાંથતાંમાં ૬૫ કરોડ વર્ષ બીજાં ગયાં (ચિત્ર ૪) જળચરો પછી ધીમેધીમે પૃથ્વી પર આદિ ભૂચરોનો વિકાસ થયો તેણે ૩૫ કરોડ વર્ષ લીધાં, અને તેમાંથી સર્પભૂચર જેવાં પગવાળાં પ્રાણીઓ વિકસતાં બીજાં ૧૪ કરોડ વર્ષ લાગ્યાં. આમ, બે અબજ અને ચોરાણુ કરોડ વર્ષનો ગાળો વીત્યા પછી પૃથ્વી ઉપર, એ આદિ સર્પભૂચરો-મહાસર્પો ને મહામગરોમાંથી-તરસ્ટેડોન તથા બીજાં પ્રાણીઓ, લેમૂર, વાનરો, વનમાનવો એમ વિવિધ રૂપમાં વિકાસ પામતાંપામતાં બીજાં ૭ કરોડ વર્ષે માનવી ઉત્પન્ન થયો. આ હિસાબે બ્રહ્માની ઘડિયાળના ૧૨ કલાક એટલે આપણાં ત્રણ અબજ વર્ષની પૃથ્વીની જિંદગીમાંથી માનવીનું રૂપ વિકસવાને તો માત્ર એકાદ કરોડ વર્ષ (બ્રહ્માની એક મિનિટ ને બાર સેકંડ) જેટલો સમય જ લાગ્યો છે!

---

વર્ષે શરૂ થાય છે. એ એકવીસ હજાર વર્ષમાં, સરેરાશ સાડાત્રણુત્રણ હજારનો એક, એવા ૭ મન્વંતર થયા: સ્વયંભુવ, સ્વારોચિષ, ઓત્તમિ, તામસ, રૈવત અને ચાક્ષુષ. સ્વયંભૂ ઉર્ફે બ્રહ્મા. તે ચીન અને બ્રહ્મદેશમાં



**વનમાનવ અને વાનરઃ** માણસની ઉત્પત્તિ પૃથ્વી પર પહેલવહેલી થઇ તે અગાઉ શરૂઆતમાં તો પ્રાણીસૃષ્ટિમાંથી વિકાસ પામીને અમુક જાતના વાંદરાને મળતી જાત હસ્તીમાં આવી. તેના બે ફાંટા પડયાઃ એક શુદ્ધ વાંદરાનો, ને બીજો તેને મળતા વનમાનવનો. આ બીજામાંથી ક્રમેક્રમે મનુષ્યનું રૂપ સરજાયું. ઉપરના ચિત્રમાં તે બંને બતાવ્યા છે.




**માનવપ્રજાના પાંચ ફાંટાઃ** વનમાનવમાંથી આજનો મનુષ્ય વિકસતાં અનેક રૂપાંતરો થયાં તે પછી એ જાતિ પૃથ્વીમાં વસતાં ને વિસ્તરતાં તેમાંથી વિવિધ માનવપ્રજાના ફાંટા પડયાઃ આર્ય, સેમિટિક, હબસી, મોંગોલ વગેરે.

વસતી 'દેવ' નામે મનુષ્યજાતિના રાજા હતા. એ બ્રહ્માના દીકરા બેઃ મનુ અને કશ્યપ. એ બંને મોટા થયા એટલે એમણે પરાક્રમની ઇચ્છાથી કે પછી સૃષ્ટિવિકાસ કરવાની પિતૃઆજ્ઞાથી, બ્રહ્મ દેશ છોડયો. એ બે મહાવીરોની મુસાફરી, સ્વદેશ છોડયા બાદ, કાં તો હિમાલય અને તેનાં જંગલોમાં થઇને ખુશ્કી માર્ગે, નહિ તો પછી, બંગાળ–રજપુતાનાવાળા એ વેળાના સમુદ્રમાં થઇને તરી માર્ગે, થએલી હોવી જોઇએ. એ જે હોય તે; પણ મનુ અને કશ્યપ બેઉ હાલના પંજાબમાં પહોંચ્યા એ વાત ચોક્કસ. એ બેમાં મનુ સંતોષી અને કશ્યપ સાહસિક હતો. આ કારણથી મનુ પંજાબમાં—સપ્તસિંધુ પ્રદેશમાં—જ રોકાઇ ગયો અને કશ્યપ ત્યાંથી હિંદુકુશ પહાડ ઓળંગીને એશિયામાં આગળ વધ્યો ને ત્યાં જતાંજતાં એક ભવ્ય મહાસરોવર પર તેનું મન ઠર્યું એટલે તેણે આગળ વધવું માંડી વાળ્યું. એ મહા સરોવર તે ઇતિહાસકારોનો કાસ્પીઅન (કહો કે કાશ્યપી) સમુદ્ર.

મનુ ને કશ્યપ, બેઉનાં દિલમાં સૃષ્ટિ વધારવાની પ્રબળ વાંછના હતી. એમને એ ઉજડ દેશોમાં ધર્મપત્નીઓ કયાંથી મળી એ ચોક્કસ જણાયું નથી; ને મનુ સંબંધે આ બાબતમાં જે જણાયું છે તે શિષ્ટ સમાજમાં વગર સંકોચે કહેવાય તેવું નથી. ગમે તેમ પણ એ દરેક પુરુષવરને સ્ત્રી મળી ખરી. ત્યાર બાદ મનુની જે પ્રજા થઈ તે માનવ ઉર્ફે આર્ય પ્રજા; અને કશ્યપની બારતેર સ્ત્રીઓની જે પ્રજા થઇ તે દેવ, દૈત્ય, દાનવ, નાગ અને ગરુડ, એ વગેરે નામની મનુષ્યજાતિઓ જ હતી. ટૂંકામાં, આર્યો જેમ આપણા જેવા માણસો હતા તેમ દેવદાનવાદિ પણ બરાબર આપણા જેવા જ માણસો હતા. (આ રસીલી કથામાં એક ગોટાળો પેસી ગયો એ જોયો ? દેવોની ઉત્પત્તિ જ જો કશ્યપથી હતી, તો કશ્યપના બાપ બ્રહ્મા જે દેવજાતિના હતા, એ જાતિ કઇ ? અને કયારે ઉત્પન્ન થએલી ? આ સવાલોનો ખુલાસો કરવા કોઇએ સંશોધનકાર્ય ઉપાડવું જોઇએ.)

દેવ તેમજ દૈત્ય વગેરે એમના પિતરાઇઓ પહેલાં તો થોડા યુગો લગી હળીમળીને કાસ્પીઅનને કાંઠે રહ્યા. પણ આખરે તો માણસને ! એમને પણ લડ્યા વિના ચાલ્યું નહિ. નાનામોટા આંતરવિગ્રહો ચાલવા લાગ્યા, જેને પરિણામે દૈત્યોએ બીજી ત્રણે જાતિ—દેવ, નાગ ને ગરુડ—ને કાસ્પીઅન પ્રદેશમાંથી હાંકી કાઢી, અને પોતાના મળતીઆ દાનવોને કૈલાસથી પટાવીને, પોતાના દેશની નૈઋત્યે આવેલા દેશ (હાલના મેસોપૉટેમીઆ)નું રાજ્ય આપ્યું.

માદરે વતન છોડ્યા બાદ દેવો ભટકતા ભટકતા તિબેટ અને આસપાસના મુલકમાં ઠરીઠામ થયા; નાગો કાશ્મીર તથા હિમાલયમાં અને એમના દુશ્મનો ગરુડજાત તુર્કસ્તાનમાં જઇ વસ્યા. આ છેલ્લી બે પ્રજાઓ આર્યોના ઝાઝા સંબંધમાં આવી જણાતી નથી; પણ દેવો તો હમેશના આર્યમિત્ર બની રહ્યા. દૈત્યો ને દાનવો પણ જરૂર પ્રમાણે વેર કે પ્રેમભાવે આર્યોને ભજતા. એ ઋણાનુબંધોની થોડીક રસિક ઇતિહાસરેખા, તેના મુખ્ય બનાવો, નીચે પ્રમાણે:

પાંચમા મન્વંતર નામે રૈવત દરમિયાન આર્યોમાં એક મહાન ઋષિ થયા. તેઓ ભ્રમણના અત્યંત રસિયા અને નવાનવા દેશો શોધવાના શોખીન હતા. એમનું નામ નારદ. એક વાર એમણે સપ્તસિંધુની પૂર્વ સીમા ઓળંગવાનું સાહસ કર્યું. કેટલેક દૂર ગયા ત્યાં નગાધિરાજ હિમવાન અને તેના કૈલાસ શિખરનાં એમને દર્શન થયાં. એ શિખર પર નાગલોકોનો રાજા નામે શિવ રહેતો હતો તેની નારદે મુલાકાત લીધી. શિવે એમની ખેરઆફીઅત પૂછી, આર્ય પ્રજાના કુશળ વર્તમાન પૂછ્યા અને બીજી રીતે પણ નારદનો સત્કાર કર્યો. પછી નારદે શિવની રજા લીધી. કૈલાસથી નીકળેલા નારદ એક બીજા નાગરાજા શેષને મળ્યા. પછી તેઓ શેષના રાજ્યની ઉપર આવેલા વૈકુંઠમાં,—દૂધના સમુદ્ર (ક્ષીરસાગર) જેવા દેખાતા, ગાઉના લગી વિસ્તરેલા બરફના ક્ષેત્રવાળા પુરાતની ત્રિવિષ્ટપ કહેતાં, તિબેટમાં એક નાના દેવજાતિના રાજાને—ઇન્દ્રના ખંડીઆ ઉપેન્દ્ર ઉર્ફે વિષ્ણુને—મળવા ગયા. એ અરસામાં વિષ્ણુને ઇંદ્ર જોડે કદાચ જરા અણબનાવ હશે એમ લાગે છે. જો ન હોય તો ઇંદ્રના મનમાં પરજાતિનો માણસ જોતાં જ ભય પેસે છે એ વાત જાણવા છતાં, વિષ્ણુ નારદ જેવા પરદેશીને દેવલોકમાં, ઇન્દ્રના દેશ તિબેટમાં, શા માટે મોકલે ? પણ વિષ્ણુએ તો નારદને એ દેશનો રાહ બતાવ્યો ને શોખરસિક સાહસી આર્ય ઋષિ નારદ ઇન્દ્રના મુલક પાસે આવી પણ પહોંચ્યા. અણિયાળી ચોટલી ને તંબુરાવાળો કોઈ ત્રાહિત મારા દેશમાં પેઠો છે એમ જાણતાં વેંત જ તેત્રીસ કોટિ દેવોના પરાક્રમી અધિપતિએ એ એકલદોકલ નવીન આગંતુકથી ડરીને તેને પાછો વાળવાના ઘણાઘણા પ્રયાસો કર્યા. લાલચો—અપ્સરાદિકની—આપીને પેલાને સૂચવ્યું કે આ આટલું લઇને જ્યાંથી આવ્યો ત્યાં ભલો થઇને પાછો જતો હોય તો તારો પાડ મોટો. પણ જેનું નામ નારદ ! એ પાછા શું કામ હઠે ! એમનામાં મર્મવેદન યાને 'સેન્સ ઑફ હ્યુમર' ઘણી હતી, એ આપણે તેમનાં પૌરાણિક પરાક્રમો—એકબીજાને લડાવી મારવાનાં આળવીતરાં—થી સારી રીતે જાણીએ છીએ. આ પ્રસંગે પણ એમણે ઇન્દ્રનો ગભરાટ જોઇને હસ્યા જ કર્યું. ઇન્દ્રના નોકરોને આથી ધરપત વળી. નવો આદમી દુશ્મન નથી એવું તેમણે જોયું અને રાજાને જણાવ્યું. હવે તો ઇન્દ્રનો જીવ પણ હેઠો બેઠો. તેણે નારદને આદરપૂર્વક સભામાં લાવીને બેસાડ્યા. નારદે એને પોતાની વિદ્વત્તા અને અનુભવના ભંડાર વડે કરીને ચકિત કર્યો. આર્ય પ્રજાનું નામ ઇન્દ્રદેવે એ દહાડે પહેલવહેલું સાંભળ્યું, તેઓ કેવા તપસ્વી હતા એ પણ તેણે જાણ્યું અને નારદ ઋષિને પ્રાર્થના કરી કે મારા આ દેવો બહુ ભોગપરાયણ થઇ બગડી ગયા છે, એમને તમારા આર્ય ઉપદેશ વડે સુધારો. નારદે એ ઉપકાર કરવાનું સ્વીકાર્યું, દેવસભામાં સંયમ અને તપ વિષે છટાદાર ભાષણો આપ્યાં, પોતાને બ્રહ્મચર્યની આદત પડી ગએલી હોવાથી દેવમાત્રને પ્રિય એવી અપ્સરાઓને ધિક્કારી કાઢી, અને ઘણુંઘણું માનપાન એમને હાથે પામીને ઘણે વર્ષે પાછા સ્વદેશ આવ્યા. નારદની શોધ મુબારક અને ઉપયોગી હતી એમ તેના દેશભાઇઓએ સ્વીકાર્યું અને એ રીતે આર્ય ને દેવપ્રજાઓની મૈત્રીનાં બીજ નંખાયાં. અને આર્યોની એ મૈત્રીને ઉપયોગમાં લેવાનો લાભ દેવોએ થોડા જ વખતમાં લીધો.

કાસ્પીઅન અને ઇરાનની વચ્ચે હિર્કેનીઆ નામે પ્રાંત છે. ત્યાંનો રાજા હિરણ્યકશિપુ નામે દૈત્ય હતો. તે પણ બળવાન અને મહત્ત્વાકાંક્ષી હતો. તેણે દેવોના

દેશ ત્રિવિષ્ટપને કબજે કર્યો અને ઇશ્વર બીશ્વર બધી ગપ છે, હું જ સકળ સૃષ્ટિનો ઇશ્વર, એવો મત ફેલાવીને જગતનો સૌથી પહેલો નાસ્તિક—ચાર્વાક અને કૉમ્તના સંપ્રદાયનો જાણે આદ્ય સ્થાપક—હોવાનું માન ખાટી ગયો. દૈત્યને હાથે દેવો હાર્યા એટલે દેવરાજ ઇન્દ્રે ગુપ્ત રીતે ભારતવર્ષમાંના પોતાના મિત્રરાજ્યની મદદ માગી. આર્યોએ નરસિંહ નામે વિક્રમશાળી વીરને હિરણ્યકશિપુને હંફાવવા મોકલ્યો. નરસિંહે તેને અણચિંત્યો હલ્લો કરી હણ્યો, દેવોને સ્વાતંત્ર્ય બક્ષ્યું. ફરીથી ઇશ્વરવાદ પૃથ્વીમાં સલામત રહે તેવી રીતે તેને પ્રસાર્યો અને મર્હુમ દૈત્યરાજના સપૂત પ્રહ્લાદને હિર્કેનીઆની ગાદીએ બેસાડ્યો. હવે આર્ય ને દૈત્ય એ બે પ્રજાઓ પણ મિત્ર બની—તે એટલે સુધી કે આર્ય ઋષિ શુક્રાચાર્યને દૈત્યોએ પોતાના ગુરુ કરી સ્થાપ્યા, અને વેદ, યજ્ઞયાગ વગેરે આર્ય સંસ્કૃતિનાં અંગોને પોતાનાં કરી લીધાં. આ છેલ્લો ફેરફાર બલિરાજાએ કર્યો, કેમકે તેના પિતા પ્રહ્લાદે એકાગ્ર પ્રભુભક્તિને ખાતર, રાજ્યપાટ લગભગ મળતાંવાર જ છોડી દીધું હતું.

આમ કેટલોક વખત ચાલ્યું. આ સમય શાંતિ અને વિકાસનો હતો. દેવ, દૈત્ય, ગરુડ, નાગ અને આર્યો પરસ્પર સંપ અને સુલેહથી રહેતા હતા. પણ ઘણીવાર સંપમાં જ કુસંપનું બીજ ક્યાં નથી હોતું? એ પ્રગતિપંચકમાંના કેટલાકે વિકાસની એક એવી યોજના ઘડી, જેણે વૈમનસ્ય જગાવ્યું.

દેવ, દૈત્ય અને નાગ, આ ત્રણે જાતિઓને પોતપોતાની ભૂમિમાંનું ધન વખત જતાં ઓછું પડવા માંડ્યું. એમણે વિચાર કર્યો કે દરિયાપારના દેશોની દોલતને આપણી કરી હોય તો શું ખોટું? એ દરિયો એટલે બંગાળને ઠેકાણે એ વખતે હતો તે ગંગાસમુદ્ર. એને તીરે એટલે કે હિમાલયનાં દક્ષિણ ઢાળ પર, કાચ્છપ નામે વહાણવટાનો ધંધો કરનારી એક નાની જાત મંદરાચલગિરિની પડોશમાં વસતી હતી. દેવો, દૈત્યો, નાગો એમાંથી કોઇને સાગર ખેડવાની ગતાગમ નહોતી; કેમકે એમના દેશોમાં કદી સાગરનું નામનિશાન હતું નહિ; એટલે તેમણે કાચ્છપોને ફરમાવ્યું કે તમારાં સફરી જહાજોમાં દૂરદૂરના દેશોનો માલ લાવીને અમને આપો; બદલામાં અમે તમારા શત્રુથી હમેશ તમારી રક્ષા કરીશું. કાચ્છપોએ આ સ્વીકાર્યું. ને કેટલાંક



વર્ષ બાદ ચૌદ જાતના કિંમતી પદાર્થો આણીને ત્રિવિષ્ટપની દેવસભામાં હાજર કર્યા. એ સભામાં દેવો તો હોય જ. પડોશના નાગલોકો પણ ત્યાં આવ્યા હતા, અને કાચ્છપો પાછા આવવાના જાણીને, બલિના નેતૃત્વ હેઠળ દૈત્યો પણ હિર્કેનીઆમાંથી અત્રે આવી પહોંચ્યા હતા. કાચ્છપોના મુખીએ ચૌદે રત્ન ઇન્દ્રના ચરણ આગળ મૂક્યાં એટલે તેમાંની ઘણીખરી દેવોએ ટપોટપ ઊંચકી લીધી ને બેત્રણ નાગપ્રજાના પ્રતિનિધિઓએ લીધી. બિચારા દૈત્યો રહ્યા લટકતા. એમણે ઇન્દ્ર આગળ રાવ ખાધી. ઇન્દ્રે દેખાવને ખાતર પોતાના ગોઠિયાઓને કહી જોયું કે થોડું તો દૈત્યોને કરાર પ્રમાણે આપવું જોઇએ. પણ દેવો માને શાના? અને કેટલાક અટકચાળા છોકરા દેવોએ તો એ વેળા ભર સભામાં દૈત્યોને ખિલ્લખિલ્લ હસીને ઠીંગો પણ બતાવ્યો. આ અપમાન લડાયક દૈત્યોથી કેમ સહ્યું જાય? એમણે ધનુષ્ય ખેંચ્યાં ને ગદાઓ ઉગામી ને . . . . . ભયાનક યુદ્ધ થયું. પણ દૈત્યો થોડા હતા ને વળી પરદેશમાં, એટલે હાર ખાઇને હિર્કેનીઆ નાઠા. ત્યાંથી જબરદસ્ત સેના લઇને કેટલેક વખતે એમણે દેવભૂમિ તિબેટ પર હુમલો કર્યો, તેમાં ફાવ્યા અને ફરી એકવાર દૈત્યો દેવોના રાજ્યના ધણી થયા. ત્યાં પોતાનો હાકેમ નીમી તેઓ પાછા હિર્કેનીઆ આવ્યા.

દેવોમાં, આગળ તેમ આ વખતે, આપબળને નામે શૂન્ય હતું. તેઓ ઉત્તરકાલીન રોમનો પેઠે ખૂબ વિલાસી થઇ ગયા હતા ને એ વિલાસને પોષવા માટે જ દરિયાપારની બીને નેટલી વધુ દોલત નફરાબીની માંગ કરવાનો

બેત એમણે રચ્યો હતો. પણ આ બધું છતાં, પરતંત્રતા તો એમને સાલતી હતી એમ જણાય છે. આ કારણથી એમણે ફરી એકવાર પોતાના રક્ષણહાર આર્યો તરફ નજર ફેરવી. આ મદદની માગણી આવી એટલે આર્ય પ્રજાને એક ધર્મસંકટ આવી પડ્યું. દેવો એમના મિત્રો હતા એ ખરૂં, પણ પ્રહ્લાદ ને બલિના વખતથી તો હવે દૈત્યો પણ મિત્ર નહોતા ? એમની સામે સૈન્ય કેમ મોકલાય ? બીજી તરફ દેવોને-પણ પરાધીન કેમ રહેવા દેવાય ? છેવટે ફળદ્રુપ આર્ય બુદ્ધિએ એક યુક્તિ કરી. કેટલાક અગ્રણી આર્યોએ ખાનગીમાં મસલત કરીને વામન નામે પોતાના એક ઋષિને દૈત્યરાજ બલિ પાસે વગર લશ્કરે મોકલવા એમ ઠર્યું. વામને ત્યાં પહોંચ્યા બાદ શું કરવું એ વિષેની ફૂંક તેના કાનમાં મારી રાખવામાં આવેલી. આ ઠરાવ થતાં મદદ માટે આવેલો દેવદૂત વામનને લઇને હરખાતોહરખાતો તેની જોડે હિંકૈનીઆ ગયો.

વામન જ્યારે દૈત્યોની રાજધાનીમાં પહોંચ્યો ત્યારે બલિરાજા વૈદિક યજ્ઞ કરતા હતા. એક મહાવિદ્યાવાન આર્ય, બીજો વિદ્યાપૂજક આર્યભૂત—આર્યિન(?)—દૈત્ય. બેઉ વચ્ચે તત્ત્વજ્ઞાનના કોઇ ગૂઢ વિષય પર ચર્ચા ચાલી. બલિ ઉચ્ચતર આર્યવિદ્યાથી તુષ્ટમાન થયા ને વામનને કહેઃ 'માગ માગ, તું માગે તે આપું.' શુક્રાચાર્ય કહેઃ 'હાં-હાં ! એ શું ? એવું ન બોલ; બંધાઇ જા નહિ.' પણ બલિ બંધાઇ ચૂક્યો હતો. તેણે વામનના માગ્યા પ્રમાણે પોતાનું આખું સામ્રાજ્ય તેને આપી દીધું. આમ દેવદૈત્ય-સૌના દેશ વામનને હાથ આવ્યા. હવે દેવો તો મુક્ત થયા જ, પણ હિંકૈનીઆ પણ બલિના વંશજોને હમેશના ભોગવટા માટે ગયું. આમાં માર્યો ગયો માત્ર બલિ. એને વામને પાતાળે ચાંપ્યો એટલેકે એને નાગલોકોના દેશમાં મોકલી દીધો (ને પાછળથી પોતે ત્યાં એની પાસે દેવર્ષિ તરીકે તેને અધ્યાત્મજ્ઞાન ઉપદેશતા રહ્યા.) બલિની દેશપારી એની પ્રજાને તેમજ દેવોને સાલી. ઉપરાંત દૈત્યગુરુ શુક્રાચાર્યને પણ વામને હેરાન કર્યા. શુક્ર તો પોતાના અન્નદાતાનું ભલું વાંછવા ખાતર બેલા વરદાન વેળા વચ્ચે પડ્યા હતા, પણ ગુમાની વામન માટે એ અપમાન કૈં ઓછું નહોતું. તેણે પોતાની આણ ફરી તે વખતે હિંકૈનીઆના રાજગોરપદેથી શુક્રાચાર્યને ઉથાપ્યો— માત્ર ત્યાંની પ્રજાનો ગોર એને રહેવા દીધો. શુક્રાચાર્યની એક આંખ ફોડવામાં આવી એ પુરાણકથનનો અર્થ આ જ, કે ઉપર મુજબ તેની અર્ધી રોજી ટળી ગઇ. આર્ય પ્રજાનો પ્રતિનિધિ વામન આ બે કૃત્યો વડે આર્યિન દૈત્યોમાં—નરસિંહ અને શુક્રાચાર્ય જોડે અસલ વારામાં જે આર્યો હિંકૈનીઆ ને ત્યાંથી ઇરાન ગએલા જેમણે દૈત્ય પ્રજાને આર્ય સંસ્કૃતિનો પંટ દીધો તેઓમાં અલોકપ્રિય થયો. આ બનાવને ઇતિહાસ હિંદી અને ઇરાની આર્યો વચ્ચેનો કલહ કહે છે અને તે યથાર્થ છે.

દાનવ નામની દૈત્યને મળતી પ્રજાને આપણે મેસોપૉટેમિયામાં એકલી મૂકી આવ્યા છીએ. એમને વિષે હવે ઉમેરવાનું એટલું જ રહે છે કે એમનામાં *વખત જતાં, મય નામે કોઇ અસાધારણ શખ્સ પેદા* થયો ને ત્યારથી તેઓ મયદાનવ કહેવાવા લાગ્યા. મયદાનવો બાંધકામમાં ઘણા જ કુશળ, મુસાફરીઓ કરવે આથાક અને ધર્મક્રિયામાં મનુષ્યવધના શોખીન હતા. તેમણે રાવણનો મહેલ ને પછી યુધિષ્ઠિરનો, એ બંને બાંધ્યા. અમેરિકા તરફનાં પોતાનાં ભ્રમણો દરમ્યાન તેઓ હિંદમાંથી આવતા જતા, એટલે મનુષ્યવધની પ્રથાને એકાદવાર હિંદમાં મૂકતા ગયા, તો બીજી કેટલીક વાર વળી એક બાજુ મધ્ય અમેરિકા ને બીજી બાજુ મીસર, બૅબીલોન, આસીરીઆ વગેરેમાં આર્ય સંસ્કૃતિના ધર્મસામાજિક અંગો પ્રસારતા પણ થયા. વળી મેસોપૉટેમિયામાં જ પાછળથી જે સુમેરીઅન સંસ્કૃતિ ખીલી તેને પણ આર્યનાનો ગાઢો પાશ હતો, કેમકે સુમાલી નામે દૈત્યે કાસ્પીઅનથી લંકા લગીના પોતાના ઘૂમાટ દરમ્યાન આર્ય સંસ્કારો ઝીલીને છેવટ તેને સુમેરીઆ નામ મૅસોપૉટેમિયામાં સારી રીતે જમાવ્યા હતા. છેલ્લી અદ્ભુત વાત એ કે, મહાપ્રલય પહેલાં દક્ષિણ હિંદ આ પાસ આફ્રિકા ને પેલી પાસ ઑસ્ટ્રેલિયા સાથે જોડાયો હતો, ત્યાં નીગ્રો લોકોની સંસ્કૃતિ વિલસતી. એ પ્રલય પછી અગસ્ત્ય ઋષિ દક્ષિણમાં ગયા ત્યારે એમણે સંસ્કારેલા નીગ્રો, એ જ ઘણું કરીને પાછલા સમયના દ્રાવીડીઅનો.

આ આપણા દેવદૈત્યોનો—આપણા નૃસિંહાવતાર ને વામનાવતારોનો નવો ઇતિહાસ. એ દિગ્વિજયી વૃત્તાંત વાંચીને કયું સાચું આર્ય હૃદય નહિ પ્રફુલ્લે ! કયું પુરાણાસક્ત હિંદુ કુટુંબ બંધ પડી જવાની તૈયારી નહિ કરે ?

'વિનોદકાન્ત'



બકમંડળ

ચિત્રકાર • સોમાલાલ શાહ

સુમનોહર રેખા અને વર્ણભંગની કુશળતા બાબત સોમાલાલ શાહ હિંદના સારામાં સારા ચિત્રકારો જેવી બતાવી શકે છે. તેમના ચિત્રપટોમાં અગમ્ય અને ગૂઢ ભાવઝરણાં વહેતાં લાગે છે તેથી તેમનાં ચિત્રોમાં એક પ્રકારની શીતળતા અનુભવાય છે, છતાં એ ઝરણાંનો સ્પર્શ કરી શકાતો નથી. પ્રાણીજીવનનાં પરિચય ને અનુકંપા બતાવતાં કેટલાક ચિત્રો તેમણે દોર્યાં છે, ને તેમાં તે ઘણીવાર માનવ-ચિત્રો કરતાં યે વધુ સફળ નીવડયા જણાય છે. 'કુમાર'ના વાચકોને વિદ્ધ હરિણીનું ચિત્ર યાદ હશે જ. આ ચિત્રમાં બગસભર્યે જલાશયનો કોઈ એકાંત ખૂણો [illegible]





## હિંદના દરિયામાં થતી અનેકવિધ માછલીઓમાંની થોડીક

મદ્રાસના ઍક્વેરિયમ (જળઘરી) માટે ડૉ. હૉર્નેલે જીવતી માછલીઓ પરથી દોરેલાં ચિત્રો

પહેલી હાર : (૧) **પફર** માછલી (ચન્દ્રમુખી)—આ માછલી ઝેરી છે અને વખત આવ્યે પવનથી પોતાનું શરીર ફુગ્ગાની પેઠે ફુલાવે છે. (૨) **ઇલેક્ટ્રિક રે** (વીજળી માછલી)-જેને અડવાથી વીજળીના જેવો આંચકો લાગે છે. કોઇ મોટી માછલીના ધક્કાથી તો હાથ ઘડી-ભરને માટે ખોટો પડી જાય છે. બીજી હાર : (૩) **પૉમ્ફ્રેટ**—ખોરાકને માટે સારામાં સારી ગણાતી હિંદની માછલી. (૪) **હથોડા મસ્થી** (હથોડી જેવા આકારના માથાવાળી) **શાર્ક**-આ માછલી હિંદના દરિયામાં ઘણી છે અને તે માણસખાઉ છે. તેની આંખો હથોડી આકારના તેના માથાના બે છેડામાં છે. ત્રીજી હાર : (૫) **ગાર ફિશ** નામની આ ભાલા-માછલીનું નીચલું જડબું ભાલાની પેઠે આગળ વધેલું હોય છે. તે પાણીમાંથી અધ્ધર ઊડી (કૂદી) શકે છે. આ માછલી માટે ખાસ નવાઈની વાત એ છે કે તેનાં હાડકાં લીલા રંગનાં હોય છે. (૬) **વીંછુડી** નામની શાહુડી જેવાં ભાલાંવાળી આ માછલીનું નામ, હિંદની માછલીઓનો પહેલવહેલો અભ્યાસ કરનાર ડૉ. રસેલ નામના અંગ્રેજ વિદ્વાનના નામ ઉપરથી 'રસેલની વીંછુડી' એવું રાખવામાં આવ્યું છે. તેનાં એ ભાલાંનો ઘા અતિશય ઝેરી હોય છે; તેથી જ કદાચ કુદરતે એને હરીફરી શકવાની શક્તિ બહુ ઓછી આપી છે.

જીવનનું જે ઝુલતું પારણું, ઈશ્વરનો જે ઉઘાડો ખજાનો પૃથ્વીના પોણા ભાગને આવરી રહેલો છે તે અરુણોદધિની

# સમુદ્રલક્ષ્મી

નો પ્રાથમિક પરિચય આપતાં શ્રી સુરેશ દીક્ષિત (એમ. એ., એમ. એસ સી.) કહે છે કે

**સાગરની અભેદ્ય ગહનતાથી અંજાઈ કાવ્ય સ્ફુરે તેના કરતાં તેની ખેતી કરી તેનાં ફળ ઉતારવામાં અને તેનાં મહામૂલાં મોતી લાવવામાં તેની ખરી ઉપાસના છે. માનવકલ્યાણનો મહામાર્ગ સમુદ્રમંથનમાં રહેલો છે.**



મહાસાગરને કિનારે પગ આગળ આળોટતાં મોજાં, આસપાસ વેરાએલાં રેતી પથ્થર, ઝૂકતાં નારિયેળી કે કેવડાનાં વૃક્ષ અથવા તો રેતી ઉપર છવાએલી વેલ તરફ નજર ફેરવતાં કયું હૃદય એમાં લીન નહિ થતું હોય! ચડતાં પાણીમાં આવતાં પ્રાણી કે વનસ્પતિ અથવા તો ઊતરતાં પાણીમાં પાછળ પડી રહેતાં શંખલા ને છીપોલી, રડ્યાંરખડ્યાં પ્રાણી કે આઘે આઘેની તણાઈ આવેલી અપરિચિત વસ્તુઓ બે ઘડી ચિકિત્સાથી જોઈ રહેવાય છે. કોઈ કાળભૈરવ સમા ખડકને અથડાઈ ઘૂઘવતો સાગર કે પાસે જ ખાબોચિયામાં નિર્ભયપણે રમતી કૂદતી માછલી કે કરચલા નીરખતાં વિસ્મય પમાય છે. સમી સંધ્યાએ ક્ષિતિજે આથમતા સૂર્યને જોઈ રહેતાં કે પસાર થતી વાદળી નીચે સઢ ચડાવેલી હોડીને નીરખતાં વિશાળ સમુદ્રપટ ઉપર ફરતી દૃષ્ટિ ત્યાં ચોંટી રહે છે. અનંત યુગોથી જળતરંગે માનવ ભાવો ઉછાળ્યા છે, મહેચ્છાઓ પ્રગટાવી છે કે શાંત કરી છે.

જગતમાં ત્રણ મહાસાગર (Ocean) છે: ઍટલાંટિક, પૅસિફિક અને હિંદી. તે ઉપરાંત બીજા નાના સમુદ્રો (Sea) છે. આપણી પૃથ્વીનો બે તૃતિયાંશ જેટલો મોટો ભાગ જળથી ઢંકાએલો છે. જળ નીચે ઢંકાએલી જમીન સપાટ નથી. પાણીને તળીએ ખાડાટેકરા, ખીણ કે પર્વતો જેવી ઊંચીનીચી જમીન છે. કિનારાથી દરિયામાં આગળ વધતાં સો ફૅધમ (ફૅધમ=૬ ફીટ) પાણીની ઊંડાઈ સુધી છીછરાં પાણી કહેવાય. ત્યાંથી આગળ એક હજાર ફૅધમ સુધી ઢોળાવવાળી જમીન ગણાય છે અને બે હજાર ફૅધમ ઉપરની ઊંડાઈને પાતાળ (abyss) કહે છે. અત્યાર સુધીમાં વધુમાં વધુ ઊંડાઈ પૅસિફિક મહાસાગરમાં ફિલિપાઈન્સ પાસે ૫,૩૫૦ ફૅધમની માપી શકાઈ છે. એટલે કે ત્યાં લગભગ સવા ૭ માઈલ ઊંડો દરિયો થશે, જેમાં હિમાલય પર્વતને સમાવી દઈ ઉપર અરધો માઈલ પાણી ફેરવી વળાય. હિંદી મહાસાગરમાં એવી પાંચ ઊંડી જગ્યાઓ છે. હિંદની પૂર્વે બંગાળનો ઉપસાગર, દક્ષિણે હિંદી મહાસાગર અને પશ્ચિમે અરબી સમુદ્ર એ મહાન હિંદી મહાસાગરના જ ફાંટા છે.

ભરતી અને ઓટનાં ચડતાં ઊતરતાં પાણીવાળી જમીન દરિયાકિનારો કહેવાય. આ સ્થળ પ્રાણીથી ઊભરાય છે. વીસ ફૅધમ સુધીની ઊંડાઈને કિનારાની હદ (Littoral Zone) કહેવાય. પાતાળવાળાં સર્વ સ્થળોએ સ્થિતિ એકસરખી રહે છે: સતત ઘોર અંધકાર, એકસરખી શૂન્ય ડિગ્રી (સેન્ટીગ્રેડ)થી કંઈક વધારે ઉષ્ણતા અને એક ઘન ઇંચ ઉપર ત્રણ ટન દબાણ. સાધારણ રીતે પૃથ્વી ઉપર આપણે એક ઘન ઇંચે ૧૪ રતલ વજનનું દબાણ આપણા માથા ઉપર લઈને રહીએ છીએ. ત્યાં ખડકો નથી હોતા કે વનસ્પતિઓ નથી હોતી. પ્રલયનાં પૂર હોય તો આ સ્થળે. સો ફૅધમ નીચે તો બધે જ કાંપ બાઝેલો હોય છે. જેમ ઊંડાણ વધારે તેમ ઉષ્ણતા થોડી. ઈરાનના અખાતમાં જળસપાટીની ઉષ્ણતા ૯૬° ડિગ્રી (ફેરનહાઈટ) અને ધ્રુવના હિમ પ્રદેશમાં ૨૮° ફે૦ મપાઈ છે. શીત પ્રદેશમાં ગ્રીનલૅન્ડ પાસે એટલી ઠંડી છે કે ત્યાંથી બરફના પહાડ (Ice berg) છૂટા પડી તરતા તરતા દરિયામાં આવે છે અને ઘણી વખત મોટી સ્ટીમરોને અથડાઈ ડુબાડે છે. બરફના પહાડનું પાણી મીઠું હોય છે એટલે સ્વાભાવિક રીતે દરિયાના પાણી



ખડકોને ભેટતી સમુદ્રોર્મિઓ

ચિત્રકાર • ર. મ. રાવળ

કરતા તે હલકું હોય છે:

સૂર્યનો પ્રકાશ પાણીનાં પડ ભેદીને કેટલે ઊંડે ઊતરતો હશે? આ પ્રશ્નનો નિકાલ લાવવા ઍટલૅન્ટિક મહાસાગરમાં જૂન મહિનાની બપોરે કેટલાક પ્રયોગો કરવામાં આવ્યા હતા. તે ઉપરથી સિદ્ધ થયું છે કે ૧,૨૮૦ ફીટની ઊંડાઈએ ઉઘાડી પ્લેટનો કાચ ૮૦ મિનિટ પછી કાળો પડ્યો હતો. ૫,૫૭૮ ફીટની ઊંડાઈએ ૨૦ કલાક પછી પણ ઉઘાડા કાચને કાંઈ જ અસર થઈ નહોતી. સાગરમાં વસતા પ્રાણી અને વનસ્પતિ ઉપર પ્રકાશની થોડી અસર થાય છે.

દરિયાનું પાણી ખારું છે, પરંતુ એનો સ્વાદ મોળા મીઠા જેવો ખારો નથી. દરિયાના પાણીનું પૃથક્કરણ કરતાં જણાયું છે કે એમાં મોટામાં મોટો ભાગ મીઠા (Nacl)નો છે, થોડામાં થોડો ભાગ ચાક (Calcium Carbonate)નો છે, અને બાકી રહેતા ૦.૨૨ ટકામાં લગભગ બધાં જ જાણીતાં તત્ત્વો (elements) જેવાં કે સોનું, આયોડીન વગેરે હોય છે. દરિયાના જુદાજુદા પાણીમાં લગભગ બધે જ આ પ્રમાણ એકસરખું જણાય છે. મીઠાનું પ્રમાણ એક હજાર ગ્રામ (gram) પાણીમાં ૨૭.૨૧૩ ગ્રામ જેટલું હોય છે. બંગાળાના અખાતમાં ખારાશ (salinity) હજારે બત્રીસ ભાગ જેટલી છે; જ્યારે હિંદની આસપાસ બીજા ભાગોમાં ચોત્રીસ જેટલી છે. દુનિયાના કેટલાક ભાગોમાં છત્રીસ ભાગ કરતાં પણ વધુ ખારાશ હોય છે. આર્કટીક સમુદ્રમાં ઓછામાં ઓછું ખારું પાણી છે. ખારાશ એટલે એકલા મીઠાની જ નહિ, પરંતુ બીજા ક્ષારો (salts) પણ ખરા. સમુદ્રના પાણીની ખારાશ ઉપર નદી જેવા મીઠા પાણીના પ્રવાહની કે વરસાદની અસર થાય છે. કિનારા પાસે પણ ખારાશનું પ્રમાણ ઋતુ પ્રમાણે ઓછુંવત્તું થાય ખરું, પણ તે બહુ જ થોડું.

જૉલી નામના એક વૈજ્ઞાનિકે સમુદ્રની ખારાશ અને દર વર્ષે તેમાં ઉમેરાતા મીઠા ઉપરથી તેના અસ્તિત્વની ગણતરી કરવા પ્રયત્ન કર્યો છે. દર વર્ષે સમુદ્રમાં લગભગ ૧૫,૭૨,૫૦,૦૦૦ ટન જેટલું મીઠું ઘસડાઈ આવે છે, અને પૃથ્વીના બધા સાગરમાં મળીને કુલ ૧૪,૧૫૧,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ ટન જેટલું મીઠું છે; એટલે સાગરની ઉંમર લગભગ આશરે ૯૦,૦૦૦,૦૦૦ વર્ષની થવા જાય. વૈજ્ઞાનિકોમાં આ સંબંધે મતભેદ છે.

સમુદ્રનું જળ અસ્થિર છે. ભીષણ તોફાનના મોજાં ગાંડાં ઊછળતાં જોવાં એ એક લહાવો છે. સપાટી ઉપરનાં મોજાં પવનથી ઉત્પન્ન થાય છે. દિવસરાતનાં આંદોલનનાં ભરતીઓટ ઉપર ઘણાં પ્રાણીઓનું જીવન લટકે છે. ભરતીઓટનું કારણ ચંદ્રનું પૃથ્વીના મધ્ય તરફનું આકર્ષણ છે. સૂર્યનું આકર્ષણ પણ એમાં કારણરૂપ છે. દરરોજ ભરતીના સમયમાં પચાસ મિનિટનો ફેર પડતો જાય છે. અમાસની ભરતીને લોકો જુવાળ કહે છે. એનાં પાણી ઘણી વેળા માઈલો સુધી નદીમાં




(૧) હેલોફીલા (Halophila) વનસ્પતિ; (૨-૩) કૉલરપા (Caulerpa) નામની લીલી વનસ્પતિ-ફોટો, સુરેશ દીક્ષિત; (૪) સ્ટ્રુવીઆ (Struvea) નામની લીલી વનસ્પતિ; પચીસગણો કરીને લીધેલો માઇક્રોફોટોગ્રાફ; ફોટો, સુરેશ દીક્ષિત; (૫) સીરેમીઅમ (Ceremium) નામની લાલ વનસ્પતિ; પચાસગણો માઇક્રોફોટોગ્રાફ; ફોટો, એમ. જે. પ્રેમવાલા, બી.એ., બી.એસ.સી.; (૬) પૉલીસીફોનીઆ (Polysiphonia) નામની લાલ વનસ્પતિ; પચાસગણો માઇક્રોફોટોગ્રાફ; ફોટો, એમ. જે. પ્રેમવાલા; (૭) ડૉલ્ફિન (Dolphin) નામનું મુંબાઈના દરિયામાં તણાઈ આવેલું દૂધાળું માછલું; ફોટો, પ્રોફેસર વી. એન હાટે (વિલ્સન કૉલેજ)ના સૌજન્યથી.

જઈ ખારાશ ફેલાવે છે. નર્મદા અને મહી જેવી ગુજરાતની નદીઓમાં આ તો જાણીતી વાત છે. સમુદ્રના પાણીમાં જુદે જુદે સ્થળે જુદા જુદા રંગો દેખાય છે. એનું કારણ પાણીમાં તરતાં અનેક રજકણોમાંથી સૂર્યના તેજનાં પડતાં પ્રતિબિંબ છે. પાણીમાં પ્રકાશ પડતાં તેનાં કિરણો રંગભિન્ન થઈ વીખરાય છે. રાતાં, પીળાં અને લીલાં કિરણો જળમાં ચુસાઈ જાય છે અને બાકી રહેલાં ભૂરાં અને નીલવર્ણાં ઊંડે સુધી પહોંચે છે. થોડા ઊંડા પાણીમાં પણ આડે આવતાં રજકણોને કિરણ અડકે કે તરત પાછાં પ્રતિબિંબિત થતાં રસ્તામાં નીલવર્ણાં થઈ જાય છે. આથી સમુદ્રનું પાણી ભૂરું લાગે છે. ઘણી વેળા રાતના અંધારે સાગરની અધવચ્ચે પાણીમાં ઝળકાટ (phosphorescence) મારતા જોવામાં આવે છે. એનું કારણ જળમાં તરતાં અસંખ્ય સૂક્ષ્મ (microscopic) જીવ (plankton) છે.

સમુદ્રમાં બે તરેહના પ્રવાહ (current) હોય છે: સપાટીના અને આંતર. સપાટીનો પ્રવાહ ઘણું કરીને પવનથી ધકેલાતા પાણીથી ઉત્પન્ન થાય છે. આંતર-પ્રવાહ નદીની રેલ માફક જુદા જુદા સ્થળેથી ફરતાં પાણીથી થાય છે. આ ઉપરાંત ચોમાસામાં હિંદી મહાસાગરમાં તોફાનને લીધે પાણી ઊછળે છે. સમુદ્રમાં શીલ કરેલી તરતી શીશીઓ નાખીને તેના પ્રવાહની દિશાનો અભ્યાસ થાય છે. એકંદરે આ સંબંધે આપણું જ્ઞાન હજુ ઘણું કાચું છે.

સમુદ્રના જળની અસર હવા ઉપર પણ થાય છે. ચોમાસાનો આધાર પણ એક રીતે સૂર્યની ગરમીથી જુદાંજુદાં સ્થળોએ જુદીજુદી ઋતુમાં હવા ઉપર થતી અસર ઉપર છે. સાગરનો વિશાળ પટ એ ફેરફારો ઉપર મોટી અસર કરે છે. રાત્રે અને દિવસે પવનની દિશા બદલાવાનું કારણ પણ સાગરજળ છે. હવા



સ્ટાર ફિશ (Star fish) નામની તારાના આકારની માછલીને વચ્ચેથી કાપીને બતાવેલા અંદરના ભાગ.

કરનાં પાણીને ગરમ થતાં વાર લાગે છે તેમજ ઠંડું પડતાં પણ વાર લાગે છે.

સાગરનું ખરું રહસ્ય તો તેમાં છુપાયેલા જીવાત્માઓ (organisms)માં છે. સમુદ્રના જળમાં વનસ્પતિ ને પ્રાણી બંને વસે છે. દરિયાકિનારો એ જીવનનું ઝૂલતું પારણું છે. સમુદ્રનાં પ્રાણી જમીન પર રહેતાં પ્રાણી કરતાં વધારે ને અદ્ભુતરૂપી છે. તેમાંની વનસ્પતિ જમીન કરતાં ઓછી સમૃદ્ધ છે. દરિયામાં સપુષ્પ વનસ્પતિ તો લગભગ એકત્રીસ જાત (species)ની છે. કરાંચીથી કન્યાકુમારી સુધીમાં દરિયામાંથી આવાં ચાર સમુદ્રઘાસ (Sea-grasses) આ લેખકને જડયાં છે. તેમનાં નામ 'હેલોફીલા' 'રૂપીઆ' અને 'સાઇમોડીઆ' છે. આ ઘાસ પાણીની સપાટી નીચે ડૂબેલાં રહે છે ને બારીક શોધથી હાથ આવે છે.

સમુદ્રમાં મુખ્ય ચાર વર્ગ (classes)ની વનસ્પતિ થાય છે. આ બધી ને 'શેવાળ' (Algae) કહેવાય છે. (૧) નીલ-લીલી (૨) લીલી (૩) તપખીરીઆ (Brown) (૪) રાતી. આમ રંગ ઉપરથી એક રીતે તેના વિભાગ પાડવામાં આવ્યા છે. નીલ-લીલી શેવાળ-ઘણુંખરું કિનારા પાસેનાં ગંદાં ખાબોચિયામાં પડી રહે છે. લીલીના આકાર અને ઘડતર ભાતભાતનાં હોય છે. તેમાંની કેટલીક રીબન જેવી દેખાતી 'એન્ટરોમોરફા' અને ગોળ પાંદડાં જેવી દેખાતી 'અલ્વા' ખારા પાણીનો ભેગસેળ નભાવી લેતી હોવાથી કિનારા પાસે ઊગે છે કે પડી રહે છે. લીલા વર્ગની સુંદરમાં સુંદર જાત ઊંડા પાણીમાં ખડક કે પથ્થર ઉપર ઊછરે છે. રેતીનાં ઢીલાં રજકણો ઉપર ઝાઝી વનસ્પતિ ઊગી શકતી નથી. વનસ્પતિનો અભ્યાસ કરવા કરાંચી, દ્વારકા, ઓખા, માલવણ, કોચીન, કેપ કૉમોરીન અને સીલોનમાં ગાલે સરસમાં સરસ જગ્યાઓ છે. મદ્રાસ તરફ તુતીકોરીન સારી જગ્યા છે. આ વર્ગમાં પીછાં કે દ્રાક્ષ જેવી 'કૉલરપા', નાના પંખા જેવી 'ઉડોટીઆ', બોર જેવા આકારની 'હેલીમેડા' અને આંગળાં જેવી 'કોડીઅમ' વગેરે જાતો અજાયબ રીતે આકર્ષક અને મોહક હોય છે.

તપખીરીઆ રંગની શેવાળની જાતો પ્રમાણમાં બીજી કરતાં થોડી છે પરંતુ તે વધારે ઉપયોગી છે. ગંધાતી 'હેલીસેરીસ', લાંબી કાપલીઓ જેવી 'ફ્યુકસ' વગેરે તેની જાતો છે અને સાધારણ રીતે ઊંડા પાણીમાં જ તે ઊગે છે. 'મૅક્રોસીસ્ટિસ' નામે દક્ષિણ અમેરિકામાં થતી શેવાળ ૨૦૦ યાર્ડ જેટલી લાંબી હોય છે. આવી જ બીજી 'સારગેસમ' નામની એક વનસ્પતિ જે આપણા દેશમાં પણ સાધારણ છે તેનાં તો મોટાં મોટાં જાળાં મેક્સિકોના અખાતમાં એટલાં બધાં બાઝયાં છે કે તેનાં મૂળ હાથમાં આવતાં નથી. એ સમુદ્રને 'સારગેસો (Sargasso) સમુદ્ર' એવું જ નામ આપવામાં આવ્યું છે. આ વર્ગની કેટલીક વનસ્પતિમાંથી 'આયોડીન' બનાવવામાં આવે છે.

છેવટે રહી રાતા રંગની. આ તો સૌથી ઊંડા પાણીમાં ઊગે છે. રાતી સેવાળ ઘણી રીતે ઉપયોગી છે. કેટલીક 'આયોડીન' બનાવવાના ખપમાં આવે છે તો કેટલીકમાંથી 'અગર અગર' અથવા ચીનાઇ ઘાસ બનાવવામાં આવે છે. આમાંની ઘણી જાતો હિંદુસ્તાનના દરિયામાં થાય છે. આ બધી જાતો શિયાળામાં એકસામટી ઊગી નીકળતી જણાય છે અને બહુ તો ૬૦ ફૅધમની ઊંડાઇએ ઊગે છે. આ છેલ્લા બે વર્ગની વનસ્પતિનું જાપાનના લોકો દરિયામાં વાવેતર કરે છે. વિલાયત અને જાપાનમાં કેટલીકનો ઉપયોગ ખાવામાં કરાય છે. 'સેમીનારીઆ' નામની શેવાળમાંથી ચપ્પુના હાથા બનાવવામાં આવે છે. જો કે હાલ તો એ સર્વનો મોટો ઉપયોગ ખાતરતરીકે થાય છે. માલવણમાં નાળિયેરીના ખાતર માટે શેવાળનો છૂટથી ઉપયોગ થતો આ લેખકે જોયો છે. માત્ર કાઠિયાવાડ તરફ એના ઉપયોગની કોઇને ખબર નથી. બટેટાં અને તમાકુના પાકને એના ખાતરથી બહુ લાભ થવાનો સંભવ છે.

સમુદ્રની વનસ્પતિમાં અતિ સૂક્ષ્મ એવાં 'ડાએટોમ' (diatoms) જે જુદાજુદા આકારનાં થાય છે તે પણ ભૂલાવાં ન જોઈએ. તેમનું ચાક (calcium)નું શરીર બહુ જ નવાઈ પમાડે એવું હોય છે. કેટલીક જાતની શેવાળ પણ પોતાના શરીર ઉપર ચાકનાં થરનાં થર લાદીને પથ્થર જેવી બની જાય છે. સડી જતી વનસ્પતિ ઉપર ડાએટોમનાં જાળાં બાઝે છે એમ કહેવું ખોટું નથી. ઘણાં પ્રાણીઓ તો એ ડાએટોમનો જ ખોરાક ખાઈને ઊછરે છે. સમુદ્રની વનસ્પતિનું સૌન્દર્ય પારખવા માટે સૂક્ષ્મદર્શક જોઈએ, નરી આંખેને કશી પણ ન શકાય.




પૃથ્વી કરતાં સમુદ્રમાં વસતાં પ્રાણીઓની સંખ્યા મોટી છે, એટલું જ નહિ પરંતુ તેમની જાતો પણ વિવિધ છે. પાણીમાં વસનારાં પ્રાણીઓને ઘણુંખરૂં જળશ્વાસ લેવો પડે છે, એટલે ઘણાંને ફેફસાં નહિ પણ 'ગીલ' (gill) હોય છે, જળમાં પ્રસરેલા (diffused) વાયુને પીવી શકે છે. સમુદ્રમાં નાનામાં નાનાં સૂક્ષ્મ પ્રાણીથી માંડી વ્હેલ જેવાં મોટાં કદનાં પ્રાણી છે. આ બધાં યે એક બીજા ઉપર જીવે છે. 'જીવો જીવસ્ય જીવનમ્' એ સત્ય સમુદ્રની સૃષ્ટિમાં બધે પરમેશમાં પ્રવર્તે છે. એક રીતે તો આખરે પ્રાણીઓના જીવનનો આધાર સમુદ્રની વનસ્પતિ છે. વનસ્પતિમાં સાદા ક્ષાર, પાણી, કાર્બન ડાયોક્સાઈડ ($CO_2$) અને પ્રકાશ (light)ની મદદથી મેંદા (starch) જેવો પદાર્થ બનાવવાની જે અદ્ભુત શક્તિ છે તે બીજે નથી.

સમુદ્રનાં પ્રાણીઓની વિરચના, સજીવતા, વિવિધતા, વિલાસ અને વિકરાળ સ્વરૂપો રહસ્યપૂર્ણ અને રસમય છે. કરોડ વિનાનાં ઘણાં પ્રાણીઓને લડતાં ઝગડતાં એકાદ હાથપગ ભાંગી જતાં ફરી પાછાં તે આપોઆપ સરજાય છે! ખોરાક કે પ્રેમની ઝૂંટ પકડતાં લડવું એ તો સાં સામાન્ય વહીવટ છે. ઘણાં પ્રાણીઓ શરીરે શસ્ત્રો સજીને જ જન્મે છે. કરચલાના ચીપિયા તેના શસ્ત્ર છે. સીપીઆ નામે એક હાડકા વિનાના પ્રાણીના શરીરમાં કાળી શાહીની કોથળી હોય છે. શત્રુથી હારી જતાં એ શાહીનો ફુવારો ઉડાડી—ઢગલામાં ધુમાડો ઉડાડી નાસી જવી આગબોટ માફક—પાણીને કાળું ધોર કરી નાસી છૂટે છે. પ્રાણીઓની સંસારલીલા અર્થસૂચક છે. જગત જીવોથી વણાએલી જાળ છે.

આપણે નહાતી વખતે વાદળી (sponge) વાપરીએ છીએ તે પોતી જાતનાં પ્રાણીઓનાં સાફ કરેલા અને સુકવેલાં શરીર છે. ઇંગ્લિશમાં એનો મોટો

વેપાર ચાલે છે. લાલ પ્રવાલ (પરવાળાં) તો શણગાર માટે વપરાય છે. પરવાળાંનો વેપાર હિંદમાં ઘણા વખતથી જાણીતો છે. તેની ભસ્મ દવામાં વપરાય છે. આ પરવાળાં પણ એક જાતનાં પ્રાણીનાં હાડપીંજર જ છે. આ પ્રાણીઓ લાખોના જથ્થામાં ભેગાં રહે છે અને ઘણી વેળા મોટામોટા ખડક ( Coral reef ) બાંધે છે. કોચીન અને સીલોન પાસે આવા ખડક છે.

મોટામોટા શંખ, કોડાકોડી અને છીપોલીઓ કોણે નથી જોયાં? હિંદમાં તે આફ્રિકાથી આવે છે. રમવામાં, તથા શણગારમાં આપણે તેનો અનેકાનેક રીતે ઉપયોગ કરીએ છીએ. શંખ તો વળી વિષ્ણુ ભગવાનનો અંગભૂત બન્યો છે. જૂનાસમયમા લડાઇમાં શંખ બ્યૂગલને બદલે વપરાતો. આ બધાં ગોકળગાયની જાત જેવાં (Molluscs) પ્રાણીઓના શરીરરક્ષણાર્થે બંધાએલા કિલ્લા છે. મોતી તો આજે યે મૂલ્યવાન ગણાય છે. મોતી એ આવી જ જાતનાં પોચાં પ્રાણી (Pearl oysters)ના શરીરના પડમાં ભરાએલા રેતી જેવા કણની આસપાસ બંધાએલું પડ છે. આપણા રસોડામાં મીઠું હાજર રાખવાના કરંડામાં ચમચાને બદલે છીપોલીઓ વપરાય છે. અરબસ્તાનના કિનારે આવી મોતી ભરેલી છીપો નીકળે છે. મીઠા પાણીમાં પણ કેટલેક સ્થળે મોતીની છીપ થાય છે. છીપનાં બટન તો આજ સાધારણ થયાં છે. કેટલીક જાતનાં ઓઇસ્ટર માંસાહારી લોકોને બહુ ભાવે છે. ફ્રાન્સ અને જાપાનમાં તો આ ઓઇસ્ટરના મોટાંમોટાં ખેતર કરવામાં આવે છે. આ બધાં યે કરોડ વિનાનાં પ્રાણી છે.

કરોડવાળાં પ્રાણીઓમાં સમુદ્રની મોટામાં મોટી નીપજ માછલીની છે. માછલી જેટલું બીજું પ્રાણી જગતમાં ખાવાના કામમાં નહિ આવતું હોય! માછલીઓના ઘાટ જુદીજુદી તરેહના હોય છેઃ કોઇ અશ્વમુખી તો કોઇ ચંદ્રમુખી. આપણા દેશમાં અનેક જાતની માછલી હોવા છતાં દર વર્ષે ખાવાની માછલીના હજારો ડબા પરદેશથી આયાત થાય છે. કૉડ નામની માછલીના લીવરનું તેલ દવા તરીકે પીવાય છે. માછલાંનો ખાતર તરીકે પણ બહુ ઉપયોગ કરવામાં આવે છે.

હિંદી મહાસાગરમાં મોટામોટા કાચબા થાય છે તેમની ઢાલમાંથી ખરી કચકડાની વસ્તુઓ બને છે. અતિશય ઝેરી સાપ પણ દરિયામાં થાય છે.

દૂધાળાં પ્રાણીમાં 'સીલ' નામે પ્રાણી તેનાં સુંવાળાં રૂંવાં (furs) માટે મારવામાં આવે છે. પચાસ વર્ષ પહેલાં રશિયાના માછીઓને હાથે તેનું નિકંદન નીકળવા બેઠું હતું. સરકારે કાયદાથી તેમનું રક્ષણ કર્યું ત્યારે બચ્યાં. વ્હેલ નામનું બીજું દૂધાળું(Mammal)રાક્ષસી પ્રાણી છે. એ વ્હેલનો શિકાર કરવો એટલે યમદૂત પાછળ પડવા જેવું ગણાતું. ડેનમાર્ક અને નૉર્વેના માછીઓ તેના શિકારમાં બહુ કુશળ હોય છે. આ પ્રાણી ઠંડા પ્રદેશમાં થાય છે. કેટલીક વ્હેલ ૮૫ ફીટ લાંબી અને ૩૦૦ ટન સુધીના વજનની હોય છે. એને મારવા માટે 'હારપૂન' નામનું ભારે શસ્ત્ર વાપરવું પડે છે. તેની ખાવાની રીત પણ અજબ જેવી છે. પોતાના રાક્ષસી મોંઢામાં તે પાણીનો મોટો ઘૂંટડો ભરે છે. પછી મોં બંધ કરી નાક વાટે પાણી કાઢી નાંખી અંદર રહેલાં માછલાં વગેરે પ્રાણીઓને પેટમાં ઉતારી દે છે. તેના પેટમાંથી 'અમ્બર' નામનો સુગંધી પદાર્થ નીકળે છે. તેની ચરબીમાંથી સાબુ, મીણબત્તી વગેરે ચીજો બને છે. અસલના વખતમાં યુરોપનાં બૈરાં વ્હેલનું હાડકું તેમની કમર નીચે પહેરતાં જેથી તેમના શરીરની રેખાઓ ઢંકાતી અને એ રીતે લાજ રખાતી. આ પ્રાણીઓ શ્વાસોચ્છ્વાસમાં ચોખ્ખી હવા લે છે એટલે પાણીમાં પણ એમને નાક ઊંચું રાખવું પડે છે.

સમુદ્રની મુખ્ય બક્ષિસ તો મીઠું છે. ખાંડ વિના આપણે ચલાવી શકીએ, પરંતુ મીઠા વિના ભાગ્યે જ રહેવાય. સમુદ્ર તરફ આપણે દૂર રહીને ભયંકર વિસ્મયતાથી જોયા કરતાં તેને ઈશ્વરનો ઉઘાડો ખજાનો ગણવો જોઇએ. જમીન ખેડી પાક ઉતારી શકાય તેમ દરિયો ખેડી તેનાં ફળ લઇ શકાય. સાગરની અભેદ ગહનતાથી અંજાઇ થોડી કવિતાઓ સ્ફુરે કે આરપાંચ ઉપાસનાના વેદમંત્ર લખાય તે કરતાં તેનાં મોતી લાવવામાં ખરી ઉપાસના છે. ખરું સમુદ્રપૂજન તેના ઉપયોગમાં છે. માનવકલ્યાણનો મહામાર્ગ સમુદ્રમંથનમાં રહેલો છે.



# પ્રાચીન શિલ્પમાં રસદૃષ્ટિ



નટરાજ

ભારતની પ્રાચીન કલાનો ઉત્કૃષ્ટ નમૂનો.

આપણી પ્રાચીન સંસ્કૃતિના અભ્યાસમાં શિલ્પકલાનો અભ્યાસ મહત્ત્વનું અંગ છે. આ શિલ્પકલામાં આજે આપણે જેને સ્થાપત્ય, મૂર્તિવિધાન, ચિત્ર આદિ નામોથી ઓળખીએ છીએ તે બધી કલાઓનો સમાવેશ થાય છે. તેનો અભ્યાસ પશ્ચિમના અને આપણા કલારસિકો અત્યાર સુધી તે તે કલાના ઉપલબ્ધ નમૂનાઓથી જ કેવળ કરે છે. દરેક કલારસિક પોતાના કલાસંસ્કાર પ્રમાણે તે તે કૃતિને માપી પોતાની રુચિ અને અભિપ્રાય વ્યક્ત કરે છે. પણ આ કૃતિઓના કલાકારો કયા સંસ્કારોથી એ કૃતિઓને ઉપજાવતા તે જાણવા તરફ તે કલારસિકોનું ધ્યાન બહુ ઓછું જ ગયું છે. આ ઊણપ અત્યાર સુધીના મોટા ભાગના કલાવિષયક અંગ્રેજી ગ્રન્થોમાં જોવામાં આવે છે;—પછી લેખક પશ્ચિમના હોય કે આપણા હોય.

કલાના પરીક્ષણ અને રસાસ્વાદમાં તે તે કૃતિનું પરિશીલન આવશ્યક છે; પણ તે સમર્થ થવા માટે તેના સર્જક કલાકાર કયા સંસ્કારથી કામ કરે છે તેના જ્ઞાનની સહાયતાની અપેક્ષા રહે છે. પ્રાચીન ભારતીય શિલ્પના અભ્યાસમાં આ જાતની મદદ વિવિધ શિલ્પગ્રન્થોના અભ્યાસથી મળે છે. આ અભ્યાસ, પહેલાં કહ્યું તેમ, ઉપેક્ષા પામેલો છે; જોકે જર્મન ભાષામાં ચિત્રસૂત્રનો અનુવાદ ઘણા સમયથી થએલો છે, ને અંગ્રેજીમાં પણ સ્ટેલા ક્રેમરિશનો વિષ્ણુધર્મોત્તરમાંથી ચિત્રભાગનો અનુવાદ, તેમ જ શ્રી. ગોપીનાથરાવ જેવા સમર્થ વિદ્વાને કરેલો મૂર્તિવિધાન વિષેના ગ્રન્થનો અનુવાદ છે. આમ છતાં હજી શિલ્પગ્રન્થોના અભ્યાસની દૃષ્ટિએ આપણા પ્રાચીન શિલ્પનું વિવેચન થયું નથી એમ કહીએ તો બહુ અપવાદ નહિ આવે.

આ શિલ્પગ્રન્થો મોટા ભાગે અમુક કેમ કરવું તે માટેના નિયમો અને સૂચનોથી ભરેલા છે. પણ આ નિયમો અને સૂચનો પાછળ એક વ્યાપક કલાદૃષ્ટિ હતી એમ પણ આપણને વિવિધ ગ્રન્થોના અભ્યાસથી જણાય છે. આપણા પ્રાચીન કાળમાં કાવ્યકલા જેમ ખીલેલી હતી તેમ બીજી કલાઓ પણ ખીલેલી હતી. જોકે કાવ્યસ્વરૂપનું જેટલું તાત્ત્વિક ચિંતન થયું છે તેટલું તાત્ત્વિક ચિંતન—નિયમો અને સૂચનો ઉપરાંત—શિલ્પગ્રન્થોમાં મળતું નથી એ યથાર્થ છે; તોપણ કાવ્યચિંતનમાંથી કલાના પરમ પ્રયોજન અને તેથી જ નિકષ તરીકે આનંદ અને રસની દૃષ્ટિ ઉત્પન્ન થઇ હતી તેને કલાના અન્ય પ્રકારોમાં પણ વ્યાપક કરવામાં આવી હતી. સંગીતરત્નાકરના લેખક શાર્ઙ્ગદેવ ગીત, વાદ્ય અને નૃત્ય એમ ત્રિવિધ સંગીતની ચર્ચા પૂરી કરી, 'જાણકારો તૌર્યત્રિક (સંગીત)ને રસપ્રધાન ઇચ્છે છે' (સં ર. પૃ. ૮૧૨) એમ જણાવી રસની ચર્ચા કરે છે. આ રસની દૃષ્ટિને બીજી કલાઓમાં પણ વ્યાપક કરવાનો પ્રયાસ, આ લેખમાં ચિત્રરસ વિષે આપેલા શ્લોકો ઉપરથી પણ સમજાય છે. આ રસદૃષ્ટિ બધી કલાઓને અથવા કોઇપણ એક કલાની દરેક કૃતિ સમજવા માટે પૂરતી છે અથવા ઉચિત છે એમ કહેવાનો મારો હેતુ નથી. હું એટલું જ સ્પષ્ટ કરવા માગું છું કે પ્રાચીન વિવેચકોએ કલાના અનેક પ્રકારોમાં એક વ્યાપક દૃષ્ટિ શોધવાનો પ્રયત્ન કરેલો, અને તે દૃષ્ટિ તેમને રસની કલ્પનામાં મળેલી.

વિષ્ણુધર્મોત્તરપુરાણના ત્રીજા ખંડમાં અનેક કલાઓનું નિરૂપણ આવે છે તેમાં 'ચિત્રસૂત્ર' નામનું પ્રકરણ છે. તેમાં અંતિમ ભાગમાં ૪૩મા અધ્યાયમાં ચિત્રરસનું વર્ણન છે તેમાંથી નીચેના શ્લોકો આપ્યા છે. એ શ્લોકોમાં અનેક પાઠો ભ્રષ્ટ થઇ ગયા હોય એમ લાગે છે.

शृंगारहास्यकरुणवीररौद्रभयानकाः ।
बीभत्साद्भुतशान्ताश्च नव चित्ररसाः स्मृताः ॥ १ ॥
तत्र यत्कान्तिलावण्यलेखामाधुर्यसुन्दरम् ।
विदग्धवेषाभरणं शृङ्गारे तु रसे भवेत् ॥ २ ॥

यत्कुब्जवामनप्रायमपिद्विकटदर्शनम् ।
वृथा च हस्तं संकोच्य तत्स्याद्धास्यकरं रसे ॥ ३ ॥
याच्याविरहसन्त्यागविक्रयव्यसनादिषु ।
अनुकम्पितकं यत्स्याल्लिखेत्तत् करुणे रसे ॥ ४ ॥
पारुष्यविकृतिक्रोधविपस्त्यर्थो (?) न दूषणम् ।
दीप्रशस्त्राभरणवत्कृतं रौद्ररसे भवेत् ॥ ५ ॥
प्रतिज्ञागर्भशौर्यादिष्वर्थेष्वौदार्यदर्शनम् ।
सस्मयं सभ्रुकुटिवद्वीरं वीररसेऽद्भुतम् ॥ ६ ॥
दुष्टदुर्दर्शनोन्मत्तहिंस्रव्यापादकादि [श्वापदकादि] यत ।
तत्स्याद् भयानके रसे प्रयोगे चित्रकर्मणः ॥ ७ ॥
श्मशानगर्हितं घातकरणं स्थानदारुणम् ।
यच्चित्रं चित्रवच्छ्रेष्ठं तद् बीभत्सरसे भवेत् ॥ ८ ॥
यदा विनीतरोमाञ्चचिन्तं [तां] तादर्थमुखानतम् ।
प्रदर्शयति चान्योन्यं तदद्भुतरसाश्रयम् ॥ ९ ॥
यत्सौम्याकृतिध्यानधारणासनबन्धनम् ।
तपस्विजनभूयिष्ठं तत्तु शान्ते रसे भवेत् ॥ १० ॥
दौर्बल्यं स्थूलरेखत्वमविभक्तत्वमेव च ।
वर्णानां संकरश्चात्र चित्रदीपाः [दोषाः] प्रकीर्तिताः ॥ १८
स्थानं प्रमाणं भूलम्बो मधुरत्वमविभक्तता ।
सादृश्यं क्षयवृद्धी च गुणाष्टकमिदं स्मृतम् ॥ १९
स्थानहीनं गतरसं शून्यदृष्टिमलीमसम् ।
चेतनारहितं वा स्यात् तदशस्तं प्रकीर्तितम् ॥ २०
लसतीव च भूलम्बो विभ्यतीव तथा नृप ।
हसतीव च माधुर्यं सजीव इव दृश्यते ॥ २१
सश्वास इव यच्चित्रं तच्चित्रं शुभलक्षणम् ॥ २२
एतदुद्देशमात्रेण यदा ते कथितं नृप ।
अशक्यो विस्तराद्वक्तुं बहुवर्षशतैरपि ॥ ३६
यदत्र नोक्तं तन्नृत्ताद्विज्ञेयं वसुधाधिप ।
नृत्तेऽपि नोक्तं तच्चित्रं नात्र योज्यं नराधिप ॥ ३७
कलानां प्रवरं चित्रं धर्मकामार्थमोक्षदम् ।
मंगल्यं प्रथमं चैतद् गृहे यत्र प्रतिष्ठितम् ॥ ३८

यथा सुमेरुः प्रवरो नगानां
यथाण्डजानां गरुडः प्रधानः ।
यथा नराणां प्रवरः क्षितीशः
तथा कलानामिह चित्रकल्पः ॥ ३९

શૃંગાર, હાસ, કરુણ, વીર, રૌદ્ર, ભયાનક, બીભત્સ, અદ્ભુત અને શાન્ત એ નવ ચિત્રરસ કહેવાય છે. ૧

તેમાં જે કાંતિ, લાવણ્ય, અને લેખ.માધુર્ય-રેખામાધુર્ય-થી સુંદર હોય તથા વિદગ્ધ વેશ અને આભરણવાળું હોય તે શૃંગાર રસમાં થાય. ૨

જે મોટા ભાગે કુબ્જ અને ઠીંગણી (આકૃતિઓ) યુક્ત હોય, જરા વિકટ દેખાવવાળું હોય, હાથ વૃથા સંકોચેલા હોય તે રસમાં હાસ્યકર થાય. ૩

યાચના, વિરહ, ત્યાગ, વેચાણ અને આપત્તિ આદિમાં જે અનુકમ્પિત (શોક ?) હોય તે કરુણરસમાં આલેખવું. ૪

કઠોરતા, વિકાર, ક્રોધ × × × × × × × તેજસ્વી શસ્ત્ર અને આભરણવાળું રૌદ્રરસમાં કરાય. ૫

પ્રતિજ્ઞા જેના ગર્ભમાં છે એવા શૌર્ય આદિ અર્થોમાં ઔદાર્યનું દર્શન-સ્મય (ગર્વ) વાળું, ભ્રકુટિ સાથેનું, વીરરસમાં અદ્ભુત છે. ૬

દુષ્ટ દેખાવવાળું, ઉન્મત્તોવાળું, હિંસક અને જંગલી પ્રાણીઓવાળું જે હોય તે ચિત્રકર્મના પ્રયોગમાં રસમાં ભયાનક થાય. ૭

જે નિંદ્ય શ્મશાનવાળું, ઘાત ક્રિયાવાળું, દારુણ સ્થાનવાળું ચિત્રના જેવું શ્રેષ્ઠ હોય તે બીભત્સ રસમાં હોય. ૮

જ્યારે વિનય, રોમાંચ અને ચિંતા હોય એ રીતે .... એકબીજાને બતાવે તે અદ્ભુત રસમાં હોય. ૯

જે જે સૌમ્ય આકૃતિવાળું, ધ્યાન, ધારણા, આસનબંધવાળું, તપસ્વી જનોથી ભરેલું હોય તે શાન્ત રસમાં થાય ૧૦

દૌર્બલ્ય, સ્થૂળરેખાપણું, અવિભક્તતા અને વર્ણોનો ગોટાળો અહીંઆં ચિત્રદોષો કહેવાય છે. ૧૮

સ્થાન, પ્રમાણ, ભૂલમ્બ, મધુરત્વ વિભક્તતા, સાદૃશ્ય, ક્ષય અને વૃદ્ધિ આઠ ગુણો કહેવાય છે. ૧૯

સ્થાનહીન, રસ વિનાનું, શૂન્ય દૃષ્ટિથી મલીન અથવા ચેતના વિનાનું જે હોય તે અશસ્ત (હલકું) કહેવાય. ૨૦

ભૂલંબ જાણે લસતો હોય (ઝળહળતો હોય ? નાચતો હોય ?) તથા હે રાજા! જાણે બ્હીનો હોય, જાણે માધુર્ય હસતું હોય જાણે સજીવ દેખાય!— ૨૧

જાણે શ્વાસવાળું હોય એવું જે ચિત્ર હોય તે શુભ લક્ષણવાળું કહેવાય. ૨૨

હે રાજા આમાં જે ઉલ્લેખ માત્ર કર્યો છે તે વિસ્તારથી કહેવું હોય તો સેંકડો વર્ષમાં પણ ન કહી શકાય! ૩૬

આમાં જે નથી કહ્યું તે, હે રાજા, નૃત્યમાંથી જાણી લેવું: જે નૃત્યમાં ન કહ્યું હોય, તે, હે રાજા, ચિત્ર અહીંઆં યોજવું નહિ. ૩૭

કલાઓમાં ચિત્ર ઉત્તમ છે. ધર્મ, કામ, અર્થ અને મોક્ષ આપનારું છે. જે ઘરમાં એ પ્રતિષ્ઠિત હોય તે (ઘર) પ્રથમ મંગળવાળું છે. ૩૮

જેમ પર્વતોમાં સુમેરુ ઉત્તમ છે, પક્ષીઓમાં ગરુડ મુખ્ય છે, માણસોમાં રાજા શ્રેષ્ઠ છે, તેમ કલાઓમાં ચિત્રકલા છે. ૩૯

રસિકલાલ છોટાલાલ પરીખ

તેમ આકાશ તડકાની શેરો છોડતું ઊભું જ રહે છે. ન મળે વાદળાં, ન મળે ચાંદલાઓ. ચાંદો હોય તો યે વાસી રોટલાના કકડા જેવો ક્યાંક પડ્યો હોય. બધે એક જ રસ ફેલાએલો હોય છે. એને વીર રસ કહીએ કે રૌદ્ર? હું તો એને શાંત રસ જ કહું! શાંત રસ શીતળ જ શા માટે હોય? તપ્ત કેમ ન હોય?

ઉનાળાના દિવસો પરિણામે રમણીય હોય છે એવું પ્રમાણપત્ર આપવાની કશી જરૂર નથી. બપોરે પણ એ કાંઇ ઓછા રમણીય નથી હોતા. માત્ર એ રમણીયતા પારખવાની આંખો જોઇએ છે. બસ એટલું જ. ખરે બપોરે રસ્તાઓ જાણે પહોળા થાય છે; ગામગામ વચ્ચેનું અંતર વધે છે; શહેરમાં હજી યે વધારે વસ્તી માઇ શકે એવો ભાસ થાય છે; અને જાણે ઇશ્વરની એ લીલા આગળ ચરાચર સૃષ્ટિ તો શું પણ માનવ પ્રાણી પણ સ્તબ્ધ થઇ જાય છે.

તડકાની લહેજત પારખે છે એકલો પવન. એ સુખેથી ફાવે તેમ દોડે છે. નદીઓ પર પણ દોડે છે અને ટેકરીઓ ઉપરથી યે દોડે છે. સમુદ્ર હોય કે રણ હોય, એને દોડતાં જરા યે મુશ્કેલી પડતી નથી. એને કાંઇ છાયાના પગરખાં શોધવાં નથી પડતાં. એ જઇજઇને વૃક્ષોને પૂછે છેઃ 'કેમ મજામાં છો ને?' ઊંઘણશી ઝાડો માથું ધુણાવીને જવાબ વાળે છેઃ 'કેમ નહિ? કેમ નહિ?' આકાશની સમળીઓ પણ તડકાના રસમાં મજા માણે છે. જરા યે ઉતાવળ કર્યા વગર ગોળ-ગોળ ફરતી એ ઉપર ચડે છે અને નીચે ઊતરે છે. જાણે શાંત સાગરના યાત્રી વહાણો.

આવા તડકામાં જો મુસાફરી કરવાનો પ્રસંગ આવે તો શરૂઆતમાં થડી અઘઘડી જે તકલીફ થાય તે ખરી, પણ એક વાર પરસેવો છૂટ્યો એટલે પછી એવો તો આનંદ આવે છે કે જાણે તળાવમાં નહાતા હોઇએ. હા, પગ તળે રેતી હોય તો પગનાં ખિલિકટ થાય ખરાં. પણ એ વાંક કાંઇ તડકાનો નથી. अन्यस्मात् लब्ध पदा नीचो प्रायेण दुस्सहो भवति। रविरपि न दहति तादृक् यादृक् दहति वालुका निकरः॥ માણસ ધારે તો એનો ઉપાય કરી શકે છે. રજપૂતાનાના લોકો જોડા પહેરે છે એમાં ઉપરની નાની ઝભને ઠેકાણે ગોરની ફણા જેવું મોટું ચામડું જ બેસાડી દે છે. રેતીમાં ચાલતી વખતે રેતી તો ખૂબ ઊડવાની, પણ આ ફણાને લીધે પગ બચી જાય છે. રજપૂતો એને શું કહે છે એ કોણ જાણે. અરસિક અંગ્રેજો તો એને Sand guard (રેતરક્ષક) કહેવાના. પણ હું તો એને ખેતરની ફણા કહું.

સવાર સાંજ કરતાં બપોરે આકાશનો રંગ કંઇક ઓછો હોય છે એથી જ તડકો આટલો શોભે છે. ખંગ્રાસ ગ્રહણ વખતે તડકો કાળાશપડતો થાય છે, અને આકાશ પણ એવું ગમગીન દેખાય છે કે એને આશ્વાસન આપવા માટે તારાઓને પણ દોડી આવવું પડે છે. એના કરતાં તો ચોમેર ફેલાએલું ફિક્કું આકાશ હજાર ગણું સારૂં. અને એમાં જો પાતળાં વાદળા આવી જાય તો તો સંગેમરમરની શોભા જ જોઇ લો.

પણ તડકાનો આનંદ પ્રત્યક્ષ મળતો હોય તે વખતે શબ્દો લખવાનું પણ સૂઝવું ન જોઇએ. લાંબું લખીએ તો લેખિની પણ સુકાઇ જવી જોઇએ. પછી વિલિયમ કૂપર વિલાપ કરે તોપણ કશું લખાય નહિ.

શાંતિનિકેતનમાં ઉનાળાના દિવસો હતા. ખરે બપોરે કવિશ્રીને મળવા ગયો હતો. મેં એમને કહ્યું, 'કઅવસરે આવીને આપને તકલિફ આપું છું.' એમણે કહ્યું, 'તમે પણ તકલિફ ઉઠાવી છેસ્તો.' મેં કહ્યું, 'ના, મને તો તડકો ગમે છે; હું તો એનો આનંદ લૂંટું છું.' આ સાંભળતાં વેંત કવિશ્રી એકાએક પ્રસન્ન થયા અને કહે, 'હં, તમને પણ તડકામાં આનંદ આવે છે? હું તો પૂંજ તડકો હોય છે ત્યારે બારી આગળ આરામ ખુરશી નાખીને લૂમાં નહાઉં છું. મને એમાં ખૂબ જ આનંદ આવે છે. પણ હું તો માનતો હતો કે એવો શોખીન હું એકલો જ છું.' મેં વીનાંવીતાં વિનોદ કર્યોઃ 'રવિને પોતાનો તડકો ન ગમે તો ક્યાં જાય?'

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર



**વૃક્ષ**

• શાર્દૂલવિક્રીડિત •

સંન્યાસીજન, યોગીઓ, વળી બહુ વૈરાગીઓ યે ગયા,
વૃક્ષોનો પરમાર્થ કિંતુ નવ કો ધારી શક્યું સૃષ્ટિમાં.
પર્ણો છાંય ધરે, ફળો રસ દ્રવે, પુષ્પો સુગંધી ભરે,
ભૂલે ના પરમાર્થ મૃત્યુ પછી યે, કાષ્ઠી રૂપે યે બળે.

રતિલાલ શુકલ

**'જગતમાં જ્યાં સુધી આતતાયી રહેશે ત્યાં સુધી હાથમાં માથાં લઇ ફરનારા જુવાનો રહેશે' એ પરમ સત્ય પ્રબોધતું, જુવાનોને આદર્શ ચરિત્ર રૂપ જેનું છે તે,—તેજમૂર્તિ**



'**મા!** ભૂખ બહુ લાગી છે. ગાય દુઓ તો થોડું તાજું દૂધ પી લઉં!'

પરશુરામ સવારનો સમિધ લેવા ગયો હતો. પાછો આવ્યો ત્યારે તાપ બરાબર પડતો હતો. થાક પણ લાગ્યો હતો. સમિધનો તો મોટો ગાંઠડો બાંધીને આશ્રમના ફળિયામાં ઝુકાવી દીધો, ને પોતે ગાવડીને જ ટેકો દઇને બેઠો. બોકાંબોરાં ગાત્રે બોલાતી.

ઝૂંપડીનું બારણું ઉઘાડીને ઋષિ જમદગ્નિએ બહાર ડોકું કાઢ્યું. કપાળમાં ભસ્મ શોભી રહી હતી. કોટે રુદ્રાક્ષની માળા લટકી રહી હતી. બપોર થવા હતા એટલે હાથમાં કમંડળ લઇ પાદુકા પર ચડી નદી પર સ્નાન કરવા જવાની તૈયારીમાં હતા. પરશુરામને જોઇ તે બોલ્યા: 'થાક્યો લાગે છે. કેટલેક સુધી રખડ્યો?'

'કાંઈ બહુ થાક નથી લાગ્યો. પણ મારાં માતાજી ક્યાં ગયાં? કેમ બોલતાં નથી?'

'પર્ણકુટીના પાછલા ભાગમાં બેઠાં હશે. એના હૃદયને આજે ભારે આઘાત થયો છે; અને એમાં પાછું તેં દૂધ માગ્યું છે એટલે હવે તો મોં બતાવતાં હશે તોપણ નહિ બતાવે.'

'મેં દૂધ માગ્યું એમાં શું છે? માતાજી કહેશે તો હવે કાલથી નહિ માગું.'

'ના, ના, એમ નથી; પણ કામધેનુ વિનાનાં દૂધ તે હવે એવાં જ ના?'

પરશુરામના પેટમાં ધ્રાસકો પડ્યો. ચોમેર નજર ફેરવી તો આશ્રમમાં ન સમજી શકાય તેવી ઉદાસીનતા છવાઈ ગએલી લાગી. રમણવાન, સુરેણુ કાકનો પગસંચય પણ સંભળાતો ન હતો. 'કામધેનુ ક્યાં ગઇ?'

'કામધેનુ ગઇ રાજા કાર્તવીર્યની માહિષ્માની નગરી શોભાવવા. આ તરફ રાજા ફરવા આવ્યા હતા. અતિથિસત્કાર આપણે આપણા ધર્મ પ્રમાણે કર્યો. પણ રાજાને લોભ લાગ્યો કે કામધેનુ આપો. પછી મેં ના તો પાડી, પણ રાજહઠને કાંઈ પહોંચાય? ઉપાડી ગયા.'

'બળજોરીથી ઉપાડી ગયા? અને તમે કાંઈ બોલ્યા પણ નહિ?'

જમદગ્નિ હસી પડ્યા: 'ભૂલકણો કે? મારી પાસે તેં જ પ્રતિજ્ઞા લેવડાવી છે તે ભૂલી ગયો? મારે કદી ક્રોધ ન કરવો એવું તેં મારી પાસેથી વચન નથી લીધું?'

એટલામાં રેણુકા પર્ણકુટીની પાછળથી આવ્યાં. રડીરડીને તેમની આંખ લાલ બની ગઇ હતી. મોં કરમાઇ ગયું હતું. કેશ છૂટા વિખરાઇ ગયા હતા. પરશુરામ માતાનું આ સ્વરૂપ જોઇને ધ્રૂજી ઊઠ્યો. 'અરે મા! તમને શું થયું છે? એક કામધેનુ ગઇ તેમાં આટલાં રડો છો શું?'

'માડી! એ ચાંડાળ માહિષ્મતીનો રાજા. ને આપણે તો જંગલવાસી. આપણને તો કામધેનુનો આધાર હતો. પણ ચાંડાળ કાંઇ સમજે? સૌ રોતાં રહ્યાં ને

એ ઉપાડીને ચાલતો થયો. તારા પિતા તો સમુદ્ર જેવા. સમુદ્ર મર્યાદા મૂકે તો એ ક્રોધ કરે.'

'પિતાજી! તમે રાજાને વાર્યો હોત તો!'

'શિખામણ તો આપી. પણ તેં મારી પાસે પ્રતિજ્ઞા લેવડાવી છે, તે દિવસે મારું કહ્યું માન્યું ત્યારે, તે યાદ છે કે! મારાથી પ્રતિજ્ઞાભંગ કરીને ક્રોધ ન થાય.'

પરશુરામ બેઠો થયો. ભારીમાંથી પોતાની પરશુ ખેંચી કાઢી. 'લ્યો મા, થોડોક સાથવો લાવો, ચાલતો થાઉં રાજાને હું સમજાવી લાવું.'

'અત્યારે!—ના રે માડી, આપણે કામધેનુ જોતી જ નથી.'

પણ પરશુરામ જાણે સાંભળ્યું ન હોય તેમ ઝપાટાબંધ પર્ણકુટીમાં ગયો અને થોડોક સાથવો લાવી પરશુ પર લટકાવી લીધો. ખભા પર ધનુષ પણ ધારણ કરી લીધું. વીજળી જેવું તેજસ્વી ધનુષ ધારણ કરતાં જ પરશુરામની મુખમુદ્રા પણ જાણે પલટાઇ ગઇ.

ત્યાં ઊભાઊભા જ તેણે પિતા માતાને પ્રણામ કર્યા: 'લો, માતાજી! પિતાજી! હું કામધેનુને લાવ્યા પછી જ પાછો ફરીશ. તે પહેલાં તો આ આશ્રમ મને ખાવા દોડે છે!'

'અરે! પણ પરશુરામ! તું આવો રાજસી વૃત્તિનો જ રહ્યો? હવે ભલેને કાર્તવીર્ય ધેનુ રાખતો. એમાં શું ખાટુંમોળું થઇ જાય છે? આપણે બેચાર બીજી ધેનુ માગી લઇશું.'

'પિતાજી! હવે હું બ્રાહ્મણ નથી હો. આ તમારા સમિધનો સ્પર્શ હતો ત્યાં સુધી બ્રાહ્મણપણું હતું. હવે તો ભલી આ પરશુ ને ભલું આ કાળદંડ જેવું ધનુષ.'

રેણુકા ને જમદગ્નિ વધુ બોલે ને પહેલાં તો તે ચાલી નીકળ્યો. તેનું તેજસ્વી ધનુષ ઠેઠ દૂર સુધી ચમકારા ફેલાવી રહ્યું હતું. પરશુની તીક્ષ્ણ ધાર પર સૂરજનો તડકો પડવાથી તે વીજળીની જેમ ઝગારા મારી રહી હતી.

'ઓ પરશુરામ! થોડુંક દૂધ તો પીતો જા! ઓ બેટા!' રેણુકાનો અવાજ જંગલ વીંધીને નીકળવા માંડ્યો.

'ના, માં! મને એવી ભૂખ નથી લાગી. હું તો હવે કામધેનુનું જ દૂધ પીવાનો છું.'

'આ છોકરો આવો ને આવો રહ્યો!' ઋષિ બોલ્યા. 'એની તમે કાંઇ ફિકર કરતાં નહિ. પાંચને પહોંચીને પાછો વળે એવો છે.'

'એનામાં ક્ષત્રિયનું તેજ છે' 'પણ બ્રાહ્મણ થઇને ક્ષત્રિય ધર્મ સ્વીકારવો—' જમદગ્નિ બોલ્યા: અને પછી જાણે કાંઈ ન હોય તેમ શાંત સ્વસ્થ ચિત્તે નદી તરફ ચાલી નીકળ્યા.

પરશુરામ તો માહિષ્મતી પહોંચ્યો.

નર્મદાનાં સુંદર વાંસજાળ ઊંડાં પાણીના ધરા નજરે પડ્યા. જ્યાં જુઓ ત્યાં વિંધ્ય પર્વતની વનરાજી શોભી રહી છે. મોટા કિલ્લા ઊભા કર્યા હોય તેવી આરસ પથ્થરની નર્મદાની ભેખડો સૂર્યપ્રકાશમાં ચળકી રહી છે. જુવાન પરશુરામ આ સૃષ્ટિસૌંદર્ય જોઇને આશ્ચર્યચકિત થઇ ગયો. અલૌકિક અલકાપુરી જેવી માહિષ્મતી નગરી દૂરથી દેખાવા લાગી. પરશુરામે તો નગર બહાર નદી કાંઠે મુકામ કર્યો. થોડી વાર પછી રાજસૈન્ય તરફ પણ આંટો મારી આવ્યો.

એટલામાં કાર્તવીર્યનો કોઇ સૈનિક નજરે ચડ્યો. તેને પૂછ્યું: 'એ ભાઇ! તારું નામ શું!'

'કેમ વળી, તારે શું કામ છે? અહીં તારા જેવા બામણાં બ્રામણોનો હિસાબ નથી હો.'

'મારે તારા રાજાને સમાચાર દેવા છે.'

'શા સમાચાર છે?'

'બીજા શા હોય? ચોરની પેઠે જમદગ્નિના આશ્રમમાંથી કામધેનુ લઈ આવ્યો છે તે પાછી મોકલી દેવાનું કહેવડાવવું છે. કહેજે કે જમદગ્નિનો સૌથી નાનો પુત્ર પરશુરામ આવ્યો છે. પરશુરામનું નામ તો તેં સાંભળ્યું છે ના?'

સૈનિક તો ધ્રુંઆંપૂંઆં થઇ ગયો. પણ પરશુરામની સામે બોલવાની તેની છાતી ચાલી નહિ. પેલી ચળકચળક થતી ભયંકર પરશુ જોઇને જ એના તો હોશ ગગડી ગયા હતા.

'લે, આટલા સમાચાર પહોંચાડીશ ને?'

'હવે હાથે કરીને મોત કાં માગે છે? તું બ્રાહ્મણ છે એટલે રાજા તને સહિસલામત જવા દેશે. આ ધનુષ ને પરશુ મૂકી દઇને હજી પાછો ચાલ્યો જા. કાર્તવીર્ય રાજાને કોઇ પહોંચ્યો નથી, ને કોઈ પહોંચવાનો નથી.'

'પણ તું તારે આટલા સમાચાર આપજે ને?— પરશુરામ કામધેનુ પાછી પહોંચાડી દેવાનું કહે છે:— અને નહિતર દ્વંદ્વયુદ્ધ માગે છે.

'સારું.'

થોડી વારમાં તો માહિષ્મતી નગરીમાં ખળભળાટ થઇ ગયો. કોઇ તેજસ્વી ઋષિકુમાર નગરીની બહાર આવ્યો છે એવા સમાચાર સઘળે ફેલાઇ ગયા. ગઢની રાંગ ઉપર, મેદાનમાં ને નદીને કાંઠે માણસો ઊભરાવા લાગ્યાં. પરશુરામનું તેજ, એની અડગ મૂર્તિ, પેલી ભયંકર પરશુ અને વીજળી જેવું મનુષ્ય સૌ જોઇ રહ્યાં.

એટલામાં તો રાજા કાર્તવીર્ય બહાર આવ્યો. તેના સોનેરી રથ પર સૂર્યનો તાપ પડવાથી ને ઝગાંઝગાં થઇ રહ્યો હતો. સૈનિકો તેને વીંટળાઇને ચાલતા હતા. તેના રથનાઘોડાના હણહણાટથી આખુંમેદાન ગાજી ઊઠ્યું હતું. રાજા કાર્તવીર્યનો એવો તો પ્રભાવ હતો કે ઘડીભર નર્મદાજીનાં જળ પણ ડરતાં હોય તેમ ચૂપચાપ થઇ ગયાં.

સૂકું પાંદડું ખરે તોપણ સંભળાય એવી કારમી શાંતિ લોકોની મેદનીમાં ફેલાઇ ગઇ.

રાજા મેદાનમાં આવ્યો. એની જબરદસ્ત કાયા પાસે પરશુરામ કોમળ બચ્ચા જેવો લાગવા માંડ્યો. પણ વીજળીના જેવું આંજી નાખનારું પરશુરામનું તેજ લોકોને આકર્ષી રહ્યું હતું. નહિ બહુ જાડું કે નહિ બહુ પાતળું એવું એનું શરીર સાક્ષાત્ સામર્થ્યની પ્રતિમા જેવું સીધું ટટ્ટાર ઊભું હતું.

'રાજા! તું મારા પિતાની કામધેનુ લઇ આવ્યો છે તે હું પાછી લેવા આવ્યો છું!' પરશુરામે દૃઢતાથી સીધેસીધી વાત જ શરૂ કરી.

કાર્તવીર્ય મશ્કરીમાં હસ્યો. એના પડઘા જેવા સૈનિકો પણ હસી પડ્યા. 'કૃપાળુ ઋષિરાજ! આ કોની નગરીમાં આપ પધાર્યા છો તે ખબર છે?'

રાજાનો કટાક્ષ સાંભળીને વળી સૈનિકો હસ્યા.

'મારે તો તને એક જ સીધી વાત કરવાની છે: કાં કામધેનુ પાછી દે અને નહિતર યુદ્ધ કરવા તૈયાર થા!'

'કૃપાળુ મહાત્મા!' રાજાએ તો મશ્કરી જ આદરી: 'કામધેનુ તો અમારે ત્યાં શોભે. તમારે તો મહારાજ, લંગોટી જોઇએ. તમને મહાત્માને એવો વૈભવ છાજે?'

પરશુરામે જવાબ સાંભળ્યો. એની મુખમુદ્રા પર એક વિલક્ષણ ફેરફાર થઇ ગયો. તેણે સ્કંધ પરથી પરશુ ઉતારી. અને આકાશ સામે જોઇ રહ્યો. 'પિતૃઓ! આ પરશુ આજે હું ઉપાડું છું અને યુદ્ધનો રસ પહેલવહેલો માણું છું. હવે એ રસ મારે ઊતરશે ને તમે જાણો.' એણે આકાશમાં સુસવાટો થાય તેવી રીતે પરશુને ચારે તરફ ફેરવી.

સૈનિકો એકદમ પાછા હઠી ગયા. રાજા કાર્તવીર્યે પોતાનો રથ પાછો હઠાવી લીધો. 'બામણો મરવા જ આવ્યો છે' એમ કહીને તે રથમાંથી કૂદી બહાર આવ્યો.

બંનેની વચ્ચે યુદ્ધ જામ્યું. પરશુરામે પોતાની પરશુથી કાર્તવીર્યના—સહસ્રાર્જુનના—હજાર હાથનો એક પછી એક ઉચ્છેદ કરવો શરૂ કર્યો. લોહીની ધારાથી જાણે શંકર નહાતા હોય તેમ પરશુરામનું શરીર એવા શોણિતસ્નાનથી શોભવા લાગ્યું. દિગ્મૂઢ બની ગયા હોય તેમ સૈનિકો તો આ જોઈ જ રહ્યા!

કાર્તવીર્યને રણભૂમિમાં રોળીને પરશુરામ માહિષ્મતીમાં ગયો. જેણેજેણે યુદ્ધ કરવાની ઇચ્છા કરી તેને કાપી નાખ્યા. સૈનિકોનાં ટોળાં ફરી વળ્યાં ત્યારે હજારો બાણ છોડીને તેમને વીંધી નાખ્યા અને અંતે કામધેનુને હાંકીને ચાલતો થઇ ગયો.

માતા રેણુકા તો હમેશાં તેની આવવાની રાહ જોતાં બહાર જ ઊભાં રહેતાં. શોણિતસ્નાનથી સાક્ષાત્ શંકર જેવા શોભતા પરશુરામને કામધેનુ સાથે પાછો આવેલો જોઇને તેમની આંખમાં હર્ષાશ્રુ આવ્યાં.

'આવ્યો બેટા? રાજાએ માની દીધું ના?'

'માન્યું તો નહિ, મા! પછી શું કરું? પરશુ ચલાવી!'

'અ રે રે!'

'લો, હવે તમે ગાય દોવા બેસો; હું નદીમાં સ્નાન કરીને આવું છું. મારે કામધેનુનું દૂધ પીવું છે.'

પરશુરામ નદી ઉપર નહાવા માટે ચાલ્યો ગયો.

'પરશુરામ! વત્સ! મનુષ્યને માટે ઈશ્વરનો માર્ગ તો આ જ છે;—મેં અહણ કર્યો તે. ક્રોધનો નાશ; સ્પૃહા નહિ; સૌની સાથે પ્રેમ અને પ્રેમથી જ જગતને જીતવાની સાચી મહત્ત્વાકાંક્ષા. એ જ સાચો માર્ગ છે.'

'તમારી વાત સાચી છે પિતાજી! પણ મારા અંતરમાં જે અગ્નિ પ્રગટ્યો છે તે એક વખત સઘળા મહોન્મત્તોનો નાશ કરશે ત્યારે જ શાંત થશે. મુંગે મોઢે જુલમ સાંખનાર માણસને જોઇને મને કાંઇકાંઇ થઇ જાય છે.'

પ્રભાતની કૂમળી કૂંણી પવનની લહેરખીમાં પિતાપુત્ર વાત કરી રહ્યા હતા. પરશુરામ સમિધ લેવા જવાની તૈયારી કરતો હતો. રેણુકા એક તરફ વાછરડાને સાથે

હાથ ફેરવતાં ઊભાં હતાં. પરશુરામના ભાઈઓ કોઈ કામે બહાર ગયા હતા.

એક અર્થભરી દૃષ્ટિથી જમદગ્નિ રેણુકાને નિહાળી રહ્યા. 'તમે પરશુરામને ક્ષત્રિયકર્મમાં રસ લેતો કર્યો છે, પણ આપણને એ બોજ ભારે પડશે હો!'

'કોણે, મેં રસ લેતો કર્યો? એ તો મૂળથી જ એવો છે. જુલમ સાખી જ શકતો નથી. જુલમીને જુએ કે ઊછળીને ઊભો થઈ જાય. જુઓને આ વાછરૂને કોઈ દિવસ ખીલે બાંધતી નથી, પણ વખતે બાંધું તો પરશુરામ એને બંધનમુક્ત કરે ત્યારે જ શાંતિ પામે. એનો સ્વભાવ જ એવો છે!'

ઋષિ માયા ભરેલી દૃષ્ટિએ પરશુરામને જોઈ રહ્યા. સશક્ત સ્નાયુબદ્ધ શરીર ઉપર તેજના તો ફુવારા ફૂટતા હતા. સ્કંધ પર ઉપનયન શોભતું હતું. પણ ઉપનયનને ઢાંકી દે તેવી વીજળી જેવી પરશુ પણ પડી હતી.

'વત્સ! તું સમિધ લઈને જલદી પાછો આવજે. માથે કાર્તવીર્યના પુત્રો જેવા દુશ્મનો છે એટલે એકલો આઘે જતો નહિ હો!'

પરશુરામ બેઠો થયો. ઋષિ કાંઈ વધુ બોલ્યા નહિ, પણ એમના અંતરમાં જાણે ઊંડુંઊંડું ઊગી આવ્યું હોય તેમ સજળ નેને એને જતો જોઈ રહ્યા. એમને મનમાં અગમ્ય વેદના થતી હતી કે વખતે ફરીને પિતા પુત્ર નહિ મળીએ!

'પરશુરામ! ભાઈ! મારી એક વાત સાંભળતો જા.'

પરશુરામ પાછો ફર્યો: 'શી આજ્ઞા છે પિતાજી?'

'પરશુથી દુનિયા જીતવા કોડ છોડી દે, અને પેલા ત્રણ પવિત્ર સૂત્રતંતુ ઉપર ધ્યાન ચોંટાડ, ભાઈ!'

પરશુરામે પિતાને પ્રણામ કર્યા: 'પિતાજી! મને ઉપનયન પણ વહાલું છે; પરશુ પણ વહાલી છે. હું બંનેને શોભાવવા યત્ન કરીશ. બેમાંથી એકેને નહિ લજવું.'

જમદગ્નિએ તેને માથે હાથ મૂક્યો: 'જા, વત્સ જા, પાછો સત્વર આવજે. મેં તો તારું મોં જોવા માટે જ તને ફરી બોલાવ્યો. મને ઊંડુંઊંડું લાગે છે કે આ ઠંડા પવનની લહરીની પાછળ જાણે લોહીની નદી છુપાઈ રહી છે. આજનું સવાર જ કાંઈક એવું લાગે છે.'

'તો હું ઘેર જ રહું.'

'ના, ના; તું તારે જા. મારામાં કોઈને મારવાની શક્તિ નથી, પણ જાતને બચાવવાની તાકાત તો છે જ ના? જા, બેટા; પાછો જલદી આવજે. બહુ દૂર ન જતો.'

પરશુરામ ચાલી નીકળ્યો. ઘણે સુધી જમદગ્નિ એની પાછળ જોઈ રહ્યા. જ્યારે એ દૃષ્ટિથી બહાર ચાલ્યો ગયો ત્યારે ઋષિ શાંત ચિત્તે પર્ણકુટીમાં ગયા. રેણુકા વાછડાને લઈ કામધેનુની સેવામાં પડ્યાં.

પણ ઋષિની કલ્પના ખોટી ન હતી. સવારના શાંત પવનની પાછળ લોહીની નદી છુપાઈ રહી હતી. થોડીવારમાં રથનો ઘરઘરાટ સંભળાયો. ઘોડાના હણહણાટના અવાજથી આશ્રમભૂમિ ગાજી ઊઠી અને 'ક્યાં છે પેલો છોકરો પરશુરામ?' એમ બોલતા સશસ્ત્ર સૈનિકો આશ્રમમાં પેઠા.

રેણુકા બહાર આવી: 'પધારો રાજન્, ઋષિ પર્ણકુટીમાં..' પણ રેણુકાના શબ્દો બહાર નીકળ્યા ન નીકળ્યા ત્યાં તો એક પ્રતાપી જેવા જણાતા મહાન પુરુષે ધક્કો મારીને પર્ણકુટીનું બારણું પાડી નાખ્યું. ને ઉઘાડી તલવારે તે અંદર દોડ્યો.

'ડોસલા! છોકરાને બહુ ફટવ્યો છે પણ લેતો જા!' જમદગ્નિના સ્કંધ પર તલવારનો ઘા પડ્યો.

લોહીની ધારાથી નહાતા બ્રહ્મદેવ જેવી જમદગ્નિની કાયા શોભવા લાગી. ઘા મારનારો પણ ઋષિના મોં પર ફરકતું આછું સ્મિત જોઈને, શરમાઈને પાછો હટ્યો.

'રા.. મ!' જમદગ્નિ બોલ્યા: 'રા.. મ! વત્સ પરશુરામ!' રેણુકા એકદમ દોડ્યાં. પણ એક હાથે એનું બાવડું પકડીને સૈનિકે ઊભાં રાખી દીધાં.

ઋષિએ રેણુકા સામે જોયું. એ જ નિર્વિકારી, ક્રોધરહિત, શાંત નજર હતી. 'પરશુરામને સંભાળજે!' એટલું જ એ બોલી શક્યા.

એટલામાં તલવારનો બીજો ઘા પડ્યો. ક્રોધનો એક શબ્દ પણ બોલ્યા વિના ઋષિ જમીન પર ઢળી પડ્યા. રેણુકાએ બે હાથે મોં ઢાંકી દીધું: 'રે ચાંડાળ! આ ઘા પરશુરામ સહન નહિ કરે'

'તો પરશુરામને ય કાપી નાખીશું; ચાલ, કામધેનુ ક્યાં છે? આગળ કરી દે!'

ઋષિપત્ની નીચે ઢળી પડ્યાં. કાર્તવીર્યના પુત્રો આવ્યા હતા તેવા ઝપાટાભેર આશ્રમમાંથી નીકળી ગયા.

રેણુકા ઋષિ પાસે જઈ છાતીફાટ આક્રંદ કરવા લાગ્યાં. પણ લોહી નીગળતું ઋષિનું તો માત્ર શબ જ પડ્યું હતું.!

નિયમ પ્રમાણે પરશુરામ જંગલમાંથી પાછો ફર્યો. આશ્રમ પાસે આવે છે ત્યાં ફૂલછોડ છૂંદાઈ ગયેલા દીઠા; ગાય વિનાનાં વાછરડાં અત્યંત કરુણ અવાજે ભાંભરી રહ્યાં હતાં; અને 'ઋષિજી! એક વાર તો બોલો, હું રેણુકા તમને બોલાવું છું' એવો માતા રેણુકાનો હૃદયભેદક વિલાપ પણ સંભળાતો હતો. પરશુરામ ઉતાવળો ઉતાવળો આશ્રમમાં પેઠો.

એને જોતાં જ જાણે ફરિયાદ કરતાં હોય તેમ અનેક વાછરડાં દોડીને એને વીંટળાઈ વળ્યાં. આખો આશ્રમ ખેદાનમેદાન પડ્યો હતો. પર્ણકુટી પાસે રેણુકા ચોધાર રુદન કરી રહ્યાં હતાં. પરશુરામ માતા પાસે ગયો.

'મા! શું થયું?' રેણુકાએ જમદગ્નિના શબ તરફ ડૂસકાં ભરતાંભરતાં નજર કરી.

'અરર!' પરશુરામ એકદમ પિતાના શબ પાસે બેસી ગયો. એમના લોહીના ઘાથી પૃથ્વી ભીંજાઈ ગઈ હતી અને પાસે લોહીનું ખાબોચિયું ભરાયું હતું.

'પિતાજી!' – રૂંધાએલા અવાજે પરશુરામ બોલ્યો.



તેમાં સાથ પુરાવતાં હોય તેમ, અત્યંત કરુણ અવાજે વાછરડાં પણ ભાંભર્યાં.'

'અરેરે! ગાંડાઓએ મારા પિતાને હણી નાખ્યા. એમણે મારી મદદની આશા રાખી મને બોલાવ્યો હશે.'

પછી રેણુકા પાસેથી મોઢેમોઢ બધી વાત જાણી. કાર્તવીર્યના પુત્રોએ આ કામ કર્યું છે એવું સાંભળીને પરશુરામે ફરી પોતાની પરશુ સજ્જ કરીને કાળદંડ જેવું પેલું ધનુષ હાથમાં લીધું.

'પિતૃઓ!' પરશુરામે એ જ વખતે અને ત્યાં જ પ્રતિજ્ઞા કરી 'પિતાનું પાર્થિવશરીર શબ જોતાં છતાં જો હું ક્ષમાધર્મ સ્વીકારું તો મારી પરશુ લાજે. મારે તો મારે રસ્તે જ કામ કરવું છે. હું આજથી શસ્ત્રધારી બનું છું; અને જ્યાં સુધી દુશ્મનોના લોહીથી ભૃગુઓને તૃપ્ત નહિ કરું ત્યાં સુધી શસ્ત્રત્યાગ કરીશ નહિ.'

પરશુરામે પિતૃઓને લોહીની અખંડિત ધારાથી તૃપ્ત કર્યા. ક્ષત્રિયકુળનો મદ ઉતારી નાખ્યો. લોહીના મોટા મોટા પાંચ ધરા ભરી પિતૃઓને તૃપ્ત કર્યા. દુનિયાએ ક્યારેય નહિ જોએલો એવો લોહીધર્મ એણે ચલાવ્યો.

એક વખત પોતાના સુવર્ણરથમાં બેસીને તે વિચરતા હતા. એમનું પ્રિય રણક્ષેત્ર સમંતપંચક લોહીના ધરાઓથી શોભી રહ્યું હતું. ચોમાસામાં પ્રગટ થતા ઇંદ્રગોપના રંગ જેવા, ક્ષત્રિયોના લાલચોળ લોહીનું દર્શન એમને ઊંડો સંતોષ આપી રહ્યું હતું. એક વખત નહિ, બે વખત નહિ, પાંચદસ વખત નહિ, પણ એકવીસ વખત એમણે પૃથ્વીને ક્ષત્રિય વિહોણી બનાવી હતી. જ્યાંજ્યાં જુલમ જોયો, જ્યાંજ્યાં શસ્ત્રના ખડખડાટથી શાંતિ અને નમ્રતાની વિડંબના થતી જોઈ, ત્યાંત્યાં પરશુરામે હજારોનો સંહાર કરીને પૃથ્વીને નિર્ભય બનાવી દીધી. તેમણે જાતે એક જ ધ્યેય સ્વીકાર્યું હતું કે કોઈપણ પ્રકારની સત્તાની ખોટી શેહ પૃથ્વી ઉપર પડવા જ નહિ દઉં. આજે પૃથ્વીને સુરક્ષિત છતાં સત્તાધિકારી વિહોણી જોઈને એ મનમાં રાચી રહ્યા હતા. પેલા તરફ લોહીના પાંચ ધરા સૂર્યના તાપમાં ઝગારા મારી રહ્યા હતા. હવે એમની પ્રતિજ્ઞા – પિતૃઓને લોહીની હાથાંજલિ આપવાની –પૂરી થઈ હતી.

સમિધ લઈને જંગલમાંથી દોડતા આવતા પરશુરામને બદલે આજે તો મોટા વિસ્તારવાળા રથમાં બેઠેલા વિજયી સેનાપતિ નજરે પડતા હતા. થનગનાટ કરતા બે ઘોડા રથને ખેંચી રહ્યા હતા. ચારે તરફ ગગનમાંથી મઢેલી સોનેરી ભરતકામની સુવર્ણરેખાઓ જાણે સૂર્યના તાપમાં ઝાંઝવાં થઈ રહ્યાં હતાં. તેમાં પરશુરામ સૈનિકને છાજે એવી વીરોચિત ઢબથી બેઠા હતા. સૂર્યચંદ્રના ચિહ્નવાળું કવચ શરીર ઉપર શોભતું હતું. કાળદંડ જેવું ધનુષ હાથમાં લીધું હતું. ચંદનવર્ણા બાવડાંનાં મોટાં હાથને રાખી રહ્યાં હતાં. આભૂષણો ઉપર સોનાના કડાં ઝળકતાં હતાં. સમિધ લાવનારા



ને ભરવાડની માફક ગાયો ચારનારા બ્રાહ્મણના પુત્રે આખી દુનિયાને સત્તાની ખોટી શેહમાંથી મુક્ત કરીને એક વખત તો પૃથ્વીમા રાજનિરપેક્ષ રાજરચના કરી મૂકી.

પણ આજે પરશુરામના અંતઃકરણમાં એક જાતનો વિષાદ છવાઇ ગયો હતો. પોતે પોતાના અતુલ પરાક્રમથી ક્ષત્રિયકુળનું નિકંદન તો કાઢી નાખ્યું; પણ એકલું રક્ષણ આપવાથી સામાન્ય પ્રજામાં નવું તેજ પ્રગટ થઇ શક્યું નથી. અને તેથી અંતે થોડો સત્તાની શેહ નીચે જ દબાયા કરશે, એ પરમ સત્ય આજે પહેલવહેલું તેમના અંતઃકરણમાં સ્ફૂર્યું હતું. તેમના અંતઃકરણમાં લોહીધર્મમાંથી નિવૃત્તિ લેવાની ઇચ્છા પ્રગટ થઈ હતી. પેલી શસ્ત્રસંન્યાસની ઘડી હવે આવી પહોંચી હતી. એમની વિષાદમય મનોદશામાંથી એક જ સ્વર નીકળ્યા કરતો હતો: 'શસ્ત્રસંન્યાસ ગ્રહણ કરું કે ન કરું?'

'શસ્ત્રસંન્યાસ લઉં તો સત્તાની ખોટી શેહ દુનિયામાં ફરી નહિ પ્રગટે ? બળ એ જ સર્વસ્વ છે એવી દુષ્ટ સામ્રાજ્યભાવના ફરી નહિ જન્મે ? અને શસ્ત્રસંન્યાસ નહિ લઉં તો આ લોહીથી ખરડાએલા હૃદયને શાંતિ ક્યારે મળશે ?'

અને સામંતપંચકના લોહીના ધરામાંની તરફ જ-



**કાળગીત** ચિત્રકાર • જગમોહન મિસ્ત્રી

ભાઈ જગમોહન મિસ્ત્રીને કાવ્યમય પ્રસંગો પર ચિત્રો રચવાનો ખાસ શોખ જણાય છે. ઝીણી ટાંકથી એકસરખું રેખાભરત કર્યું હોય ત્યારે તમે અચૂક તેમનું ચિત્ર કહી શકો. માનવ ખોપરીની તુંબી પર કરોડની દંડિકા ચઢાવી ગાઈ રહેલી જોગણી મૃત્યુ અવતાર કાળનાગ અને બળતી ચિતાનું રુદ્રગીત આ ચિત્રમાં વહાવી રહી છે. કઠોર જીવનવિમર્ડે આ યુવાન ચિત્રકારને અભ્યાસ અને અનુભવની તકો ઓછી આપી છે, છતાં તે વખતોવખત ઉપર આવવા આજળ મથન કરીને પોતાના આત્માનો પરિચય આપી રહ્યા છે.

ન્મનાં હોય એવાં હજારો ને લાખો મનુષ્યો એમની નજર સામે ખડાં થઇ ગયાં. કેટલાંક કંગાલ મુડદાંની માફક કરગરી રહ્યાં હતાં: 'ઋષિવર! એક વખત જીવતદાન આપો;—એકજ વખત!' જાણે મુડદામાં જ ચોડી હોય એવી, ભયંકર નિરાશા ભરેલી હજારો તરસી આંખો એમની સામે તાકીને જોઇ રહી હતી. ગાઢ અંધકારમાં રાતા રાતા. સિંદુરનાં ધાબાં જેવા, વણસૂકાએલા હજારો શરીરના ઘા, કાલાગ્નિની ઝાળ જેવા એમની સામે જોઈ રહ્યા હતા: 'જુઓ! આ તમારો જીવનધર્મ!' હજારો હૈયાં, 'ઇશ્વરે સૌને આપેલી શુદ્ધ હવા થોડીક લેવા દ્યો—થોડીક લેવા દ્યો—પછી મારી નાખો' એમ બોલતા, અને રાખોડી રંગના ભયંકર કડવા ધુમાડાના ગોટેગોટામાં વીંટાઇને, હાથપગ પછાડી પ્રાણ છોડતા એમની નજર આગળ તરવરતા હતા. શરીરમાં વીજળીના આંચકા ઉપર આંચકા અનુભવતા હોય તેમ પરશુરામ મનમાં ધ્રુજી ઊઠ્યા: 'અરેરે! આ સઘળું મેં શા માટે કર્યું?'

અને એમની કલ્પનાની આંખ સામે બાલ્યાવસ્થા, સમિધ લેવાની મજા, સાદી ઝૂંપડી, પિતા જમદગ્નિ, માતા રેણુકા—એક પછી એક ચિત્ર રૂપે ખડાં થવા લાગ્યાં. તે ઘડીભર આંખ મીંચી ગયા. માતા રેણુકા ગાય દોહીને, 'લે પરશુરામ તાજું દૂધ!' એમ બોલી એમની સામે પાત્ર ધરી રહ્યાં હતાં. કડવો ધુમાડો પીવડાવીને હજારો સૈનિકોને એક ક્ષણમાં હણી નાખનાર સેનાપતિનું હૃદય, પોતાના જ વિજયના સ્તંભ જેવા, લોહીથી ભરેલા ધરાની પાસે નરમ બનીને માતૃભક્તિનું શુદ્ધ આંસુ વહાવી રહ્યું હતું! બીજી જ ક્ષણે જનોઇવઢ કપાએલા પિતાનું શબ અને માતાનું રૂદન જાણે એમણે સાંભળ્યાં. એમના ચહેરા પર અસલનું ઉગ્ર તેજ ચમકી ઊઠ્યું. એમણે પોતાના લોખંડી હાથને સુવર્ણના રથ પર ઠોક્યો: 'જગતમાં જ્યાં સુધી આતતાયી રહેશે, ત્યાં સુધી માથાને હાથમાં લઇને ફરનારા જુવાનો રહેશે. ત્યાં સુધી લોહીધર્મ રહેશે. અને આ સમંતપંચક, લોહીનીગળતા સ્વજનના શબને આતતાયીના લોહીથી નવડાવવાના ભવ્ય લોહીધર્મનું પ્રતીક બની રહેશે. દરેક યુગમાં આતતાયીના લોહીથી પ્રગટાવેલો આ દીપક ચિરસ્થાયી તીર્થ રૂપે શોભશે!'

અને એમનો આ વિચાર પૂરો થયો ન થયો એટલામાં સમંતપંચકના અતળ ઊંડાણમાંથી જાણે આવે તેમ પરશુરામના કાન પર શબ્દો અથડાયા. ચારે પાસ જોયું. રણક્ષેત્રની ભયંકર શાંતિ હતી. નજર કરી તો એમણે ઊભા કરેલા ભૂતાવળના પડછાયો વિલીન થતા હતા. શબ્દો સ્પષ્ટ હતા, ગંભીર હતા, કરુણ રસથી ભરેલા હતા:

'વત્સ! પરશુરામ! હું જમદગ્નિ, તારો પિતા, તને પૂછું છું કે તને—ઋષિસંતાનને વેરની આ મદિરા કોણે ચખાડી? હવે તારો શસ્ત્રધર્મ પૂરો થયો, તો શસ્ત્રત્યાગનો નવો ધર્મ ગ્રહણ કરી લે.'

'અને અમારો માર્ગ જ ખરો છે, ભાઇ! કોઇ પણ યુગમાં સત્તાનો નશો ઉતારવા સત્તાનું પ્રદર્શન નહિ, પણ સત્વનું દર્શન જ જરૂરી છે.'

આ છેલ્લો અવાજ પિતામહનો હતો.

તે દિવસથી પરશુરામે શસ્ત્રસંન્યાસ ધારણ કર્યો. પણ એમના હૃદયમાં એક જ ઇચ્છા રહી ગઇ: 'જ્યારે નિરાશ્રિતને, નબળાને, સજ્જનને પીડાતો જોઉં ત્યારે શસ્ત્રધારી બનીને દોડું. સત્યને સાચવવા હમેશાં હથિયાર હાજર રાખું.' એમણે શસ્ત્રત્યાગ કર્યો પણ ત્યાગની આટલી મર્યાદા બાંધી.

ત્યાર પછી તો મહેન્દ્ર પર્વત પર રહેતા એ તપસ્વીની અનેક કસોટીઓ થઇ ગઇ. એવી એક કસોટી દશરથના પુત્ર રામ સાથે થઇ. બીજી ગાંગેય ભીષ્મ સાથે થઇ.

'**અ**મે વનવાસી ઋષિઓ તને શો માર્ગ બતાવીએ? સંન્યાસધર્મ કઠિન છે. તું તારા પિતાને ત્યાં પાછી જા.'

એક અત્યંત શાંત જંગલની પર્ણકુટીમાં, જાણે અકાળે ખીલેલી વસંત હોય એવી, કાશીરાજની સૌથી મોટી પુત્રી અંબાને ઋષિમુનિઓ સાંત્વન આપી રહ્યા હતા. અંબા બોલતી ન હતી; મૂંગી બેઠી હતી. પણ એની ઉગ્ર હૃદયવેદના ચહેરા પર સ્પષ્ટ જણાતી હતી.

'સમજી બેટા? તું પાછી જા. પિતાને ત્યાં જા.'

બન્યું હતું એવું કે કાશીરાજે પોતાની ત્રણ પુત્રીઓનો સ્વયંવર રચ્યો હતો ને તેમાં સૌથી શ્રેષ્ઠ પરાક્રમીને કન્યાઓ પરણશે એવી શરત મૂકી હતી. ભીષ્મ ત્યાં આવ્યા. હજારો મુકુટધારીઓને ખુલ્લા શબ્દોમાં તેમણે કહ્યું, 'આવ્યા આવો, કન્યાઓને હું લઇ જાઉં છું.' અને રણક્ષેત્ર પર સૌને હરાવી તે કન્યાઓને હસ્તિ-

નાપુર લઇ આવ્યાં. પોતે તો રાજરક્ષક, આજન્મ નૈષ્ઠિક બ્રહ્મચારી હતા, એટલે હસ્તિનાપુરના રાજવી, પોતાના સાવકા ભાઇ વિચિત્રવીર્ય માટે કન્યાઓ લાવ્યા હતા. પણ હસ્તિનાપુર આવ્યા પછી સૌથી મોટી કન્યા અંબાએ કહ્યું, 'હું તો શાલ્વ રાજાને મનથી વરી ચૂકી છું.' ભીષ્મે તરત તેને શાલ્વ રાજાને ત્યાં મોકલી આપી. શાલ્વ રાજાએ તેને સ્વીકારવા ના પાડી. હવે એ અંબા વનમાં આવી ઋષિમુનિઓને આપવીતી કહી રહી હતી.

'અમને કાંઇ ખબર નથી પડતી કે તારે માટે શું કરવું જોઇએ. તું પિતાને ત્યાં પાછી જા એટલું જ કહી શકાએ.'

ઉગ્ર સ્વભાવવાળી ક્ષત્રિય રજપૂત કન્યા ઊછળી: 'ત્યારે તમારો પ્રતાપ અને પ્રભાવ આટલાં જ છે? જે ઋષિમુનિઓ દેશનો ન્યાય જાળવવા સ્વાર્પણ કરતા એનો વારસો તો તમે ઠીક જાળવ્યો લાગે છે!'

'હે કન્યા! તું જરા શાંત થા, શાંત થા. અમારી આંખે એક જ ઉગ્ર પ્રતાપી પુરુષ દેખાય છે જે તને ન્યાય અપાવી શકે.'

'કોણ?'

'મહાપ્રતાપવાન જામદગ્ન્ય.'

અંબાના સદ્ભાગ્યે એટલામાં જ પરશુરામનો સારથી અકતવ્રણ ત્યાં આવ્યો. કાલે સવારે જામદગ્ન્ય પોતે જ આવે છે એ સાંભળી અંબાને શાંતિ થઈ. એનું બિચારીનું તેજ હણાઇ ગયું હતું.

બીજે દિવસે પરશુરામ આવ્યા ત્યારે અંબાને તો સાક્ષાત્ શંકરદર્શન થયાં હોય એટલી ધીરજ મળી ગઇ. અન્યાયને મૂળમાંથી જ દાબી દેવાની ઉગ્ર શક્તિ આ તપસ્વીમાં એને જણાઇ.

તેજમૂર્તિ, દુરાધર્ષ, મહાપ્રતાપી જામદગ્ન્ય જટા અને કૌપીનથી તપસ્વી જેવા લાગતા હતા. એની આસપાસ ઋષિમુનિઓના વૃંદ ચાલ્યાં આવતાં હતાં. એમના એક હાથમાં ધનુષ હતું, બીજા હાથમાં પરશુ શોભી રહી હતી. એક તરફ કાળાની જીભ્હા જેવું ખડ્ગ લટકતું હતું. જટા અને ખડ્ગ એકબીજાને શોભાવી રહ્યાં હતાં. પરશુરામને જોતાં જ પ્રૂસકારે લચતી લતાની પેઠે અંબા એમના ચરણમાં લોટી પડી.

'પુત્રી! કોણ તું?'

અગ્નિની સામે જોવાય તો પરશુરામની સામે મીટ મંડાય. નીચું વદન રાખીને જ અંબા બોલી: 'હું અભાગિની, કાશીરાજની જ્યેષ્ઠ પુત્રી અંબા. મારે ભારતવર્ષના સર્વશ્રેષ્ઠ પરાક્રમશાળી પુરુષ સામે ફરિયાદ છે.'

'ફરિયાદ છે?'

'હસ્તિનાપુરના મહાપરાક્રમી ભીષ્મે મને સ્વયંવરમંડપમાંથી હરી. મારા પિતાએ મને સ્વયંવરમાં, પૈસાને બદલે 'પરાક્રમ' રૂપી પૈસાથી વેચી. મારા વાંછિત સ્વામી શાલ્વે તજી. આજે હવે હું અનાથ તમારે શરણે આવી છું.'

સુકુમાર કરમાએલો દેહ, નવયૌવન અને કન્યાનો નિર્દોષ ચહેરો જોઇને ભાર્ગવનું હૃદય પીગળી ગયું.

'દોષ કોનો ભીષ્મનો છે? ભીષ્મ તો મારા છોકરા જેવો છે. એને તો મેં ભણાવ્યો છે.'

'દોષ કોનો કહેવાય? હે ભાર્ગવ! હું તો સમજી શકતી નથી કે દોષ કોનો કહેવાય? જંગલીની માફક મારું વેચાણ કરનાર પિતાનો કે પવિત્રપણાનું વ્યર્થ અભિમાન રાખનાર શાલ્વનો કે અખંડ બ્રહ્મચારી છતાં બીજાને માટે મને હરનાર ભીષ્મનો? કોનો? ભીષ્મનો, શાલ્વનો કે કાશીરાજનો?'

જામદગ્ન્ય ઘડીભર સ્થિર થઇ ગયા. દોષ કોનો છે તેનો નિર્ણય આપવા આંખ મીંચી ગયા.

'દોષ ભીષ્મનો છે.' તેમણે શાંત પણ દૃઢ અવાજે કહ્યું. 'શક્તિ એ ઇશ્વરની આપેલી જવાબદારી છે. એનો ઉપયોગ થાય. પ્રદર્શન ન કરાય. દોષ ભીષ્મનો છે.' પરશુરામે આંખ ઉઘાડી ત્યારે એમાં ઉગ્ર તેજનો ચળકાટ જોઈ અંબા બે પગલાં પાછી હટી ગઇ.

'દોષ ભીષ્મનો છે.'

'ભીષ્મનો છે.' ઋષિમુનિઓના વૃંદે પડઘો પાડ્યો.

'ચક્રવર્તી થવાના મોહમાં, પોતાનું બળ પ્રદર્શિત કરવાના તોરમાં જે યુદ્ધ કરે તેને હણી નાખવો એવી મારી પ્રતિજ્ઞા છે. સામ્રાજ્ય સ્થાપવાની ઘેલછાએ દુનિયાને વારંવાર કંગાલ કરી મૂકી છે. ગમે તેવા મહાપરાક્રમી પાસેથી કંગાલમાં કંગાલને પણ ન્યાય મળવો જ જોઇએ. માટે હું કાં તને ભીષ્મ પાસેથી ન્યાય અપાવીશ અથવા ભીષ્મને હણીશ. ચાલ, અમારી સાથે હસ્તિનાપુર ચાલ.'

ઋષિમુનિઓના વૃંદથી વીંટાઇને પરશુરામ કુરુક્ષેત્ર પહોંચ્યા. ભીષ્મને ખબર પડી કે ગુરુ આવ્યા છે. ગુરુના સત્કારની સર્વ સામગ્રી તૈયાર કરી તે પણ કુરુ-

ક્ષેત્રમાં આવ્યા.

પણ પરશુરામ તો ઉગ્ર અને અન્યાયને એક ઘડી પણ ન સાંખવાની જુવાન વૃત્તિવાળા જ હતા. તેમણે તો ભીષ્મને તરત ઉધડા લીધાઃ 'અલ્યા તું નૈષ્ઠિક બ્રહ્મચારી! તને તે વળી કન્યાનાં સાટાંદોસાં કરવાની વેપારી રીત શોભે? આ અબળાને ઉપાડી લાવ્યો અને એનું જીવન વેડફી નાખ્યું એ ન્યાય ક્યાંનો?'

ભીષ્મે પરશુરામને શાંત કરવા યત્ન કર્યોઃ 'પણ મેં તરત જ એને શાલ્વ રાજાને ત્યાં મોકલી આપી.'

'શાલ્વે શું કહ્યું તે તો તેં જાણ્યું ના?'

'હા.'

'હવે તારો કાંઈ ધર્મ ખરો કે નહિ?'

'કહો તો શાલ્વને હરાવી લાવું!'

'એવી ખોટી સત્તાની શેહથી પૃથ્વી ધરાઇ ગઇ છે. મને તો તેં એકલે હાથે રાજાઓને હરાવ્યા તેની સામે પણ વાંધો છે. એવું કયું લોકકલ્યાણનું કામ હતું કે તારે રાજાઓને હરાવવા પડ્યા? એવી સમ્રાટ્-ભાવના માટે જ આ પરશુ હજી મેં રાખી મૂકી છે.'

'જેને રાજ્ય જ નથી, એને વળી સામ્રાજ્યનું સ્વપ્ન હોય? મેં તો પિતા શાંતનુ માટે જે વચન આપ્યું છે તે પાળવામાં જ જીવન વ્યતીત કર્યું છે. છેવટ સુધી એ વચન ટકી જાય એટલે બસ.'

'ત્યારે આ નિર્દોષ કન્યાનું?'

'તમે કહો તે બદલો આપું.'

'તું પોતે પરણ, કારણકે તેં હરણ કર્યું છે.'

'પૃથ્વી રસાતાળ જાય પણ મારી પ્રતિજ્ઞા ન લોપાય. જીવનની હર પળે જાગૃત રહીને એને મેં જાળવી છે.'

'પ્રતિજ્ઞાનો એટલો બધો મોહ છે? કે એ ટેક પણ ઊંડે-ઊંડે સામ્રાજ્ય સ્થાપવાની ક્ષત્રિયભાવનાનો પડઘો છે?'

'એ મોહ નથી, સિદ્ધાંત છે; જીવનધ્યેય છે. પિતૃઋણ માટે તમે કર્યો તેવો મારી શક્તિ પ્રમાણેનો શ્રદ્ધાધર્મ છે.'

'તો મારી પણ પ્રતિજ્ઞા છે કે કોઇ અશરણ, દુઃખી, અનાથ આવે ત્યારે જીવનના સઘળા બળથી મદદ કરવી.'

અત્યંત દુઃખથી થોડી વાર તો ભીષ્મ આંખ મીંચી ગયા. કાંઇ બોલ્યા નહિ. ગુરુની સામે લડવું એ દુઃખરૂપ હતું. જીવનની પેઠે જાળવેલી ટેક છોડવી તે એના કરતાં પણ વધારે દુઃખરૂપ હતું. શું કરવું? 'તમને તપસ્વીને, બ્રાહ્મણને, ક્ષમાધર્મ ફેલાવનારને, શાંતિના દૂતને આ શસ્ત્રધર્મ છાજે છે?' ભીષ્મે દીન સ્વરે કહ્યું: 'તમારે હાથે મને અન્યાય થાય છે.'

પરશુરામ ઘડીભર ચિંતનમાં પડી ગયા.

'ભીષ્મ! તું મારો શિષ્ય છે. મારું વચન રાખ. આ કન્યાને અન્યાય થયો છે. એ અન્યાય હું ચલાવી લઉં તો મારો ફેલાવેલો ભવ્ય લોહીધર્મ લાજે. અને હવે તારી ટેક તો સચવાઇ ગઇ છે.'

'ગુરુદેવ! મેં માછીરાજને વચન આપ્યું છે. મારું વચન નહિ ફરે.'

'ત્યારે હું પણ મારે શરણ આવનારને અન્યાય નહિ ખમવા દઉં.'

'તો પછી પરશુરામ-ક્ષત્રિય સામે ભીષ્મ તૈયાર છે.'

'બસ, ત્યારે ચાલો.'



એ પછી સત્તાવીસ દિવસ સુધી કુરુક્ષેત્રમાં ગુરુ-શિષ્યનું યુદ્ધ થયું. ભીષ્મ કે પરશુરામ કોઈ કોઈને જીતી શક્યા નહિ. બે અણનમ યોદ્ધાઓમાંથી કોઇપણ પાછો હઠ્યો નહિ. શોણિતઝરતા ભીષ્મ કેસુડાથી ભરેલા ખાખરા જેવા, અને રૂધિરભરેલા પરશુરામ વસંતે ખીલેલા પાંગરા જેવા શોભી રહ્યા. પણ પરશુરામ ભીષ્મને જીતી શક્યા નહિ. એમનો ભવ્ય લોહીધર્મ આજે માનખંડન સહન કરી રહ્યો. શસ્ત્રસંન્યાસની સાચી ઘડી આવી હોય એમ એમને લાગ્યું. ઋષિમુનિઓએ બંનેને આ વ્યર્થ યુદ્ધમાંથી વિરામ પામવા કહ્યું.

ભીષ્મનો રૂપેરી રથ, ધોળા હંસ જેવા ઘોડા, ચંદ્ર જેવી શ્વેત ધજા, સુંદર શ્વેત કવચ, ધોળું છત્ર અને ધોળાં વસ્ત્રાભૂષણ સઘળાં ભીષ્મની પિતૃભક્તિ જેવાં શોભી રહ્યાં હતાં.

પરશુરામે પોતાનો સોનેરી રથ ભીષ્મની નજીક લીધો. સૂર્યચંદ્રના પ્રકાશથી ઝળાંઝળાં થતું એમનું કવચ તેજના ઓઘ વર્ષાવી રહ્યું હતું.

'ભીષ્મ! મારે માટે હવે શસ્ત્રસંન્યાસની સાચી ઘડી આવી પહોંચી છે. તેં મને હરાવ્યો, કારણકે તારું પરાક્રમ સત્તાના શોખમાંથી નહિ, પરંતુ સિદ્ધાંતના પ્રેમમાંથી જન્મ્યું છે. પણ તેં આ કન્યાને સત્તાના મદમાં હરી હતી, માટે તું એક દિવસ અગ્નિના જેવી ભયંકર કાળરાત્રિને આ કુરુક્ષેત્રમાં જ જોઇશ.'

'ગુરુદેવ! એ બધું ઠીક, પણ અત્યારે તો મારી ટેક જળવાય છે!'

'એ ટેકની પાછળ શું છે?'

'પિતાની ભક્તિ!'

'ના ના, સાધારણ રાજાની વિલાસવૃત્તિ. જા, એ ટેકની ખાતર આ છોકરીનું તેં જીવન હણી નાખ્યું છે, માટે કુરુક્ષેત્રની આ રણભૂમિ . . . . . .

'ગુરુદેવ! શું શાપ આપો છો?'

દિશાઓ ભરી દેતું પરશુરામનું હાસ્ય સંભળાયું: 'શાપ? ગાંગ! એટલી પણ ખબર નથી કે એ વાણીના વિલાસ કરતાં પરશુ ઉપર જ મને વધારે વિશ્વાસ રહ્યો છે. હું તો તને શું બનશે તે કહું છું.'

'શું બનશે?'

'પેલી કાશીરાજની પુત્રી જોઈ?'

'સ્ત્રીઓને એમ ધારીધારીને જોવાની મને ટેવ નથી, ઇચ્છા પણ નથી.'

'ફિકર નહિ. હું તને કહું. એ છોકરીની આંખમાં વૈરનું ખાઈ ખૂન વહી રહ્યું છે. સમંતપંચકનો ભયંકર ધર્મ એને આકર્ષી રહ્યો છે.'

ભીષ્મનો હસવાનો અવાજ સંભળાયો: 'ગુરુદેવ! તમારાથી ન ડરનારો હવે છોકરીથી ડરશે?'

'તને ખબર નથી, ભીષ્મ! એ છોકરી નથી. શક્તિ છે. આ કુરુક્ષેત્રનું તીર્થ હવે પછી જે લોહીનીગળતી ક્ષત્રિયસંહારની કાળરાત્રિ જોશે, તેમાં આ કાશીરાજની પુત્રી વૈરશુદ્ધિનો રુધિરભીનો ધર્મ બજાવશે.'

ભીષ્મ પરશુરામની સામે જોઇ રહ્યા. પરશુધારી તપસ્વીના ચહેરા પર અત્યારે કોઇ સ્વપ્નદ્રષ્ટાનું તેજ પ્રકાશી રહ્યું હતું.

'તમે હાર્યા માટે હવે હારવાનો ધર્મ તો બજાવવાના નથી ના?'

પરશુરામે વીંધી નાખે એવી એક દૃષ્ટિ ભીષ્મ સામે ફેંકી. હજારો પરશુ કરતાં એ દૃષ્ટિમાં વધારે ઉગ્રતા હતી: 'છોકરા! કોણ હાર્યું છે? તારો ફેલાવેલો પિતૃભક્તિનો ધર્મ આવતી કાલે હતો ન હતો થઇ જશે. શાંતનુ રાજા કે સત્યવતી બંનેમાંથી એકેમાં પૃથ્વી પર ટકવાનું બળ નથી. અને મારું આ સમંતપંચક તો હમેશને માટે યુદ્ધતીર્થ રહેશે. અન્યાય સહન ન કરવાનો, સત્તાની શેહમાં ન દબાવાનો, મારો ફેલાવેલો ભયંકર અને ભવ્ય લોહીધર્મ હથેળીમાં માથું લઇને ફરનારા જુવાનો જ્યાં સુધી છે ત્યાં સુધી રહેશે. સમંતપંચક અમર છે. બોલ હવે કોણ હાર્યું?'

ભીષ્મ એક મૂંગી દૃષ્ટિથી પરશુરામને નિહાળી રહ્યા.

એટલામાં અંબા આવી.

'હવે હું જાઉં છું. તમારી શક્તિ તમે અજમાવી જોઇ!'

'હા, કલ્યાણિ! પુત્રી! તું જા. ભીષ્મને શરણે જા.'



હજારો નાગણીના દંશ ભર્યા હોય એવું વિકટ હાસ્ય સંભળાયું. એ સાંભળીને ભીષ્મ અદ્ધર થઇ ગયા. પરશુરામ ચોંકી ગયા.

'હું ભીષ્મને શરણે જાઉં અને હવે?'

'ત્યારે?'

'ત્યારે શું? હું દેહ પાડીશ, અગ્નિને શરણે જઇશ: એવા દૃઢ સંકલ્પથી કે મને ન્યાય મળવો જ જોઇએ.'

'બસ ત્યારે ખુશીથી જા. અગ્નિને પી જનારી તારી શક્તિ સમંતપંચકના વૈરશુદ્ધિના ધર્મને બરાબર પિછાની ગઇ છે. જા, ખુશીથી જા.'

અંબા અદ્ભુત રીતે ચાલી ગઇ. એ ચાલમાં લાખો વીંછીના આંકડાનું ઝેર ભર્યું હતું.

પરશુરામે હવે સાચો શસ્ત્રસંન્યાસ સ્વીકાર્યો. ઋષિઓના વૃંદથી ઘેરાઇને તે મહેન્દ્રાચલ તરફ ચાલ્યા ગયા.

યુગયુગનો યુદ્ધધર્મ જોતા નિર્માણ થએલું કુરક્ષેત્ર એમની પાછળ હતું તેવું ને તેવું શાંત બની ગયું.

'ધૂમકેતુ'

'ધૂમકેતુ'ના '**તેજની મૂર્તિઓ**' નામના હવે પછી પ્રકટ થનારે પુસ્તકમાંનાં ચરિત્રોમાંનું એક

ચિત્રોમાં વાણી પ્રગટાવીને, તેમનાં મૌન નૃત્યોમાં અવાજ પૂરીને એ પડછાયાને બોલતાં કરનારી

# ટૉકી ફિલ્મ

### ની કારીગરી સમજાવતો લેખ

એક અજબ શોધને પરિણામે પડછાયામાં અવાજ પ્રગટ્યો છે; શબ્દોને સંગીતની છાપી પડી જાય છે; સ્વરો અને નિશ્વાસો છપાઇ જાય છે; અને એ બધું ડાબલામાં પૅક થઇ દુનિયાને ચારે છેડે મોકલી શકાય છે ને ફરી વાર જોઇ તથા સાંભળી શકાય છે! તેની આ વાત રણજીત ફિલ્મ કંપનીના રેકૉર્ડિંગ એન્જિનિયર ભાઈ જમનાદાસ સુબેદારે ખાસ 'કુમાર' માટે લખી છે. ભાઇ જમનાદાસે આ કારીગરી માટે જાતમહેનતથી ઘરમેળે અભ્યાસ કરી જે સિદ્ધિ મેળવી છે તે માટે તેમને અભિનંદન ઘટે છે. ગુજરાતના તે એક આદર્શ યુવાન છે અને વિજ્ઞાન ને કળાના વહોળા વિસ્તાર પર હજુ યે તે લાંબી નજર કરી રહ્યા છે.

"મારા કેટલાક ઉત્સુક કળાપ્રેમી મિત્રોને મારા નવા પ્રયોગો ચાલતા જોવાની ઇચ્છા થવાથી અમારા સ્ટુડિયોમાં તેમને નિમંત્રણ આપ્યું હતું. નક્કી કરેલે દિવસે સાડા અગિયાર વાગ્યે તેઓ બધા અમારા સ્ટુડિયોમાં હાજર થયા. કામ શરૂ થવાને હજી લગભગ અરધોએક કલાકની વાર હતી તેથી બધાને બેસાડી મેં બોલતી ફિલ્મનો થોડો પૂર્વ ઇતિહાસ કહેવા માંડ્યો; કારણકે પછી ફિલ્મ લેવાતી હોય ત્યારે સ્ટુડિયોમાં બધા નકામા અવાજો રોકવાની જરૂર રહે છે.

'અમારૂં કામ શરૂ થાય તે પહેલાં ટૉકી ફિલ્મની ઉત્પત્તિ કેમ થઇ તે વિષે બે શબ્દો અસ્થાને નહિ ગણાય,' મેં શરૂ કર્યું. 'જ્યારથી ચલંત ચિત્રોની શોધ થઇ ત્યારથી કેટલાએક શોધકો ચિત્ર સાથે અવાજ કેમ મેળવવો અને બંને એકીસાથે કેમ ચલાવવાં તેની શોધ કરવા મથી રહ્યા હતા.

વર્ષોના અથાગ પરિશ્રમ પછી ધંધાદારી દૃષ્ટિએ પહેલું સફળ બોલતું ચિત્રપટ રજુ કરવાનું માન 'વૉર્નર બ્રધર્સ વિટાફોન કૉર્પોરેશન'ને મળ્યું.

એ ચિત્રપટમાં અવાજ ગ્રામોફોન રેકૉર્ડ ઉપર ઉતારેલો હતો. રેકૉર્ડિંગ મશિન (અવાજ છાપનારૂં યંત્ર) અને ફોટોગ્રાફિક કૅમેરા બંને એકસાથે જોડેલાં હોવાથી તથા ચિત્ર બનાવતી વખતે પણ પ્રૉજેક્ટિંગ મશિન અને રેકૉર્ડની ગતિ ગોઠવી લેવાથી ચિત્રના હલનચલન પ્રમાણે અવાજ નીકળતો. આ રીતે કામ ચલાવતાં વાંધો એટલો જ આવતો કે ફિલ્મ બતાવતી વેળા અકસ્માત તે તૂટી જાય તો અવાજ આગળપાછળ થઈ જતો; અથવા ગ્રામોફોનની પિન રેકૉર્ડ ઉપરથી છટકી જાય તોપણ અવાજ આગળપાછળ થઇ જતો.

આ મુશ્કેલીમાંથી છૂટવાનું પહેલું માન 'ફૉક્સકેસ કૉર્પોરેશને' લીધું. તેની પદ્ધતિમાં ચિત્ર તથા અવાજ એક જ ફિલ્મ ઉપર ઊતરતાં એક ખાસ બનાવટનો ઇલેક્ટ્રિક લૅમ્પ (જેને અમે એ લૅમ્પ કહીએ છીએ) તેની અંદર ઍમ્પ્લીફાયરમાંથી આવતો અવાજ અથડાતો અને તે લૅમ્પનું તેજ એ અવાજના આંદોલનો પ્રમાણે ઝબકયા કરીને તે ઉપરથી ફોટોગ્રાફિક ફિલ્મ પડતી. 'ફૉક્સ'ની આ શોધ પછી ફિલ્મ ઉપર રેકૉર્ડિંગ કરવાની રીતોમાં કૂદકે ને ભૂસકે સુધારાવધારા થવા માંડ્યા.

હવે આપણે પાએક કલાક ટૉકી બનાવવાનો સામાન નજરોનજર જોવામાં ગાળીએ.' એક કાળા રંગના સ્ટૅન્ડ ઉપર મોટા દડા જેવું કાંઇક પડેલું હતું તેની પાસે અમે પહેલાં ગયા. તેને સાઠેક ફૂટનો વીજળીનો તાર જોડેલો હતો. 'ટૉકી ચિત્રપટનું સૌથી અગત્યનું અંગ આ છે. એને માઇક્રોફોન કહે છે.




ટૉકી ચિત્રપટનું સૌથી અગત્યનું અંગ માઇક્રોફોન; જે ઍક્ટરના અવાજને ઝીલે છે.

ઍક્ટર જ્યારે આ માઇક્રોફોનની સામે બોલે છે ત્યારે તેના અવાજનાં આંદોલનો માઇક્રોફોનની અંદર રહેલી એક ડિસ્કને ધ્રુજાવે છે. આ ધ્રુજારી માઇક્રોફોનની અંદર આપેલા ઇલેક્ટ્રિક કરન્ટ સાથે મળીને

આ લાંબા તાર વાટે મુખ્ય ઍમ્પ્લીફાયર (અવાજ પ્રગટાવનાર યંત્ર)માં જાય છે. ચાલો, સામેની ગાડીમાં મુખ્ય ઍમ્પ્લીફાયર તથા સાઉન્ડ રેકૉર્ડિંગ કૅમેરા મૂક્યા છે તે તમને બતાવું.

માઇક્રોફોન મૂકીને અમે બધા અમારી સાઉન્ડ ટ્રક પાસે ગયા. તેમાં એક મોટો લંબચોરસ રેડિયો સેટ જેવો દેખાતો ડબો પડ્યો હતો જેને મેં સાઉન્ડ રેકૉર્ડિંગ ઍમ્પ્લીફાયર તરીકે ઓળખ્યું.



માઇક્રોફોને ઝીલેલા અવાજને આ ઍમ્પ્લીફાયર મોટો બનાવીને રેકૉર્ડિંગ લૅમ્પ તરફ ધકેલે છે

માઇક્રોફોનની અંદરથી જે સ્પીચ કરન્ટ (અવાજની ધ્રુજારીનો પ્રવાહ આવે છે તે એટલો બધો નબળો હોય છે કે પોતાની મેળે સાઉન્ડ રેકૉર્ડિંગ લૅમ્પને ચલાવવા અસમર્થ છે. એટલે તે કરન્ટને રેકૉર્ડિંગ લૅમ્પ માટે જોઇતા પ્રમાણમાં મોટો કરવાનું–ઍમ્પ્લીફાઇ કરવાનું કામ આ ઍમ્પ્લીફાયરનું છે. આમાં અવાજ મોટો થયા પછી જ તે રેકૉર્ડિંગ લૅમ્પને અપાય છે. તમને જાણીને આશ્ચર્ય થશે કે માઇક્રોફોનમાંથી નીકળતા અવાજને રેકૉર્ડિંગ લૅમ્પ પૂરતો કરવા માટે લગભગ એક લાખ ગણો વધારવો પડે છે!

હવે જુઓ આ રેકૉર્ડિંગ લૅમ્પ. એમાં શું થાય છે તે હું તમને બતાવું.'

મેં મારા આસિસ્ટન્ટને ઍમ્પ્લીફાયર ચાલુ કરવા કહ્યું. તરતજ રેકૉર્ડિંગ લૅમ્પમાં એક બ્લુ રંગની લાઇટ થઇ ગઈ. મેં પછી એક ઍક્ટરને માઇક્રોફોનમાં કંઇક બોલવા કહ્યું. જેમ તે બોલતો ગયો તેમતેમ તેના ઝટકાથી પેલા બ્લુ લાઇટનું તેજ વધતું ઓછું થઇ ઝબકારા મારતું ગયું.



રેકૉર્ડિંગ લૅમ્પના ઝબકારા ઝીલીને આ રેકૉર્ડિંગ કૅમેરા ફિલ્મ ઉપર તે છાપે છે.

'આ લૅમ્પ અમે સાઉન્ડ રેકૉર્ડિંગ કૅમેરામાં મૂકીએ છીએ. તેમાં આ લૅમ્પના તેજની સામે એક ફોટો ફિલ્મ પસાર થતી રહે છે. જુઓ નીચેનું ચિત્ર.'



જેમજેમ રેકૉર્ડિંગ લૅમ્પનું તેજ અવાજના આંદોલનોથી ઓછું વધુ થતું જાય છે તેમતેમ ફિલ્મની ઉપર વધારે ઓછી ડેન્સીટી (ઘેરાપણા)ના આંકા પડતા જાય છે. આમ ચિત્રપટનો સાઉન્ડ રેકૉર્ડ તૈયાર થાય છે.

હવે તમે જોશો કે ફિલ્મ ઉતારવાનો અને અવાજ ઉતારવાનો કૅમેરા બંને જુદા છે. શરૂઆતમાં આ બંને ફિલ્મો જુદીજુદી બને છે. પછી તેની થીએટરમાં




ઍમ્પ્લીફાયરે મોકલેલા અવાજના નાનામોટા ઝટકા પ્રમાણે આ રેકૉર્ડિંગ લૅમ્પમાંની બત્તી વધુઓછા ઝબકારા મારે છે.



ડાબી બાજુ : રેકૉર્ડિંગ લૅમ્પના આંદોલનો વડે સાઉન્ડ નેગેટિવ ઉપર પડેલા આંકા. જમણી તરફ : એ આંકા તથા ફોટોગ્રાફિક પ્રિન્ટ બંને સાથે ઉતારેલી પાકી ફિલ્મ.

બતાવવા માટે પૉઝિટિવ પ્રિન્ટ (સવળી નકલ) તો પાછળથી તૈયાર થાય છે. તેમાં અવાજના આંકા અને ચિત્રો બંને એક જ ફિલ્મ ઉપર સાથે છાપી લેવામાં આવે છે.

સાઉન્ડ ફિલ્મને લૅબોરેટરીમાં ડેવેલપ (પાકી) કરવામાં અમારે અત્યંત સંભાળ લેવાની જરૂર પડે છે. કેટલાયે ડેવેલપિંગ ટેસ્ટ લેવાયા પછી જ મૂળ ફિલ્મ ડેવેલપ થાય છે. એ ડેવેલપિંગની પદ્ધતિમાં જો જરા પણ વાંધો આવ્યો તો અવાજનું મૂળ સ્વરૂપ ફેરવાઈ જાય છે અને તે પડદા ઉપર અત્યંત ખરાબ સંભળાય છે. અમેરિકન લૅબોરેટરીઓમાં તો નેગેટિવો ડેવેલપ કરવાનું કામ ઑટોમૅટિક મશિનો (આપમેળે કામ કરતા) દ્વારા થાય છે જેથી તેમાંથી એકધારું કામ નીકળે છે. હિંદુસ્તાનમાં હજી એ મશિનો દાખલ થવા નથી તેથી લૅબોરેટરીમાં સંભાળપૂર્વક કામ કરવાની કેટલી આવશ્યકતા છે તેનો ખ્યાલ આવશે. બોલતાં ચિત્રપટોનો લગભગ બધો આધાર પાકી રીતે અને બરાબર શાસ્ત્રીય પદ્ધતિથી કરેલા આ ડેવેલપિંગ ઉપર જ છે.

હવે તમે એમ પૂછશો કે બંને ફિલ્મો જુદીજુદી લેવાયા છતાં એક જ પૉઝિટિવ ઉપર ઉતારતી વખતે તેની જગ્યા અને અવાજ આગળપાછળ ન થતાં એક-સરખાં કેમ આવી શકે? આ મુશ્કેલી ટાળવા સારૂ ફોટોગ્રાફિક કૅમેરા તથા સાઉન્ડ કૅમેરા (બંનેને) એક સરખી ગતિથી ચલાવવા માટે ખાસ પ્રકારની ઇલેક્ટ્રિક મોટરો બનાવવામાં આવી છે. એ મોટરો વડે બંને કૅમેરા ચલાવવાથી તે બેની ગતિમાં એક દોરા પૂર પણ ફેર થઈ ન શકે.'

એટલામાં પિક્ચર કૅમેરા પાસેથી અમારા ડાયરેક્ટરની બૂમ સંભળાઈ: 'Ready for Rehearsal' (રીહીયર્સલ માટે તૈયાર) એકેએક જણ ચૂપ બની ગયું. મેં મારા મિત્રોને બાજુમાં બેસાડી દીધા. ઍક્ટરો પોતાના અભિનય પ્રમાણે તૈયાર હતા. હું નરન સાઉંડ ટ્રકમાં રેકૉર્ડિંગ ઍમ્પ્લીફાયર પાસે જઈ બેઠો. માઇક્રોફોનની જગ્યા મુકરર કરીને રીહીયર્સલ શરૂ થયું. બે મિનિટમાં તો રીહીયર્સલ ખલાસ થયું. મેં કહ્યું 'Trial O.K.' (અખતરો બરોબર છે.) કૅમેરામૅને કૅમેરા ઉપર Silencing cover ચડાવ્યું. કારણકે કૅમેરાને પણ જો એ રીતે જો બંધ ન કર્યો હોય તો કૅમેરાનો અવાજ પણ માઇક્રોફોન ગ્રહી લે છે.



સાઉંડ પ્રૂફ કવર સાથે કૅમેરા

'Ready?' (તૈયાર?) ડાયરેક્ટરે છેલ્લી વાર પૂછ્યું. જવાબમાં મેં ઘંટડી વગાડી. સ્ટુડિયો એકદમ શાંત થઈ ગયો. એક જ સેકંડમાં ફોટોગ્રાફિક ને સાઉંડ કૅમેરા ગતિમાં આવી ગયા. સીન શરૂ થયો. બરાબર એક મિનિટ ને ત્રિસનાવીસ સેકંડમાં સીન પૂરો થયો. 'O.K.' હું કહી બોલ્યો 'બસ બીજા સીનની તૈયારી કરો' ડાયરેક્ટરે હુકમ કર્યો; અને અમે સ્ટુડિયોમાંથી નીકળી ગયા."

સીન દરમિયાન પાત્રોએ કાઢેલા દરેક નાનામોટા અવાજનું પ્રમાણ સાચવીને ફિલ્મ ઉતારવાની જવાબદારી રેકૉર્ડિંગ એન્જિનીઅરની હોય છે. તેની પાસે પોટેન્શિઓમીટર નામનું યંત્ર હોય છે. તેની મદદથી તીક્ષ્ણ અગર વધુપડતું કરીને તે દરેક અવાજ કુદરતી



રણજીત ફિલ્મ કંપનીના રેકોર્ડિંગ એન્જિનીઅર શ્રી જમનાદાસ સુબેદાર: સાઉન્ડ રેકોર્ડિંગ લેતા.



હવે આ આલેખન જોવાથી સમજાશે કે બોલનાર ઍક્ટરની છબી તથા તેનો અવાજ બંને કૅમેરા એકીસાથે ઝડપીને એક જ સરખી ગતિથી કેવી રીતે ઉતારે છે.

લાગે તેટલો જ પાડે છે. જરૂર પડતા સીસકારા કે કાગળ ફાડવાનો અવાજ પણ તે બરોબર નોંધી શકે છે.

"હવે થીએટરમાં ફિલ્મ કેમ બતાવાય છે તથા પડદા પરથી અવાજ કેમ સંભળાય છે તે સમજી લઈએ. ફિલ્મની છાપ તૈયાર થાય ત્યારે પીક્ચર તથા સાઉન્ડ બંને એક જ ફિલ્મ ઉપર હોય છે એમ આપણે અગાઉ જાણ્યું છે. થીએટરના પ્રોજેક્ટર મશિનની નીચે બીજો એક ડબો ગોઠવેલો હોય છે જે સાઉન્ડ હેડ કહેવાય છે. તેની અંદર એક દરવાજા જેવી ગોઠવણ હોય છે. જેની વચ્ચેથી સાઉંડ ટ્રૅક પસાર થાય છે. આ સાઉન્ડ ગેટની એક બાજુ એક અત્યંત તેજસ્વી ઇલેક્ટ્રિક લૅમ્પ હોય છે. આ લૅમ્પનું તેજ સાઉન્ડ ફિલ્મ સોંસરું થઈને સામે રહેલા એક ગોળા ઉપર પડે છે જેને ફોટો સેલ કહે છે. સાઉન્ડ ફિલ્મ ઉપર રહેલા વધારે ઓછી 'ડેન્સીટી' (ઘેરાપણા)ના આંકા જ્યારે ગેટમાંથી પસાર થાય છે ત્યારે લૅમ્પનું તેજ એ ડેન્સીટી અનુસાર વધારે ઓછા પ્રમાણમાં ફોટો સેલ ઉપર પડે છે અને તે વડે તે સેલમાં વધતો ઘટતો વીજળીક પ્રવાહ પેદા થાય છે જે એક રેડિયો ઍમ્પ્લીફાયરમાં મોટો થઈને પડદા પાછળ રહેલા લાઉડ સ્પીકરમાંથી બહાર પડે છે. અને ફિલ્મમાં બોલનાર વ્યક્તિનો ફોટોગ્રાફ તથા તેનો અવાજ આખા રીલમાં એક સાથે જ છપાએલા હોઈ કોઈ પણ વખત તે આગળપાછળ થઈ જવાની તો ધાસ્તી રહેતી જ નથી. એ આપણે જાણી ગયા." જમનાદાસ સુબેદાર





ડાબી બાજુ: 'સતી સાવિત્રી' નામના ચિત્રપટનો એક પ્રસંગ ઉતારતો રણજીત ફિલ્મ કંપનીનો સાઉન્ડ તથા પિક્ચર કૅમેરાઓનો સરંજામ. જમણી બાજુ: એ જ દૃશ્ય ટોકી વખતે પડદા ઉપર દેખાયું ત્યારે.



# કવિનો પ્રશ્ન



•શિખરિણી•

પ્રભો! તેં બક્ષેલી વિમલ વહશે કાવ્યઝરણી
હવે તો ધીમી કે ત્વરિત, ભમતી વિશ્વભવને,
ઊંડાણો ખોળંતી નિજ પરતણાં અંતરવને,
જગે ક્લેશાપન્ને સરલ અદની હર્ષઝરણી. ૧

પ્રભો! મર્યાદાઓ પણ તરતણી આ ઝરણને,
ન વાણી અર્થોના તટ પરહરી એ વહિ શકે;
તટે બેઠા જે કે જન જલતણો સ્વાદ પરખે,
રસે ડૂબ્યા પોતે મનથી વિસરે સૃષ્ટિરણને. ૨

ભલે આ પાણીને તટ વિરમિયાં શ્હેર ગરવાં,
કંઈ લોકો, યાત્રા, પરવ, કંઇ કે ઘાટ રચના;
પીએ, ન્હાયે, મારે ડૂબકી, જલના ખેલ મચતા,
ભલે માને સિદ્ધિ જન અહીં જ જો થાય મરવાં. ૩

અરે શું આથી આ સરિત હરખાશે રજસમી?
ધરા વીંટી ખારો જલધિ પડિયો ચણ્ડ ત્રમણો
નકામો, ને પૃથ્વીપટ પર કંઇ યોજન રણો
પડ્યાં, સૂકા દેશો, તરસ જગની દુ:ઃ વસમી! ૪

અરે આ લીટા શી સરિત જગના યોજનતણા
પટે ક્યાંથી વ્યાપે? સકળ જનના શુષ્ક અધરે
ન રે ટીપું ટીપું પણ જઈ શકે, એ દુઃખ ખરે,
થયું શું જો થોડા જન ન દરશાવે રંજ મણા? ૫

નદી નાની પાણી લઇ વહતિ આ મ્લાન જગમાં,
જદી પાણીથી યે પણ વધુ કંઇ ચીજ જીવવા
જરૂરી: ભૂખ્યાં કૈં ઉદર ભરવાં, અંગ ઢાંકવાં
નવસ્ત્રાં, નોધારાં, બલ ન ઉભવા કાજ પગમાં. ૬

કયમે એવા વિશ્વે સરિત જલને સાર્થક કરે?
મુખે શુ ભૂખ્યાંને જલ બસ સિંચ્યે ટાઢક વળે?
નવસ્ત્રાં અંગોને જલથિ કયમ રે હૂંફ જ મળે?
દરિદ્રી નોધારાં હૃદય જલ દેખી કયમ ઠરે? ૭

શું આ જ્યાંથી વ્હેતી સરિત ઉરનો અદ્રિ અદનો,
થતા ભૂકંપોમા પણ જડ સમો યે નવ હલે?
યુગોનાં જૂનાં જ્યાં પડળ પણ પૃથ્વી જ બદલે,
નહા શાને ઇચ્છું અડગ ગઢ આ આત્મ મદનો? ૮

**ટિપ્પણ:** કવિતા એક નદી છે. કવિનો પ્રશ્ન એ છે કે આ એકલી કાવ્યનદી જ જીવનને સાર્થક કરી શકશે? નદીની જેમ કવિતાની પણ સ્પષ્ટ મર્યાદાઓ તે જુએ છે. જગતમાં પાણીનો પુષ્કળ જથ્થો છે, પણ તેની અસમ વ્યવસ્થાને લીધે સહરા જેવાં મોટાં રણો ફેલાઈ રહ્યાં છે. પુષ્કળ દ્રવ્ય છે છતાં હજારો ગરીબો છે; પુષ્કળ અનાજ છે છતાં પ્રચંડ ભૂખમરો છે. એવે ઠેકાણે માત્ર એકલું કવન જ કર્યા કરવું એ એક નાની સરખી નદીએ બે કાંઠાની વચ્ચે વહ્યા કરવા જેવું છે. અલબત્ત, જેટલા ભાગમાં નદી વહે છે તેટલાને તો તે લીલોછમ તથા રસબસ કરી મૂકે છે. છતાં તેથી શું જગતના પ્રશ્નનો નિકાલ થશે?

એક વિચાર સૂઝે છે કવિતાનું ઝરણુ કોઈ હૃદય-બુદ્ધિના પર્વતમાંથી નીકળે છે. તેનો કંઇ ઉપયોગ ન થાય? ડુંગરોના શા ઉપયોગ હશે? તરત ધરતીકંપોથી થતા પ્રચંડ ભૌગોલિક ફેરફારો યાદ આવે છે. જૂની સૃષ્ટિ નવી સૃષ્ટિને સ્થાન આપે છે; સ્થળ ત્યાં જળ, ડુંગર ત્યાં મેદાન, એવી કૈં કૈં ઉથલપાથલો થાય છે; ખંડના ખંડ ડૂબી જઇ નવી જમીન નીકળે છે. આ સ્થુલ ધરતીકંપથી યે વધુ પ્રચંડ એક સૂક્ષ્મ ધરતીકંપ જગત હાલ અનુભવી રહ્યું છે. એ મહાન ક્રાન્તિના સમયે કવિ પોતાના હૃદયગિરિનો સદુપયોગ કરી લેવા ઇચ્છે છે. એક ડુંગર જો ડૂબી જાય તો બીજી કેટલી યે જમીન નીકળી આવે. ડુંગરનાં જંગલોનાં લાકડાં તાપવા, બાળવા ને સળગાવવાના કામમાં આવે. તેમની રાખનું ખાતર થાય. એ ખાતરથી વધુ સારી ખેતી થાય. એથી લોકોને વધુ પુષ્ટિ મળે. આ રીતે લોકોના જીવનમાં વ્યાપી જવાય. અને તેટલા વખતમાં નદી કદાચ ડુંગરનો નાશ થવાથી વહેતી બંધ થઇ ગઇ હોય, તોપણ તેનું દરિયામાં ગયેલું પાણી વરસાદ રૂપે સ્થળેસ્થળે પહોંચી ગયું હશે. પેલાં જંગલની રાખ ઉપર જ તે સીંચાય; એ બંનેનો સુયોગ થતાં નવી અન્નસૃષ્ટિ જન્મે; અન્નરૂપે તે જનશરીરમાં પ્રવેશે; ને પેલી નદીનું સંગીત તો અનંત કાળ સુધી ચાલુ રહે જ,—પાણીની વરાળ ને વરાળનું પાણી થયા કરે એ રીતે; અને નવું જીવન પામેલી જનતાના કર્ણ દ્વારા જનશરીરમાં બેઠેલા ડુંગરના અંશો જાતે જ પોતાની નદીના સંગીતને સાંભળે. એ લાગ મળે તો કેવું?

**કઠીણાર અર્થ:** ૧ ક્લેશાપન્ન-દુ:ખી; અદની—નાની. દુઃખી જગતમાં થોડોએક આનંદ અરનારી કાવ્યનદી. ૨ સૃષ્ટિરણ—નદીને કાંઠે વસનારાઓને જગતનાં રણોનો થોડો જ ખ્યાલ હોય છે. ૩ નદીનો મોટાભાગ મોટો મહિમા આટલો જ હોય; કાવ્યનું પરમ બળ પણ આટલું જ હોય. ૪ જગતના પ્રશ્નો પણ આવા- યોજનનાં યોજન રણ જેવાં વિકટ છે ૫ જરા આમણી નદીની શી વિસાત? અધરે-હોઠ પર: મણા-ખામી. અમુક જનની પ્રશંસા મળતી હોય તેથી શું? ૬-૭ જગતના પ્રશ્નોનો નિકાલ સાગમાં

જહીં આ ક્રાન્તિમાં જગત પલટાતું, જુગજુના
સમુદ્રે ડૂબે જ્યાં ગિરિસમ ઉંચા, ને જલધિને
તળે બેઠાં પ્રાણી સ્થળચર બને, ને અવધિને
તજી ચાહે મુક્તિ સકળ જનના પ્રાણ અધુના. ૯

અહા વ્યુત્ક્રાન્તિમાં ગિરિ ન ગબડી કાં મુજ પડે?
સપાટે મેદાને કયમ હું યે ન સૂઉં સહુ સમો?
કિંવા ડૂબી ઊંડે જલધિતળિયે જે કમકમો
રહ્યાં ખૈ, તેને કાં દઉં નીકળવા ના જગતટે? ૧૦

અને ગારાં ગાઢાં વનવન કપાવી સહુતણી
ધખાવું ધૂણી ને ગરમ કરું સૃષ્ટિ, સળગતાં
પ્રકાશે ઊજળું પથ તિમિરના, રાખ પડતાં
થઇ ક્ષેત્રોમાં ખાતર, કૃષિ ઉગાડું હું બમણી. ૧૧

અને ભૂખ્યાં પેટે કણ થઇ પડી શાન્તિ અરપું,
ભરું ગાલે લાલી, અબલ તનમાં પ્રાણ પ્રસરું,
નવો જન્મ્યો સર્વે ઉરમહિં સૂણું, ગાન અધુરું
રહેલું મારી જે સરિત કવિતાકેરું ગરવું. ૧૨

વિલાનાં હૈયાનો ગિરિવર, હશે જેહ વિરમી,
શમાઇ અબ્ધિમાં, જલધર થઇ વૃષ્ટિ શતધા
ઝરંતી, ધારાના મરમર સ્વરોમાંથિ સુખદા
ફરી એ ગુંજે જે કવન અધુરું, જંતર રમી. ૧૩

રહે દસ્તેદસ્તે, કણકણે નાદ ઉછરે,
સ્વયં હું શ્રોતા ને કવન કરનારો હું જ બનું,
મહા આત્મૌપમ્યે તન જગતને અર્પું અદનું,
પ્રભો! એ સદ્‌ભાવી અરથ તલસું કેમ ન ખરે? ૧૪

સુન્દરમ્

કવિતા કે એકલું પાણી કેટલી મદદ કરે? ૮ અદ્રિ-ડુંગર, હૃદય અથવા સમગ્ર જીવન-કાર્યનું ઉત્પાદક. ૯ 'ગિરિસમ ઊંચા-તુમાખી રાજાઓ, 'મહારાજાઓ વગેરે બીજાને દબાવી ઊંચા થએલા લોકો. અવધિ-મર્યાદા. ૧૦ કમકમો-કંપ; સમુદ્રને તળિયે, 'સમાજના આર્થિક તેમ જ' બીજા અધઃપતનમાં સબડતો જનસમુદાય જે ધ્રૂજી રહ્યો છે. ૧૨ સર્વ શરીરમાં અન્ન-રૂપે પ્રવેશી હૃદયમાં જન્મેલા નવા ભાવ રૂપે કવિતાને સાંભળું ૧૩ જેનું ગાયન ડુંગર સપાટ થઈ જતાં અટકી પડેલું, પણ તે જલધર-વાદળ રૂપે શતધા-સેંકડો પ્રકારે, વરસતી હશે, તેના ઝરમર અવાજમાંથી ઝરતું સંગીત. જંતર-વીણા; કળાઓ-ની સૂચક; પ્રફુલ્લ જીવન હોય તો જ કળાઓ વિકસે ૧૪ હું જ સાંભળનાર ને હું જ ગાનાર; આત્મૌપમ્ય સર્વ કોઇને આત્મા-પોતાના જેવા જ ભાવથી જોવું તે.

સુશોભનો આલેખનાર : કૃષ્ણલાલ ભટ્ટ



# શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

શાંતિ એટલે જીવનના અનંત પટની વાસ્તવિક ભૂમિકા; શાંતિ એટલે વાસ્તવિક આનંદની પ્રતિષ્ઠા; શાંતિ એટલે ક્રિયાશીલતાનો, સમર્થ ક્રિયા-શક્તિનો, કાર્યદક્ષતાનો તથા કાર્યક્ષમતાનો અભાવ—એમ માનવું એ ભૂલ છે. વળી શાંતિ એટલે ઐહિક જીવનનો અણવિશ્વાસ, એમ પણ માનવામાં આવે છે. પરંતુ, એ બધાં 'શાંતિ' નથી. એ તો તમોગુણનું મૃત્યુ છે.

સાચા કર્મકૌશલનો આધાર શાંતિ છે. સચોટ કાર્યદક્ષતા શાંતિમાંથી જન્મે છે. ખરી શાંતિમાં અદ્‌ભુત ક્રિયાશીલતા છે.

પરંતુ શાંતિ એટલે ધમપછાડાનો અસ્વીકાર ખરો. શાંતિ એટલે આરંભોમાં રહેલી તીવ્ર ચંચળતા અને ઝંઝાવાતના જેવી ઉતાવળ તથા ઉત્પાતનો અભાવ ખરો.

જેણે શાંતિ મેળવી છે તેણે વિશ્વનું આધ્યાત્મિક ગુરુત્વમધ્યબિંદુ મેળવ્યું જાણવું. વિશ્વના દિવ્ય નિયમના છંદને તે જાણે છે; અને જાણીને, પોતાની ગતિ તેની સાથે સંવાદી બનાવી શકે છે. તેના જીવનમાં તાલભંગ સંગીત સંભળાતું નથી.

સૂર્ય ને પૃથ્વીનાં અયનોથી પાર, અનંત આકાશમાં ચમકતાં બ્રહ્માંડોની છંદપ્રેરિત સતત ગતિની શાંતિ માનવ જાણતો નથી. તે પર્વતોની શાંત ભવ્યતાને જોઇ શકતો નથી. વિસ્તૃત જંગલોની ગાઢ ઘટાઓમાં થોડે-થોડ સીંચાએલા શાંત જીવનનો તેને ખ્યાલ હોતો નથી.

આપણો 'કાર્ય'નો ખ્યાલ પણ કેવો ગ્રામ્ય અને સંકુચિત છે? 'મહાન' માની લીધેલા કે ખરેખર મહાન કોઇ કાર્યનો આરંભ કરતાં પહેલાં આપણને ઢોલ પીટયા વિના નથી ચાલતું. ઉચિત શોરબકોર વડે તે કાર્યની ઇષ્ટતાનું અને ફતેહનું માપ કાઢીએ છીએ!

જ્યારે આપણી નજર આગળ પ્રતિદિન સૂર્યનારાયણ એની એ શાંત ભવ્યતાની પુનરુક્તિ કરતો આકાશમાં આરૂઢ થાય છે; પુષ્પોની કળી રાત્રિના ગહન મૌનમાં વિકસે છે અને પ્રફુલ્લ પુષ્પ રૂપે ઉષાનું સ્વાગત કરે છે; અને પ્રચંડ વટવૃક્ષનો અંકુર અજ્ઞાનપણે પૃથ્વીના પડમાંથી બહાર પડે છે!

કળામાં પણ અસર ઉત્પન્ન કરવાના તનતોડ પ્રયત્નો થતા જોઈએ છીએ. આપણા સર્જકો ભૂલી જાય છે કે સર્જનનો સમય આત્મસંજ્ઞાનો સમય નથી. ઉચ્ચ સર્જન અસર કરે છે પરંતુ અસર કરવા પ્રયત્ન કરતું નથી. અને આપણા કલાપ્રદેશમાં મંથનદશાથી ઊછળતાં ફીણ અને અશાંત જળની ઊથલપાથલ આપણને વધારે જણાય છે. જ્યારે વાસ્તવિક સર્જન મંથનકાળના દુઃખકર અનુભવ પછી પથરાતી શાંતિમાંથી પ્રભુપ્રસાદી રૂપે, વિધાયકને પ્રાપ્ત થાય છે ત્યારે જ વિધાયકના અંતરમાં આનંદનું સ્પંદ સહાને માટે જાગ્રત થાય છે, તેને સર્જનની કળા લાધે છે, અને સુખદુઃખના મંથનથી પર થવાની ચાવી તેને જડે છે.

આપણને શાંતિ મળતી નથી, કારણકે જીવનસાગરની સપાટીનાં મોજાંઓ ઉપર આપણે રહીએ છીએ. શાંતિ તો તેના ગહન ઊંડાણમાં ડૂબકી મારવાથી જ મળે. આપણે બાહ્ય જીવનમાં એવા ઘસડાઈ રહ્યા છીએ, તેના કોલાહલ સાંભળવામાં આપણે એટલા રોકાઈ ગયા છીએ કે અંતરાત્માનો ઊંડો સાદ સાંભળવાને આપણને તક કે સમય સરખાં પણ મળતાં નથી! આપણા જીવનની સપાટી પર રમતા વિકારી વ્યક્તિત્વની વાસનાઓ તૃપ્ત કરવામાં, આપણામાં રહેલા બહિર્મુખ માનવની કામનાઓને સંતોષવામાં, આપણે એટલા તો ગરકૂલ થઈ ગયા હોઈએ છીએ કે આપણા અંતરનાં ગહન ઊંડાણની શાંતિમાં રહેલો ખરો માનવ—આપણું સાચું વ્યક્તિત્વ—આધ્યાત્મિક ભૂખમરો વેઠે છે, તેની જરૂરિયાતને આપણે ભાગ્યે જ જાણીએ છીએ.

શાંતિનો મર્મ જાણનારાઓએ આપણને વેદ, ઉપનિષદ અને ષડ્દર્શનો આપ્યાં છે. એમણે ગૌતમબુદ્ધની ધ્યાનસ્થ તથા નિર્વાણનાં આનંદ-શાંતિભરી, અને વિરાટમાં નૃત્ય કરી રહેલી નટરાજની સર્જક-વિનાશક, કલામૂર્તિઓનું સર્જન કરાવ્યું છે. આપણને આજે પણ એ શાંતિ પ્રાપ્ત થાઓ અને આપણા



જીવનની દર પ્રતિપળ પરમ શાંતિના અગાધ પાયા ઉપર રહેતી સર્વવ્યાપી, સનાતન જીવનની રચના હો.
અંબાલાલ પુરાણી

# માડી

પોતાનાં માબાપનું દર્શન તો શું પણ જ્ઞાન સરખું યે જેને ન હોય એવાં અનાથાશ્રમનાં બાળકોમાં પણ

| નામ | ઓળખ | વય |
|---|---|---|
| મફત | અનાથાશ્રમનાં બાળકો | ૧૨ |
| કંકુ | અનાથાશ્રમનાં બાળકો | ૧૦ |
| પરસન | ચાકર | ૩૭ |
| જેઠાલાલ | વ્યવસ્થાપક | ૪૯ |
| નંદનાથ | દાક્તર | ૨૬ |

## ચિત્ર પહેલું

[નદીની એક બાજુ મોટું શહેર છે. ગીલો અને મોટરોનાં ભૂંગળાંના અવાજથી આખો દિવસ એ ગાજતું હોય છે. પણ બીજી બાજુ સારી એવી શાંતિ રહે છે. કેટલાંક છૂટાં-છવાયાં મકાનો દેખાય છે. છેક છેવાડે અનાથાશ્રમ આવેલો છે.

અનાથાશ્રમની આગળ મોટું ફળી છે. તેમાં કસરતનાં સાધનો ઊભાં કરેલાં હોવાથી દેખાવ સુંદર લાગે છે. અહીંઆ મફત આંટા મારતો હોય છે. કંકુ અંદરથી દોડતી કૂદતી આવે છે]

કંકુઃ મફત, તારી આંખો કેમ સૂજી ગઇ છે? —આજે સવારે પ્રાર્થનામાં કેમ નહોતો?—જેઠામામા મને કહે કે મફતને શોધી આવ. મેં નટવરને પૂછ્યું તો કહે કે ખબર નથી. પરસનમાશીએ તો તને બે દિવસથી દીઠો નથી! મફત, તને થયું છે શું?

મફતઃ કાંઇ નહિ, કંકુ.

કંકુઃ ત્યારે આવો ઉદાસ કેમ રહે છે?

મફતઃ અમસ્થો.

કંકુઃ (હાથ પકડી) ચાલ, જેઠામામા તને સંભારે છે.

મફતઃ ભલે સંભારે; મારે નથી આવવું.

કંકુઃ (નવાઇથી) એમ તે થાય? એમને ના પડાય?

મફતઃ કંકુ, મારા ઉપર એ ચીડાયા છે.

કંકુઃ કેમ?

મફતઃ કાલે મારી નિશાળના માસ્તર એમને મળ્યા હશે. હું તદ્દન ઠોઠ છું, મને દાખલા આવડતા નથી, ભૂગોળમાં હું કાચો છું, આવુંઆવું એમણે એમના મગજમાં ઠસાવ્યું છે. એટલે કાલે રાતે મને જેઠામામા કહે કે ભણવું હોય તો બરાબર ભણ, નહિતર છાપ-ખાનામાં બીબાં ગોઠવવા જા.

કંકુઃ અરે! એવું તે હોય? હું જેઠામામાને કહીશ કે તને ભણવા દે.

મફતઃ કંકુ, ભલી થઇ તું તો કાંઇ કહીશ જ નહિ. તારી જોડે રમવાની મને જેઠામામાએ ના પાડી છે.

કંકુઃ કારણ?

મફતઃ જેઠામામા જાણે. [કંકુ વિચારમાં પડે છે] સમજી, કંકુ?

કંકુઃ મફત, તું જૂઠું બોલતો જણાય છે. એમ હોય તો જેઠામામા તને શોધવા મને કેમ મોકલે?

મફતઃ એ જ વાત છે ને? એમને ખરી ખાતરી કે હું ક્યાં હોઇશ તેની ખબર તને જ હોવાની.

[કંકુ નખ કરડવા લાગે છે.]

તારી જોડે રમ્યા કરું છું અને રખડ્યા કરું છું એટલે જ હું ભણવામાં પછાત રહું છું એમ એ કહેતા હતા.

કંકુઃ (ઢીલા મોંએ) તો તો પછી આપણને વાતો પણ નહિ કરવા દે, એમ?

મફતઃ એમ જ.

કંકુઃ (મોં ચડાવી) ના; હું તો વાતો કરવાની. ભલે મને જેઠામામા લપડાક લગાવે; તો યે હું તારી જોડે બોલવાની. આપણે ક્યાં અટ્ટા કર્યા છે?

મફતઃ તો બોલી જોજે.

કંકુઃ (ખભા ઝાલી) અને મફત, તું યે બોલીશ ને?

[મફત મૂંગો રહે છે.]

(આજીજી કરતી) મફત, બોલ ને?

મફતઃ (ધીરે સાદે) બો લી શ.

કંકુઃ (બરડો થાબડી, જોરથી) બસ મારા ભાઇ.

[દૂરથી જેઠાલાલનો અવાજ આવે છે.]

જેઠાલાલઃ કેમ રે કંકુબહેન! મફતભાઇ જોડે ત્યાં શા મસલત ચલાવો છો?

[બીકથી બ્હેલાં કંકુ અને મફત એકબીજા સામે જોઇ રહે છે]

મને આવવા દો.

મફતઃ (વળગી પડી) કંકુ, મને બચાવજે.

કંકુઃ ગભરાઇશ નહિ, મફત. તને લાકડી મારવા જશે તો હું આડી આવીશ એટલે મને વાગશે. ભલે વાગે.

[બંને ચૂપચૂપ ઊભાં રહે છે. જેઠાલાલ આવે છે. ખભેથી ફાટેલું પહેરણ, છૂટી પાટલીનું ધોતિયું, કપાળે ચાંદલો અને હાથમાં ચાંપલી છે.]

જેઠાલાલઃ કંકુ, મેં તને શું કહ્યું હતું? મફતને બોલાવવાનું કહ્યું હતું કે તેની જોડે વાતોએ વળગવાનું?

કંકુઃ મામા, મફતને લગીર ઠીક નથી એટલે હું ખબર પૂછતી હતી.

# જ્યાં

**ભાંડુનાં હેતથી યે અધિક પ્રેમ પ્રગટે ત્યારે ન થાય કે માનવ હૃદય કોમ, કુળ કે લોહીના સંબંધોથી યે પર છે?**

જેઠાલાલ: મફતલાલ, શું કાંઈ માંદા પડ્યા છો? દાક્તર સાહેબને બોલાવવા પડશે કે શું? (માથે હાથ મૂકી) માથામાં આધાશીશી ચડી છે કે પેટમાં ચૂંક ઊપડી છે? [મફત નીચું જોઈ રહે છે. જેઠાલાલ ન જુએ તેમ કંકુ મોં મચકોડે છે.]

(હાથ વડે મફતનું મોં પકડી ઊંચું કરી) મફતભાઈ, બોલો તો ખરા!—કે જીભ તાળવે ચોંટી ગઈ છે?

કંકુ: મામા, એની આંખો તો જુઓ.

જેઠાલાલ: અરે, હા. વાંચીવાંચીને ખૂબ સૂજી ગઈ જણાય છે! મફત, હવે બહુ મહેનત ન કરતો. નહિતર વળી પહેલે નંબર પાસ થઈ જવાશે!

કંકુ: પણ મામા, તમે તો એને કહેતા હતા ને કે એ સાવ ઠોઠ છે!

જેઠાલાલ: (માથું હલાવી) બ રા બ ર. તને એણે વાત કરી ને? હું ધારતો જ હતો. એ તને ન કહે તો કોને કહે? આમ ને આમ તમે બેઉ રખડુ થઈ ગયાં છો. ન ભણવું, ન કોઈનું કહ્યું કરવું; ને બસ ખાવું પીવું ને ખેલવું! આ નહિ ચાલે. મારે તમને સીધાં દોર કરવાં પડશે.

[કંકુ અને મફતના મન મૂંઝાતા હોય છે.]

જ્યારે જોઉં ત્યારે તમે બંને સાથેના સાથે! ઘડી મે છૂટાં પડતાં તો જાણે જીવ જાય! તમારી વચ્ચે વળી એવું હેત શું? સગાં ભાઈબહેન હોય છે તે પણ આવી રીતે એકબીજાના પડછાયામાં નથી પડ્યાં રહેતાં.

કંકુ: પણ મામા. . .

જેઠાલાલ: (રોફથી) મામા ને કામા. વચ્ચે ન બોલ.

[કંકુ ડઘાઈ જાય છે.]

મફત, આજે લવચંદ શેઠને ત્યાં દીકરો આવ્યો તેની ખુશાલીમાં રસરોટલીનું જમણ છે. પણ તારે શરીરે ક્યાં સારું છે? એટલે તું તો અપવાસ કરજે.

કંકુ: અને . . .

જેઠાલાલ: વળી વચ્ચે બોલી! જાણે લાગતું હોય તો તું યે ભૂખી રહેજે.

કંકુ: મામા, હું તમને એ જ કહેવાની હતી.

મફત: કંકુ, તું ખુશીથી ખાજે.



જેઠાલાલ: ના. હવે કંકુને પણ ખાવા નહિ મળે.

[કંકુ અને મફત હસી રીતે એકબીજાને જોતાં હોય છે.]

આટલી આજની વાત. બીજી વાત પણ મારે તમને કહેવાની છે. મફતિયા, આજથી તારે આ કંકુડી જોડે ફરવાનું નથી. મેં તને એક વાર કહ્યું હતું અને આજે ફરી વાર—છેલ્લી વાર—કહું છું. હવે જો હું તમને સાથે જોઈશ તો તને તો હું કાઢી જ મૂકીશ. પછી પેટ ભરવા વાસ્તે ઘેરેઘેર ભીખવું પડશે.

[મફતની આંખો ક્યારની ભીંજાએલી છે.]

અને કંકુડી, તારી વાત પણ તું જાણી. જે મફતની વલે, તે તારી વલે થશે. [કંકુ ગભરાઈ ગઈ છે]

(મફતનું બાવડું પકડી) ચાલ રે મફત, ચાલ મારી જોડે. કંકુ તું પરસન પાસે જા. એ કહે એમ કરજે.

[જેઠાલાલ મફતને લઈ જાય છે. કંકુ ડૂસકું ભરી જવાય છે]

## ચિત્ર બીજું

[કંકુ અને પરસન એક ઓટલા ઉપર બેઠાંબેઠાં વાતો કરે છે]

પરસન: (શિખામણથી) કંકુ, તું ગાંડી થા. હઠ જવા દે. ગમે તેમ તો યે જેઠામામા આપણા વડીલ કહેવાય. વળી આશ્રમના ઉપરી મનાય. એમનું કહ્યું કરવું જોઈએ.

કંકુ: (ડૂસકાંથી) કરીએ જ છીએ ને? સાત સાત દિવસ થયાં હું મફતને મળી પણ નથી!

પરસન: એટલું બસ નથી. તારે મફતના વિચારો પણ ન કરવા જોઈએ. વિચારો કરીને તો તું તારો



જીવ બાળે છે.

કંકુ: માશી, એમાં હું શું કરું ? હું મફતને કેમ કરી ભૂલું ? એના જેવો સારો છોકરો મને બીજો બતાવો તો ખરાં !—'કંકુ ગાંડી,' 'કંકુ ગાંડી' કહી જ્યારે મને બધાં ચીડવતાં ત્યારે એકલો મફત મારી ભેર તાણતો. એની નિશાળમાં પતાસાં વહેંચાયાં હોય તો અરધો-અરધ એ મારે માટે રાખી મૂકતો એ માંદો પડે ત્યારે એને જે મોસંબી મળે તેની પણ ચીર મને ચખાડ્યા વિના એ નથી રહ્યો. માશી, આવું તમે જાણો છો ?

પરસન: કંકુ, હું મફતને ન ઓળખું ? મેં તો તેને મોટો કર્યો છે.

કંકુ: એટલે, માશી ?

પરસન: કંકુ, તારા જનમ પહેલાંની એ વાત. જે રાત્રે મફતને અહીં કોઇ મૂકી ગએલું એની એકબે દિવસ આગમચ મેં મારો રતન જેવો દીકરો ખોયો હતો.

કંકુ: માશી, એ ક્યાં ખોવાઇ ગયો હતો ?

પરસન: બહેન, એને જમડા ઉપાડી ગયા હતા !

[પરસન ગળગળી થતાં કંકુ એની સામે ટગરટગર જોઇ રહે છે.]

પછી મફત મને સોંપાયો. સવારના જેવી હું ઘરકામમાંથી નવરી થતી કે હું મફતને આશ્રમમાંથી મારે ત્યાં લઇ આવતી. આખો વખત મારે ત્યાં રાખતી. કારણકે મારે એને પાળીપોષીને મોટો કરવાનો હતો. એને માટે મને પગાર મળતો. પેટના દીકરાની જેમ હું એને સાચવતી. નાનો હતો ત્યારે એ એવો સાજોસારો અને રૂડોરૂપાળો લાગતો કે એક વાર તો મને ઇનામમાં પાંચ રૂપિયા મળેલા. આજે એને આવડો મોટો જોઇને મારો જીવ ઠરે છે. અને જેઠામામા જ્યારે એને કાંઇ કહે છે ત્યારે મારું કાળજું વધેરાઇ જાય છે.

કંકુ: (હાવકાઇથી) ને માશી, મને એમ કેમ ન થાય ?

પરસન: થાય, થાય. એટલે તો હું તને કાંઇ કહેતી નથી. બાકી જેઠામામાએ તો મને કહ્યું છે કે કંકુને મફતનું નામ સુદ્ધાં ન લેવા દઇશ.

કંકુ: પરસનમાશી, જેઠામામા આવો જુલમ કેમ કરતા હશે ?

પરસન: કંકુ, એમને એકે બહેન નથી. પછી ભાંડરડાંનાં હેતની એમને સમજ ક્યાંથી હોય ? ભગવાને એમને દીકરી સરખી યે દીધી નથી કે એમની આંતરડી બાળકો તરફ કૂણી રહે.

કંકુ: માશી, તમે એમને ક્યારથી ઓળખો છો ?

પરસન: અહીં રહેવા આવી ત્યારથી.

કંકુ: ક્યારે આવ્યાં ?

પરસન: પાંચસાત વરસ થયાં હશે. કંકુ, મારું નસીબ ફૂટયું, બીજું સગુંવહાલું કોઇ હતું નહિ, મારું મન મફતમાં પરોવાયું એટલે હું અહીં કાયમની નોકરીમાં રહી ગઇ. પછી તો મફતને, તને અને બીજાં છોકરાંઓને રાજી રાખવામાં હું મારું દુઃખ ભૂલી ગઇ.

[કંકુ આગતેમ જોતી હોય છે]

કંકુ: (દૂર નજર જતાં) જુઓ, જુઓ, માશીબા ! પણે પેલું કોણ જાય છે ?—મફત ?

પરસન: (આંખો તાણી) લાગે છે તો એના જ જેવું.

કંકુ: (હોંશથી) અરે, એ જ ! મારો મફત ! માશી, હું એની આગળ જાઉં છું.

પરસન: પણ....

[પરસન આગળ બોલે એ અગાઉ તો કંકુ ત્યાંથી દોડી જાય છે. પરસન એ દિશામાં જોઇ રહે છે.]

## ચિત્ર ત્રીજું

[આશ્રમનું ફળી વટાવી મફત જાહેર રસ્તા ઉપર ચાલતો હોય છે. ઘડીમાં આકાશમાં, તો ઘડીમાં પુલ ઉપર, તો ઘડીમાં નદીમાં એ નજર નાંખે છે. બધી વખતે એ કંઈક બબડતો હોય છે]

મફત: (મનમાં) કંકુ ક્યાં હશે ?—શું કરતી હશે ?—મને સંભારતી હશે !—કે ભૂલી ગઈ હશે ?—કાં તો નટવર જોડે રમતી હશે.—કાં તો પરસનમાશીએ એને પૂરી દીધી હશે.—જેઠામામાએ મને બરાબર સાત દિવસ કેદમાં રાખ્યો. આજે એક કલાક ફરવાની રજા આપી છે: પણ પાછાં જતાં જો મોડું થયું

તો નક્કી મારી જ નાખશે.

[મફત ઉતાવળે પગલે ચાલવા લાગે છે.]

(ગરીબ મોંએ) પણ મને મારગમાં ક્યાંય કંકુ તો નહિ જ મળવાની ને? આઘેથી એનું મોં જોવા મળે તો યે મને કેટકેટલો આનંદ થાય!

[પાછળથી મોટરનો ખટારો ધસ્યો આવે છે. મફત પોતાની ધૂનમાં છે. એકદમ પાછો દોડી આવી કંકુ મફતને ધક્કો મારે છે. મફત આઘે જઈ પડે છે. પણ આમ કરવામાં કંકુ પોતે પડી જતાં, તેના ઉપર ખટારો ફરી વળે છે. આ જોઈ પરસનથી જે ચીસ પડાઈ જવાય છે તે અહીં સુધી સંભળાય છે. લોકો એકઠાં થવા લાગે છે. બેબાકળો બનેલો મફત 'કંકુ! ઓ કંકુ!' કરતો ક્યાંક ભાગી જાય છે.]



## ચિત્ર ચોથું

[એક ખુરશી ઉપર જેઠાલાલ બેઠા છે. સામેના બાંકડા પાસે પરસન ઊભી છે. વચ્ચે ટેબલ છે. પડખે ત્રેવણ ખાલી ખુરશીઓ છે. એકમાં સવારનાં આવેલાં છાપાં પડ્યાં છે. કપાળે ચડાવેલાં ચશ્માં આંખો ઉપર ઉતારી જેઠાલાલ 'સમાચાર' વાંચવા લાગે છે.]

પરસન: મામા, પછી કાંઈ મફતનો પત્તો!

જેઠાલાલ: (છાપામાંથી માથું કાઢી) પરસન, આ ત્રણ દિવસમાં આકાશપાતાળ એક કર્યાં! પણ નકામાં!

[જેઠાલાલ વળી વાંચવા લાગે છે.]

પરસન: ત્યારે હવે એ નહિ જ જડે!—આપણે મફતની આશા મૂકી દેવાની?

જેઠાલાલ: ના, પરસન. કદાચ જડી આવે.

પરસન: કઈ રીતે?

જેઠાલાલ: જો: આ છાપામાં જાહેરાત મોકલી હતી તે છપાઈ છે. મફતની ઊંચાઈ, અભ્યાસ, વાન વગેરે બધું એમાં જણાવ્યું છે. એટલે કોઈને મફત મળશે તો જરૂર મોકલી આપશે.

પરસન: (ઉત્સુકતાથી) મામા, એવું બનતું હશે?

જેઠાલાલ: (નિરાંત છતે) સોએ એકટકો આશા ખરી.

પરસન: (ઘેલી બની) અરે! મફતિયો પાછો આવે તો તો અંબા માને સવા રૂપિયો ને નાળીએર વધેરાવું.

જેઠાલાલ: (દાઢમાં હસતા) પણ પરસન, તને કેમ આટલું બધું લાગી આવે છે!

પરસન: મામા, તમને કાંઈ નથી લાગતું?

જેઠાલાલ: લાગે છે થોડુંઘણું. મને લાગે છે કે મફતને બહાર નીકળવા દેવામાં મેં ભૂલ કરી. પણ જે કાળે જે માંડ્યું હોય તે કાંઈ કોઈથી મિથ્યા થવાનું છે?

[પરસન કાંઈ કહેતી નથી.]

મને બીજું એ લાગે છે કે મેં એને જરા વધારેપડતો ધમકાવ્યો. પણ એ તો હું એના ભલા વાસ્તે કરતો હતો ને? એના માસ્તરે તો મારા મોંએ એના વખાણ કર્યાં હતાં. પણ જો હું મફતને ખરું કહીશ તો વળી બાઈ કંકુ જોડે વધારે ને વધારે રખડશે એ બીકે મેં વાત જરા ફેરવીને કહી. મારા મનમાં એનું ભલું હતું.

પરસન: (આચકાતી) પણ મામા, થઈ ગયું ભૂંડું.

જેઠાલાલ: જે થવાનું હતું તે થયું. પણ મેં જરાક બે અક્ષર કહ્યા ત્યાં મફત મારી સામું બોલ્યો એટલે પછી મારે સખત થવું પડ્યું.

પરસન: (નવાઈ પામી) મફત બાપડો—જેઠામામાની સામે બોલેલો?

જેઠાલાલ: હા, હા, વળી. મેં એને એટલું જ કહેલું કે કંકુ જોડે વાત ન કરીશ. એટલે એણે મને બરત જ જવાબ દીધો કે મરી જઈશ તો યે કંકુને મળ્યા વિના નહિ રહું. (નાક ચઢાવી) એનો અર્થ શો?

[બારણામાં દાક્તર બનેલા નંદનાથ દાખલ થાય છે.]

નંદનાથ: કેમ, જેઠામામા?—શા સમાચાર છે! —ખાં છોકરાં મજામાં?

જેઠાલાલ: હા, દાક્તર સાહેબ. તમે આવવા લાગ્યા છો ત્યારથી સૌની તબિયત સારી રહે છે. પણ...

નંદનાથ: પણ શું!

જેઠાલાલ: ગયા સુક્રવારે બારે વિશ્વપાદલ થઈ ગઈ. કંકુ કરીને એક છોકરી મોટર નીચે ચગદાઈ મૂઈ. મફત નામે એક હોશિયાર છોકરો એ જ દિવસથી ક્યાંક ખોવાઈ ગયો છે.

પરસન: (ગળગળી બની) અને જડતો જ નથી!

જેઠાલાલ: જોકે છાપાંઓમાં જાહેરાત છપાવી છે.

છે એટલે એ મળી પણ આવે. આજના છાપામાં તમે એ નથી વાંચ્યું?

નંદનાથ: અરે જેઠામામા, અમારો ધંધો જ એવો રહ્યો! સવારના ઊઠયા કે તરત દરદીઓમાં જવાનું! વાંચવાનો વખત તે કાઢવો ક્યાંથી?

જેઠાલાલ: ખરી વાત છે, દાક્તર સાહેબ. ગમે તે રીતે વખત મેળવીને, આપ અઠવાડિયામાં એક વખત અહીં આવી જાઓ છો અને બિચારાં માબાપ વિનાનાં બાળકોને વગર પૈસે તપાસી જાઓ છો એવું પુણ્ય ઓછું નથી.

નંદનાથ: એ તો ઠીક. પણ તમે તો એમાં ચોવીસે કલાક રચ્યાપચ્યા રહો છો તેની તોલે કોઈ ન આવે.

[પરસન બંને ઉપર મનમાં ચીડાય છે. એવામાં ભારે જોડા ખખડાવતા જમાદાર અને સિપાઈ ત્યાં આવે છે. એમની વચ્ચે મકત છે. પરસન અને મકત સામસામાં દોડતાં વળગી પડે છે.]

જેઠાલાલ: (હસતા) પરસન, હું નહોતો કહેતો કે મકત જરૂર જડશે?

જમાદાર: (રૂઆબથી) શેઠજી, છોકરો તમારો છે કે?

જેઠાલાલ: હાજી.

જમાદાર: (ઠપકાથી) તો પછી આવા ગાંડાને રખડતો કેમ રાખો છો? પહેલાં સંભાળ ન રાખો, જડે નહિ એટલે જાહેરખબર આપો, ને પછી અમને ફેરો ખવડાવો! અમારા પગમાં તે કાંઇ પૈડાં છે? બોલો; હવે અમારા ચાપાણીનું કાંઇ થાય એમ છે કે નહિ?

[જેઠાલાલ જરા ગભરાય છે. નંદનાથ ગુસ્સામાં આવે છે. પણ પરસન પોતે રૂપિયો આપી દે છે. જમાદાર અને સિપાઇ લટક સલામ ભરી ચાલ્યા જાય છે.]

પરસન: (સોડમાં લઇ) બેટા મકત, આટલા દિવસ તું ક્યાં હતો? [મકત મૂંગો રહે છે.]

જેઠાલાલ: દાક્તર સાહેબ, તમે મકતને પૂછી જુઓ તો?

નંદનાથ: (મકતને પાસે લઇ) છોકરા, તારા બાપનું નામ?—માનું નામ?

મકત: કંકુ.

[પરસન અને જેઠાલાલ વિચારમાં પડે છે.]

નંદનાથ: હંઅ. તારી માનું નામ કંકુ. પણ નામ?



મકત: કંકુ.

પરસન: મામા! મામા! પેલા જમાદારે કહ્યું તેમ મકત ગાંડો તો નથી થઈ ગયો ને?

જેઠાલાલ: અરે! ના રે ના. બોલ મકત, મારા કપાળમાં શું છે?

મકત: કંકુ.

જેઠાલાલ: લ્યો! મકતને કોણ ગાંડો કહેશે! કેવું ડાહ્યું ડાહ્યું બોલે છે!

નંદનાથ: જેઠામામા, તમે ભૂલો છો. મકતની આંખો કહે છે કે એનું ચિત્ત ઠેકાણે નથી.

પરસન: (ચિંતાથી) દાક્તર સાહેબ, એને થયું છે શું?

નંદનાથ: મને ખાસ ખબર નથી પડતી. પણ બહેન, પેલી મરી ગઇ એ કંકુ આનો શું થાય?

જેઠાલાલ: (વચ્ચે) અરે સાહેબ, એવું શું પૂછો છો! બંને આ આશ્રમનાં બાળકો! સાથે રહેલાં એટલું જ.

નંદનાથ: (જેઠાલાલને) એટલું ઘણું છે. (પરસનને) ત્યારે તો બહેન, મકતને કંકુરોગ લાગુ પડ્યો છે.

પરસન: એ મટશે શી રીતે?

જેઠાલાલ: (હાથ લાંબો કરી) દાક્તર સાહેબની દવાથી.

નંદનાથ: (હાથ આડો ધરી) ના. તનના રોગ અમે મટાડી શકીએ. મનના રોગ મટાડવાનું અમારી શક્તિની બહાર છે. સમજ્યા, જેઠામામા!

[જેઠાલાલ જવાબ નથી વાળી શકતા. મકતને પોતાના ખોળામાં નાંખી પરસન પહેલાં અતિશય હેતથી એને હાથે છે, પછી ઉપરાઉપરી કંઇ કંઇ પૂછે છે. એ વખતે પરસનની આંખોમાંથી આંસુની ધારાઓ ચાલુ વહેતી હોય છે. મકત તો જ્યારેજ્યારે બોલે છે ત્યારે માત્ર એક જ શબ્દ બોલે છે—'કંકુ.']

યશવંત પંડ્યા

ચિત્રકાર: કનુ દેસાઈ



## મન્મથ

ચિત્રકાર • જગન્નાથ અહિવાસી

મુંબાઇની સરકારી ચિત્રશાળામાં હિંદી કળાને શુદ્ધ સ્વરૂપે આદર કરનાર ભાઇ અહિવાસી પહેલા છે એમ કહીએ તો ખોટું નથી. વ્રજના રહીશ છતાં સૌરાષ્ટ્રમાં ઉછરેલા એ ભાઇ વ્રજની ભક્તિ અને સૌરાષ્ટ્રની સાદાઇ પોતાનાં જીવન તથા કલામાં પ્રકટાવી રહ્યા છે. સુકોમળ રેખા અને સુરમ્ય રંગોની તેમની ઉપાસના સફળ નીવડી છે. ઇંગ્લંડના વેમ્બ્લીના પ્રદર્શનમાં અને દિલ્હીના શાહી મહાલયોમાં એમની કલા પ્રશંસા અને પ્રતિષ્ઠા પામી છે. આજે તે મુંબાઇની જ કલાશાળામાં અધ્યાપક તરીકે અનેક ઊગતા ચિત્રકારોને પ્રેરણા અને પ્રોત્સાહનભર્યો સાથ આપી રહ્યા છે. ગુજરાતના અભિનવ ચિત્રકારોમાં તેમનું નામ આગળપડતું છે.



ઇંગ્લંડમાં લેવાએલો ફોટો

સાબરમતી આશ્રમના સૌજન્યથી

યુગમૂર્તિ ગાંધીજી

સંસ્કૃતિઓની માતામહી જ્યારે માનવતાને પારણે ઝુલાવી આર્યત્વના અમૃતે પોષતી તે

# ઋગ્વેદીય સમયનું જીવન

ભૂસ્તરશાસ્ત્રીઓ કહે છે કે આપણી આ આજની પૃથ્વીએ ભૂતકાળમાં ઘણાં જુદાં-જુદાં સ્વરૂપો ધારણ કર્યાં છે. ઋગ્વેદના અભ્યાસકોને ઋગ્વેદમાં એવા પુરાવા લાગે છે કે આપણા પુરાણા ઋષિઓ,—આર્યદ્રષ્ટાઓ જ્યારે સપ્તસિંધુમાં રહેતા ત્યારે હિંદુસ્તાનની ભૌગોલિક પરિસ્થિતિ આજે છે તેના કરતાં જુદી જ હતી. ઋગ્વેદમાં, સરસ્વતી નદી સમુદ્રમાં પોતાનાં પાણી ઠાલવતી એવો ઉલ્લેખ છે. આજે તો એવું કંઈ નથી. છતાં ભૂસ્તરશાસ્ત્રીઓએ એવું સિદ્ધ કર્યું છે કે આજે જેને આપણે રજપૂતાના કહીએ છીએ તે એક વખતે જમીન હતી જ નહિ, પણ તેની તથા સિંધના તદ્દન નીચેના ભાગની જગ્યાએ સમુદ્રનો એક હસ્ત લંબાયો હતો. આ સમુદ્રને તેઓ રજપૂતાના સમુદ્રને નામે ઓળખે છે. ત્યારે સરસ્વતી નદી આ રજપૂતાના સમુદ્રને મળતી. આ સમય આજથી લગભગ ૨૫,૦૦૦ વર્ષ પહેલાંનો ગણાય છે.

આ કાળના ઋગ્વેદીય ઋષિઓ સપ્તસિંધુમાં જ રહેતા. ગંગા નદી સુધી તો હજી તેઓ પહોંચ્યા હતા. આ સપ્તસિંધુમાં આજનો પંજાબ તથા થોડોક સિંધનો ને થોડોક બલુચિસ્તાનનો ભાગ, એટલાનો સમાવેશ થતો.

આમ સૃષ્ટિના આરંભકાળે મનુજ વંશનાં પારણાં જેવા એ દેશમાં વસતાં લોકો કેવા હતા, તેમની સંસ્કૃતિ કેવી હતી?

આ લોકો ઘણે ભાગે છૂટાછૂટા ગોઠમાં રહેતા; અને જ્યાં ક્યાંક્યાંક કિલ્લેબંધી ગામો પણ હતાં ખરાં. સિંધમાં તો હજી આજે પણ દસેક ઘરનું એક નાનું ગામ હોય તેને ગોઠ કહેવાય છે. આ ગોઠનું મૂળ સંસ્કૃત રૂપ ગોષ્ઠ. તેનો અર્થ 'જ્યાં ગાયને રાખવામાં આવે તે જગ્યા.' આવા ગોઠો કોઈવાર એક જગ્યાએ પડાવ નાખતા તો કોઈ વાર બીજી જગ્યાએ. તે વખતે ગાય તો લોકધન કહેવાતું. જેની પાસે વધુ ગાય હોય તે વધુ પૈસાદાર ગણાય. પણ દરેક કુટુંબની પાસે જેટલી ગાય તે બધીને સાચવવાને દરેક કુટુંબને જુદા વાડા નહોતા, તેથી ઘણે ભાગે કેટલાંક કુટુંબ સાથે મળીને અમુક એક વાડામાં પોતાની ગાયોને બાંધતા ને સાથે રાખતા. આ વાડાને ગોત્ર કહેતા અને જે જે કુટુંબો એક જ વાડામાં હતાં (એટલે કે જેમની ગાયો એક જ ગોત્રમાં રખાતી) તેઓ એક જ ગોત્રના કહેવાતા. સામાન્ય રીતે એક જ ગોત્રમાં ગાયો રાખનાર નજીકનાં સગપણવાળાં હશે તેથી પછીના કાળમાં એક જ ગોત્રમાં લગ્નની મનાઈ કરવામાં આવી છે. પણ આવાં ગોત્રમાં રહેતી બધી ગાયો તેમ જ બીજાં




આજે જ્યાં બંગાળા અને રજપૂતાના છે ત્યાં આજથી પચીસ હજાર વર્ષ પહેલાં સમુદ્ર પથરાએલો હતો; આજના તિબેટ ને હિમાલય સુધી ભૂમધ્ય સમુદ્ર લંબાએલો હતો; આજનો દક્ષિણ હિંદ તે જુદો સ્વતંત્ર ને અલગ દેશ હતો તથા પૂર્વે છેક ઑસ્ટ્રેલિયા ને પશ્ચિમે આફ્રિકા સુધી વિસ્તરેલો હતો.

જુદાંજુદાં ગોત્રમાં રહેતી બધી ગાયોને ચારવાને માટે વળી જુદી જગ્યા રાખવી પડતી. ચરવાની એક મોટી જગ્યા હોય તેમાં ચાર પાંચ ગોત્રની ગાયો એકઠી થઇને ચરે. આવી જગ્યાને ગોષ્ઠ કહેતા અને જેટલાં ગોત્રોની ગાયો એક જ ગોષ્ઠમાં ચરતી તે બધાં ગોત્રોની એક ગોષ્ઠી બનતી. આવી કેટલીક ગોષ્ઠીઓ મળીને એક ગામ બનતું. સામાન્ય રીતે તો આ ગોષ્ઠીઓનું કામ ગોપાલન અને ગોવર્ધનનું હતું; તેથી એક જગ્યાએ સ્થાયી થઇને તેઓ ન રહેતા, પણ જુદેજુદે સ્થળે વસતા. પરંતુ પછીના કાળમાં જ્યારે સમાજ ગોપપ્રધાન મટી કૃષિ-પ્રધાન બન્યો ત્યારે આવાં એકત્ર વસતાં કુટુંબોનાં બેડાં અને ગામો બન્યાં. આ સ્થાયી વસવાટના કાળ પછી, ઋગ્વેદમાં કેટલીક વાર ઉલ્લેખાયાં છે તે કિલ્લેબંધી-વાળાં ગામો અસ્તિત્વમાં આવ્યાં હશે. ઋગ્વેદની રચનાનો જેને આપણે મધ્યયુગ કહીએ તે કાળે તો આવાં સ્થાયી ગામો હયાતીમાં હતાં જ. સમાજ કૃષિ-પ્રધાન હતો છતાં પ્રગતિશીલ હતો. તેથી તે કાળની સંસ્કૃતિ પ્રાથમિક યુગની દૃષ્ટિએ આશ્ચર્ય પમાડે તેવી હતી.

આ કાળના લોકોને લડાઇ જાણીતી નહોતી એમ નથી. તેઓ લડતા, પણ તેમનાં હથિયારો જુદાંજુદા યુગનાં ભિન્નભિન્ન હતાં. પથ્થરનાં હથિયારોનો ઉલ્લેખ ઋગ્વેદમાં મળે છે. હાડકાંનાં હથિયારો વપરાતાં એમ ઇન્દ્રનું વજ્ર (જે દધિચિનાં હાડકાંનું બન્યું હતું એમ નોંધ છે) પુરવાર કરે છે. પછીના કાળમાં જાણીતાં લોઢાનાં હથિયારો પણ પ્રચારમાં હતાં. આ લોકોમાં રાજા હતો એટલું જ નહિ પણ આ રાજા કૌટિલ્યના વિજીગીષુની પેઠે વિજય કરવા પણ નીકળતો. છતાં એવા દાખલા ઓછા બનતા. આર્યોઆર્યોમાં પણ લડાઇ થતી ખરી, અને મહાભારતની આગાહી કરતો હોય તેવો દાશરાજ્ઞી વિગ્રહ ઋગ્વેદના ઐતિહાસિક પ્રસંગોમાંનો એક ચોક્કસ પ્રસંગ છે. આમાં સુદાસ વગેરે દસ રાજાઓને માંહોમાંહે જબ્બર વિગ્રહ થયો હતો. રાજગાદી આનુવંશિક હતી છતાં કેટલીક જગ્યાએ પ્રાંતિક સમિતિઓના મતથી રાજા ચૂંટાતો.

સામાન્ય રીતે સમાજમાં વર્ણો નહોતા. બ્રાહ્મણ અને ક્ષત્રિયના ઉલ્લેખ ઋગ્વેદમાં બહુ જ વિરલ છે. અને એક બ્રાહ્મણ લડાયક બની ક્ષાત્રધર્મ પ્રમાણે રહે તથા એક ક્ષત્રિય વનવાસ કરી બ્રાહ્મણધર્મ પ્રમાણે રહેતો કંઇ નવાઇની વાત નહોતી. કેટલા યે ક્ષત્રિયો ઋગ્વેદના મંત્રદ્રષ્ટાઓ છે. વળી ક્ષત્રિય-બ્રાહ્મણનાં આંતર્લગ્નો પણ થતાં. છતાં ઋગ્વેદીય યુગના અંતકાળે આ વર્ણો જુદા પડતા હતા. બ્રાહ્મણોનું–એટલે જે લોકો બ્રાહ્મણનાં કામ કરતા તેમનું સ્થાન સમાજમાં ઊંચું હતું.

એક વાત આ સ્થળે આપણે ન ભૂલવી જોઇએ કે ઋગ્વેદ યુગ એટલે કંઈ સો બસો વર્ષની વાત નથી; પણ હજાર કે બે હજાર કે તેથી પણ વધારે વર્ષો ઋગ્વેદનાં સૂક્તો રચાતાં લાગ્યાં હોય; આથી ઋગ્વેદમાં તદ્દન પ્રાથમિક યુગથી માંડીને ઠીકઠીક સંસ્કૃત થએલ યુગ સુધીના ઉલ્લેખો આવે છે. એટલે આપણી દૃષ્ટિ ચોક્કસ નહિ, પણ અસ્પષ્ટ રહેવાની. છતાં એ લાંબા સમયમાં શું શું હતું તે બને તો નક્કી સમજવાની બધાની ફરજ છે, એટલે આ લેખમાં 'એ કાળ' એવો જ્યાં ઉલ્લેખ હોય ત્યાં આ લાંબો કાળ સમજવાનો છે.

સમાજમાં યજ્ઞયાગ ખૂબ થતા, કર્મકાંડ પણ ખૂબ પ્રચારમાં હતો. વહેમ તે કાળના લોકોમાં હતો. તેઓ મંત્રોમાં માનતા. પણ સાથે જ પ્રકૃતિનાં તત્ત્વોને તેઓ દેવ તરીકે ગણી પૂજતા. અદ્વૈત બ્રહ્મનું તત્ત્વજ્ઞાન તો આ વખતે જન્મ પણ નહોતું પામ્યું. કાવ્યસર્જકો અને વિચારકોનાં મન સ્વતંત્ર હતાં, તેમની કલ્પનાનાં ઉડ્ડયનો અપ્રતિમ હતાં, તેથી તો આ કાળને અંતે 'પુરુષસૂક્ત' વગેરે બેત્રણ સુંદર સૂક્તો રચાએલાં દેખાય છે.

લોકોને પોતાનાં ચારિત્ર્ય માટે નૈતિક ભય રહેતો, અને એમ લાગે છે કે સાધારણ રીતે લોકો સીધે માર્ગે જ ચાલ્યા જતા. છતાં આપણે જેને નીચી ભૂમિ-કાનાં ગણીએ એવાં,—શત્રુનો પરાજય થાય, પોતાના પુત્રો વીર બને, પોતાનાં ઢોરઢાંખરની સંપત્તિ વધે, વગેરે—પાર્થિવ સુખોની પ્રાર્થના ઠેરઠેર મળે છે.

લોકોનાં જીવન સરળ હતાં, જીવનની જરૂરિયાતો બહુ ઓછી હતી, એટલે કૃત્રિમતા પણ ઓછી હતી. જીવનમાં તાજગી ભરી હોય એવો તે યુગ હતો. સ્ત્રી-પુરુષોને સમાજમાં સરખું જ સ્થાન હતું. યજ્ઞમાં પત્ની પતિ સાથે ભાગ લઈ શકતી. સમાન મનથી ઉષાકાળે યોગ્ય શબ્દો વડે, અને દેવોને આરાધતાં. સભામાં સ્ત્રીપુરુષો સાથે મળીને જતાં એવા ઉલ્લેખો મળે છે. હરવાફરવામાં પણ કોઇ રોકટોકના દેખાય। ઉપર કે કોઇ લીલોતરીથી છવાઈ રહેલ વનપ્રદેશમાં પ્રેમીઓ સાથે

મળી ખૂબ આનંદ લૂંટતાં. વળી ઋગ્વેદનાં કેટલાંક સૂક્તો સ્ત્રીઓએ પણ બનાવ્યાં છે. સ્ત્રીનું સ્થાન ઋગ્વેદના કાળમાં ઊંચું હતું એમાં શંકા નથી.

અને યુવાનો સ્વાતંત્ર્ય અને બળના પૂજારી હતા. રમતગમતના મેળાવડાઓમાં યુવાનો અને યુવતીઓ ખૂબ ભાગ લેતાં. છૂટાં જીવન, કૃત્રિમ વાતાવરણનો અભાવ અને નિત્ય જીવનમાં અભય વધારવાની જરૂરને લીધે યુવાનો તે કાળે સ્વાશ્રયી અને બળશાળી બનતા. તેમાંથી કેટલાક પોતાની અપૂર્વ મેધાના ચમત્કારોથી ઋષિ તરીકે પણ ઉત્તમ સ્થાન મેળવતા, જ્યારે બીજાઓ સામાન્ય વ્યવહારમાં કુશળ બનતા.

લગ્નમાં લોકો બહુધા એકપત્નીવ્રત પાળતા, પણ લડાયક વર્ગોમાં બહુપત્નીત્વનો પ્રચાર પણ સારી પેઠે હશે એમ લાગે છે. બ્રાહ્મણોમાં પણ બહુપત્નીત્વ હોવાના દાખલા મળે છે. બહુપતિત્વના રિવાજથી એ સમાજ અજાણ નહોતો; પણ એનાં દષ્ટાંતો અમુક જ્ઞાતિઓમાં જ મળતાં. સામાજિક ઉત્સવો અને એવા બીજા પ્રસંગોએ યુવકયુવતીઓ મળતાં અને આવા પ્રસંગે થએલી ઓળખાણ જો લાંબી ચાલતી તો લગ્ન માટે પિતાની અથવા તેની ગેરહાજરીમાં જ્યેષ્ઠ ભ્રાતાની સંમતિ લેવી પડતી. અરસપરસ દ્રવ્ય વગેરે આપવામાં આવતું. વિધવાના પુનર્લગ્નનો ચાલ તે કાળે હતો.

લોકો જુદાજુદા ધંધા કરતા. કઠિયારો લાકડાં કાપવાનું તેમજ સુતારનું કામ કરતો. મોચી ચામડું ભેગું કરી, મશક, ધનુષની દોરી વગેરે બનાવતો. લુહાર ને કુંભાર પણ હતા. સ્ત્રીઓ સાદડીઓ ભરવાનું, વણવાનું ને ગૂંથવાનું જાણતી. લૂગડાં વણવાની કળામાં તે કાળના લોકોએ ઠીક પ્રવીણતા મેળવી હતી. કારીગરો હથિયારો બનાવવામાં કુશળ હતા. રથ વગેરે વાહનો પણ બનતાં.

વહાણવટાંમાં તો તે કાળના લોકો સારી પેઠે આગળ વધેલા હતા. તેમનું વહાણવટું માત્ર સિંધુ નદીમાં જ મર્યાદિત નહોતું, પણ સમુદ્રની સફરે પણ તેઓ જતા એમ હવે તો પુરવાર થઇ ગયું છે. ત્રણ દિવસ સુધી ભુજ્યુને દરિયામાં મુસાફરી કરવી પડી હતી તે કોઈ નદીમાં ન હોય. વળી ભુજ્યુની નૌકાને ૧૦૦ હલેસાં હતાં એવો ઉલ્લેખ છે તે ઉપરથી નૌકારચનામાં પણ તેઓએ સારી પેઠે પ્રગતિ કરી હશે એમ સિદ્ધ થાય છે.

જુદીજુદી કળાઓમાં સંગીતકળાનો વિકાસ તે વખતે ઠીકઠીક થયો હશે એમ કહી શકાય. સામવેદમાં મળતી ખૂબ વિકસેલી સંગીત પદ્ધતિ ઋગ્વેદના કાળથી પ્રચાર પામવા માંડી હશે. નૃત્યકળામાં પણ તે લોકો પ્રાથમિક ભૂમિકા છોડીને આગળ વધ્યા હશે. યુવકયુવતીઓનાં મિશ્ર નૃત્યોના ઉલ્લેખો પણ મળે છે. નાટ્યના ઉલ્લેખ નથી. લખવાની કળા જાણીતી હશે, તોપણ બહુ જ પ્રાથમિક દશામાં હોવાનો સંભવ છે. વૈદકમાં વિકાસ થતો હતો. ખગોળવિદ્યામાં કેટલાક ગ્રહોને તેઓ પારખી શક્યા હતા. ચાંદ્ર અને સૌર્ય બંને વર્ષો તેઓ જાણતા. પણ એક કળા જે ચિરકાળથી વિકાસ પામતી હતી, તે કાવ્યકલા. ઋગ્વેદના ઋષિઓની કાવ્યશક્તિ આજે પણ જગતભરમાં માથું ઊંચું રાખે તેમ છે.

આવાં સુખી જીવનમાં પણ દુઃખનાં ધાબાં હતાં. ત્યારે ચોરલૂંટારા હતા; લુચ્ચા લફંગા પણ હતા. અરક્ષિત કન્યાઓ ઉપરના જુલમો અને પરિણીત સ્ત્રીનાં નીતિશૈથિલ્ય વિષે અહીંતહીં ઉલ્લેખો મળે છે ખરા. તે કાળે પણ સ્ત્રીને ચંચળ, અવિશ્વસનીય અને નિર્બુદ્ધહીન ગણવામાં આવતી. કુમારિકા પુત્રનો એકાદ ઉલ્લેખ પણ મળે છે. પાપાચારી સ્ત્રીઓ પોતાનાં પાપકર્મોનાં ફળને સંતાડવાનો અપરાધ કરતી; અને વારાંગનાઓ પણ તે વખતે નહોતી એમ નથી લાગતું. વળી જુગાર રમવાની ટેવ પણ ઠીકઠીક પ્રચારમાં હશે એમ અનુમાન થાય છે. મદ્ય નહિ પણ મદ ચડે એવાં પીણાંનો પ્રચાર તો બહુ વ્યાપક હતો. દરેક યજ્ઞ વખતે સોમપાન આવશ્યક ગણાતું અને એક સૂક્તમાં તો સોમપાને મત્ત બનેલા ઇન્દ્રની સ્થિતિનું વર્ણન કરીને તે ઋષિએ, આવાં પીણાંથી ભાન ભૂલી જતા બ્રાહ્મણો ઉપર ઠીક કટાક્ષ કર્યો છે. ડોલરરાય રંગીલદાસ માંકડ



# માનવજાતિના અક્ષય કલ્પવૃક્ષ કુમારમાંથી જ જગના પુરુષોત્તમો પાંગર્યા



**મા**નવજાતને પ્રભુએ વરદાન આપ્યું. એ વરદાન તે કુમાર. માનવી જે જે માગે છે તે તે કુમાર આપે છે. દુનિયા જે કંઈ કહે છે તે કુમાર બને છે. માનવીનું કલ્પવૃક્ષ તે કુમાર.



એક પ્રભુદ્રોહી રાક્ષસ હતો. સર્વવ્યાપી સર્વસમર્થ સત્તાનો તે અનાદર કરતો હતો. પ્રભુની ભક્તિને તે પાપ માનતો–મનાવતો હતો. ભક્તિ વગર ગૂંગળાઈ ગએલી પ્રજાએ એક ભક્ત માગ્યો. રાક્ષસનો જ કુમાર એ ભક્ત બની ઊભો. પ્રભુને પાણીમાં, પથ્થરમાં, પાવકમાં પ્રગટ કરી તેણે પ્રભુમહિમા પ્રત્યક્ષ કરાવ્યો. પ્રભુદ્રોહી યુગને ભક્તની જરૂર પડી ત્યારે કુમારમાંથી જ પુણ્યશ્લોક ભક્ત પ્રહ્લાદ વિકસ્યો!



આર્યો નર્મદાકિનારે આવી અટક્યા. કદાચ આર્યોનું આર્યત્વ ત્યાં સુધીમાં ખૂટી ગયું હશે. પરંતુ આર્યત્વ તો જગતભરમાં ફેલાવા માટે સર્જાએલું છે. તે નર્મદાનાં નીર કે વિંધ્યની ડીવાલો આગળ જ કેમ અટકી જાય? એક કુમારમાં એ આર્યત્વ મૂર્તિમંત બની આખા દક્ષિણ ખંડ ઉપર ફેલાઈ ગયું. એ કુમાર તે રામ. તેણે કોટી ચલાવનાર ખારવાને આર્ય બનાવ્યો; ગીધ જેવાં પક્ષીઓનાં નામ ધારણ કરનાર વનવાસી જટાયુને આર્ય બનાવ્યો; ભીલડી શબરીને આર્ય બનાવી; વાનર સરખા ચપળ ને માંસાહાર દ્રવીડોમાં આર્યત્વ રેડ્યું; એટલું જ નહિ પરંતુ ભીષણ રાક્ષસોને પણ આર્યત્વના ઉપાસકો બનાવ્યા. આદર્શ આર્ય કોણ? એક કુમાર. આદર્શ આર્યત્વ કયું? એક વચન, એક બાણ અને એક પત્ની. એવો એકટેકી આર્ય કુમાર રાજા બને તો? પ્રજાસેવા જ એ રાજાના આર્યત્વનો અર્ક. આર્યાવર્તનો આદર્શ કોણ? કુમાર રામ. છેક આજ સુધી પણ તે જ આદર્શ રહ્યો છે. કુમારમાંથી પતિતપાવન રામનું પ્રાકટ્ય થયું.



પિતાને પદભ્રષ્ટ કરી, ભાઈભાંડુને કારાગૃહમાં પૂરી, ચારે પાસ જુલમ વર્તાવતો એક રાક્ષસી મનુષ્ય રાજ્ય કરતો હતો. એનું નામ કંસ. કંસ સમયમૂર્તિ હતો; રાજ્યસત્તાની સ્વાર્થમૂર્તિનું તે પ્રતિબિંબ હતો. કંસનું બૃહદ સ્વરૂપ તે કૌરવો; કંસનું કલામય સ્વરૂપ તે કૌરવો. જગત ઝંખતું હતું કે સ્વાર્થી રાજ્યસત્તાનો નાશ થાય. પછી તે રાજ્યસત્તા નિષ્ઠુરપણે સ્વાર્થપ્રદર્શન કરતી હોય કે પાસાબાજીઓ ખેલી સ્વાર્થને ઢાંકી રૂપાળાં રમકડાં રમાડતી હોય. એક મહાન કિશોર યમુનાકિનારે વેણુ વગાડતો ઊભો થયો. એ કુમારે કંસને માર્યો. કૌરવો તો યે ન સમજ્યા. અંતે વગરશસ્ત્રે એણે મહાભારત ગોઠવ્યું અને મદાંધ રાજ્યસત્તાની ગાદી ભાંગી કરી. આમ રંગિયાળા કુમારમાંથી કૃષ્ણ પ્રગટ્યો!

ધર્મની નિર્મળ સાદાઈને સ્થાને કર્મકાંડના આડંબરની

પ્રતિષ્ઠા સ્થપાઈ. આત્મસમર્પણને બદલે પરાયાં બલિદાન માન્ય ગણાયાં. ધર્માંધોએ જ્ઞાન-ધ્યાનને સ્થળે વાચા-રહિત પશુઓને મારવા-બાળવામાં ધર્મરક્ષા માની. બળનાં પ્રાણીઓના અણુઅણુને વાચા થઈ. તેમના પોકારે એક કુમાર પ્રગટાવ્યો. એ કુમાર રાજકુમાર હતો.



તેણે રાજ્યને ઠોકર મારી, વૈભવને તિલાંજલિ આપી, માબાપ અને પુત્રપત્નીને અળગાં કર્યાં અને આડંબરી ધર્મહુતાશ હોલવી જગતભરમાં અહિંસા પરમો ધર્મઃ એ સૂત્રનું શિક્ષણ ફેલાવ્યું. રાજકુમારમાંથી મહાદયાળુ મહાજ્ઞાની બુદ્ધ વિકસી આવ્યા.



નાનકડા ગ્રીસના એક નાના વિભાગનો રાજા ફિલિપ. અશ્વ એ રાજ્યકર્તાઓનું સનાતન વિજયચિહ્ન. અશ્વપૂજા એટલે વિશ્વવિજયની ભાવનાનું પૂજન. મહારાજા ફિલિપનો અશ્વ કોઈનું નિયમન માને નહિ ને કોઈને બેસવા દે નહિ. ભલભલા નામચીન સવારો એ અશ્વ આગળ હારી ગયા. એવે મેદાનમાંથી એક કુમાર નીકળી આવ્યો. રાજા ફિલિપનો જ તે કુમાર. સૌએ તેને વાર્યો. પરંતુ વારવાથી દૂર બેસી જાય એ તો વૃદ્ધત્વ, કૌમાર નહિ. ભયને હસતો કુમાર આગળ ધસ્યો. અશ્વને પકડી તેણે તેના ઉપર આરોહણ કર્યું. એ અશ્વારોહી કુમાર જગજ્જેતા સિકંદર તરીકે અમર થયો.

પેલું કોણ શાળામાં રમતી વખતે બરફના કિલ્લાઓ બાંધી મોરચા ગોઠવે છે? એ તો કુમાર નેપોલિયન. વનરાજી બીલ બાળકોની ટુકડીઓ પાડી યુદ્ધના દાવ રમતા પેલા બીજા કુમારને જોયો? એ કુમાર વનરાજ. અને મહાભારતની વાતો વંચાવી પ્રેરણા પીતો ભાળી હિંદુ હિંદનાં ઘડતર ઘડતો પેલો ત્રીજો કુમાર શિવાજી. કુમાર નેપોલિયન યુરોપ ધ્રુજાવતો જગત્‌માન્ય સેનાપતિ બની ઇતિહાસમાં અમર થયો. કુમાર વનરાજે પરદેશી ચાલુક્યોને હરાવી ગુજરાતને સ્વતંત્ર કર્યું. ચારે પાસ જકડી રહેલી મુ-





સ્લીમ સત્તાના બંધ હચમચાવી, વચમાંથી એક મહાન હિંદુ રાજ્ય કોરી કાઢી, મુગલાઈ સમી સમર્થ સત્તાને ઉથલાવી નાખનારી હિંદુ સત્તાનો ઉત્પાદક મહાન શિવાજીએ કુમાર શિવાજીમાંથી જ ખીલી નીકળ્યો.

કુમારમાંથી શું શું ન નીપજે? કુમાર એ શક્યતાઓનો અખૂટ ભંડાર છે. જગતે જે માગ્યું તે કુમારોએ આપ્યું. કુમાર એ ભૂતકાળનો વારસ છે એ ખરું; પરંતુ બાપદાદાની મિલ્કત ઉપર બેઠો રહી મોજમજાહ કરનાર શક્તિહીન વારસ માત્ર નહિ. તે ભાવિનો સમર્થ યોજક પણ છે. ભવિષ્યની મહેલાતનો મધ્યસ્તંભ તે કુમાર.

ઊકળતા પાણીની વરાળ ચહાદાનીના ઢાંકણાને



નચાવતી હતી. એક કુમાર એ વરાળનૃત્યને બેઠો-બેઠો નીરખી રહ્યો હતો. એણે ધીમેધીમે વરાળ સાથે દોસ્તી બાંધી એ મહાશક્તિને પાળી. એકાએક માનવી જાદુગર બની ગયો. વરાળે માનવીને આગગાડી આપી, આગબોટ આપી, કારખાનાં આપ્યાં. ચાલતું જગત દોડતું બની ગયું. જગતને એ વરાળશક્તિની ભેટ આપનાર બીજો કોઇ જ નહિ પણ કુમાર જેમ્સ વૉટ હતો.

વીજળી આકાશમાં દોડતી નાચતી હતી. તેનાં 'ઝળક નર્તન' માનવીને ભય પમાડતાં હતાં. બીહામણું હસતી એ મહાશક્તિ મૃત્યુની વાહક હતી એટલું જ ભયભીત માનવી જાણતો હતો. એ શક્તિ એક કુમાર ઉપર પ્રસન્ન થઈ. પતંગ ઉડાડના એ રમતિયાળ કુમાર જોડે રમવા તે પતંગની દોરીમાં ઊતરી આવી. કુમારે તેને ઓળખી; તેની આરાધના કરી. આજ જગતમાં વીજળી યુગ પ્રવર્તે છે. પૃથ્વીને એક છેડે બોલતા માનવીને બીજે છેડે ઊભેલો માનવી તે જ ક્ષણે સાંભળી શકે છે. વિજ્ઞાપનમાં ચાલુ થતાં સંગીત ગીતમાં સંભળાય છે. માનવીના બોલને ચિરંજીવી બનાવી શકાય છે: તેનાં હલનચલનને જગતવ્યાપી બનાવી શકાય છે; એટલું જ નહિ પણ મૃત્યુમૂલક એ શક્તિના મૃત્યુનિવારક ગુણોની પણ ઝાંખી થવા લાગી છે. આવી એ વીજળી જગતમાં જાણીતી થઇ એક કુમારને લીધે. એ કુમાર બેન્જામિન ફ્રૅંકલિનનો આભાર જગત જુગજુગ સુધી નહિ ભૂલે. વરાળથી યે મોટો જાદુ એ કુમારે જગતને ચરણે મૂક્યો.

કુમારમાંથી જ વીર સેનાની થયા છે; સેનાપતિ નીપજ્યા છે, ચક્રવર્તી બન્યા છે. કુમારમાંથી જ ફિલસૂફ, સાહિત્યકાર ઉદ્‌ભવ્યા છે. વિજ્ઞાનવિદ્‌, શાસનધર અને પયગંબર કુમારોમાંથી જ પ્રગટ્યા છે. કુમાર એ જગતનો સાચો સૈનિક, સાચો સેવક અને સલાહકાર છે. કુમાર દ્વારા જગતે જે જે મેળવ્યું છે તેનો વિચાર કરતાં જગતે કુમાર પ્રત્યે પૂજ્યભાવ કેળવવો જોઇએ. કેટકેટલી વાર જગતનો તારણહાર કુમારમાંથી નીકળી આવ્યો છે!

કમળલાલ વ. દેસાઈ

## ઉદ્ધાર

કંઇ કંઇ જીવનવારિ વલોવિયાં રે,
કંઇ કંઇ ઉલ્લંઘી મૃત્યુની પાળ જો;
કૂદા વળગાડોને ધૂપિયા રે,
કંઇ વળી કંઠે કરી બાંધ્યા માળ જો;
આવું કૈંક રહડી, પડી, આખડ્યો રે.

મારું બાલહૃદય નવ જાણતું રે,
વાંકા, વિષમ, ભયદ મહામાર્ગ જો;
ટૂંકી દૃષ્ટિ ટૂંકું પ્રમાણતી રે,
ઊડતાં ગૂંગળાવે શ્રમ શ્વાસ જો;
સૂઝે ન ધામ અગોચર ક્યાં રહ્યું રે.

ગાજી ગાજી ગગનની કન્દરો રે,
ગરજી રજની વિદ્યુજ્જિહ્વ જો;
માઝા મૂકીને વરસ્યો મેહૂલો રે,
રૂંધી દૃષ્ટિને ચોમેર જો;
પાંખો ભીંજાઈ ભેળી થઈ રે.

ભાસ્યું અદશ પડું કોઇ ખીણમાં રે,
આવે હાથ ન કો આધાર જો;
ઊંડો ઊંડો વિશેષ હું ઊતરું રે,
ધારે, ઉદ્ધારે ન શું કોઈ જો?
હું તો મૂઢ, ન મેં કંઇએ કહ્યું રે.

ત્યાં તો ઊર્ધ્વ મને કોઈ ખેંચતું રે;
શો તેજોમય સૂત્રસંચાર જો!
રજની ક્યાં? ક્યાં વ્યોમતણી ગુહા યે?
ક્યાં મેઘ વીજ તણો સમુદાય જો?
પાંખોમાં બલ શું આવ્યું નવું રે!

જુગજુગહીણાં ભોગળ તૂટતાં રે,
આવે પાંખોમાં દૃઢ વેગ જો;
ઉન્નત પંથને આંબ ઉકેલની રે,
દીઠું માર્ગપ્રદર્શક તેજ જો
કેવું અંતરગર્ભેથી ફૂટતું રે!

લાધી લાધી અનન્તની આયખું રે,
લાધ્યા લાધ્યા સનાતન પંથ જો;
લાધ્યું લાધ્યું તિમિરનિવારણું રે,
લાધ્યો લાધ્યો અમરતણો સંત જો;
એની સંગતિમાં નિત માણું રે.

સુંદરજી ગો. બેટાઈ

દેશદેશનાં માનવીઓનાં રૂપરંગ, શક્તિસ્વભાવ, ખોરાકપોશાક, ઉત્સવરંગ વગેરેમાં જણાતી વિભિન્નતાઓ

# જીવન ઉપર થતી વાતાવરણની અસરને લીધે છે.

પ્રથમ દર્શને આ વિષયનું મહત્ત્વ સમજાય એવું નથી. હવા તે વળી માણસના જીવન ઉપર શી અસર કરે? આ પ્રશ્ન સ્વાભાવિક છે, પરંતુ સૂક્ષ્મ નિરીક્ષણ કરવામાં આવે તો જણાઇ આવે એમ છે કે મનુષ્યજીવનનાં ઘણાંખરાં અંગો ઉપર હવાની અસર થાય છે.

જગતના જુદાજુદા દેશો ઉપર હવાની કેવી અસર થાય છે એ વિષે લખતાં બહુ વિસ્તાર થાય એમ છે. અહીં માત્ર હિંદુસ્તાન અને વિશેષ કરીને ગુજરાતનાં મનુષ્યો ઉપર થતી અસરનો વિચાર કર્યો છે.

હવાની અસર માપવામાં સ્થળનું અંતર મહત્ત્વનું છે. કોઇપણ બે સ્થળોની વચ્ચે જેમ અંતર વધારે, તેમ અસરનું પ્રમાણ વધારે જણાશે. એક ખંડના બે છેડાનાં મનુષ્યોમાં જેટલો ભેદ જણાશે, તેટલો ભેદ એક દેશના બે છેડાનાં મનુષ્યોમાં નહિ જણાય. એશિયાની છેક ઉત્તરે રહેતા રશિયનો અને તેની છેક દક્ષિણે રહેતા શીઆમીઝ કે સીલોનીઝમાં જેટલો ભેદ જણાશે તેટલો રશિયાના જુદાજુદા પ્રાંતમાં રહેનારાઓમાં નહિ જણાય. તે જ પ્રમાણે એશિયાના અન્ય દેશના અને હિંદુસ્તાનના લોકોમાં જેટલો ભેદ જણાય તેટલો હિંદુસ્તાનના જુદાજુદા પ્રાંતમાં રહેનારામાં ન જણાય તે કુદરતી છે. આથી આ બાબતમાં આખા જગતના લોકોની સરખામણી કરવા કરતાં એક દેશના જુદાજુદા પ્રાંતના લોકોની સરખામણી કરવી એ વધારે મુશ્કેલ કામ છે. તેમાં યે એક દેશના એક જ પ્રાંતના જુદાજુદા ભાગમાં રહેનાર લોકોનો ભેદ પારખવો તે તો સર્વથી વધારે કઠિન છે.

આધુનિક યુગ યાંત્રિક છે. એથી અત્યારે પ્રાચીન સમયના જેટલી હવાની અસર થતી નથી. આજે પ્રવાસ અને વ્યવહારનાં સાધનો વિવિધ અને ઝડપવાળાં થયાં છે. બહુ દૂરનાં મનુષ્યો લાંબા સ્થળોએ ઓછા સમયમાં આગમન અને વસવાટ પણ કરી શકે છે, તેમ જ પોતાનો વ્યવસાય પૂરો થઇ રહે કે તરત અગર તો તેની વચમાં પણ પોતાના મૂળ વતનમાં સહેલાઇથી જઈ શકે છે. આથી કોઈ પ્રદેશની સ્થાયી અસર કાયમની ટકવા પામતી નથી. પ્રાચીન સમયમાં તેમ નહોતું. ઘર છોડ્યા પછી પાછું આવવું ચોક્કસ નહોતું અને પરદેશમાં કાયમનો વસવાટ કરવો પડતો.

વિજ્ઞાનના વિકાસથી જીવનનાં સાધનોની વિપુલતા અને સહજ પ્રાપ્તિ એટલી વધી થઇ છે કે શીત પ્રદેશનો માણસ ઉષ્ણ પ્રદેશમાં રહેવા આવે છતાં શીત પ્રદેશના જેવી સગવડ ભોગવી શકે, તેમ જ ઉષ્ણ પ્રદેશના માણસને પણ શીત પ્રદેશમાં રહેવું બહુ કઠિન ન લાગે.

પરદેશી રહેણીકરણીના સાર્વત્રિક અનુકરણથી તેમજ દેશ–ઐક્યની એકસરખી લાગણીથી પણ હિંદના જુદાજુદા પ્રાંતના લોકોનું જીવન હવે એક ધોરણવાળું થયે જાય છે. આથી કરીને આ અસર જોવામાં થોડાક કાળ પહેલાંના—પચાસેક વર્ષ ઉપરના—સમય પર દૃષ્ટિ રાખવી પડશે; તેમજ સ્પષ્ટ અસર પારખવામાં શિક્ષિત નહિ, પણ લોકસમૂહને ધ્યાનમાં રાખવો પડશે.

હવાની અસરમાં પૂર્વપશ્ચિમ કરતાં ઉત્તરદક્ષિણનું અંતર ખાસ કરીને વધારે અગત્યનું છે. પૃથ્વીની મધ્યરેખા—વિષુવવૃત્ત—સૌથી વધારે ઉષ્ણ હોય છે. ત્યાંથી ઉત્તરે તથા દક્ષિણે જેમજેમ દૂર જઇએ તેમતેમ ગરમીનું પ્રમાણ ઘટે છે અને ઠંડીનું પ્રમાણ વધે છે. વિષુવવૃત્તની રેખા સીલોનથી દક્ષિણે સહેજ દૂર છે. આથી ઉત્તર હિંદ કરતાં દક્ષિણ હિંદમાં ગરમીનું પ્રમાણ વધારે હોય છે, છતાં પણ દક્ષિણ હિંદમાં કુદરતી રીતે ગરમીનું પ્રમાણ હોવું જોઇએ તેટલું નથી. તેનું કારણ એવું છે કે દક્ષિણ હિંદનો ભૂભાગ સાંકડો છે અને તેના બંને છેડે સમુદ્ર છે. સમુદ્રકિનારે ગરમીનું પ્રમાણ ઓછું રહે છે એ અનુભવની વાત છે. તેથી હિંદનો દક્ષિણ ભૂભાગ સાંકડો છે એ કુદરતી અનુકૂળતા જ સમજવી જોઇએ. આ જ કારણથી, કુદરતી રીતે દક્ષિણ ગુજરાતમાં ઉત્તર ગુજરાત કરતાં ગરમીનું પ્રમાણ વિશેષ હોવું જોઇએ છતાં ઓછું લાગે છે.

હવાની માણસના જીવન ઉપર થતી અસર કેવી જોઇએ તે તો આપણે અનુભવથી પણ જાણી શકીએ. આપણો સામાન્ય અનુભવ છે કે ઉનાળા કરતાં શિયાળામાં આપણા શરીરમાં બળ ને મનમાં સ્ફૂર્તિ વધારે રહે છે અને પહેલી ઋતુ કરતાં બીજીમાં આપણે વધારે કામ

# કલ્યાણ..

**..બે અંકી**

[આ આખું નાટક સંગીત-કાવ્ય-માં છે. એને શું નામ આપવું? ગીતિકા, ગીતનાટિકા, ઑપેરા, સંગીતનાટક, નાટિકા, ગીતાવલિ, ગીતા, વગેરે સંસ્કૃત (કે પછી પશ્ચિમની ભાષા)માંથી યોગ્ય શબ્દ શોધવામાં અથવા નવો યોજવામાં પંડિતો અને વિદ્વાનો સહાય કરશે એવી આશા રાખું છું. ❡ ભજવવા માટે જ આ લખેલું. ૧૯૨૯ના સપ્ટેમ્બરમાં ભજવવાનો પ્રયત્ન પણ કરેલો. જોકે શુદ્ધ સંગીત જે જે વસ્તુ માગી લે છે તેને અભાવે એકદમ ન ભજવી શકાયું; પણ સંગીતનો શોખ, અભ્યાસ, સમજ, રુચિ, સાધન વધતાં પહેલી તકે તે ભજવવાનો જ. બીજા કોઈ જો ભજવવા ધારે તો તે ઉત્સાહી ભાઈ બહેનોને એટલી વિનતિ કે લેખકને અગાઉથી વાકેફ કરી તખ્તા, પહેરવેશ, ગીતના રાગ-ઢાળ વગેરે સંબંધની તેમજ કેટલીક બીજી અનિવાર્ય સૂચનાઓ મંગાવી મેળવવી; તે વિના નહિ ભજવી શકે. સ્ત્રીઓનો પાઠ તો સ્ત્રીઓ જ ભજવે એ પણ ખરું. ❡ આ ગીતનાટક (કે જે કહો તે)નું મૂળ વસ્તુ મારા 'કલ્યાણ' નામના કાવ્યમાંથી લીધું છે. કોઈક સ્થળે તો એમાંથી આખી લીટીઓ પણ લીધી છે. ❡ આમાંના સંવાદ વગેરે સંગીતમાં કૃત્રિમ લાગે તો (સંગીતમાં તે વળી વાતો થાય? એવા આક્ષેપો થાય તો) તેનો જવાબ આપી મારો બચાવ કરવા મારા કરતાં વધારે વિદ્વાન બંધુઓને માથે એ જોખમદારી નાખી દઉં છું. ઐતિહાસિક દાખલા દલીલો તેમજ આગલા નમૂના પ્રયાસ કે ભાગવિભાગ યા જાતિ-પેટાજાતિ વગેરે જૂનામાંથી શોધી રજૂ કરવાની વધુ તસ્દી લીધા વિના પણ તેઓ ધારે તો સહજમાં મારે માટે વકાલત કરી શકશે.—લેખક]

● [બત્તે અંધારું: પ્રેક્ષક તેમજ રંગભૂમિ પર. દિલરૂબા, સતાર, વાયોલિન, તબલા, એકતારો વગેરે સંગીતના સાજનો ગત ધ્વનિ ધીમેધીમે વધવા માંડે છે ને પડદો ઊપડે છે. કયે વખતે કયું વાદિત્ર વાગે છે તે વિષે અહીં ખાસ સૂચના કરી નથી; એ ભજવતી વખતે.

હાથમાં આરતી લઈ, રંગભૂમિની મધ્યમાં એક દિશા તરફ મોં રાખી નાની બાળા કંકાવતી આરતી ઉતારી રહી છે ફક્ત એ દીવડાના પ્રકાશ વડે જ એનું મુખ જોઈ શકાય તો જોઈ શકાય એમ છે. એની પાછળ છોકરાઓનું ટોળું અવ્યવસ્થિત ઊભું છે. આરતી ઉતારતાં સૌ ગાય છે, કંકાવતી ગવડાવે તેમ]



વંદે માતરમ્.
વંદે માતરમ્.

નભ ગિરિવર ધવલશૃંગ મત્સરી,
પતિતપાવની વિમલ જલ રમેશ્વરી,
અમર ભોમ, એક કોમથી ભરી:
માતરમ્
વંદે માતરમ્

સત્ય દીપકજ્યોત સકળ વિશ્વમુખ ધરી,
જગ સમક્ષ તું સ્વતંત્ર શિર કરી
ઊભી ધ્વજ ઉડાવતી ફરી:
માતરમ્
વંદે માતરમ્

ત્યાગ રૂપ તપ ધને સદા ભરી,
કર્મપંથ થકી નવ કદી જરી સરી,
પુનિત પૂજ્ય, પરમ પ્રિય
માતરમ્
વંદે માતરમ્

[ગીત ગવાતાં જતાં અજવાળું ધીમેધીમે વધે છે. ગીત પૂરું થતાં છોકરાઓ વંદે માતરમ્‌નો ઘોષ કરે છે. આ પ્રસંગે પૂરું અજવાળું થતાં મોડા આવેલા સહેલાણીઓ પોતે અગાઉથી મુકરર કરેલી બેઠકે બેસી જાય, છોકરાઓના અવાજ સાથે, પોતાથી બીજાઓને થતી નડતર કંઈક ઓછી કરી શકે છે.

પછી વાયોલિન પર અનુષ્ટુપ વાગી રહે છે.]

એક છોકરો:

માતાની પર્વણી આજે, કંકુ તેં ઊજવી રૂડી;
વર્ષમાં આજ તો સોથી, માનીએ ધન્ય આ ઘડી.

બીજો છોકરો:

શાબાશી, વંદના સૌની, કંકુ બેન! ઘટે ઘણી;
વર્ષે વર્ષે ઊજવાજે, મોંઘેરી પળ આપણી.

કલ્યાણ:

અલ્યા જો! બેસીએ હાવાં, ચક્રબિંદુ હળીમળી;
રમત આંકી મેદાને, ગમ્મતે પડશે વળી.

ત્રીજો છોકરો:
ભાઈને રમતો વ્હાલી, બ્હેનને આરતી ગમે;
કંકુ કલ્યાણ! વાં' જી વાં'! ખરાં છો બેનભાઈ બે.

પ્રસુક:
હાં, હાં, વહી સમય આતાં, મયદાને જંગમેં પડો;
બનાકું આગી દો ટોળી, ચલો! હો સામને ખડો.
[કલ્યાણ અને પ્રસુક સામસામી માગણી કરે છે. એક નામ કલ્યાણ બોલે છે તો બીજું પ્રસુક બોલે છે.]

કલ્યાણ }: મોંઘો મેં લીધો; ચંદુ, કુંવરજી, રમો, ધનો:
પ્રસુક } ભગુ, રશ્મિ, શશિકાન્ત, મુસ્તફા, હરીભાઈ તો.
રુસ્તમ 'બાદશા' મારો, ભોળાનાથ ગહુંગડો,
રહ્યું કોણ હવે બાકી, આવ્યા મેદાનમાં પડો.
હાં હાં નરુ, પછી રૂપો, જવાહીર, ગણો હવે;
ચારને ચાર જ આઠ, અમારા આંહી આ ઊભા;
કંકુ બ્હેન કહો તે લે, દા પહેલો વઢયા વિના.

બધા: હા, હા, છે એ ખરી વાત, કંકુબેન કરો તમે;
એક: પરંતુ બ્હેન જોજો હં' રમે ના ભાન સાંભરે.
[કંકુ વિચારમાં પડી જાય છે]

કંકુ: (હિંદરા)
ન ચિંત એની રાખજો, મુજ પર ના'વે આળ,
પક્ષ લઉં કોઈનો નહિ, શબ્દ નાખી ગ્યું જાળ.
પ્રસુક ને કલ્યાણ બે, આગળ આવો આમ;
ઉખાણું કહું એક તે, પારખજો આ ઠામ.

ચતુર હોય તે પારખી, પહેલો ઉત્તર દે.
તે ચહાવે ઘેરશે, બાકીના બેસે.

પ્રસુક કલ્યાણ અને બીજા કેટલાક:
છે કબૂલ, અમને કબૂલ!
અમે થશું રમત મશગૂલ!
છે કબૂલ, અમને કબૂલ.

કંકુ: પંચાક્ષરના બે ધની, નિશાપતિ કહેવાય;
બાકીના ત્રણ તો મળી, મુખનું નામ સ્હાય.

બધા સાથે: ચન્દ્રવદન!-ભાઈ, ચન્દ્રવદન.

કંકુ: સૌ બોલે સંગાથમાં (તો) કોઈક હારી જાય;
નાયક હોય તે બોલશે, બીજા મૂંગા થાય.

મોટું અંગ સોહામણું, ચૂં ચૂં ચાલ્યો જાય;
આંખ પાંખ કે પગ નહિ, જળીનો મહારાજ.

જ્યમ જ્યમ ખાતો જાય સમ, બને મહા દાતાર,
ચતુર હોય તે ચેતશે, મૂરખ કરે વિચાર.
[થોડીવાર રહીને]

પ્રસુક: એ તો, રૂડો મારો રેંટીઓ હો જી;
રૂડો મારો રેંટીઓ હો જી.

કંકુ: ખરું કહ્યું મુજ વીરલા! રમત કરો શરૂઆત,
હળીમળી સૌ ઊજવો, આજ રૂડી પરભાત.
[એક ટોળી દાવમાં આવે છે. ચકભિલ્લુ રમાવા માંડે છે. ચકની આસપાસ ફરતાંફરતાં ફરનાર ટોળી દોડધામ કરતાં સામાવાળાને ચીડવતાં, શૂર ચડાવતાં, પગ ઠોકતાં, કૂદાકૂદ કરતાં ગાય છે.]

સ્વતંત્રતા! સ્વતંત્રતા! રહો દિલે તું મૂર્તિમંત,
દેશ કાજ કીર્તિમાન, મેળવી બજાવી ફર્જ.
[ગમે તેમ લીટીઓ બોલે છે. એકની એક ફરીથી પણ બોલે છે, બેવડી દોડાદોડ]

જંગમસ્ત, ધર્મચુસ્ત, દેશદાઝ...
સ્વતંત્રતા! સ્વતંત્રતા!...
સ્વતંત્રતા! સ્વતંત્રતા!.......



[રમત ઠીક જામે છે. એટલામાં દૂરથી રણશીંગડું વાગતું સંભળાય છે, ને સૌ સ્તબ્ધ થઈ ઊભા રહી જાય છે. રણશીંગું વાગી રહ્યા પછી સુરતાંમાં હિલ-રવાનો સાજ વાગી રહે છે— મંદાક્રાન્તાના ઝંકારમાં]

એક છોકરો:
ભેરી નાદે રણ સૂચવતાં યુદ્ધના એ નિશાનો,
ગાજે દેશ સમર રણને, યુદ્ધના બિરુદ જાગો;
બેઠા આજે વતન રખવા, સૌ ચલો ઝંપલાવો,
મેરા દેશ જતન કરવા. દિન ઊગ્યો જ આવો.
[નગારાં સારંગી]

બીજો છોકરો: (પૂરવી)
નગારાં નગરનાં પડો યુધ નિશાનડંકા જ એ,
હવે મરદ માટ તો બસ શૂરાતની વાય કે:

લો ઝૂઝવિયે રણે વતન રક્ષવા સાથમાં,
ઓ કમર સૌ કસી, અસિ ધરી લ્યો હાથમાં. .

[દૂરથી ઢોલનો અવાજ આવે છે. રણશીંગડું જોરથી વાગતું સંભળાય છે એ વગાડનો રણશીંગીઓ પ્રવેશે છે. એ વગાડી રહ્યા પછી.]

શીંગીઓ: (ઝૂલણા)

સપૂત સાચો સુણી યુદ્ધ ડંકા ઊઠે
સોડ તાણી સૂતો સિંહ જાગે,
સ્વજનને કાજ કુરબાન કર જિંદગી
કર લઇ એક તલવાર આગે;
ઊઠ ને દોડ કંઇ જોઇ ઝૂગી રહ્યા
સર્વ કો સૈન્યની મોડ માગે,
માતને કાજ સૌ શસ્ત્ર ધારી રહે,
ઢોલના નાદ સૌ દેશ રાગે.

નો: હેં હેં—શું શું?

: (અનુષ્ટુપ)

પરંતુ માંડીને વાત, કહેને રણશીંગીઆ;
જો: કહે શું માંડીને વાત! યુદ્ધના ડંક વાગીઆ.

શીંગીઓ: (કવિતા)

જ સ્વતંતર સૂર પરે વળી શ્યામલ બાદલ દેખ ઝઝૂમે,
ગિરિ તણા હોય જે દીકરા, સાંડવાં એલન કેમ જ સૂઝે?
કુટુંબનો પૂત સપૂત જે ધર્મ ચૂકે નહિ, દેશ દુહાઈ,
ગને ઊઠ ને કર્મ કાર કંઈ, રાખ તું લાજ તું આજ સવાઇ.

: (અનુષ્ટુપ)

ચલો ભો ભેલીએ સૌએ, યુદ્ધમાં રમનો રૂડી,
મૃત્યુને ભેટવું સારું, પરાધીન દશા ભૂંડી.
જો: મૃત્યુના તે વિચારો શા, કરે છે શરૂમાં ભૂંડા;
મોતને ઠેકરી ફૂંકો, ઝીલતાં રણશીંગડા.
નો: ચલ ચલ ભૈયા જંગ મચા હૈ.
મસગે દી ઝુક જાના હોગા.—હો ચલ ચલ૦

[જાય છે.]

ણ બીજા: (જતાં જતાં)

રણે ચડો, સૌ રણે ચડો:
રણશૂરા સૌ રણે ચડો.
આગે બઢો હો આગે બઢો.
વીરલા હો તે આગે બઢો.

[બધા જાય છે, એકલો કલ્યાણ બેસી રહે છે તેને]

છેલ્લો જનારો: (સોરઠા)

હાથે કંકણ ધાર, કલ્યાણ શીદ બેઠો અહીં?

[દોડતો ચાલ્યો જાય છે.]

કલ્યાણ: (નિસાસો નાખી ધીમેથી)

હૈયે ઊંડો ભાર, માડી તારું કો નહિ!

અંબા: (ઉપજાતિ)

કલ્યાણ! કલ્યાણ! કહીં છ બેટા?
કલ્યાણ! કલ્યાણ! કહીં છ બેટા!
અરેરે! અહો શીદ રહ્યા છ બેસી?
બેટા! તું ચિંતા મનમાં ધરે શી?

[કલ્યાણ ક્ષણભર એમનો એમ પડી રહે છે]

આ ગામ આખું રણ ઝંપલાવે,
કલ્યાણ મારો પણ શું શમાવે?
આ યુદ્ધ ડંકા ય સુણ્યા નથી તેં?
લે થા ઊભો ને સહુ સાથ લે લે.
લે ચાલ વ્હેલો ઘરઆંગણામાં
શસ્ત્રો સજાવું. . . . . . . . .
માડી તણી કૂખ લજાવતો ના.

[એનું હૈયું ભરાઇ જાય છે]

કલ્યાણ: (મંદાક્રાન્તા)

માડી તારાં જતન સપનાં ના કદી હું લજાવું,
તારી આજ્ઞા,—શુભ વચનથી, ધર્મ મારો બજાવું;
ડંકા સુણી રણ સૂચવતા રક્ત વેગે વહે છે,
માડી એથી સમર જીતવા હૈયું રાચી રહે છે..

અંબા:

શાને કહેને, સકળ યુવકો ગામના જો સિધાવે,
ત્યારે બેઠો ગડમથલમાં? ઊઠ ને જુદ્ધભાવે;
બેટા આવી અમુલખ ઘડી શીદને તું ગુમાવે,
બીરૂ જેવી વદન ઉપરે બીકની રેખ લાવે?

કલ્યાણ:

ગોંધી માડી! . . . . . .
માના મારી! . . . . . . . . .
મા મા મારી! હૃદય કથળે એક તારા વિચારે,
યુદ્ધે જાવા તલસ અદકી; મા! કહે કોણ તારે?

[અંબાના ખોળામાં માથું મૂકી સૂઇ જાય છે.]

અંબા: (રામગ્રી)

વ્હાલુડા મુજ લાડકા, મનમાં આ તે શો ભાર!
જુદ્ધ વેળા બની બેટડા, કરે આ શા વિચાર!
—વ્હાલુડા મુજ લાડકા!

છનો રૂડો દાયરો, જેમાં જુધના જુવાર,
કો વીર કેસરી બાંધે નિશદિન તલવાર;
—વ્હાલુડા મુજ લાડકા!
ગણુ તું તો હજી ખેલતો, વાગ્યા ત્યાં યુદ્ધડંકઃ
ા પિતા એ સિધાર્યા, દીપાવવા રણજંગ;
—વ્હાલુડા મુજ લાડકા!
ા કુળનો કુળદીવડો, આજે તારો છે વાર,
ોન્તરો મારો બેટડો, વ્હેલો થઈ જા તૈયાર;
—વ્હાલુડા મુજ લાડકા!
બાંધું તને 'વિજયા', પિતાજીની તલવાર,
ાજીની દઉં આશિકા, પછી કોના છે ભાર?
—વ્હાલુડા મુજ લાડકા!

[ગીત ગાઈ રહે છે ને એનું ગાયું પંપાળી રહે છે એટલામાં કંકુ દોડતી આવે છે, ને ગાય છે]

(લાવણી)

સૌ જોધ જંગમાં જાય, અને તું આંહી?
કરે શું આંહી?
અરે તું આંહી?
રણડંક શંખ સંભળાય, અને તું આંહી?
કરે શું આંહી?

તું જુદ્ધ મહીં નહિ ગાજે,
તુજ બ્હેન તુંથી તો લાજે,
અરે, પળ કયમ થોભી રહેવાય?
અરે તું આંહી?

સૌ સગોનડા બોલાવે,
રણશૂર ગીતો સૌ ગાવે,
સૌ શસ્ત્ર ધરી સજ થાય, અને તું આંહી?
કરે શું આંહી?

સૌ જોધ જંગમાં જાય, અને તું આંહી?
અરે તું આંહી?
કરે શું આંહી?

[ગીત પૂરું થતાં અંદરથી રણશીંગડાનો જોરથી અવાજ સંભળાઇ રહે છે એ પૂરો થતાં]

અંબાઃ (ઉપજાતિ)

બચ્ચા! ઊઠો દેશ સપૂત માગે,
ખૂણે ખૂણે યુદ્ધનિશાન વાગે;
ના ધર્મમાં ઢીલ જરા કરાય.
શું દેશદ્રોહી મુજ પુત્ર થાય?

કંકુઃ છે ફર્જ ભાઇ કરવી અદા એ,
ને ધ્યાન માનું ધરજે સદા યે;
લે શોભ લાવું તુજ માટે વસ્ત્ર,
સૌ સાથ જાજે સજી આંહી શસ્ત્ર.[જાય છે.]

અંબાઃ ને ભાઇ! યુદ્ધે મુજની તું ચિંતા,
રહેજે ન, તારે શિર છે નિયંતા;
બેટા! ઉમંગે રણમાં સિધાવો,
સિપાઇમાતા કુખ આ દીપાવો.

ને રંક માતા તુજ રંક વેશ,
તું રંક એથી નહિ રંક દેશ;
શું રંક એથી તુજ દેશ ભાવિ?
શોભાવ બેટા! પળ ધન્ય આવી.

સાચો સિપાઇ નહિ શક્તિ ઓછી
જુઓ, ઘૂમે એ થઇ વીર જોદ્ધા;
જે મર્દ બચ્ચો, રણમાં ડગે ના,
પાછો હઠે કે ભયને ગણે ના.

[કંકુ વસ્ત્ર, તલવાર, કંકુથાળ વગેરે લઇ આવે છે. અંબા અને કંકુ ગીત ગાતાં જાય છે ને એને પહેરાવતાં જાય છે]



અંબા—કંકુઃ (હમીર)

સમરક્ષેત્ર મહીં તું એક,
કેસરી સમ ધરી તું વેગ,
કીર્તિકળશ અજય તેગ.
ધારણ કર ની . . . રા.

કંકુઃ શુભાશિષ અમ્મા વીર,
માનસ્થાપ કંકુ શિર,
શુભ પ્રયાણ શકુન હીર,
વારી જાઉં ની . . . રા.

અંબા—કંકુ: વિજયવંત, સ્વર્ગદીપ,
દેશનૂર, વીરપ્રદીપ,
જન્મ, કુળી, કુખ, નામ,
સાર્થક કર ની . . . રા;
સમરક્ષેત્ર મહીં તું એક
કેસરી . . . . .

[ઓટલામાં રણયોદ્ધાઓ કૂચ
કરતા ગાતાગાતા આવે છે]

સ્વતંત્રતા! સ્વતંત્રતા!
બહાદુરો રણે ચઢો,
યે જંગ જીતવા ચલો.
જયો જયો જયો જયો,
દેશ માટ.
જીત જ્યોત.
મંત્ર સાથ.
કીર્તિ ગીત,
શૂરવીર! કૂચ કદમ.
જંગવીર! કૂચ કદમ,
જયો, જયો, જયો, જયો,
જયો, જયો, જયો, જયો.

[ગીત બંધ થતાં]

કલ્યાણ: (ઉપજાતિ)
ઓ પુણ્યશાળી મુજ માતૃભોમ,
એ દાઝ જાગો મુજ રોમરોમ;
હા દેશ મારો, મુજ દેશભક્તિ,
એ દેશ માટે મુજ સર્વ શક્તિ.

[ગાતા ગાતે પગે લાગે છે; કંકુ ઓવારણાં લે
છે ને કલ્યાણ કૂચ બંને ભળી જવાના માંડે છે]

સ્વતંત્રતા! સ્વતંત્રતા!
જયો, જયો, જયો, જયો;
જયો, જયો, જયો, જયો,
સ્વતંત્રતા! સ્વતંત્રતા!

[જાય છે.]

અંબા—કંકુ: (ઉપજાતિ)
કલ્યાણ! કલ્યાણ! . . . .
કલ્યાણ! કલ્યાણ! . . . .

[બંનેએકબીજાને ભેટીરહે છે: પડદો પડે છે.]

## અંક ૨

[તખ્તાની એક બાજુ અંદરથી વિશાળ વૃક્ષના થડની આસપાસ ઓટલો. પરોઢિયું: અંધારું અજવાળું પણ પૂરું નહિ. પડદો ઊપડતાં ઓટલા પર તેમજ નીચે ગામના વૃદ્ધો જાગરણ કરતા બેઠા છે. પડખે એક ફાનસમાં ઝીણો દીવો બળે છે. એમાંથી એક જણ ભૈરવ ગાવો શરૂ કરે છે. એ ગાય છે તે દરમ્યાન ગામમાંથી એકક બબ્બે વૃદ્ધો આવીને બેસતા જાય છે.]

એક: જય જય જય શુભ પ્રભાત
પંખીવૃંદ બોલે;
મધુર મધુર વાય વાત
ફૂલ તરુવર ડોલે: જયજય૦
સુમંગલ ઉદય ભાણ.
પ્રગટ કળા સોળે.
હૃદયરંગ જાગ કલ્યાણ,
નવીન પ્રાણ રેડે. જયજય૦

બેચાર: વાહ! વાહ!

એક બીજો: (સોરઠા)
એ ભલો ભયો પરભાત! ભૈરવ ગા'! ઓ જોગીઆ,
(હવે) ભજન જમાવો સાથ, જુગજુનાં પરભાતીઆં.

[બેચાર જણ જરા મસલત કરી મંજીરાં કરતાલ
કાઢી 'વૈષ્ણવજન'ના ભજનના ઢાળમાં ગાવા માંડે છે.]

બેચાર:
શૂરના-મારગ જેણે લીધા,
ધન ધન જનની એની રે,
કુળ દીપાવે, કુખ દીપાવે,
ધન ધન ધરણી તેની રે! શૂરના૦
જીત વિના નવ જંપે કો દી'
ઝૂકે મસ્તક એવી રે,
જુગજુગના અમર સતીઓનો
રામ હરિ નિત્ય લેવી રે! શૂરના૦

[ઉપરની 'રામ હરિ નિત લેવી રે' ની
ધૂન પૂરી કર્યા પછી એકદમ શાંત થતાં]

વળી એક જણ: (વૃદ્ધ બારોટ સામે જોઈ—સોરઠા)
(એ) મૂંગા કાં બારોટ, નીંદર શું નયણે ભરો?
રહી અધૂરી વાત, આજ હવે પૂરી કરો.

બેચાર: હા, હા, હા, બારોટ . . . .

બીજો: પૃથ્વીરાજ મહારાય, જુદ્ધ વિચારે ભાગીએ;
વાત અધૂરી ત્યાંય, આગળ આં થકી ચાલીએ.

એકએ: વા' વા' રે! શાબાશ! હાં બારોટ......

બીજા બેત્રણ: ખમા ખમા બારોટ....

[બારોટ ખોંખારે છે, તૈયારી કરે છે. ધીમેધીમે હવે અજવાળું પણ ઠીક પથરાઇ રહ્યું છે. બારોટ જરા આગળ આવી બેસે છે, ટટ્ટાર થાય છે. દરમ્યાન ઢોલક વગેરે સાજની પણ તૈયારી થઇ રહે છે.]

બારોટ: [બોલતાં ગાતાં યોગ્ય અભિનય, અવાજના આરોહ અવરોહ, મુખ પર છટા, જુસ્સો, ક્રોધ, આવેશ, વગેરે ભાવચંક્રમણ સાથે.]

એ...એ...

નાગડધીન નાગડધીન, નાગડધીન નાગડધીન,
નગડધન નગડધન બાજી રહ્યા રણડંકા;
કકડધીન કકડધીન, કકડધીંગ કકડધીંગ.....
કકડધીંગ કકડધીંગ સુણી રણે ચડે વીરબંકા.
ડીગડીગ તાલ, ડીગડીગ તાલ, ડીગડીગ.....
ધમ ધમમમમમ ધમ ધ્રુજી રહે ધમ ધરણી;
કડીંગ કાંગ કડીંગ કડાંગ ડીંગડાંગ ડીંગડાંગ....
ડમ મમમમ ડ' સુણી, વીર વધાવતી નર્દી તરુણી.

પહેલો—બીજો: વાહ બારોટ!

બારોટ: (કવિતા) એ....

બાદલ ઘુમટ છોડ ઝપટસેં તેજભરો રવિ નભમેં આયો,
ગગન ગોદમેં ચંદ છુપત પૃથિવી સબ તેજ સુતેજ બિછાયો;
ભટ્ટ સુભટ્ટ જ ઔર પરાવન નાહી દીસે ચમકાર છવાયો,
અંગ મદી કર સગ અસિ રણ દેખ ઊભો પૃથ્વીરા' રાયો.

બેત્રણ: પૃથ્વીરા' રાયો...ઓ...



બારોટ:

કટિ ભુજલ પરી, કરી નજ લરી, રણચંડ નટી, હટી ન મટી,
અસિ અરિ પ્રાણ મિટાવે.
ચમકચમક ચહુ દિશ, ચરણ ફરંતી શિષ, ભપળ ચતુર ચંગાવે.
પટ પટત પરત પટપટ, ફડ ફફડ ફફડ ફડ ફડ ફરીફરી ફફડાવે,
શૂરધીર નરવીર ફૂલહીર, બલ ભરપૂર કર વકતાર નચાવે.

બે ચાર: વાહ વાહ બારોટજી...

બારોટ: ઓ ખણ ખણ ખણ ખખણ ખખણ ખણ
ખણ ખણણણણણ ખણખણ.....

[કંકુ દોડતી આવે છે.]

કંકુ: (અનુષ્ટુપ)
મંદિરે, શિખરે ભાગી ઊડતી ધ્રૂજતી નિશા?
જીતીને આવતા વીરો, દરો શું આપણી દિશા?

[પાછળ સ્ત્રીઓનું ટોળું પણ આવી રહે છે. બધા ઉત્સુક્ નજર કરતા ઊભા થઇ જાય છે, કોઇ કંઇ બોલતું નથી. કેવળ વાદિત્રો વાગી રહે છે.] ધીમેધીમે ઘોડાના પગના દાબડાનો અવાજ સ્પષ્ટ થતો જાય છે ને પછી એકાએક બંધ થઇ જાય છે.]

સેનાનાયક: (દોડતો આવીને—અનુષ્ટુપમાં)
દેવા વધામણી પ્હેલી, આવ્યો છું દોડતો અહીં;
જીત્યા છે આપણે તોયે..ગુમાવ્યો વીરલો નહીં.

એક: શાબાશ!

બીજો: કોણ?

ત્રીજો: હેં!

ચોથો: શું!

એક: માંડીને તો કહે વાત, આવડું અધૂરું કહે!
ફિરો એ હીરલો ગોયો, કહે ભાઈ! બધું કહે.

નાયક: (ઉતાવળે—ઉપજાતિ)
રોપ્યો હતો જ્યાં જયસ્થંભ ત્યાંહી,
પ્હેલા ધસે એક નિશાનવાહી;
જેનો પહોંચે ગણવો વિજેતા
તે પક્ષ એવી કબૂલાત—

બે ચાર: શું શું?

નાયક: [જરા ધીમેથી]
રોપ્યો હતો જ્યાં જયસ્થંભ ત્યાં જે
જેનો ધસી જાય નિશાન નેતા.
પ્હેલા જ જે એ ગણવો વિજેતા
એવી કબૂલાત કરી લડ્યા,....ને.

પાંચસાત જણ: ને—? ને—?

સ્ત્રીઓ પણ: ને—? ને—? ને—?

નાયક: સૌથી વધ્યો આગળ એક શૂર.
સૌથી વધ્યો એ....

એવો ધરશે જે....
જેની શું કીર્તિ....
હાથે ધજ્જ ને....
દોડ્યો જ દોડ્યો....
કે શત્રુ હાર્યો....
કેવી ચલાવે તલવાર! એવી
ભાગી કદી ના....
ઓ વીર પૂત....
એ શૂર દૂત....
પહેલો ધર્યો એ જય તો ગણાયો;
કલ્યાણ હીરો રણમાં હણાયો.

[મોઢું ઢાળી બેસી જાય છે.]

પાંચદસઃ કલ્યાણ? રે! ઓહ!...
હેં? ઓ પ્રભુ! શા...'...

[ખૂણામાં કલ્યાણની મા બેભાન થઈ પડી છે. તે પર કંઈક ક્ષણની શાંતિ પછી બધાની નજર પડે છે.]

કંકુઃ (રડતાં)

કલ્યાણ! માડી!....
કલ્યાણ! વીરા!....
કલ્યાણ' માના!....
કલ્યાણ મારા!....

[અંબાના પગ આગળ રડતી પડે છે. એકદમ એકાદ વાદિત્રનો ચીસ નાખતો તાર તૂટે છે. પછી સંપૂર્ણ શાંતિ પથરાઈ રહે છે. કોઈ હાલતુંચાલતું નથી પછીથી પાછળથી સૈનિકો ધીમેધીમે આવી એકઠા થઈ ચૂપ રહી જોયા કરે છે. એવામાં એકાએક મૂર્છાગાંથી અંબા ચમકી ઊભી થાય છે અને આવેશમાં સૈનિકો તરફ ધસે છે. એકાદ જોને ભેટે છે; એકાદનાં ઓવારણાં લે છે; ખડખડાટ હસે છે; 'કલ્યાણ કલ્યાણ' બોલતી ચોગરદમ ફરવા માંડે છે; અને પછી પોતે એકલી આવેશમાં જ તાળીઓ પાડી, ગરબો ગાતી હોય તેમ, ગોળ ફરે છે. એ એકાદ ફેરો ફરી રહે છે ત્યાં ધીમેધીમે એકઠી થએલી ગામની સ્ત્રીઓ પણ એના ગરબામાં ભળી જાય છે.]

અંબાઃ પાકયા કુળદીવા!

એવા શૂરા જીતે સંગ્રામ, પાકયા કુળદીવા,
જેણે બાળી છે હૈયે હામ, પાકયા કુળદીવા,
એણે કીધાં છે અમ્મર કામ, પાકયા કુળદીવા,
એની કીરત ગામેગામ, પાકયા કુળદીવા,
એને દિલે વસ્યા છે રામ, પાકયા કુળદીવા,
એ તો જાશે રે વૈકુંઠધામ, પાકયા કુળદીવા.

[ગાતાંગાતાં ભોંય પછડાઈ પડે છે. બધા ટગર ટગર જોયા કરે છે. કંકુ પાસે જાય છે, સૈનિકો ઝૂકી અને વૃદ્ધ સ્ત્રીઓ પાસે જાય છે; તેમાંનો એક ઇશારાથી કંકુને કંઈ કહી માથે હાથ મૂકે છે, સૌની આંખમાં પાણી ભરાએલાં છે તે તેઓ લૂછે છે]

કંકુઃ [રડતાં—સોરઠા]

રે વીરા કલ્યાણ! મોંઘા કાં ચાલ્યો વહી!
તેં તો મેલ્યા પ્રાણ! માટી? માડી કો નહિ....

[સૈનિકો આગળ આવી, અંબાને પગે પડી રહે છે ને સૌ સાથે બોલે છે]

સૈનિકોઃ જય અંબે! જય અંબે!
જય અંબે! જય અંબે!

[બધા જય અંબે બોલવા મંડી પડે છે. થોડી વાર પછી સર્વ શાંત થઈ જાય છે. બેચાર સૈનિકો ફૂલહાર ને કંકુ લાવી અંબા પર ચડાવી બહુ ધીમેથી—

અંબે માતરમ્,
વંદે માતરમ્.

—ગાય છે અને પડદો પડે છે]

ચન્દ્રવદન ચીમનલાલ મહેતા



[ ચિ ત્ર કા ર : ર વિ શં ક ર પં ડિ ત ]

**ચારિત્ર્યની સજ્જતા** • • • જ્યાં સુધી નિર્ધન મનુષ્ય પાપથી પોતાનું પેટ ભરે છે ત્યાં સુધી ધનવાનનું શુદ્ધાચરણ પૂરેપૂરું નિર્દોષ નથી. તદ્દત્ જ જ્યાં લગી અજ્ઞાનીનું આચરણ અશુદ્ધ છે, ત્યાં લગી જ્ઞાનીનું આચરણ પૂરેપૂરું નિષ્કલંક નથી—ત્યાં સુધી સંસારમાં ચારિત્ર્યની સજ્જતાનું રાજ્ય નથી. —પ્રો. પૂણ્ય



## વસંતના સૂર

ચિત્રકાર • ચન્દ્રવદન ભટ્ટ

આંબાડાળની ઘટામાંથી કૂજન કરતી કોકિલાએ જળ ભરવા જતી સુંદરીને બે ઘડી થમાવી દીધી છે. વાતાવરણની એકાંત સુંદરતામાં વસંતના રંગો રેલાઇ રહ્યા છે. ભાઈ ચન્દ્રવદને કોઇ પણ કળાશાળામાં કે વર્ગમાં ચિત્રશિક્ષણ લીધું નથી. માત્ર નૈસર્ગિક સંસ્કાર ને સ્વપ્રયાસથી પોતાની કળાને વિકસાવી તે આટલી કક્ષાએ પહોંચ્યા છે. હાલ તે નડિયાદની હાઇસ્કૂલના વિજ્ઞાનશિક્ષક છે.



ગંધર્વકન્યા

ચિત્રકાર—ન. લા જોશી

કો' એકાંત સરગાં સ્નાન કરી આકાશે ચડી જતી આ ગંધર્વકન્યાનું લાવણ્ય કલ્પનાપ્રેરક છે એટલું જ તે હૃદયંગમ લાગે છે. ભાઈ નરોત્તમ લાલજી જોશીએ નાનપણમાં જ પિતાની છાયા ગુમાવી અને કુમાર વયે માતાનું સુખ ખોયું. તે પોરબંદર પાસેના માધવપુર ગામના રહીશ ગિરનારા બ્રાહ્મણ છે. તેમના મામા મુંબઇમાં મુખિયાજી હોવાથી તેમને ત્યાં રહી ભણતા. એક વખત એ ધંધા વિરુદ્ધ લેખ લખવાથી મામાનું ઘર છોડવું પડ્યું અને મુંબાઇની સ્કૂલ ઑફ આર્ટમાં દાખલ થયા. એમના જીવનમાં નીડરતા અને સત્યવક્તાપણું છે એટલી જ દયાવૃત્તિ પ્રધાન છે. કલાની ધૂન અને સંયમથી એમનું વ્યક્તિત્વ ઉજ્જ્વળ ઘડાયું છે. એમનામાં બેપરવાઇ ને સુજનતા એક સાથે વસે છે. ગુજરાત મગરૂર બને એવા એ ચિત્રકાર છે

# નિસર્ગપ્રેમી, કલાકાર, ભાષાઓનો અભ્યાસી, પ્રવાસશોખી એવો વિવિધજ્ઞાનપિપાસુ હોલૅંડવાસી જગતયાત્રી લૂઇ ફ્રેડરિક ફૅરીઅર



સંવત ૧૯૮૧ની પાનખર વીતી ગઇ હતી અને કાંગડી ગુરુકુળના ઉપવનમાં વાસન્તી શોભા પ્રસરતી હતી. ખીલેલાં પલાશપુષ્પોનો મકરન્દ પીવા માટે નાનીનાની ફૂલચકલીઓ કૂદાકૂદ કરી રહી હતી. એવા સોહામણા સમયમાં એક દિવસે બપોર પછી ત્રણેક વાગે એક યુરોપીયન યાત્રી ત્યાં આવી ચડ્યો. આકાશી રંગની એની આંખો, તપખીરિયા રંગના શિરના વાળ અને ફ્રેંચ કટની એની નાનીદાઢી જોઇને અમને લાગ્યું કે એ કોઇ ફ્રેન્ચ હશે. ખાખી કોટ, ખાખી પાટલૂન, એક સાદું પહેરણ, ખાખી ખલતો ને હાથમાં મટોડી રંગની એક સાદી કામળ,—આટલો જ એનો સરસામાન. એક યુરોપીયન યાત્રી અને દૈનિક વ્યવહારની આટલી થોડી એની વસ્તુઓ જોઇને અમને જરા અચંબો થયો. પછી તો તપાસ કરતાં જણાયું કે એ એક ડચ (હોલૅંડવાસી) વિશ્વયાત્રી છે અને ફરતો ફરતો ગુરુકુળનું નામ સાંભળીને આવ્યો છે.

અમારો અધ્યયનનો સમય પૂરો થઇ ગયો એટલે અમારી કૉલેજ (મહાવિદ્યાલય)ની 'વાગ્વર્ધિની સભા' તરફથી એ વિશ્વપર્યટકની યાત્રા સાંભળવા માટે એક સભાની યોજના કરવામાં આવી. ગુરુકુળના બધા જ બ્રહ્મચારીઓ, અધ્યાપકો અને કર્મચારીઓ હોંશેહોંશે ભેગા થઇ ગયા. કાળા પાટિયા ઉપર દુનિયાનો નકશો ટાંગીને એણે અંગ્રેજીમાં પોતાની કથની શરૂ કરી:

'મારૂં નામ લૂઇ ફ્રેડરિક ફૅરીઅર. હોલૅંડ દેશ મારી જન્મભૂમિ છે. હાલ મારી ઉમર સત્તાવીશ વર્ષની છે. હું હજુ અપરિણીત છું. નાનપણથી જ મને પ્રકૃતિનિરીક્ષણ, પર્યટન, ભૂગોળ અને ચિત્રકલાનો શૉખ છે. એક વાર આખા વિશ્વની યાત્રા સ્ટીમર મારફત હું કરી ચૂક્યો છું. આ મારી દુનિયાની બીજી યાત્રા છે ને તે પણ ઘણે ભાગે પગરસ્તે જ. બાલ્યાવસ્થામાં શાળામાં ભણતો હતો ત્યારથી જ મને ભૂગોળ, ઇતિહાસ, ભ્રમણ અને ચિત્રકામ ખૂબ પ્રિય હતાં. ભૂગોળ ને ઇતિહાસમાં તો હું મારી શાળામાં પહેલો નંબર રાખતો.

નેધરલૅંડ (હોલૅંડ)માં તડકો બહુ નથી પડતો. સ્કૂલમાં બેસીને અભ્યાસ કરતી વખતે બહાર સૂર્યનો તડકો જોઇને મારૂં મન બહાર જવા માટે તરફડ્યા કરતું હતું. તડકામાં વૃક્ષો પર બેઠેલાં પક્ષીઓને જોઇને મારા હૃદયમાં ઊર્મિઓ ઊઠતી કે હું પણ એ તડકામાં જાઉં ને આવી ખુલ્લી હવામાં પ્રકૃતિની ગોદમાં જીવન વ્યતીત કરતાં એ પક્ષીઓની જેમ હું આનંદમસ્ત બની રહું. ચિત્રકલાનો પણ મને ઘણો શૉખ હતો. તેનો અભ્યાસ મેં ઘર આગળ જ કર્યો છે. કેમકે મારા પિતાશ્રી પેઇન્ટિંગ સારૂં જાણતા. પછી વિશેષ અભ્યાસ મેં મિસ્ટર લોબો (Lobo) પાસે કર્યો છે. તે જ મારા ચિત્રકલાના ગુરુ છે. એ નેધરલૅંડના પ્રખ્યાત ચિત્રકાર છે અને કાચ પર ચિત્રો દોરવાનું કામ ઘણું સુંદર કરે છે.

સન ૧૯૧૬માં મેં મારી પહેલી યાત્રા શરૂ કરી. હું સ્ટીમરમાં એક કાર્યકર્તા (ઑફિસર) તરીકે રહ્યો. સ્ટીમર હોલૅંડની એક કંપનીની હતી. હું સીધો અમેરિકા ગયો અને ત્યાંથી આફ્રિકા, ભારતવર્ષ, જાવાસુમાત્રા વગેરે દ્વીપો, ચીન અને જાપાનની યાત્રા કરીને ફરી અમેરિકાના બંદર સાન્ફ્રાન્સિસ્કો પહોંચ્યો. આ યાત્રામાં મેં કલકત્તા, અને તેની પાસેનાં ગામડાંઓનું પણ અવલોકન કર્યું. ગામો મને સુંદર લાગ્યાં. મારા મનમાં ઘણા દિવસથી પૂર્વની પ્રાકૃતિક શોભા જોવાની ઇચ્છા હતી અને તે પૂરી થઇ. ચીનના લોકો મને ઘણા પરિશ્રમી લાગ્યા. તેઓ હાથની કારીગરી સારી જાણે છે પણ તેમનાં ઘર બહુ મેલાં રહે છે. જાપાનમાં મેં જોયું કે જાપાનીઓ પોતાને યુરોપીયનો કરતાં પણ

ઊંચા માને છે. તેઓ ખૂબ સ્વચ્છ રહે છે ને તેમના પ્રત્યેક કાર્યમાં કલા હોય છે. તેમનો સ્વભાવ આનંદી અને મળતાવડો છે. તેઓ અતિથિનો સારો સત્કાર કરે છે. સાન્ફ્રાન્સિસ્કોમાં મેં બીજુંજ દશ્ય જોયું. ત્યાંનું જીવન કૃત્રિમ લાગે છે. પ્રત્યેક કાર્યમાં વ્યાપારિક દષ્ટિબિંદુ

## કવિ

લેખક અને આલેખક

**કૃષ્ણલાલ શ્રીધરાણી**

સૃજનની ઊઘડી આંખ,<br>
કવિની પગલી પડીઃ<br>
હૃદયની તુંબડીમાંથી<br>
ભાવના-દંડિકા ચડી.

કાળજે કર્યું કોડિયું,<br>
તેલ ભક્તિ તણું ભર્યુંઃ<br>
ઊર્મિની જ્યોતગાથાં તો,<br>
કલ્પનાતારથી મઢ્યું.

પ્રભુના એકતારા શા<br>
કવિનું ગાન ઊપડ્યું.



જ મહત્ત્વ છે. ત્યાં કલા પ્રત્યે પ્રેમ નથી. માનવીય લાગણી (Human feelings)નો ત્યાંના જીવનમાં મને ઘણો અભાવ દેખાયો. જ્યારે હું ન્યૂયૉર્ક પહોંચ્યો ત્યારે યુરોપીય મહાયુદ્ધ સમાપ્ત થઇ ગયું હતું ને તેની ખુશાલીમાં ત્યાં એક અઠવાડિયા સુધી આમોદપ્રમોદ, નૃત્યરંગ, પ્રીતિ-ભોજન વગેરે ધામધૂમથી થઇ રહ્યાં હતાં. અહીં મેં કેટલાંક નવાં દશ્યો જોયાં. શહેરની કિરચ ઉપર જર્મનસમ્રાટ્ કૈસરની મૂર્તિ રાખી તે આખા શહેરમાં ફેરવી હતી. નાનાંનાનાં છોકરાં કૈસરની મૂર્તિ બનાવીને, તેમના હાથમાં હાથકડી પહેરાવીને શહેરમાં આમતેમ ફરતા હતા. સમ્રાટ્ કૈસરની મૂર્તિ પાછળ તેઓએ લખ્યું હતું—"Go to St. Helena. Go to Hell. (સેન્ટ હેલીના જાઓ, નરકમાં જાઓ.)"

એવી જ રીતે શહેરની સડકો પર ઠેકાણેઠેકાણે સમ્રાટ્ કૈસરનું કૃત્રિમ પૂતળું બનાવીને તેમનું કાળું કરેલું મોઢું કલાપૂર્વક લટકાવી રાખ્યું હતું. આખા શહેરમાં બ્યુગલ, વાજાં અને ઢોલ વાગી રહ્યાં હતાં. ઠેકઠેકાણે સિપાઇઓ દારૂ પીને છોકરીઓ અને મહિલાઓ સાથે નાચરંગમાં મશગૂલ હતા. દસ દિવસ સુધી મોટર, ટ્રામ, સીનેમા, નાટક વગેરે મફત હતાં. ન્યૂયૉર્કથી હું સીધો મારે ઘેર હાલ જઇ રહ્યો. આ પહેલી યાત્રામાં મને અનુભવ થયો કે જહાજની યાત્રા અને તેનું જીવન અતિશય વિલાસી અને તામસિક છે. લોકો ખૂબ દારૂ પીવાના વ્યસન તથા દુરાચારમાં ડૂબી રહેતા.

પહેલી યાત્રા પછી એક વરસ સુધી હું ઘેર રહ્યો કે ફરી પ્રકૃતિનિરીક્ષણ તથા પૂર્વના દેશો જોવાની મારી ઇચ્છા તીવ્ર થઇ. આ વખતે હું માત્ર ચાળીસ રૂપિયા અને ચિત્રકલાનો થોડો સામાન લઇને પગરસ્તે વિશ્વની યાત્રા કરવા માટે નીકળ્યો. મારાં માતાપિતાને મન એમ હતું કે મૂર્ખો રખડીરખડીને બેત્રણ દિવસમાં આપમેળે પાછો આવશે. પણ હું તો મારા નિશ્ચયમાં અડગ હતો. ઘેરથી નીકળીને મેં ફ્રાંસ, ઇટલી, અલ્જીરિયા, મોરોક્કો, અરબસ્તાન, ઇરાન, વગેરેની યાત્રા કરી. આ સફરમાં મને ઘણી મુશ્કેલી પડી. રસ્તામાં પેઇન્ટિંગ અને પાટિયાં ચીતરવાનું વગેરે કામ કરીને હું ખર્ચ-જોગા પૈસા કમાઇ લેતો હતો. એકવાર તો રસ્તે લૂંટારાઓએ મારા પાટલૂન સિવાય બીજાં બધાં વસ્ત્રો લૂંટી લીધેલાં. અરબસ્તાનથી સ્ટીમર મારફત હું પાછો મારે ઘેર જતો રહ્યો અને થોડા દિવસ રહીને ફરી પગરસ્તે યાત્રા માટે પ્રવાસ આદર્યો અને જર્મની, ઑસ્ટ્રિયા, બાલ્કન, મિસર, પૅલેસ્ટાઇન, તુર્કસ્તાન ને ઇરાન સુધીની યાત્રા કરી. ઇરાનના બુશાયર બંદરથી હું સીધો સ્ટીમર મારફત કરાંચી પહોંચ્યો. હૈદરાબાદમાં લોકોએ

મારો ખૂબ સત્કાર કર્યો. મેં ચિત્તોડ, ઉદયપુર, આબુ, ઉજ્જન, વડોદરા, સૂરત, અમદાવાદ અને મુંબાઈ વગેરે શહેરો જોયાં. ઉદયપુર મને સૌથી સુંદર શહેર લાગ્યું. અમદાવાદમાં મહાત્મા ગાંધીજીનાં દર્શન માટે પણ હું ગયો હતો, પણ તે વખતે તેઓ બારડોલી ગયા હતા. પછી હું પંજાબ તરફ ગયો અને મુલતાન, અમૃતસર તથા પતિયાળા વગેરે શહેરો જોતોજોતો હરદ્વાર આવ્યો —અને હવે તમારી સામે હાજર છું."

મિ. ફૅરીઅરનો તો વિચાર હતો કે બેત્રણ કલાકમાં ગુરુકુલ જોઈને હું પાછો જતો રહીશ. પણ અમારા અનુરોધથી તેમણે બે દિવસ માટે ગુરુકુલમાં રહેવાનું કબૂલ કર્યું. અમે તેમને એક ઓરડો આપ્યો. સાંજે ભોજન કરવા માટે તેમને સાથે લઈ ગયા. ભોજન કરવા માટે એ યુરોપીયન છે એમ ધારીને અમે રિવાજ મુજબ ચમચા લાવ્યા, પણ એમણે તો વગર ચમચે આપણી ઢબથી જ ખાવાનું શરૂ કર્યું. તે દિવસે ભોજનમાં ખીર અને શાક મિ. ફૅરીઅરને ખૂબ સ્વાદિષ્ટ લાગ્યાં. તેમણે કહ્યું કે મારે માટે ખાસ ભોજનની કશી વ્યવસ્થા કરશો નહિ. મને તમારું ભોજન ઘણું સારું લાગે છે. પછી તો ગુરુકુળનું જીવન અને વાતાવરણ તેમને એટલું બધું ગમી ગયું કે તેઓ આખો વખત અમારી સાથે જ રહે, જમે, સૂએ અને બીજાં કાર્યો કરે. બ્રહ્મચારીઓ સાથે તેમનો એવો સ્નેહભાવ અને મિત્રાચારી થઈ ગયાં કે તેમનું જીવન અમારા જીવનમાં જ ઓતપ્રોત થઈ ગયું. અને મિ. ફૅરીઅર ગુરુકુલમાં બે દિવસ માટે આવ્યા હતા તે લાગલાગટ પાંચ વર્ષ સુધી રહ્યા! આવ્યાને બીજે જ દિવસે અમારી પાસેથી કલર બૉક્સ (રંગની પેટી) ને પેન્સિલ લઈને ગુરુકુલનાં પ્રકૃતિચિત્રો દોરવાનું તેમણે શરૂ કરી દીધું. થોડો સમય વીત્યા પછી એક દિવસે તેમણે આ લખનારને કહ્યું કે 'મારું એક ભારતીય નામ પાડો.' મેં તેમને 'उपेन्द्र' નામ સૂચવ્યું અને ત્યારપછી તો આખા ગુરુકુળમાં તેઓ 'उपेन्द्र' નામથી જ પ્રખ્યાત થઈ ગયા. ગુરુકુલમાં આવ્યાને ત્રણચાર દિવસ થતાં જ તેમણે હિંદી અને સંસ્કૃત ભાષાનું અધ્યયન શરૂ કર્યું. બ્રહ્મચારીઓ તેમને હિંદી અને સંસ્કૃત શીખવતા અને તેઓ બ્રહ્મચારીઓને જર્મન, ફ્રેંચ, ચિત્રકળા, રેખાચિત્રણ વગેરેનું શિક્ષણ આપતા. યોગદર્શન, ઉપનિષદ ને ગીતા પ્રત્યે મિ. ફૅરીઅરને ઘણું માન થયું. અને તેઓ પોતાનું જીવન એક સાધક જેવું નિર્દોષ ગાળવા લાગ્યા. જોકે તેમની પ્રકૃતિ તો મૂળથી જ સાત્વિક, સૌંદર્યપૂર્ણ ને સરળ હતી. એક મહિનામાં તો તે સુંદર અક્ષરોમાં નાગરી લિપિ લખતાં શીખી ગયા.

ઉપેન્દ્રજીનું જીવન એટલું તો સાદું કે એક મહિનાનું એમનું ભોજનખર્ચ માંડમાંડ દસ રૂપિયા આવતું. લીલાં શાક તેઓ ખૂબ ખાતા. માંસ કે દારૂ, બીડી વગેરે કેફી વસ્તુઓનું વ્યસન તો તેમને પહેલેથી જ નહોતું. દયાવૃત્તિમાં તો તેઓ જૈનધર્મી જેવા હતા. વર્ષાઋતુમાં ગુરુકુળમાં સર્પનો ઉપદ્રવ ખૂબ હોવાથી અમે સર્પ મારતા ત્યારે ઉપેન્દ્રજી કહેતા કે મારવો હોય તો એકદમ મારી નાખો પરંતુ કષ્ટ આપીને કે રીબાવીને કોઈને મારશો નહિ. પશુપક્ષીઓ પ્રત્યે તેઓ અત્યંત પ્રેમ રાખતા.

જીવન એટલું નિર્ભય કે વનોથી ઘેરાએલા ગુરુકુળનાં વાતાવરણમાં રાતના તેઓ એકલા બહાર સૂઈ રહેતા. ફરવાની મરજી થાય તો ખલતો લઈને હિમાલયનાં વનોમાં ચારપાંચ દિવસ સુધી ફરતા રહે. અમને ખબર પણ ન હોય કે ક્યાં ગયા છે. પાંચેક દિવસ પછી આવે અને અમે પૂછીએ: 'उपेन्द्रजी कहाँ गए थे?' તો જવાબ આપે—'जरा घूमनेको निकल गया था!' આવા ભ્રમણો કરતાકરતા તેઓ ગુરુકુલની આસપાસનાં વીસ વીસ માઈલ સુધીનાં વનોના ભોમિયા થઈ ગયા હતા.

શ્રીમતી મીરાંબ્હેન (મિસ સ્લેડ) ગુરુકુલમાં આવ્યાં ત્યારે તેમણે ઉપેન્દ્રજીને પૂછેલું કે 'હવે તમારી શી ઇચ્છા છે?' ઉપેન્દ્રજીએ જવાબ આપ્યો: 'હું શન્તિની શોધમાં હતો, એ શાન્તિ મને મળી ગઈ છે. દુનિયામાં મને હવે કોઈ વસ્તુની ઇચ્છા રહી નથી.'

સ્વભાવના એ ખૂબ સાદા, સરળ અને મીઠા. માત્ર પહેરણ અને નિકર પહેરીને ફર્યા કરે. સૌની સાથે પ્રેમથી મધુરપણે વાત કરે. સદા પ્રસન્ન રહે. માત્ર કોઈકોઈ વખત તેમને પોતાની માતાનું બહુ યાદ આવતું ત્યારે પોતાના ખાટલા પર બેસીને રડી પડતા.

ગુરુકુલમાં અમે સર્વ બ્રહ્મચારીઓમાં ભાઈ સુરેન્દ્રનાથજી આયુર્વેદાલંકાર તેમના સૌથી ઘનિષ્ટ સ્નેહી છે. એકવાર અમે બધા યાત્રાએ ઊપડી ગએલા. પાછળ ઉપેન્દ્રજી એકલા ગુરુકુળમાં બિમાર હતા. સુરેન્દ્રભાઈએ તેમની સેવાનો ભાર પોતાના ઉપર લીધો. ત્યારથી

प्यारे भारत वासियो,
मैं एक साल से अशान्त हुआ दुनिया में घूमता हूं. और
अन्त में गुरुकुल में पहुंचने पर मुझे शान्ति मिल गई
है। गुरुकुल में मुझे बहुत बड़ा रत्न मिल गया है।
ब्रह्मचर्य और योगदर्शन की शिक्षा यह बड़ा रत्न है।
इस रत्न का प्रकाश सारे जीवन में मेरे मन में रहेगा।
युरोप की सभ्यता और शिक्षा मिट्टी के समान है। गुरु-
कुल का आदर्श प्रकृति के पीछे भागने वाली दुनिया के
लिये एक आश्रम है। जो कि मनुष्यता की रक्षा कर
सकता है।
भारत वासियो, पहिले मन की स्वतन्त्रता चाहिए। अपने
आत्मा का अभिमान चाहिए। युरोप रुसो के समय
से मानसिक स्वतन्त्रता की लड़ाई करता है. और अब
तक पहली स्टेज पर ही है। परन्तु हिन्दुस्तानी अब
तक सो रहे हैं। स्वतन्त्रता का भाव सारे मनुष्यों के सं-
ग्रह में होना चाहिए। हिन्दुस्तान जागो !! उपेन्द्र

મિ. હેરીઆર (ઉપેન્દ્રજી)નો ગુરુકુલવાસી વિદ્યાર્થીઓને સંદેશઃ તેમના નાગરી હસ્તાક્ષરોમાં

સુરેન્દ્રભાઇ સાથે ઉપેન્દ્રજીની અતૂટ મિત્રાચારી જામી ગઇ. સુરેન્દ્રભાઇની ઇચ્છાને ઉપેન્દ્રજી ગમે તે રીતે પૂરી પાડે. સુરેન્દ્રભાઇ જ્યાં જાય ત્યાં ઉપેન્દ્રજી પણ સાથે હોય. સુરેન્દ્રભાઇ દવાખાનું ઉઘાડે તો ઉપેન્દ્રજી પણ પોતાનું કામ પડતું મૂકીને તેમાં શામેલ થાય.

નવીનવી ભાષાઓ શીખવાનું ઉપેન્દ્રજીને બહુ ગમે. યુરોપની ડચ, અંગ્રેજી, લૅટિન, ફ્રેન્ચ, જર્મન, ડૅનિશ, નૉર્વેજિયન, સ્પૅનિશ, ઇટાલિયન વગેરે ભાષાઓ ઉપરાંત તેઓ ફારસી, અરબી, ઉર્દૂ વગેરે ભાષાઓ પણ સારી રીતે જાણતા. ગુરુકુલમાં આવીને તેમણે હિંદી, સંસ્કૃત, ગુજરાતી, બંગાળી, ગુરુમુખી વગેરે ભાષાઓનો અભ્યાસ કર્યો હતો. ગુરુકુલમાં એક વર્ષ રહ્યા પછી તો તેઓ અમારી સાથે હિંદીમાં જ વ્યવહાર કરતા. ગુરુકુલમાં રહીને તેમણે योगदर्शन, गीता, उपनिषद, पंचतंत्र, रघुवंश, मेघदूत, वाल्मीकि, रामायण, सत्यार्थ प्रकाश વગેરે ઘણા સંસ્કૃત અને હિંદી ભાષાનાં પુસ્તકોનું અધ્યયન કર્યું હતું. પાછળથી તો તેઓ ગુરુકુલ મહાવિદ્યાલયમાં જર્મન અને ફ્રેંચ ભાષાઓ તથા જિમનાસ્ટિક (વ્યાયામ)નું અધ્યાપનકાર્ય પણ કરતા હતા.

પ્રકૃતિનિરીક્ષણ અને પ્રકૃતિચિત્રણ એ એમનાં પ્રિય કાર્ય હતાં. એમની રહેવાની ઓરડીમાં જાઓ તો જાતજાતનાં મરેલાં પંખીઓ, તેમના પીંછાં, જંતુઓની ચામડીઓ, સર્પોની કાચળીઓ, પક્ષીઓના માળા, વિવિધ વનસ્પતિઓનાં પાંદડાં, પુષ્પો અને બીજાં તમને નજરે પડે. તે સિવાય પોતે બનાવેલાં લાકડાનાં રમકડાં, પ્રકૃતિચિત્રો, વાંસની બનાવેલી વિવિધ કલામય વસ્તુઓના સંગ્રહસ્થાન જેવું એમનું નિવાસસ્થાન તમને માલૂમ પડે. આ લખનારે તેમની પાસેથી મેળવીને યુરોપના ભિન્નભિન્ન દેશોની ટપાલની ટિકિટોનો એક સારો સંગ્રહ તૈયાર કર્યો છે. ભારતની જુદીજુદી વસ્તુઓ એકઠી કરીકરીને તેઓ પોતાની માતુશ્રીને મોકલતા હતા. ગુરુકુળનાં મકાનો, વૃક્ષો, કાગડા, ગાયો, કુતરા વગેરેના ફોટો દોરીદોરીને તેઓ હોલૅંડ મોકલતા. અમારી સામુહિક ક્રીડાઓ અને રમતોમાં પણ તેઓ ખૂબ હોંશથી ભાગ લેતા ગુરુકુલ પ્રત્યે તો તેમને અત્યંત મમતા થઇ ગઇ હતી. ખરું જોતાં તો તેઓ અમારા જીવનના અંગ બની ગયા હતા.

ભારત અને ભારતની પુરાતન સંસ્કૃતિ પ્રત્યે ઉપેન્દ્રજીના મનમાં અત્યંત માન હતું. ભારતની પ્રાચીન કસરતો વગેરેની પદ્ધતિ પણ તેમને બહુ સારી લાગતી. ઘણી દેશી રમતો તેઓ શીખી ગયા હતા, અને એક વાર તેમણે કહેલું કે હું યુરોપ જઇને ભારતીય લાઠીની બનેઠીના પ્રયોગો ત્યાંના લોકોને બતાવીશ.

એમની સરળતા, સાદાઇ ને સ્નેહવૃત્તિ જોતાં તેઓ સંત જેવા લાગતા. એકાંતમાં શાંતપણે કામ કરવાનો એમનો સ્વભાવ હતો. પોતાની પાછળ તેઓ ગુરુકુળમાં તેમની ચિત્રકલાના પ્રતિનિધિ તરીકે ભાઇ આત્માનંદજીને મૂકી ગયા છે. ઉપેન્દ્રજીની ચિત્રકલાની શૈલીને ગુરુકુળમાં ઉપસ્નાતક ભાઇ આત્માનંદજીએ અપનાવી લીધી છે.

આજે બે વર્ષ થયાં તેઓ પોતાને વતન ગયા છે. ગુરુકુળના એક સ્નાતક ભાઇ નરેન્દ્રદેવ વિદ્યાલંકાર મ્યુનિયમાં આવેલા એવી ત્યાં તેમને ખબર મળી કે તરત તેઓ તેમને મળવા પહોંચી ગયા. હાલ તેઓ પોતાને ઘેર શાંતિથી બેસીને પોતાની ભારતયાત્રા અને ગુરુકુળની સ્મૃતિઓ વિષે એક પુસ્તક લખી રહ્યા છે. આજે તેમના વગર ગુરુકુલ કાંગડીમાં એક ખાસ પ્રકારની ઉણપ જણાય છે. ગુરુકુળની સ્મૃતિઓમાં ઉપેન્દ્રજીનું નામ ચિરસ્મરણીય થઇ ગયું છે. અને ગુરુકુલના સર્વ ભાઇઓના હૃદયમાં ઉપેન્દ્રજી સદાને માટે રમી રહ્યા છે.

શંકરદેવ વિદ્યાલંકાર

# ૩ કલાકારો

## (૧)

## સ્વ. સાધુ ચિત્રકાર

## જમુ સંપત

જમુ સંપત સહજ સંતોષી નહોતો. એની અભિલાષા મોટી તેમ એનો અસંતોષ પણ મોટો. મોટી અભિલાષા, મોટા વિચાર, મોટું હૃદય એ જ એના વિશાળ અસંતોષનાં કારણ હતાં. કોઇના 'જેવું' થવું એને ગમતું નહોતું. કોઇની પાસે જતાં એ અચકાતો નહિ—જો એમ કરવાથી એને કાંઇ શીખવાનું, કાંઇ જોવાનું મળતું તો.

આવી રીતે પોતાની અભિલાષાના વેગમાં તણાતા, પોતાની કલા-ધૂનમાં ઘૂમતા, જમુ સંપત એક દિવસ મારી પાસે આવી પહોંચ્યા. ક્યારે આવ્યા, કોની સાથે આવ્યા, શી વાત કરી, એ બધું હું અત્યારે છેક ભૂલી ગયો છું. મને માત્ર એટલું જ યાદ છે કે જમુ સંપત અમારા શનિવારના 'ફાટા-તૂટા મંડળ'નો એક નિયમિત સભાસદ હતો.

થોડી વાત એ 'ફાટાતૂટા મંડળ'ની કહું. વર્ષો પહેલાં અમે કેટલાક કલા-રસિકના મિત્રો ડૉ. નાગુતાઇ જોશી (અત્યારે રાણીશ્રી લક્ષ્મીબાઇ રાજવાડે-ગ્વાલીઅર)ને ત્યાં દર ગુરુવારે મળતા. ત્યાં કળા પર અનેક વિવેચનો થતાં, ચર્ચા ચાલતી, ગપ્પાં મરાતાં અને કળાને બહાને ઘણીવાર સ્વાદિષ્ટ ભોજનો પણ 'તાઇ'ની મમતા ને ઉદાર મનોવૃત્તિને લીધે યોજાતાં. 'તાઇ'નાં લગ્ન થયાં, એ ગ્વાલીઅર ગયાં અને એ ગુરુવારનું મંડળ વિખરાઇ ગયું.

એનાં સ્મરણો તાજાં કરવા નહિ, પરંતુ કોઇપણ રીતે, કોઇ સ્થાનમાં થોડીઘણી સહાય શરણાગ, રખડતા, સમાજથી વિખૂટા પડેલા કલાકારોને મળે એ વિચારથી મેં દર શનિવારે તેમને સાંતાક્રુઝ બોલાવવા માંડ્યા. જમુ સંપત એ 'મંડળ'ને પોતાના કામ અને સ્વભાવથી શોભાવતો. 'ફાટાતૂટા મંડળ'નું નામ પાડનાર પણ એ જ હતો; કારણ ત્યાં કામ કરતા કળાકારો બધા 'ફાટાતૂટા' વેશમાં જ રહેતા. તેમને કોડીની કમાણી નહોતી; શાસ્ત્રો પોતાનાં વિશેષજ્ઞો વેરવા લલચાય એવા દમામવાળા કે 'હોશિયાર' તેઓ નહોતા; શબ્દ-ચાતુર્યથી તેઓ અજાણ હતા. તેમનું ચાતુર્ય તેમના કામમાં હતું; અને એ 'મંડળ'માં થતી રંગ, રેખા, પીંછી ને પેન્સિલની વાતોએ એ પોકળ પાંડિત્યને દૂર, અળગું રાખ્યું હતું.

કામના વાતાવરણથી જમુ સંપતને ઘણો લાભ મળ્યો. અને એ લાભ પછી સ્વપ્નમાં સ્કૂલના ઝાડ નીચે, લીલા ઘાસ પર બેઠા થતા અનેક ગોઠિયાઓને પણ મળતો. સંપતના સ્વભાવે સ્કૂલના કામ પર અસર કરી છે. સંપતનું પોતાનું કામ તો જોકે દુર્ભાગ્યે અધૂરું રહ્યું, પરંતુ એના સ્વભાવે સ્કૂલના કામની જે અસર કરી છે તે તો ત્યાં હજી રહી છે અને રહેશે.

દેશને સ્વ. રામરાવના અકાળ મૃત્યુથી ખોટ પડી. જમુ સંપતની પાંગરતી કળા દેશની આશાઓમાં ઉમેરો કરતી. જમુ સંપતનું અકાળ મૃત્યુ એ પણ એક બીજી રાષ્ટ્રીય ખોટ.

જમુ સંપત અને સ્વ. રામરાવના ગુણો બહુધા એક જ હતા. બંને અસંતોષી હતા. બંનેને સંશોધન કરવાની નવી વસ્તુ, સૌન્દર્યના નવાનવા પ્રકાર, નવી વ્યક્તિઓ પાસેથી નવું મેળવવાની ધૂન અહોનિશ સંતાપતી. પણ જમુ સંપતનું કામ સ્વ. રામરાવથી જુદું હતું. જમુ સંપતના જન્મસંસ્કાર ને વાતાવરણ જુદાં હતાં, તેનો ધ્રુવ જુદો હતો. સ્વ. રામરાને ઘણું મેળવ્યું હતું, ઘણા પ્રયત્નો કર્યા હતા. જે વિચાર આવતા તે એ અમલમાં મૂકતા ને રેખા તથા રંગની સરળતાને લીધે એમનાં ચિત્રોમાં ઘણી વસ્તુઓ ને ઘણા વિચારોનું સંમેલન (અને કેટલીક વાર પરસ્પર વિરોધ પણ) નજરે ચડતાં. સ્વ. રામરાવનો યુગ મુંબાઇની 'સ્કૂલ ઑફ આર્ટ'ની શાંતિનું છેલ્લું ચોઘડિયું હતું, એટલે એમનાં કાર્યો ઘણે પંથે વળતાં; પરંતુ એક દિશાએ દોરવાયાં નહોતાં. જમુ સંપતના પ્રયોગોનું ક્ષેત્ર સ્વ. રામરાવ જેટલું વિશાળ નહોતું પણ ઊંડું ને બહુધા નિશ્ચિત હતું.

સંપતે પોતાનાં ચિત્રોમાં, જન્મસંસ્કાર જેમ મેળવેલા કચ્છના રંગ ઉતાર્યા. એ કચ્છના રંગ આજે ઝાંખા થતા જાય છે. ચિત્રકારોને યે જોવાની તાકાત નથી તો શાસ્ત્રો તો કેમ સમજી ને સાચવી શકે? સંપતના સંસ્કારી રંગ ઉપરાંત તેની રેખા પણ અમુક નિશ્ચયે જ ઘડાતી. આ કારણથી તેની લગભગ દરેક ચિત્રરચનામાં નિશ્ચયની સ્પષ્ટતા તેમજ ઉચ્ચ અભિલાષાઓને શોધતી અશક્તિનો શોક બંને વ્યક્ત થાય છે. સ્વ. રામરાવના કામમાં ઘણા વિચારો ને ઘણા પ્રયોગોનું સંમેલન અને વિરોધ તથા ઓછા નિશ્ચય; ઉચ્ચ અભિલાષાની શોધમાં પોતાની અશક્તિનો અસંતોષ, પણ શોક નહોતો. જમુ સંપતનાં ચિત્રોમાં શોકનો ભાર ને ભાવ બંને હતાં ને તે કાયમ રહ્યાં. અને એના છેલ્લા ચિત્રમાં એણે, અટૂલા પડેલા બાવજીના આત્માને, નિર્જન પ્રદેશમાં, એક બાજુ દટાએલા મોહ-સ્મરણોની કબર ને બીજી બાજુ તૂટેલા તંબુરાના તાર વચ્ચે વિલાપ કરતો ચીતરી દીધો છે. કનૈયાલાલ હ. વકીલ



સ્વ. જમુ સંપતનો એક રંગ (મુંબાઇ સ્કૂલ ઑફ આર્ટના સૌજન્યથી)



(૨) કુમારી અંબિકા ધુરંધર G.D. (Art)

મુંબાઈ ઇલાકાની સરકારી ચિત્રશાળાની છેવટની પરીક્ષા પસાર કરી ડિપ્લોમા મેળવનાર તરીકે કન્યાવર્ગમાં કુમારી અંબિકા ધુરંધર પહેલવહેલાં વિદ્યાર્થી છે. તેમના પિતા શ્રીમાન મહાદેવ વિશ્વનાથ ધુરંધરે એ જ શાળાના મુખ્ય અધ્યાપક, અને છેવટના ભાગમાં વાઈસ પ્રિન્સિપાલ તેમજ આખા ઇલાકાના ડ્રૉઇંગ અને ક્રાફ્ટસના ઇન્સ્પેક્ટર તરીકે નોકરીની સફળ કારકિર્દી પૂરી કરી હમણાં જ પેન્શન લીધું છે; પરંતુ ઇલાકાના એક નામીચા ચિત્રકાર તરીકેની કીર્તિ તેમની જિંદગીનું ખરું સ્મારક છે આવા કળાસંપન્ન પિતાની પ્રતિમાનો વારસો પુત્રીએ ઝીલ્યો એ નારીયુગના ઉદયનું એક કિરણ માની શકાય.

કુમારી અંબિકાનો જન્મ ૧૯૧૨ની ૪થી જાન્યુઆરીએ થએલો અને આટલી ઉમરમાં તો એણે કલમની સિદ્ધિ પ્રાપ્ત કરી લીધી છે. ત્રણ વર્ષની ઉમરેથી તેમણે પોતાનો ચિત્રપ્રેમ બતાવ્યો હતો. ચિત્રોનાં પુસ્તકો કલાકો સુધી જોયાં કરે, પણ કદી તેનાં પાનાં બગાડે કે ફાડે નહિ. છ વર્ષની વયે તો તેણે મનની રૂપો છબડવા માંડ્યાં. તેમાં ખાસ કરીને સ્ત્રીઓ ને કન્યાઓ વિશેષે કરીને ચીતરતાં. આ ચિત્રો તેમના પિતાએ સંઘરી રાખ્યાં છે. તેમાં કળા જેવું કંઇ ન લાગે પણ તેમની બુદ્ધિનું વલણ સ્પષ્ટ સમજી શકાય.

ચોથી મરાઠી ચોપડી પૂરી કરી તેમને અંગ્રેજી અભ્યાસ માટે નજીકની હાઇસ્કૂલમાં મૂક્યાં સોળમે વર્ષે તેમણે પાંચમી અંગ્રેજી પૂરી કરી ને સાથેસાથે ડ્રૉઇંગની પ્રાથમિક ને માધ્યમિક પરીક્ષાઓ પણ પસાર કરી, એટલે મુંબાઇની ચિત્રશાળાના પ્રથમ વર્ષમાં પ્રવેશ કરવાની યોગ્યતા મળી શાળામાં ચિત્રનો સખત અભ્યાસ કરવા ઉપરાંત લાંબી રજાઓમાં ને ફુરસદને વખતે ઘેર પિતા પાસેથી પણ તેમને નિયમિત તાલીમ મળતી



શ્રી મહાદેવ વિશ્વનાથ ધુરંધર

પીંછી પર તેમનો હાથ એવો તો જામ્યો છે કે તૈલ કે જળરંગનાં ચિત્રો માટે ઈ.સ. ૧૯૨૮ની સાલથી તેમને સીમલા, મુંબાઇ અને પૂનાનાં પ્રદર્શનોમાં પારિતોષિકો મળતાં આવ્યાં છે. ઇ.સ. ૧૯૩૩માં મુંબઇ ચિત્રશાળાના એક હુશિયાર વિદ્યાર્થી બેન ડોલી ખરસેદજીના સ્મારકના ઇનામની ખુલ્લી હરીફાઈમાં તે આગળ આવ્યાં ને તેમની કારકિર્દી દીપી નીકળી 'આરામમાં' નામના તેમના ચિત્રની સરસ ગોઠવણ જોઇ પરીક્ષક મંડળે તે પરથી એક મોટું ચિત્ર કરવા કહ્યું અને બધાંને તે એટલું બધું ગમ્યું કે તે પર તેમને બસો રૂપિયાનું બીજું ઇનામ આપ્યું એવી જ બીજી ઉજ્જ્વલ પ્રસંગ શાળાની છેલ્લી ડિપ્લોમા પરીક્ષામાં બન્યો. એ પરીક્ષા માટે ૬ ફૂટ વ્યાસના અર્ધવર્તુલમાં



બુદ્ધ તપસ્યા — ચિત્રકાર - કુમારી અંબિકા ધુરંધર

'શોકાવસાન' ચિત્ર કરવાનું હતું. લગભગ આઠેક માનવાકૃતિઓની રૂચિપૂર્ણ યોજના, રંગવિધાન વગેરે સાચવીને કુમારી અંબિકાએ તેમાં રૂપાના ચંદ્રક સાથે બીજા નંબરે ડિપ્લોમા મેળવી.

શાળાનો અભ્યાસ સમાપ્ત કર્યા પછી પણ કુમારી અંબિકાએ ઘર આગળ સખત મહેનત અને અભ્યાસ તજ્યાં નથી. હજુ હમણાં જ ૬૪ નમૂનાઓ અને અંબિકાવાળુ ભરપૂર ચિત્રાંકન કરી મુંબાઇના કળાપ્રદર્શનમાંથી તેમણે ઇનામ મેળવ્યું છે.

આયુષ્યને આંગણે પગ મૂકી રહેલી આ ભારતીય ચિત્રલેખા સામે હજુ તો ભવિષ્યનો ભવ્ય-હોળો કર્તવ્યવિસ્તાર પથરાએલો પડ્યો છે, અને કળાનાં કંઇક શિખરો પર તેને ચડવાનું છે. તેના પ્રારંભમાં જ આટલી વિદ્યા-સામગ્રી તે મેળવી શક્યાં છે તે માટે તેમને અભિનંદન ઘટે છે. પરમાત્મા તેમને દીર્ઘાયુષ્ય ને તેમની મુરાદો પૂર્ણ કરે.

—ર. મ. રા.



કુમારી અંબિકા ધુરંધરનો દેરિસો સ્કેચ

## (૩) કુમારી માઢી દેસાઈ

ગુજરાત ગર્વ લઇ શકે એવી



બાળક : મૂર્તિકાર કુ. માઢી દેસાઈ



'ભજનિક': મૂર્તિકાર - કુમારી માદી દેસાઈ

કલાની ઉપાસના કુમારી માદી દેસાઇની છે. શિલ્પમાં મૂર્તિનિર્માણની કળા અત્યારે તો ભાગ્યે જ ગુજરાતે અપનાવી છે. કોઇ કોઇ સલાટો કવચિત કવચિત ફોટોગ્રાફો પરથી પૂતળાં કરે છે. અથવા યુરોપની ફૂલવેલીઓની કચારી કોરણી ઉતારે છે પણ કંઈક ભાવમય, ધ્યાનપૂર્ણ સ્વરૂપ જોઇતું હોય તો આપણે તેમનાથી નિરાશ થવું પડે. કુમારી માદી દેસાઇએ એક 'ભજનિક'નું ઘરેલું ભાવસ્વરૂપ અહીં રજૂ કર્યું છે તે પરથી કલ્પનાની અસર નીચે હાથ શું બનાવી શકે તેનો ખ્યાલ મળશે બાળજીવનની વસ્તુસ્થિતિ દર્શાવતી બીજી કૃતિમાં તેમણે અભ્યાસ અને વ્યવસ્થિત તાલીમનું ફળ બતાવ્યું છે. શિલ્પ જેટલો જ તેમણે સંગીતનો યોગ પણ સાધ્યો છે. સંગીત ઉપરના તેમના લેખ 'ટાઇમ્સ વીકલી'માં આવેલા તે જાણીતા છે. માદામ પાવલોવા અને ભીરાવતી દેવીનાં નૃત્ય પ્રસંગે હિંદી સંગીતની ગોઠવણ તેમણે કરી આપેલી. એક દિવસે ગુજરાતનાં આ જાગતાં કલાવિધાત્રીની કૃતિઓ ઘરઘર પહોંચે એવી આશા રાખીએ તો ખોટું નથી -૨.

### શોખ અભ્યાસ અને ઉપાસના

ઉ. અભ્યાસ અને શોખમાં ઘણો ફરક છે. શોખ બીનજવાબદાર ગુણ છે; જ્યારે અભ્યાસ ચોક્કસ આંકેલાં પરિણામોની અપેક્ષા રાખે છે. વિદ્યાર્થીજીવનમાં શોખને નહિ પણ અભ્યાસને જ સ્થાન મળવું જોઇએ. ઉ. સક્રિય ઉત્કટ અભ્યાસ તે ઉપાસના. ઉપાસનામાં સુખનો ને આરામનો ભોગ આપીને નિશ્ચિત ફળો ઉત્પન્ન કરવા મથવું પડે છે. —૨.

## શબ્દનદ

• શિખરિણી •

અને ત્યારે મારું દરખભાર હૈયું ઉછળિયું,
વહ્યું નાડે નાડે ધસમસ તદા શોણિત નવું;
ગળ્યાં અંધારાં ને સરરર સહુ સ્વપ્નો સરી પડ્યાં,
પડ્યા જ્યારે મારે શ્રવણ તુજ શબ્દો બલભર્યા.

અહો! શા એ શબ્દો! નહિ શબદ એ કેવળ હતા,
હતો ગેબી એ તો નદ ઉલટિયો કો કમ્બુનો;
ભરંતો બીરૂમાં અભય, સબળાને નમવતો,
ગુફાઓમાં ગાઢ પ્રતિરવ શતેથી પ્રસરતો.

વહ્યો ખંડેખંડે શબદનદ ચૈતન્ય ઉભરી,
અને અબ્ધિકેરી અનિબળ તરંગાવલિતરી;
વહ્યો એ વર્ચસ્વી જગતમનુજોને જગવતો,
અને મા મેઃ કેરાં મધુર મધુ વિશ્વે વદવતો.

ગભીરા એ નાદે પથર પણ પ્રાણે પમરિયા,
શબો સંજીવ્યાં ને હૃદય હૃદયે તેજ ઊભર્યાં;
દીધા વિસ્તારી સૌ વિભવ વસુધાએ તુજ પદે,
કથા તારી ગાઇ, કવિવરકુલે કંઇ કવને.

સદા સૂકાં મારાં ઉપવનતરુ યે પમરિયાં,
અને મારે હૈયે ઝરણ કવનોનાં પ્રગટિયાં;
ગૂંથી છન્દઃસૂત્રે શબદફુલડાં ઊર્મિમયમાં,
અધીરો હું દોડ્યો પદકમલ તારે અરપવા.

પરંતુ શેણે યે યુગપતિ! સમીપે તુજ, બધાં
ગયાં વ્હીલાઇ એ સુરભિભર મારાં કુસુમ ત્યાં;
ન જાણ્યું શેણે યે શબદ મુખથી એક ન સર્યો,
બધાંઓની વચ્ચે, તુજ ઉર અભાગી હું ન વસ્યો?

સુહાગો સ્ત્રીઓના, યુવકદળનાં યૌવન અને
ધનાઢ્યોના ઢોળો, સુરભિભર શૌર્યો ય શતનાં,
સ્મિતો બાલુડાંનાં, કવન પણ કો કો કવિતણાં,
વસ્યાં તારે હૈયે સકળ, કયમ મારાં જ ન વસ્યાં?

નિરાશાથી મારા ચરણ લથડી ઘેર જ ફર્યાં,
અને એકાન્તે ત્યાં મુજ નયનથી અશ્રુ ઊતર્યાં;
સુણ્યો ત્યાં તો પાછો શબદનદ તારો ધ્રુધવતો,
'પ્રિછી કર્તવ્યોને મનુજ! વર આપી વર વરો.'

મનઃસુખલાલ મગનલાલ ઝવેરી



અમદાવાદમાં મુગલાઈ સમયની કબરની છત્રીઓ

સ્કેચ કરનાર - કુ. મણિકા પુરંધર જી. ડી.



**કેટલાંક માનવ પાત્રો**

ચિત્રકાર: શંકરલાલ ડાભી

સજીવ માનવીઓ પરથી આ પ્રકારના સ્કેચ કરનાર ભાઈ શંકરલાલ ડાભી સૌરાષ્ટ્રના તરુણ ચિત્રકાર છે અને આ દિશામાં ખાસ કૌશલ્ય બતાવે છે. 'સૌરાષ્ટ્ર' પત્રનાં કાર્ટૂન દોરનાર તરીકેની તેમની કીર્તિ તાજેતરની છે, પણ વિશેષ અભ્યાસ અને અનુભવથી તે એક શિષ્ટ ચિત્રકાર થઈ શકે એવાં ચિહ્નો તેમના કામમાં દેખાય છે.

# જર્મનીની યુવક-પ્રવૃત્તિ

## જેણે દંભના પડછાયામાંથી મુક્ત જીવનનો પ્રાણ પ્રકટાવ્યો
## વિનાશના ઓળામાંથી ચેતનવંતા રાષ્ટ્રનું નિર્માણ કર્યું

યુવક-પ્રવૃત્તિ શબ્દ જર્મનીમાં આજે એટલો બધો સર્વસામાન્ય થઇ ગયો છે કે રાજ્યદ્વારી, સામાજિક કે કેળવણીના કોઇ પણ પ્રશ્ન ઉપર તેના સિવાય વાત કરવી ઘણી મુશ્કેલ છે. એ પ્રવૃત્તિ દેશભરમાં એટલી વ્યાપક અને શક્તિ ધરાવતી થઈ ગઇ છે કે શાળાનો અભ્યાસક્રમ, શિષ્ય અને શિક્ષક વચ્ચેનો સંબંધ, નિશાળનાં પર્યટન, જર્મન સંસ્કૃતિ, કળા અને હાથકારીગરી, આ સર્વ વિષય ઉપર તેની સીધી કે આડકતરી અસર થયા સિવાય રહી નથી. જર્મન કેળવણીની પુનર્ઘટના કરવા માટે ૧૯૨૦ના જૂન માસમાં મળેલી અગત્યની કેળવણી પરિષદમાં પણ તત્ત્વવેત્તાઓ, માનસશાસ્ત્રીઓ અને શિક્ષકોની સાથોસાથ આ યુવક-પ્રવૃત્તિના આગેવાનો હાજર હતા, અને તેમના જ યત્નથી કેળવણીના ક્ષેત્રમાં કેટલાક સુધારા થઇ શક્યા. આટલી સત્તાધારી, સર્વવ્યાપી અને રાજ્ય તથા પ્રજાનું ભાવી ઘડતી આ જગમશહૂર પ્રવૃત્તિનો ઇતિહાસ આપણા યુવકોને જાણવા જેવો છે.

આ પ્રવૃત્તિની ઉત્પત્તિ મહાન વિગ્રહ પછી થઇ એવી એક માન્યતા ચાલે છે તે ભૂલભરેલી છે. એનો જન્મ તો છેક ઓગણીસમા સૈકાના અંત ને વીસમાની શરૂમાં થયો. એ વેળા સમાજ, શાળા ને સરકારની જૂની પદ્ધતિ સામે યુવાનોના બળવા રૂપે તે શરૂ થઇ હતી. સમાજની જોહુકમી અને લોકોનાં કૃત્રિમ તથા દંભી જીવન સામે એ પોકાર હતો; શાળાની લશ્કરી શિસ્ત સામે વિદ્યાર્થીઓનો એ વિગ્રહ હતો; યુવાનોની શરીરશક્તિ વડે જડ સંપત્તિઓ મેળવવા મથતા પીઢ વડીલો સામે યુવકોની એ ચળવળ હતી; સત્તાધારી જૂજ માણસો સામે ચેતનભર પ્રજાનું એ યુદ્ધ માટેનું આવાહન હતું; ઝપાટાભેર સ્થૂલ અને જડ થતા જતા પ્રજાના માનસને સત્ય માર્ગે દોરવાનો એ યત્ન હતો. 'ટાઇમ્સ લિટરરી સપ્લિમેન્ટ'ના એક લેખકે તેને વર્ણવી છે તેમ એ 'વૉન્ડર ફૉગલ્સ' યુવક-પ્રવૃત્તિ બુદ્ધિની સર્વ શક્તિ સામે આત્માનો જ્વલંત વિરોધ હતો.



રખડવા માટે નીકળેલાં જર્મન કુમાર-કુમારી

આજથી છત્રીસ વર્ષ પહેલાં ઈ. સ. ૧૮૯૬માં બર્લિનની પાસે આવેલા સ્ટૅગ્લિશ નામના પરામાં કાર્લ ફિશર નામના કૉલેજના એક વિદ્યાર્થીએ થોડાક કુમારોને ભેગા કર્યા અને સમાજના પ્રચલિત રીતરિવાજથી તદ્દન વિરુદ્ધ રીતે ટૂંકી ચડ્ડીઓ અને ખુલ્લા કૉલરવાળાં ખમીસ પહેરી આ ટોળાએ આસપાસના પ્રદેશમાં પડેલા પરોઢિયામાં રખડવું શરૂ કર્યું. આ વર્ષો દરમ્યાન જર્મની પૂર્ણ જાહોજલાલીમાં હતું. પ્રમાદને લીધે સામે બને છે તેમ રૂઢ રીતરિવાજો, ખોટા વિવેકો, જડ શિષ્ટાચારો, કપટવૃત્તિઓનો દંભ વગેરે અતિશય વધી ગયાં હતાં. દર રવિવારે સવારે માથાની કાળી ટોપી અને જોડા સરખી જ રીતે કાળાં ચકચકતાં જોઇએ; કુટુંબના કોઇપણ માણસના કોટની બાંય ઉપર કરચલી ન જ હોવી જોઇએ; મા અને બહેનોનાં મોં ઉપર અમુક સરખી જ રીતે પાઉડર લગાવેલો જોઇએ અને હાસ્ય તરવરવું જોઇએ; જમવા અમુક જ રીતે બેસાય;



લોકગીતો ને લોકનૃત્ય એ જર્મન યુવક-પ્રવૃત્તિનાં મુખ્ય અંગ છે.

વાત અમુક જ રીતે થાય, અને હસાય પણ અમુક જ રીતે! આખું જીવન ખર્ચાળ અને કૃત્રિમ થઇ ગયું હતું. આવા દંભી જીવન સામે આ રખડુ ટોળીએ ઝુંબેશ ઉઠાવી. ખાણાં ઉપર, દેવળમાં, નાટકશાળામાં, એકબીજાને મળવામાં આ ટોળીના સભ્યો આ કૃત્રિમ જીવનની રૂઢિઓનો ભંગ કરવા લાગ્યા. તેમની આ પ્રવૃત્તિથી રાજ્યના અમલદારો, ધર્મગુરુઓ અને મા-બાપો ચોકી ઊઠ્યાં અને સૌ એ ટોળી તરફ શંકાની નજરથી જોવા લાગ્યા. કાર્લ ફિશર 'ગાંડા ફિશર'ના નામથી ઓળખાવા લાગ્યો. શરૂઆતમાં થોડો સમય તો સૌને લાગ્યું કે આ પ્રવૃત્તિ દબાઈ જશે. પણ લોકો ધારતા હતા તેવો કાર્લ ફિશર અવ્યવહાર નહોતો. ધીમે ધીમે તેણે માબાપોને વિશ્વાસમાં લઇ તેમની મદદ મેળવી અને સને ૧૯૦૪માં વૉન્ડર ફૅાગલ ( ઊડતાં પંખી ) નામની એક સંસ્થા સ્થાપી. આ સંસ્થાનો ઉદ્દેશ એવો હતો કે શહેરની ગંદી હવામાંથી બહાર જવું, કુદરતના સુંદર સાન્નિધ્યમાં રહેવું, સાદું જીવન ગાળવું, ખેડુતો સાથે ભળવું તથા તેમના કામમાં મદદ કરવી, લોકગીતો ગાવાં ને લોકનૃત્યો કરવાં, અને આમ જર્મન લોકજીવનની દરેક બાજુનો સાચો અનુભવ મેળવી એ સર્વ દ્વારા પિતૃદેશ પ્રત્યે પ્રેમ કેળવવો. થોડાં જ વરસોમાં આ પ્રવૃત્તિ અતિશય લોકપ્રિય બની ગઇ અને જર્મન વિદ્યાર્થીઓનાં ટોળેટોળાં દેશ ઉપર જ્યાંત્યાં રખડતાં માલૂમ પડવા લાગ્યાં. આ પ્રવૃત્તિને પરિણામે સમાજમાં પ્રવર્તેલા જડવાદ, વેપારી દૃષ્ટિ, કૃત્રિમતા અને લશ્કરી મોહ સામે સિદ્ધાંત તથા તત્ત્વમાં તદ્દન જુદું એવું તત્ત્વજ્ઞાન ઊભું થયું. ઇ.સ. ૧૯૧૩ સુધીમાં તો આ પ્રવૃત્તિ શિખરે પહોંચી. એ સાલમાં એક રાત્રિએ હોહેન-મેઇઝ્નેરના ઊંચા પર્વતોની ખાળીમાં બેહજાર યુવકો એકત્રિત થયા અને મોટો હુતાશ પ્રકટાવી તેની સમક્ષ, લશ્કરી દોર ઉપર ચાલતી કૈસરશાહી વિરુદ્ધ પડકાર દીધો ને જગતને સંદેશ આપ્યો કે 'અમે અમારૂં જીવન અમારા અંતરાત્માની આજ્ઞાનુસાર અમારે જોખમે ઘડવાને માટે કૃતનિશ્ચય થયા છીએ.'

પણ પૂર્ણ સ્વતંત્રતાનો આ જુસ્સો પૂરેપૂરો ખીલ્યો ન ખીલ્યો ત્યાં તો મહાયુદ્ધ શરૂ થયું અને આ પ્રવૃત્તિના સભ્યોએ તેમાં ઝુકાવ્યું. લીએજ અને નામૂરના કિલ્લા લેતાં જે જર્મન લશ્કરો ગાતાંગાતાં મરણને શરણ થયાં તેમાં મોટે ભાગે આ યુવક-પ્રવૃત્તિના સભ્યો જ હતા.

એ મહાન વિગ્રહની પૂર્ણાહુતિ વખતે જે સભ્યો બચ્યા તેઓ મોટે ભાગે અપંગ થયા હતા અથવા માનસિક વ્યાધિથી પીડાતા હતા, અને પરિણામે એ આખી પ્રવૃત્તિ નષ્ટ થઇ હોય તેમ લાગતું હતું. પરંતુ આશ્ચર્ય પમાડે તેવી રીતે આપોઆપ એ આખી પ્રવૃત્તિનો વગર વિલંબે પુનરૂદ્ધાર થયો. જે કાર્ય માટે યુવક પ્રવૃત્તિની પહેલાં સ્થાપના થઇ હતી તે કાર્ય તો અનાયાસે સિદ્ધ થઇ ગયું હતું. શહેરી કૃત્રિમ જીવન, પુષ્કળ ખર્ચાળ જિંદગી, ગરીબ અને તવંગર વચ્ચેની અસમાનતા, મદ્યપાન, પોષાકનો મોહ આદિ ટેવો તો સમગ્ર પ્રજાને માટે અસંભવિત થઇ ગઇ હતી; કેમકે મહાવિગ્રહને પરિણામે સૌ સરખા ગરીબ થઇ ગયા હતા.

પણ હવે એ પ્રવૃત્તિની સમક્ષ બીજું ઘણું જ જરૂરી ને મુશ્કેલ કામ આવી પડ્યું હતું. મહાન યુદ્ધ, છ માસનો ઘેરો, દુષ્કાળ અને જર્મનીના ચલણી માર્કના સિક્કાની તદ્દન બેસી ગએલી કિંમતથી આખી પ્રજા કંગાલ થઇ ગઇ હતી. ગરીબાઇ સિવાય ચારે બાજુ બીજું કાંઇ દૃષ્ટિગોચર થતું ન હતું. આ સમયમાં બચ્ચાંઓ અને નાનાં બાળકો ઉપર આ વિપત્તિની ઘણી જ ખરાબ અસર થઇ હતી. રૂબરૂ વાતચીતમાં મને એક જર્મન વિદ્યાર્થીએ કહેલું કે તે આઠ વરસનો થયો ત્યાં સુધી તેણે દૂધ કે માખણ ચાખ્યાં નહોતાં! બર્લિન યૂનિવર્સિટીમાં વિદ્યાર્થીઓ બહુ જ ગમગીન ચહેરાવાળા તેમજ ગંભીર માલૂમ પડ્યા. ઇંગ્લંડમાં વિદ્યાર્થીઓનાં ચહેરા ઉપર જે હાસ્ય અને તોફાન દેખાય છે તે અહીં ન હતાં. મેં એક અધ્યાપકને આનું કારણ પૂછતાં તેણે કહ્યું કે લડાઈના ઓછાયા હજુ પૂરા આથમ્યા નથી. આ બધા વિદ્યાર્થીઓ લગભગ ૧૯૧૪-૧૫માં જન્મેલા અથવા તે વખતે બાળક. એમણે ભૂખ

ભૂખમરો વેઠેલો અને પરિણામે ક્ષય, સંધીવા, ગળો ઇત્યાદિ રોગોથી તેઓ પીડિત હતા. આવી સ્થિતિમાં આવી પડેલા દેશને જો જીવવું હોય, યુરોપની મધ્યમાં ટકવું હોય, અને જર્મન રાજ્યનો પુનરુદ્ધાર કરવો હોય, તો આ બાળકોને સશક્ત અને નીરોગી કરવા સિવાય બીજો કોઇ આરો નહોતો એમ સાના રાજદ્વારી, ધાર્મિક તથા પ્રજાકીય નેતાઓને લાગ્યું અને તેમના ટેકાથી ફરી યુવક પ્રવૃત્તિ સજીવન થઈ. પરગણાં અને શહેરોમાં જુદાંજુદાં મંડળો સ્થપાયાં; મ્યૂનિસિપાલિટી, રાજ્ય અને પ્રજામાંથી પૈસા ભેગા કરવામાં આવ્યા; બાળકો તથા યુવકો માટે સ્થળેસ્થળે જંગલમાં આશ્રમો (Youth shelters) બાંધવામાં આવ્યાં; તથા મુસાફરીઓ, પર્યટનો, ઉત્સવો, નૃત્યો ને રમતોની યોજનાઓ કરવામાં આવી. આ પર્યટનોનો શોખ તો એટલી હદ સુધી વધ્યો કે ઉનાળામાં ભાગ્યે જ કોઈ શહેર કે ગામ, સુંદર સરોવર અથવા પર્વત, ટ્રેન, ટ્રામ કે બસ, ખાખી ગદ્દી ને ખમીસ પહેરેલા, મોટે ભાગે ઉઘાડા પગવાળા, ખભે મોટા કોથળા ટાંગેલા, હાથમાં લાકડી પકડેલા યુવાનોનાં ટોળાં સિવાયનું નજરે પડે. આજે રખડવું એ તો ત્યાં ફૅશન થઇ પડી છે. પ્રજાને તો ને ઘણી ગમી ગઇ છે, કેમકે ગરીબ પ્રજા પાસે પોતાનાં બાળકોને ઓછે ખરચે સશક્ત બનાવવાનો બીજો કોઇ ઇલાજ રહ્યો નથી. સશક્ત બનવા ઉપરાંત જર્મન સંસ્કૃતિ, ગ્રામજીવન, લલિતકળા ને ઐતિહાસિક સ્થળોના સીધા સંબંધમાં આવવાથી તેમનામાં સાચો દેશપ્રેમ જાગૃત થાય છે ને પ્રાચીન જર્મન સંસ્કૃતિ પ્રત્યે આત્મીય ભાવ જાગૃત થઇ રાષ્ટ્રભાવના સુદૃઢ થાય છે.

લડાઇ પહેલાં આવી રાષ્ટ્રભાવના રાજ્યના દોર નીચે ઊભી કરવામાં આવી હતી—બહારથી મૂકવામાં આવી હતી; તેનો જન્મ પ્રજાના અંતઃકરણમાંથી થયો ન હતો. પરિણામે મહાયુદ્ધમાં પરાજય પામ્યા પછી રાજ્યના દોરની સાથોસાથ એ રાષ્ટ્રભાવના પણ એક રાતમાં અદૃશ્ય થઇ ગઇ, અને જો યુવક–પ્રવૃત્તિ ન હોત તો આખો દેશ નાના નાના પ્રાંતો ને પરગણાંઓમાં વહેંચાઇ ગયો હોત અથવા ઑસ્ટ્રિઆ તથા રશિયાની માફક છિન્નભિન્ન થઇ ગયો હોત. યુવક-પ્રવૃત્તિએ પ્રજાને સશક્ત બનાવવા ઉપરાંત આ રાષ્ટ્રભાવના સ્થાપવામાં તેમજ બીજા રાષ્ટ્રોની સરહદો પર તેમના



પર્વતોની ગાળીઓ ને ગીચ વનો ખૂંદતાં તથા સરોવરોના કિનારાઓ પર યથેચ્છ વિહારો કરતાં જર્મનીનાં કુમાર-કુમારીઓ મહાયુદ્ધે હરી લીધેલાં એમના દેશનાં દૈહિક અને આત્મિક ચેતન ફરી પ્રાપ્ત કરી લે છે. કુદરતને ખોળે રખડપાટો કરીને શરીર સુદૃઢ કરે છે ને યૌવનની આકાંક્ષાઓનાં સ્વપ્નાં સેવે છે.

યુવકો જોડે સંમેલનો ગોઠવી આન્તરરાષ્ટ્રીય ભાવના જાગૃત કરવામાં પણ ઘણા સંગીન પ્રયત્નો કર્યા.

ધીમેધીમે આ મુસાફરીઓ અને પર્યટનો એટલાં બધાં વધી પડ્યાં કે રખડવા નીકળતા આ વિદ્યાર્થીઓને રહેવા માટે પુષ્કળ આશ્રમોની જરૂર પડી. નીચેના આંકડા તેનો સ્પષ્ટ ખ્યાલ આપશેઃ

| સાલ | આશ્રમોની સંખ્યા | મહેમાનોની સંખ્યા |
|---|---|---|
| ૧૯૧૮ | ૨૦૦ | ૧૯,૦૦૦ |
| ૧૯૨૧ | ૧૨૦૦ | ૫૦૬,૦૦૦ |
| ૧૯૨૭ | ૨૩૧૮ | ૨,૬૫૫,૨૯૨ |
| ૧૯૨૮ | ૨૫૦૦ (લગભગ) | ૩,૦૦૦,૦૦૦ (થી વધુ) |

આ આશ્રમો આજે આખા જર્મની ઉપર પથરાએલાં છે. આ પ્રવૃત્તિના સંચાલકો તો હજી એવાં સ્વપ્નાં સેવે છે કે કોઇપણ શહેર અથવા ગામથી ગમે તે દિશામાં બે કે ત્રણ કલાક ચાલો ત્યાં તમને ખોરાક અને વિશ્રાંતિ માટે આવો એક આશ્રમ જરૂર મળી આવવો જોઇએ. આ આશ્રમો મોટે ભાગે સુંદર સરોવરના કિનારા ઉપર, ગીચ ઝાડીમાં, પર્વતની ખીણમાં,



લોકગીતો ને લોકનૃત્ય એ જર્મન યુવક-પ્રવૃત્તિનાં મુખ્ય અંગ છે.

વાત અમુક જ રીતે થાય, અને હસાય પણ અમુક જ રીતે! આખું જીવન ખર્ચાળ અને કૃત્રિમ થઈ ગયું હતું. આવા દંભી જીવન સામે આ રખડુ ટોળીએ ઝુંબેશ ઉઠાવી. ખાણાં ઉપર, દેવળમાં, નાટકશાળામાં, એકબીજાને મળવામાં આ ટોળીના સભ્યો આ કૃત્રિમ જીવનની રૂઢિઓનો ભંગ કરવા લાગ્યા. તેમની આ પ્રવૃત્તિથી રાજ્યના અમલદારો, ધર્મગુરુઓ અને માબાપો ચોંકી ઊઠ્યા અને સૌ એ ટોળી તરફ શંકાની નજરથી જોવા લાગ્યા. કાર્લ ફિશર 'ગાંડા ફિશર'ના નામથી ઓળખાવા લાગ્યો. શરૂઆતમાં થોડો સમય તો સૌને લાગ્યું કે આ પ્રવૃત્તિ દબાઈ જશે. પણ લોકો ધારતા હતા તેવો કાર્લ ફિશર અવ્યવહારૂ નહોતો. ધીમે ધીમે તેણે માબાપોને વિશ્વાસમાં લઈ તેમની મદદ મેળવી અને સને ૧૯૦૪માં વૉન્ડર ફૅાગલ (ઊડતાં પંખી) નામની એક સંસ્થા સ્થાપી. આ સંસ્થાનો ઉદ્દેશ એવો હતો કે શહેરની ગંદી હવામાંથી બહાર જવું, કુદરતના સુંદર સાન્નિધ્યમાં રહેવું, સાદું જીવન ગાળવું, ખેડુતો સાથે ભળવું તથા તેમના કામમાં મદદ કરવી, લોકગીતો ગાવાં ને લોકનૃત્યો કરવાં, અને આમ જર્મન લોકજીવનની દરેક બાજુનો સાચો અનુભવ મેળવી એ સર્વ દ્વારા પિતૃદેશ પ્રત્યે પ્રેમ કેળવવો. થોડાં જ વરસોમાં આ પ્રવૃત્તિ અતિશય લોકપ્રિય બની ગઈ અને જર્મન વિદ્યાર્થીઓનાં ટોળેટોળાં દેશ ઉપર જ્યાંત્યાં રખડતાં માલૂમ પડવા લાગ્યાં. આ પ્રવૃત્તિને પરિણામે સમાજમાં પ્રવર્તેલા જડવાદ, વેપારી દૃષ્ટિ, કૃત્રિમતા અને લશ્કરી મોહ સામે સિદ્ધાંત તથા તત્ત્વમાં તદ્દન જુદું એવું તત્ત્વજ્ઞાન ઊભું થયું. ઈ.સ. ૧૯૧૩ સુધીમાં તો આ પ્રવૃત્તિ શિખરે પહોંચી. એ સાલમાં એક રાત્રિએ હોહેન-મેઇઝનેરના ઊંચા પર્વતોની ગાળીમાં બેહજાર યુવકો એકત્રિત થયા અને મોટો હુતાશ ભડકાવી તેની સમક્ષ, લશ્કરી દોર ઉપર ચાલતી કૈસરશાહી વિરુદ્ધ પડકાર દીધો ને જગતને સંદેશ આપ્યો કે 'અમે અમારૂં જીવન અમારા અંતરાત્માની આજ્ઞાનુસાર અમારે જોખમે ઘડવાને માટે કૃતનિશ્ચય થયા છીએ.'

પણ પૂર્ણ સ્વતંત્રતાનો આ જુસ્સો પૂરેપૂરો ખીલ્યો ન ખીલ્યો ત્યાં તો મહાયુદ્ધ શરૂ થયું અને આ પ્રવૃત્તિના સભ્યોએ તેમાં ઝુકાવ્યું. લીએજ અને નામૂરના કિલ્લા લેતાં જે જર્મન લશ્કરો ગાતાંગાતાં મરણને શરણ થયાં તેમાં મોટે ભાગે આ યુવક-પ્રવૃત્તિના સભ્યો જ હતા.

એ મહાન વિગ્રહની પૂર્ણાહુતિ વખતે જે સભ્યો બચ્યા તેઓ મોટે ભાગે અપંગ થયા હતા અથવા માનસિક વ્યાધિથી પીડાતા હતા, અને પરિણામે એ આખી પ્રવૃત્તિ નષ્ટ થઈ હોય તેમ લાગતું હતું. પરંતુ અચંબો પમાડે તેવી રીતે આપોઆપ એ આખી પ્રવૃત્તિનો વગર વિલંબે પુનરુદ્ધાર થયો. જે કાર્ય માટે યુવક પ્રવૃત્તિની પહેલાં સ્થાપના થઈ હતી તે કાર્ય તો અનાયાસે સિદ્ધ થઈ ગયું હતું. શહેરી કૃત્રિમ જીવન, પુષ્કળ ખર્ચાળ જિંદગી, ગરીબ અને તવંગર વચ્ચેની અસમાનતા, મદ્યપાન, પોશાકનો મોહ આદિ ટેવો તો સમગ્ર પ્રજાને માટે અસંભવિત થઈ ગઈ હતી; કેમકે મહા વિગ્રહને પરિણામે સૌ સરખા ગરીબ થઈ ગયા હતા.

પણ હવે એ પ્રવૃત્તિની સમક્ષ બીજું ઘણું જ જરૂરી ને મુશ્કેલ કામ આવી પડ્યું હતું. મહાન યુદ્ધ, છ માસનો ઘેરો, દુષ્કાળ અને જર્મનીના ચલણી માર્કના સિક્કાની તદ્દન બેસી ગએલી કિંમતથી આખી પ્રજા કંગાલ થઈ ગઈ હતી. ગરીબાઈ સિવાય ચારે બાજુ બીજું કાંઈ દૃષ્ટિગોચર થતું ન હતું. આ સમયમાં જન્મેલાં અને નાનાં બાળકો ઉપર આ વિપત્તિની ઘણી જ ખરાબ અસર થઈ હતી. રૂબરૂ વાતચીતમાં મને એક જર્મન વિદ્યાર્થીએ કહેલું કે તે આઠ વરસનો થયો ત્યાં સુધી તેણે દૂધ કે માખણ ચાખ્યાં નહોતાં! બર્લિન યૂનિવર્સિટીમાં વિદ્યાર્થીઓ બહુ જ ગમગીન ચહેરાવાળા તેમજ ગંભીર માલૂમ પડ્યા. ઇંગ્લંડમાં વિદ્યાર્થીઓના ચહેરા ઉપર જે હાસ્ય અને તોફાન દેખાય છે તે અહીં ન હતાં. મેં એક અધ્યાપકને આનું કારણ પૂછતાં તેણે કહ્યું કે લડાઈના ઓળા હજુ પૂરા આથમ્યા નથી. આ બધા વિદ્યાર્થીઓ લગભગ ૧૯૧૪-૧૫માં જન્મેલા અથવા તે વખતે બાળક. એમણે ખૂબ

ભૂખમરો વેઠેલો અને પરિણામે ક્ષય, સંધિવા, ગળો ઇત્યાદિ રોગોથી તેઓ પીડિત હતા. આવી સ્થિતિમાં આવી પડેલા દેશને જો જીવવું હોય, યુરોપની મધ્યમાં ટકવું હોય, અને જર્મન રાજ્યનો પુનરુદ્ધાર કરવો હોય, તો આ બાળકોને સશક્ત અને નીરોગી કરવા સિવાય બીજો કોઇ આરો નહોતો એમ ત્યાંના રાજદ્વારી, ધાર્મિક તથા પ્રજાકીય નેતાઓને લાગ્યું અને તેમના ટેકાથી ફરી યુવક પ્રવૃત્તિ સચેત થઈ. પરગણાં અને શહેરોમાં જુદાંજુદાં મંડળો સ્થપાયાં; મ્યૂનિસિપાલિટી, રાજ્ય અને પ્રજામાંથી પૈસા ભેગા કરવામાં આવ્યા; બાળકો તથા યુવકો માટે સ્થળેસ્થળે જંગલમાં આશ્રમો (Youth shelters) બાંધવામાં આવ્યાં; તથા મુસાફરીઓ, પર્યટનો, ઉત્સવો, નૃત્યો ને રમતોની યોજનાઓ કરવામાં આવી. આ પર્યટનોનો શોખ તો એટલી હદ સુધી વધ્યો કે ઉનાળામાં ભાગ્યે જ કોઈ શહેર કે ગામ, સુંદર સરોવર અથવા પર્વત, ટ્રેન, ટ્રામ કે બસ, ખાખી ચડ્ડી ને ખમીસ પહેરેલા, મોટે ભાગે ઉઘાડા પગવાળા, ખભે મોટો કોથળો ટાંગેલા, હાથમાં લાકડી પકડેલા યુવાનોનાં ટોળાં સિવાયનું નજરે પડે. આજે રખડવું એ તો ત્યાં ફૅશન થઇ પડી છે. પ્રજાને તો તે ઘણી ગમી ગઇ છે, કેમકે ગરીબ પ્રજા પાસે પોતાનાં બાળકોને ઓછે ખરચે સશક્ત બનાવવાનો બીજો કોઇ ઇલાજ રહ્યો નથી. સશક્ત બનાવવા ઉપરાંત જર્મન સંસ્કૃતિ, ગ્રામજીવન, લલિતકળા ને ઐતિહાસિક સ્થળોના સીધા સંબંધમાં આવવાથી તેમનામાં સાચો દેશપ્રેમ જાગૃત થાય છે ને પ્રાચીન જર્મન સંસ્કૃતિ પ્રત્યે આત્મીય ભાવ જાગૃત થઇ રાષ્ટ્રભાવના સુદૃઢ થાય છે.

લડાઇ પહેલાં આવી રાષ્ટ્રભાવના રાજ્યના દોર નીચે ઊભી કરવામાં આવી હતી—બહારથી મૂકવામાં આવી હતી; તેનો જન્મ પ્રજાના અંતઃકરણમાંથી થયો ન હતો. પરિણામે મહાયુદ્ધમાં પરાજય પામ્યા પછી રાજ્યના દોરની સાથોસાથ એ રાષ્ટ્રભાવના પણ એક રાતમાં અદૃશ્ય થઇ ગઈ, અને જો યુવક-પ્રવૃત્તિ ન હોત તો આખો દેશ નાના નાના પ્રાંતો ને પરગણાંઓમાં વહેંચાઇ ગયો હોત અથવા ઑસ્ટ્રિઆ તથા રશિયાની માફક છિન્નભિન્ન થઇ ગયો હોત. યુવક-પ્રવૃત્તિએ પ્રજાને સશક્ત બનાવવા ઉપરાંત આ રાષ્ટ્રભાવના સ્થાપવામાં તેમજ બીજાં રાષ્ટ્રોની સરહદો પર તેમના



૯. પર્વતોની ખાણીઓ ને ગીચ વનો ખૂંદતાં તથા સરોવરોના કિનારાઓ પર યથેચ્છ વિહારો કરતાં જર્મનીનાં કુમાર-કુમારીઓ મહાયુદ્ધે હરી લીધેલાં એમના દેશનાં દૈહિક અને આત્મિક ચેતન ફરી પ્રાપ્ત કરી લે છે. કુદરતને ખોળે રખડપાટો કરીને શરીર સુદૃઢ કરે છે ને યૌવનની આકાંક્ષાઓનાં સ્વપ્નાં સેવે છે.

યુવકો જોડે સંમેલનો યોજી આન્તરરાષ્ટ્રીય ભાવના જાગૃત કરવામાં પણ ઘણા સંગીન પ્રયત્નો કર્યા.

ધીમેધીમે આ મુસાફરીઓ અને પર્યટનો એટલાં બધાં વધી પડ્યાં કે રખડવા નીકળતા આ વિદ્યાર્થીઓને રહેવા માટે પુષ્કળ આશ્રમોની જરૂર પડી. નીચેના આંકડા તેનો સ્પષ્ટ ખ્યાલ આપશેઃ

| સાલ | આશ્રમોની સંખ્યા | મહેમાનોની સંખ્યા |
|---|---|---|
| ૧૯૧૮ | ૨૦૦ | ૧૯,૦૦૦ |
| ૧૯૨૧ | ૧૨૦૦ | ૫૦૬,૦૦૦ |
| ૧૯૨૫ | ૨૩૧૮ | ૨,૧૫૫,૨૯૨ |
| ૧૯૨૮ | ૨૫૦૦ (લગભગ) | ૩,૦૦૦,૦૦૦ (ગીનાયુ) |

આ આશ્રમો આજે આખા જર્મની ઉપર પથરાએલા છે. આ પ્રવૃત્તિના સંચાલકો તો હજી એવાં સ્વપ્નાં સેવે છે કે કોઇપણ શહેર અથવા ગામથી ગમે તે દિશામાં બે કે ત્રણ કલાક ચાલો ત્યાં તમને ખોરાક અને વિશ્રાંતિ માટે આવો એક આશ્રમ જરૂર મળી આવવો જોઇએ. આ આશ્રમો મોટે ભાગે સુંદર સરોવરના કિનારા ઉપર, ગીચ ઝાડીમાં, પર્વતની ખીણમાં,



વનપર્વતોની વચ્ચે આવેલો યુવક-આશ્રમ

નદીના ધોધ પાસે, એમ જ્યાં કુદરતની વિપુલતા હોય, ત્યાં ઊભા કરવામાં આવ્યા છે. કેટલાક આશ્રમો માટે ખેડુતોનાં ઝૂંપડાં માગી લીધાં છે, કેટલાક માટે અમીર ઉમરાવોના કિલ્લા લડાઇ પછી નામની કિંમતે માગી લીધા છે; જ્યારે કેટલાક તો બીનઉપયોગી નીવડેલાં વહાણોમાં સ્થાપવામાં આવેલાં છે. આ આશ્રમોનો લાભ હરકોઇ માણસ લઇ શકે છે. એમાં શરત માત્ર એટલી હોય છે કે તેનો પોશાક સાદો જોઇએ, કોઇ વ્યસન તેને હોવું ન જોઇએ, તે મુસાફરી પગે ચાલીને કરતો હોવો જોઇએ અને આવી પ્રવૃત્તિના સભ્ય તરીકેનું બે રૂપિયાની કિંમતનું કાર્ડ તેની પાસે હોવું જોઇએ. જર્મનીમાં સસ્તામાં સસ્તી કોઇપણ વીશીમાં આપણે ઊતરીએ તો બે ચાર અથવા પાંચ માર્ક (લગભગ ત્રણ રૂપિયા) એક રાત સૂવાના તથા એક ટંક ખાવાના થાય; જ્યારે આ આશ્રમોમાં એક રાત સૂવાના અને એક ટંક જમવાના મળી કુલ છથી આઠ આના લેવામાં આવે છે.

કેટલાક અમેરિકન વિદ્યાર્થીઓ સાથે હું ૧૯૩૦ના ઉનાળામાં આવા એક આશ્રમમાં રાતવાસો કરવા ગયો હતો. બર્લિનની આજુબાજુ ઘણે દૂર સુધી ફરી વળેલા સરોવરોની એક હારમાળાને કિનારે આ આશ્રમ આવેલો હતો. એટલે અમારે થોડુંક ટ્રેનમાં, થોડુંક હોડીમાં અને બાકીનું ચાલીને આ આશ્રમે પહોંચવાનું હતું. ઉનાળાનું સુંદર સ્વચ્છ આકાશ, સરોવરનું શાંત ઘેરૂં આસમાની પાણી, દૂરદૂર દેખાતાં નાનાંનાનાં ગામડાં, પરીઓની વાતોમાં આવે છે તેવા ઊંચી ધારો ઉપર એકલવાયા ઊભેલા ઐતિહાસિક કિલ્લાઓ અને આ સર્વને ઢાંકી દેતી લીલીલીલી વનસ્પતિ,–આ બધાની મધ્યમાં આ આશ્રમ આવેલો હતો. લગભગ સો માણસોને સૂવાનો બંદોબસ્ત થઇ શકે તેટલી તેમાં સગવડ હતી. પરદેશી મહેમાનો માટે જરા વધારે પૈસા ખર્ચતાં થોડીક વધુ સગવડ પણ કરવામાં આવતી હતી. સૂપ, ચા, કૉફી, બ્રેડ, ઇત્યાદિ ખાવાની ચીજો પણ નામની કિંમતે મળતી હતી. અમે ગયા ત્યારે તે કુમારો અને કુમારીઓથી ભરપૂર હતું. કોઇ વાંચતા હતા, કોઇ વાદ્ય વગાડતા હતા. કોઇ વાતો કરતા હતા, કોઇ પાસેના તળાવમાંથી નાહીને આવતા હતા, કોઇ આજુબાજુનાં દશ્યોનાં ચિત્રો આલેખતા હતા, કોઇકોઇ પોતપોતાના ખાસ વિષયોનો અહીં અભ્યાસ કરતા હતા. વનસ્પતિ શાસ્ત્રના વિદ્યાર્થીઓ વનસ્પતિનું નિરીક્ષણ કરતા હતા; ભૂસ્તરશાસ્ત્રના વિદ્યાર્થી પથ્થર અને જમીન તપાસતા હતા; કારખાનાંઓમાં આખું અઠવાડિયું કામ કરી થાકી ગએલી છોકરીઓ લીલા ઘાસ ઉપર પડીપડી નવલકથાઓ વાંચતી હતી. આમ ભિન્નભિન્ન પ્રવૃત્તિ થઇ રહી હતી. રાત્રે સૌએ સાથે મળી સંગીતનો અજબ જલસો કર્યો.

જર્મનીમાં શનિ રવિવારના દિવસોમાં ઘણાં માણસો આવા આશ્રમોમાં રાતવાસો ગાળવા મોટાં શહેરો છોડી ચાલ્યાં જાય છે. ગરીબ પ્રજાને જો સશક્ત બનાવવું હોય તો આ ઘણો જ ઉત્તમ માર્ગ છે.

આપણી આબોહવા એટલી સારી ને ચોક્કસ છે, નિર્માલ્ય બનીજતી આપણી પ્રજાને સશક્ત થવાની એટલી બધી જરૂર છે ને કુદરતી સૌંદર્યવાળાં એટલાં બધાં સ્થળો આપણી ચોમેર પથરાએલાં છે કે આપણા યુવકોએ આવાં પર્યટનો અવશ્ય ઉપાડી લેવાં જોઇએ.

ઉપર આપણે જોયું તેમ આ જર્મન યુવક-પ્રવૃત્તિએ જુદાજુદા સમયે બે સ્વરૂપો ધારણ કર્યાં: વિગ્રહ પહેલાં તેણે સમાજ અને રાજ્યના જુલમ સામે પોકાર ઉઠાવ્યો; વિગ્રહ પછી જ્યારે સમાજ છિન્નભિન્ન થયો અને રાજ્ય નષ્ટ થયું ત્યારે સમગ્ર જર્મન પ્રજાને સશક્ત કરવાનું અને નૂતન રાષ્ટ્રીય ભાવના જન્માવવાનું કાર્ય ઉપાડ્યું. આ બંને સ્વરૂપોમાં મૂળે આ પ્રવૃત્તિ બીનરાજકારણી જ હતી. પણ જેમ દરેક દેશમાં બને છે તેમ જર્મનીમાં પણ બન્યું. યુવકોનો ઉપયોગ દેશનેતાઓ રાજકીય ચળવળમાં કરવા લાગ્યા અને આખી પ્રવૃત્તિ તટસ્થ મટી રાજકીય થઇ. તે કેમ એ આપણે હવે પછી જોઇશું.

ગજાનન ભટ્ટ

# માનવ અને વાનર

**બંને એક જ વંશવેલામાંથી ઊતરી આવેલો હોવાના વિખ્યાત સિદ્ધાંતની ડૉક્ટર નાથુભાઇ પટેલ (એમ.ડી.) આ નીચે સચિત્ર સમીક્ષા કરે છે**




મનુષ્યની ઉત્પત્તિ એ એક સર્જન-જૂનો પ્રશ્ન છે ને એના જવાબ આપવાને દરેક યુગમાં માણસે અનેક પ્રયત્નો કર્યાં છે. ધર્મવેત્તાઓ, સ્મૃતિકારો ને કથાકારોએ પોતપોતાની કલ્પનાનુસાર જવાબો આપ્યા છે ને છેવટેછેવટે વિજ્ઞાનવેત્તાઓએ એ પ્રશ્ન ઉકેલવા પ્રયત્ન આદર્યો છે. જુદાજુદા ધર્મની માન્યતાઓ તેમજ જૂના વખતના લેખકોના વિચારોની સમીક્ષા કરવાનો આ પ્રસંગ નથી; અહીં તો ફક્ત આધુનિક વિજ્ઞાને મનુષ્યની ઉત્પત્તિ વિષે જે કામચલાઉ નિર્ણયો આપ્યા છે તેનું જ ટૂંકું બ્યાન આપવા ઇરાદો છે.

ઇ. સ. ૧૮૫૯માં ચાર્લ્સ ડાર્વિને 'ઓરિજિન ઑફ સ્પીશીસ' (જીવજાતિની ઉત્પત્તિ) નામક પુસ્તક પ્રકટ કર્યું ને તેમાં આ પૃથ્વી પર વસતાં જુદાંજુદાં પ્રાણીઓ કેવી રીતે અસ્તિત્વમાં આવ્યા તે વિષે એક સિદ્ધાંત રજૂ કર્યો. અમુક ચોક્કસ અવલોકન પર રચાએલો આ સિદ્ધાંત સર્વ વૈજ્ઞાનિક કાર્યકર્તાઓને ઘણો અનુકૂળ નીવડ્યો અને ડાર્વિને એ વિકાસવાદને અનુસરીને મનુષ્યની ઉત્પત્તિ વિષે એક પુસ્તક 'ડીસેન્ટ ઑફ મૅન' (માનવનો વંશવેલો) ઇ.સ. ૧૮૭૧માં પ્રકટ કર્યું. આ પુસ્તકમાં તેણે મનુષ્ય અને વાનર વિષેના સંબંધ વિષે પ્રમાણભૂત કારણો આપ્યાં અને સૂચવ્યું કે આધુનિક મનુષ્ય અને મનુષ્ય જેવા વાનરો (એઇપ)ની ઉત્પત્તિ કોઇ સામાન્ય પૂર્વજમાંથી જ થઇ હશે.

માનવ ને વાનરની વચ્ચેનું સામ્ય સૈકાઓની જાણમાં હતું. ઘણી ભાષામાં તો બંને માટે શબ્દો પણ સરખા જ હતા. આપણી ભાષાનો 'વાનર' પણ આપણી સગાઇ નથી સૂચવતો ? ને રામાયણના લેખકને વાનરનાં સ્થાનનું ક્યાં અજ્ઞાન હતું ? આવી જ વાનરના નજીકના સગપણની લોકકથાઓ આફ્રિકાના વતનીઓ, મલાઇ આર્કિપેલેગોના વતનીઓ ને બીજા લોકોમાં પણ મળી આવે છે. મનુષ્ય




પાઇથેકેન્થ્રોપસ, પિલ્ટડાઉન, ન્યાન્ડરથાલ અને ક્રો મૅગ્નન—એમ ઉત્તરોત્તર ચાર પ્રકારના માનવોની ખોપરીઓને આધારે ડૉ. જે.એચ. મૅકગ્રેગરે તૈયાર કરેલાં આ શિલ્પ, નીચે ઉપર બતાવેલું, માણસના નજીકના સગા જેવા ચાર પ્રકારના ઍન્થ્રોપોઇડ વાનરોનું ચિત્ર સ્પષ્ટતાથી સમજવા માટે આ લેખના ડાબા ભાગમાં આપેલા ચિત્ર નં ૧ તથા ૨ એ વાળા ફોટા જુઓ.



ને વાનરનાં બાહ્ય ને આંતરિક બંધારણમાં એટલું સામ્ય છે કે ઉપલકિયા અવલોકનકારને પણ એ તો દેખાયા વિના ન રહે. ધર્મની અંધતા કે બીજા અજ્ઞાનને લીધે મનુષ્યને પોતાની સગાઈ સામે આંખ આડા કાન કરવાનું સૂઝે છે.

વાનર ને મનુષ્ય વચ્ચેનું એ સામ્ય આ સાથેનાં ચિત્રોથી સર્વને જણાશે. શરીરશાસ્ત્રના અભ્યાસીઓ કહે છે કે વાનર તથા મનુષ્યનાં હાડકાં, માંસપિંડો ને




માનવ અને વિવિધ પ્રકારના વાનરોના હાથ (ડાબી બાજુએ) તથા પગનાં તળિયાં (ઉપર) વચ્ચે સામ્ય બતાવતાં આલેખનો.

અવયવો એકેએક મળતાં આવે છે.

પણ આ બાહ્ય સામ્ય ઉપરાંત બીજાં પણ ઘણાં કારણો છે કે જે આપણી સગાઈ સિદ્ધ કરે છે. ગર્ભાધાનથી તે બચ્ચાના પ્રસવ સુધી થતા વિકાસની વિગતોમાં, પાસેન્ટાના બંધારણમાં, ઋતુસ્રાવ ને પ્રસૂતિની ક્રિયાઓમાં પણ માનવ ને વાનરોમાં સદંતર એકતા છે. તદુપરાંત લોહીના કેટલાક ગુણો, કેટલાક રોગો માટેની વૃત્તિ ને કેટલાક રોગો અટકાવવાની શક્તિ પણ સંપૂર્ણ રીતે સિદ્ધ કરે છે કે ગોરીલા એ મનુષ્યનો તદ્દન નજીકમાંનો સગો છે ને શિમ્પાન્ઝી પણ મનુષ્યના જ કુટુંબનો છે.

આ સગાઈ સિદ્ધ કરવા વિજ્ઞાને ઘણી શોધ તથા



પાંચ હાડપીંજરો: પહેલાં ચાર વિવિધ વાનરોનાં અને છેલ્લું માનવીનું.

[મા,માનવ અને વાનરના વંશવેલા સમજાવતી આ આકૃતિઓ (ડાબી બાજુ નં. ૧) તથા (ઉપર ૧ અ ના) કોઠાઓ આ લેખના વાચન પછી બહુ બારીકીથી અભ્યાસ કરવા જેવા છે.

અભ્યાસ કર્યો છે. આ અભ્યાસની રીતો નીચે મુજબની છે: (૧) પુરાતન હાડકાંઓનો અભ્યાસ (Study of fossils); (૨) આધુનિક પ્રાણીઓનું અવલોકન (Comparati anatomy); (૩) ગર્ભવિકાસનું અવલોકન (Embryology); (૪) લોહીના કેટલાક તત્ત્વોનું અવલોકન (Precipitin test and agg utination); રોગનું નિરીક્ષણ (૫) Immunity and Resistance).

આ સર્વ રીતોથી વિજ્ઞાને અવલોકન કરી માનવ અને વાનર વચ્ચેનો સંબંધ એટલો તો સિદ્ધ કર્યો છે કે હવે એ વિષે બે મતને સ્થાન જ નથી. આપણને હમણાં આ બધા અભ્યાસોની વિગતોમાં ઊતરવાની જરૂર નથી. એનો નિર્ણય કબૂલ કરી લઈએ તો બસ.

મનુષ્ય ને વાનરનો સંબંધ તો નક્કી થયો, પણ વાનરમાંથી અથવા તો કોઈ સામાન્ય પૂર્વજમાંથી હાલનો માનવી કેવી રીતે વિકસીને પાક્યો ? કયા ફેરફારો થયા ને તે ક્યારે ? એના કોઈ પુરાવાઓ હમણાં હયાત છે ? છેલ્લાં સાઠ વર્ષની અનેકવિધ શોધોએ આ જવાબો આપવા પ્રયત્નો કર્યા છે. ડાર્વિને જ્યારે પહેલી પોતાની ચોપડીઓ પ્રકટ કરી ત્યારે બે જ જૂનાં હાડકાં મળી આવ્યાં હતાં: ૧૮૫૭માં ન્યાન્ડરથૅાલ ગુફામાં અને ૧૮૪૮માં જિબ્રાલ્ટરમાં. ત્યારથી આજ સુધીમાં અનેક જગ્યાએથી પુરાતન મનુષ્યનાં હાડકાં મળી આવ્યાં છે ને તે પરથી મનુષ્યના વંશવેલા વિષે વિજ્ઞાને કેટલાંક બહુ અગત્યનાં અનુમાનો દોર્યાં છે. અત્યાર સુધીમાં મળી આવેલાં જરૂરનાં હાડકાંઓનો કોઠો તેમનાં સ્થળ સાલ તથા શોધકોનાં નામ સાથે આ નીચે આપ્યો છે.

લેમૂર પ્રાણીમાંથી માનવનો વિકાસ કેમ થયો તે બતાવતા આ ચિત્રની સાથોસાથ પાછળ આપેલો 'લેમૂર વાનરો અને માનવોનો વંશવેલો' બતાવતો કોઠો પણ જુઓ.

પાઇથેકેન્થ્રોપસ જાવા ૧૮૯૧ ડુબ્વા
સીનેન્થ્રોપસ પેકીન ૧૯૨૯
ઇથો-એન્થ્રોપસ પીલ્ટડાઉન સીરોક્સ ૧૯૧૨ ડાઉસન
હોમો-હાઇડલબર્ગ ૧૯૦૭
હોમો-ન્યાન્ડરથેલ ૧૮૫૭
હોમો-હોડેશિયન ૧૯૨૫
હોમો-સેપિયન્સ ક્રોમેગ્નોન

આ કોઠા ઉપરથી બનાવેલો મનુષ્યનો વંશવેલો આકૃતિ ૧ તથા ૧ અમાં ને જમણી બાજુના કોઠામાં આપવામાં આવ્યો છે. એ ઉપરાંત માનવ અને વાનરની શરીરાકૃતિઓમાં કેવું સામ્ય છે તથા વાનરમાંથી માણસ કેમ વિકસી આવ્યો તે બતાવતાં બીજાં ચિત્રો પણ આ લેખ સાથે સામેલ કર્યાં છે તે જોવાથી આ વિષય વધુ સ્પ



લેમૂર, વાનરો અને માનવોનો વંશવેલો બતાવતો કોઠો

[આ લેખમાં ચર્ચેલો વિષય આ જ અંકમાંના શ્રી 'વિનોદકાન્ત'ના 'નવી ભૂગોળ અને નવો ઇતિહાસ' ના લેખમાં વધારે કલ્પનાદૃષ્ટિથી તથા પૃથ્વીના વિકાસ વિષેની રસમય અને વિસ્તારી માહિતી સાથે વર્ણવ્યો છે—તં

## 'મહાત્મા ગાંધીજીની જય'

જૈનોના પર્યુષણ પર્વના પવિત્ર દિવસો હતા. મુંબાઇમાં એક જાણીતી કાપડ મારકેટ ઉપર દેશસેવિકાનું શાન્ત 'પિકેટિંગ' ચાલુ હતું. કેસરિયાં વસ્ત્રથી સજ્જ થએલી બહેનો માર્કેટની ગલીમાં અવિશ્રાન્ત પગલે ફેરા મારતી હતી. સવારના આશરે અગિયાર વાગ્યા હશે. ગરમી ખૂબ વધી હતી; મારકેટનાં છાપરાનાં પતરાં તપી ગયાં હતાં. પર્વ નિમિત્તે એક દેશસેવિકાને તે દિને ઉપવાસ હતો.

મારકેટની એક દુકાને ગાદીતકિયા પર વેપારી બેઠો હતો. તેની સામે રાતા રૂમાલના લંગોટ વાળેલા લાલ ટોપી તથા લાંબી બંડી પહેરેલા ત્રણ માછીમારો આવી ચડયા. દુકાન આગળ તેઓ થોભ્યા એટલે વેપારીએ તેમનું સન્માન કરી બેસાડયા. પોતાને જોઈતી ચીજો ઘરાકે માગી અને વેપારીએ દેખાડવાનું શરૂ કર્યું.

ઉપવાસી દેશસેવિકાની નજર ગઇ. તેનાં પગલાં તે તરફ વળ્યાં. વેપારી તથા ગ્રાહક સમક્ષ દેશસેવિકા ખડી થઈ તુરત જ ઘરાકો હાથ જોડી મરાઠી ભાષામાં બોલ્યાઃ 'બાઈ... અમારે માછલાં માટે જાળ બનાવવી છે. આ વેપારી અમને દેશી છે તેમ કહે છે. અમને ખબર નથી પડતી કે માલ દેશી છે કે વિલાયતી. દેશી છે તેમ તમે કહો તો અમે લઇએ. વિલાયતી હોય તો નથી લેવો.' ભોળા માછીમારોએ ફરીથી કહ્યું કેઃ 'અમારે જાળ માટે જોઇએ છે. તમે દેશી કહો તો જ લઇશું.'

દેશસેવિકા સ્તબ્ધ થઇ વિચારમાં પડી. શું કરવું તપાસ્યો;— તે દેશી હતો. માછીમારો તરફ જોયું. પ્રસન્ન અને હાથ જોડી દેશસેવિકાના નિર્ણયની તેઓ રાહ જો હતા. વેપારી મૂંગો બેઠો હતો.

પર્યુષણ પર્વ છે તે ધ્યાનમાં હતું અને જાળ શા છે તે માટે જવાબ દેવાનો હતો. માછીમારોને ખબર કે પોતે નિરાકરણ માગે છે તેમાં કોઇને બીજું કશું વિચારવાન

દેશસેવિકાને તર્કવિતર્ક થયા; પણ તે અપારાવાર ગયા. તેણે માછીમારોને કહ્યુંઃ 'ભાઇ, આ માલ દેશ તમારે જોઇએ તો લ્યો.' માછીમારો આભાર દર્શાવી તે પહેલાં તો બાઈ આગળ ચાલી.

એક જણે પાછળથી બાઇને પૂછ્યુંઃ 'તે વખતે તં વિચાર કર્યો? ધર્મને બાધ આવતો હતો તેવા કાર્યને પ પર્વમાં ઉત્તેજન આપતાં મનમાં શું શું થયું?'

દેશસેવિકાએ ઉત્તર આપ્યો કે 'જો હું ખોટું બો વેપારીને અન્યાય થાય અને માછીમારો તાકો લીધા બીજે ચાલ્યા જાય. મારી ફરજ પરદેશી પર ચોકી કરી પ વસ્તુ લેવા આવનાર ગ્રાહકને તેનાથી દૂર રહેવા વિનતિ કર હતી. આ ફરજ બજાવતાં મારાથી અસત્ય બોલાય નહિ. ફરજ એક જ હતી અને તે મેં બજાવી. મારો ધર્મ તે જ ખોટું બોલી મારો બીજો ધર્મ સાચવું તો તે ધર્મ ન કહે

'શાકુંતલ'




## શારદા

ચિત્રકાર · પ્રમોદકુમાર ચટ્ટોપાધ્યાય

શ્રી પ્રમોદકુમાર ચટ્ટોપાધ્યાયની કલા કુમારના વાચકોને સુપરિચિત છે તેમનાં સુરમ્ય રંગચિત્રોમાં જે રેખાનૃત્ય વ્યાપી રહેલું હોય છે તેને સ્પષ્ટ રીતે અલગ નીરખવાની તક એમના આ સાદા રેખાંકનમાં મળે છે. કેવી સાફ, સરળ, તાલબદ્ધ રેખાવલિઓ એમાં ઘૂમી રહી છે! રેખા પરનું પ્રભુત્વ અને વિચારનો આનંદ એમાં એકસાથે પ્રકટ થયાં છે.



ગોવાલણ — ચિત્રકાર • રસિકલાલ પરીખ

ભાઈ રસિકલાલ નરસિંહદાસ પરીખ હવે ગુજરાતમાં તેમજ ગુજરાત બહાર સુપરિચિત વ્યક્તિ છે. સામાન્ય ગ્રામ-જીવનમાંથી, કોઇપણ જાતના પૂર્વશિક્ષણ વિના, માત્ર કલા શીખવાની હોંશભર્યા એક જુવાને આવીને કુમાર કાર્યાલયના સંચાલક પર શ્રદ્ધા રાખી શરૂ કર્યું તે દિવસે તેના ભાવિ વિકાસની આટલી ઝડપ કોઇએ કલ્પી નહોતી. તેની સરળતા, શ્રદ્ધા અને ઉપાસના ફલિત થતાં દેખાય છે તે વખતે પણ એ નિર્માની મધુર પ્રકૃતિનો જુવાન કલાકાર વિદ્યાર્થી-ભાવ તજવા નારાજ છે. હજુ તેને માટે ભાવિ સૂચનો ખૂટ્યાં નથી. તેમ છતાં આજે યે તેની કળામાં એક પ્રકારની ધીરતા અને કૌશલ્યપૂર્ણતા પ્રત્યક્ષ થાય છે. વિચાર અને ભાવનાનાં સરોવરો તો અખૂટ જ રહેવાનાં, પણ નાની સરખી કૃતિ પણ હમેશને માટે સંપૂર્ણ બની શકે છે તેનાં સરસ દૃષ્ટાંત ભાઇ રસિકલાલનાં ચિત્રો પૂરાં પાડે છે.

# જ્યોતિષ

**આકાશપરે પથરાએલા તેજઃપુંજોનાં જ્ઞાન અને જીવન પર તેમની અસરનાં અનુમાનોનું શાસ્ત્ર**

**જ્ઞાનનો લોપ**

ઘણા કાળથી આપણે જ્યોતિષ્‌ને વીસરી ગયા છીએ. એ વસ્તુ જ ભૂલી ગયા છીએ; એટલું જ નહિ પણ એના અર્થ તથા મહત્ત્વને પણ ભૂલી ગયા છીએ. પ્રખ્યાત મુસલમાન વિદ્વાન આલ્બેરૂની (ઇ.સ. ૯૭૩–૧૦૪૮) નોંધ કરે છે કે 'તારાઓની માહિતી હિંદુઓમાં છે નહિ. નક્ષત્રમંડળમાં ચંદ્ર માટે નક્ષત્રો ઓળખાવનાર મને એક પણ માણસ મળ્યો નહિ અને આંગળીથી દેખાડી શક્યો નથી.' આ નોંધ એક જ વસ્તુ સૂચવે છે કે જે કાંઇ જ્યોતિષ્ હતું તે માત્ર અસ્તવ્યસ્ત પંચાંગોમાં અને તેના તે કાળના ગણિતમાં હતું. પણ તે ગણિત જે માટેનું હતું તેને ખુદ સમજવાની કે ઓળખવાની દૃષ્ટિ રહી નહોતી!

આજે આપણી નજર ઘડિયાળ ઉપર છે. સમયનું જ્ઞાન તેના કાંટા આપે છે. વ્યવહારમાં તેથી વિશેષ નથી રહ્યું. આપણે ઇ.સ. ૧૦૦૦ આસપાસ હતા તેથી પણ નીચે ઊતરતા ચાલ્યા છીએ. અને તેનું કારણ પણ મુખ્યત્વે એક જ લાગે છે કે આપણે મૂળ જ્યોતિષ્ ભૂલ્યા અને તે જ્યોતિષ્ પર રચાએલા આપણા દેવો તથા ઉત્સવોનો પરિચય છોડ્યો.

મૂળ જ્યોતિષ્ તે વેદાંગ અને તેને મળતું પ્રાચીન જૈન જ્યોતિષ્ છે. સૂર્ય સિદ્ધાંત (જે ઇ.સ.૫૦૦ની આસપાસ રચાયો) તેનાથી ૪ જુદા પ્રકારનું છે. હાલનાં પંચાંગોમાં ઉત્સવો, વ્રતો ને ઉપાસનાસૂચક દિનો વેદાંગ જ્યોતિષ્ અનુસાર લાગે છે, જ્યારે નવે માસ ઇત્યાદિની રચના સૂર્યસિદ્ધાંત અનુસાર છે! અને તે આજે કબૂલી નહિ શકાય તેવા સ્થૂળ ગણિત ઉપર ચાલે છે. આજે હવે જે સાધનો સુલભ્ય છે તેથી સૂક્ષ્મ ગણિત થઇ શકે છે. અને તેવા ગણિતનો મેળ આજે મેળવ્યા વગર ઈ. સ. ૫૩૦ તથા પછીના ગ્રંથો આપણને યોગ્ય રીતે મદદકર્તા નથી થતા. સૂક્ષ્મ ગણિત સ્વીકાર્યા પછી પણ આપણે મૂળ જ્યોતિષ્‌ને પુનઃ ઓળખી લેવાની જરૂર રહેશે જ. તેને વીસરીને આપણી સમાજરચના સમજી નહિ શકીએ કે સુધારી નહિ શકીએ. અને તેવી રીતે જીવનરચનાનો પણ જીર્ણોદ્ધાર નહિ કરી શકીએ.

પૂર્વકાળમાં પ્રત્યેક વિદ્યાર્થીને આવશ્યક શીખવાનાં વ્યાકરણ ઇત્યાદિ જે ૭ અંગ હતાં તેમાં જ્યોતિષ્ તથા અથર્વવેદમાં વૈદકનાં સામાન્ય જ્ઞાન સમાઇ જતાં. 'પોતાને માટે, પોતાના હિત સારૂ પ્રત્યેક વ્યક્તિએ જ્યોતિષ્ અને વૈદક જાણવાં જોઇએ.' એવો તે કાળનો ગુરુસંપ્રદાય હતો અને તે આજે પણ બરાબર વિચારીએ તો તે યોગ્ય જ હતો.

**જ્યોતિષ્**

પ્રસ્તુત વિષય જ્યોતિષ્‌નો હોવાથી તે વિષયનો જ ઉહાપોહ કરીશું. જ્યોતિષ્ એટલે સામાન્યરીતે નજૂમ–ફળ કહેવું તે–એમ માની લેવાયું છે; પણ તે ભૂલ છે. 'જ્યોતિઃ' એટલે તેજઃપુંજ જેવા તારાઓ તથા ગ્રહો. તેમનો પરિચય અને તેમની ગતિનું જ્ઞાન તે 'જ્યોતિષ્' અને તે જાણનાર તે જ્યોતિર્વિદ્ કે જ્યોતિષી. જેમ 'માધવજી' (શ્રીકૃષ્ણ)નું અપભ્રંશ થતાંથતાં માવજી થયું ને તે પણ ઉપહાસાત્મક (નિર્માલ્ય) માવજીભાઇ સુધી પહોંચી ગયું તેમ આજે 'જ્યોતિષી'માં વિકૃતિ થઈ 'જોશી' અને 'જોશી મહારાજ'નું સ્વરૂપ રહ્યું છે. આ સર્વ સમજવા માટે જૂનો ને નવો જ્યોતિષ્‌નો પ્રદેશ આપણે ઓળખી લેવો જોઇએ.

જ્યોતિષ્‌ના બે મહાન વિભાગ પડે છે. એકમાં તેજઃપુંજોનું જ્ઞાન ઇ૦ હોય છે. બીજામાં તે જ્ઞાનને આપણાં જીવન સાથે સાચી કે ખોટી રીતે જોડવાથી જે આભાસ ઉત્પન્ન થાય છે તેનો અને તેજઃપુંજોની મનુષ્ય પર, હવા પર, વનસ્પતિ પર, સમુદ્ર પર, (ભરતીઓટ પર) જુદીજુદી રીતે થતી અસરો જાણવાનાં અનુમાનોનો સંગ્રહ કરેલો હોય છે. મૂળ જ્યોતિષ્‌માં જે શીખવાનો આગ્રહ હતો તે પ્રથમ વિભાગનો હતો. આજે સમાજમાં માત્ર બીજો વિભાગ વિકૃતિ પામી, મૂળ જ્ઞાનથી દૂર થઇ, અધિકાર ચલાવી રહ્યો છે!

**તારામંડળ**

પ્રથમ વિભાગ તેજઃપુંજો (તારા, ગ્રહ ઇ૦)ને નરી આંખથી નિહાળવાનો ને તેમની ગતિ સમજવાનો છે. ભૂતકાળમાં વધુ સાધન નહોતાં; નિરીક્ષણ હતું. આજે પણ નિરીક્ષણ તો છે જ, પરંતુ સાધનની નિ-

આગલા ભાગ જેવી એ તારામંડળની આકૃતિ હોઇ તે ઉપરથી 'રોહિણી' શબ્દ, ઉત્પન્ન થએલો છે અને તે મંડળ શકટ આકૃતિ તરીકે પ્રસિદ્ધ છે. મંગળ તેની વચ્ચેથી પસાર થાય ત્યારે શકટભેદ થયો કહેવાય. ને જ્યોતિષનો બીજો વિભાગ—જેને આપણે 'ફળ જ્યોતિષ' કહીએ છીએ તે વિભાગ—અનુભવથી એમ કહે છે કે શકટભેદ થાય ત્યારે લાંબા વખતનો દુકાળ પડે. તેવી જ રીતે ઉપરોક્ત શકટભેદ ચન્દ્રથી થાય અગર ચન્દ્ર શકટની આગળ, પાછળ કે ઊંચે અસ્ત થતી વખતે (ચૈત્ર શુદિ પંચમીને દિને) આવે તે ઉપરથી ગુજરાતનો ખેડુતવર્ગ આગામી વર્ષાઋતુના તથા તેના પરિણામના સારાસારનું માપ કાઢે છે. આ વિષય ફળજ્યોતિષનો, અનુભવગમ્ય અને નવાનવા અનુભવથી સુધારોવધારો થનાર મનાવો જોઇએ; પરંતુ તે વાત આપણા 'જોશીઓ' વીસરી ગયા છે,—એટલી હદ સુધી કે ખરી રીતે અનુભવ માટે ભૂતકાળના દાખલા રાખવા જ જોઇએ, ત્યારે આપણે ત્યાં તો કહેવત ચાલી છે કે 'ગઇ તિથિ જોશી પણ ન વાંચે!' જ્ઞાનના લોપથી થતી માનસિક દુર્બળતાનો આ એક સારો દાખલો છે.

ફળજ્યોતિષ નામના જ્યોતિષના એ બીજા વિભાગને દૂર કરીને ફરી પાછા પ્રથમ વિભાગ તરફ વળીએ.

### પૂજા—ઉત્સવ

'આકાશગંગા' એ આકાશમાં આવેલો ઉત્તમ તેજઃપુંજોનો અનંતસમૂહ છે. સૂર્ય જ્યારે તેની પાસે થઇ આગળ જાય છે ત્યારે તે સમૂહની પાર ઊતરે છે, અને તે વખતે આપણે 'ગંગાદશહરા'નો ઉત્સવ કરીએ છીએ. ગંગાની મૂર્તિ સ્થાપીએ છીએ, તેનાં પૂજન અર્ચન વગેરે વિધિ કરીએ છીએ. આપણા ઉત્સવો અને મૂર્તિઓ પાછળ આવાંઆનાં અનુપમ રહસ્ય રહેલાં છે. સંધ્યા થતાં તારાસ્વરૂપ દેવો આકાશમાં પ્રત્યક્ષ થતાં જાય કે આપણે મંદિરમાં રહેલા તેમના પ્રતિનિધિની આરતી (=આ+રાત્રિ) પ્રતિનિધિનું મંગળકૃત્ય કરી લઇએ છીએ અને શેષ રાત્રિ રહે ને (આકાશના પ્રત્યક્ષ) દેવ વિસર્જન થતાં પુનઃ આરતી કરી પ્રતિનિધિદ્વારા તેમની સાથેનો સંબંધ ચાલુ રાખીએ છીએ. આપણાં મંદિરોમાં મંગળ દિવિકાનું આવું મહત્ત્વ છે. તે બીજા લેખમાં થોડા વિસ્તારથી જાણીશું. હવે જો આપણું નક્ષત્રજ્ઞાન—જ્યોતિષનું જ્ઞાન—જીવતુંજાગતું હોય તો આપણે આ પૂજન, અર્ચન, ઉપાસના કે ઉત્સવમાંથી સ્પૃશ્યાસ્પૃશ્યત્વમાં—અડવા ન અડવામાં ઊતરી પડીએ ખરા કે? આકાશના નક્ષત્રનું પ્રતિનિધિત્વ ધરાવનાર દેવની મૂર્તિ કોઇનાથી પણ અભડાય ખરી? જેને જેમ ઠીક લાગે તેમ સેવા, ભક્તિ, અર્ચન કરી પોતાનો માનસિક પ્રસાદ મેળવી લે. સમાજે ઊભા કરેલા ખોટા પ્રતિબંધોમાંથી છૂટવાનો સાચો માર્ગ જ્ઞાન અને સેવા છે અને તેમાં જ્યોતિષનું જ્ઞાન કાળગણનામાં સ્વતંત્ર મદદ આપે છે એટલું જ નહિ, પણ ધર્મરહસ્ય પણ સુલભ કરી પાખંડમાંથી આપણને મુક્ત કરે છે.

આ ઉપરાંત આકાશદર્શન તે ચક્ષુ ઇન્દ્રિયનો વિષય થવાથી નિરીક્ષણનો આનંદ પણ ખૂબ આપે છે. રાત્રિએ ગમે તે સ્થળે માણસને એકલાપણું લાગતું નથી. એકાન્તનો લોપ થાય છે, વિશ્વબંધુત્વ પ્રકટે છે અને નિર્ભય રાત્રિ સહજ બની જાય છે. જેની નજર વિવિધ આકૃતિ શોધી રાજી થતી હોય તે માણસ તો આકાશમાં જુદાજુદા તારામંડળની વચ્ચે થતી ભૂમિતિ-વિષયક આકૃતિઓ જોઇને ખૂબ રાજી થશે. લીટી એટલે શું! ને બિંદુને જોડનાર આંખથી દોરાયેલી લીટીઓની ગમ્મત ને તેમાં આવતી વિવિધતાનો આનંદ માત્ર આકાશદર્શનથી જ આવશે; કાગળ પર નહિ આવે. વળી જેની નજર વિવિધ રંગો પર ઠરતી હશે તેને પણ આકાશદર્શન અદ્ભુત વિષય થઇ પડશે. કેટલાક તારામાં ચાંદની રંગ છે, કેટલાકમાં રક્તવર્ણ—સિંદુરવર્ણ છે ને અગસ્ત્ય જોવામાં તો આજે તેના દરેક ચમકારે એક પછી એક બદલાતા રંગો દેખાય છે. એ રંગોની ખુબી આપણને આ પૃથ્વી ઉપર શોધી નહિ જડે. દૂરબીનમાંથી જોવાની તક મળે પછી તો તે રંગોની છાપ મગજમાં એવી કોતરાઇ રહેશે કે જેની આગળ બીજા રંગો જોવા નહિ ગમે. આ રીતે જ્યોતિષનો વિષય ચક્ષુ ઇન્દ્રિયના સંતોષનો અને તેની દ્વારા અત્યંત ઉમદા ને ઉપયોગી વિવિધ જ્ઞાનનો વિષય થાય છે. ઉપર કહેલી વસ્તુ નીચેના કોઠામાં પુનઃ આ વાત પ્રતીતિ સારૂ મૂકેલી છે.

### તારાઓ

ઉપર જણાવેલ તારાઓનું જ્ઞાન મહત્ત્વના જ્ઞાન ઉપરાંત જરૂરી માન્યું ને તેનાં થોડાંક કારણો અહીં દર્શાવ્યાં; પરંતુ હજી થોડીક તારાની સમજ આપવા




આ તારામંડળો, સૂર્યની ગતિ, સૂર્યના પ્રકાશમાં તારાઓનો થતો લોપ, (અદૃશ્ય થવું તે) અને દર્શન (થોડા દિન પછી પાછા દેખાવું તે), તેમજ કાળગણના ને તેની રીતો, તે સર્વ ઉપરથી હિંદુધર્મના દેવો, આખ્યાયિકાઓ તથા ઉત્સવો રચાયા છે એટલું જ નહિ, પણ ખુદ ક્રિશ્ચિયાનિટીમાં પણ તેની જબ્બર અમર ગુપ્તપણે ચાલી આવેલી છે. એટલે હવે પછી પહેલાં તકે નક્ષત્રજ્ઞાન, તારામંડળનું જ્ઞાન અને પ્રાચીન જ્યોતિષનું જ્ઞાન સર્વને આવશ્યક લાગશે તેમાં સંદેહ નથી.

**હીરાલાલ અમૃતલાલ શાહ**

[આ લેખને અનુસધાને લખાએલો 'દેવસ્વરૂપ તારાઓ'નો લેખ આવતા અંકમાં પ્રગટ થશે ]



[આ લેખમાં જયપુરની વેધશાળાના જે સમ્રાટયંત્રનું ચિત્ર આપ્યું છે એ યંત્રના ઉપયોગ આ આકૃતિ દ્વારા સમજાવ્યા છે: (૧) ય ક ઊંચાઇ આગળ માણસ ઊભો રહીને ય ચ લીટી આગળ આંખ રાખી અ ચ લીટીની દિશામાં દૃષ્ટિ નાખે તો એ લીટી એની નજરને સીધી ધ્રુવના તારા પર લઈ જાય. (૨) ડાબી બાજુએ બતાવેલા ઙ ક ગોળાકાર જેવો જ જમણી બાજુએ છે. સૂર્યના ફરવા સાથે એ બંને ગોળાકારો ઉપર વારાફરતી અ ચ ભીંતની છાયા પડતી ફરતી જાય તેમ, એ ગોળાકાર ઉપરના આંકા ઉપરથી સમયનું માપ નીકળે ]

## વિશ્વશાંતિના જહાજને ભેખડાવવા મથતું

# ઉદ્દામ રાષ્ટ્રવાદનું મોજું

ગઈ લડાઇના અંત પછી પ્રજાઓ ઉપર તીવ્ર રાષ્ટ્રવાદમાં સમાએલા ભયોની જે ઊંડી છાપ પડી હતી તેથી, અને બીજી તરફથી રશિયાના આંતરરાષ્ટ્રીય બળોના બૉલ્શેવિઝમના આગમનથી એવી માન્યતા સહેજે જ ફેલાએલી કે માનવજાતિ હવે વિશ્વબંધુત્વને માર્ગે વળી છે. અલબત્ત, આવી માન્યતા સામે અનેક નાની મોટી દલીલો થઇ શકતી છતાં એનું સ્થાન અડગ હતું એમ કહ્યા વિના તો નહિ જ ચાલે.

પરંતુ આજે લડાઇને વીત્યાં પૂરાં પંદર વર્ષ નથી થયાં ત્યાં તો દુનિયા જાણે એનો વેશ બદલી બેઠી છે. છેલ્લાં બેએક વર્ષથી માનવજાતિ જે આર્થિક ગૂંચવણોમાં સંડોવાઇ છે, તેણે જાણે વિશ્વબંધુત્વની વાતો પણ અશક્ય કરી દીધી હોય એવું જણાય છે. સામાજિક સુધારણા અને આંતરરાષ્ટ્રીય સમજૂતીને માર્ગે ચાલવાનો દાવો કરનાર રાજકીય પક્ષોની ગત વર્ષથી લગભગ બધા દેશોમાં હાર થવા લાગી છે અને એમને સ્થાને ઉદ્દામ રાષ્ટ્રવાદીઓ બેસે છે. ઈંગ્લાંમાં થએલી મજૂરપક્ષની સખત હારે દુનિયાને ઘડીભર આશ્ચર્યમાં મૂકી દીધી. અને ત્યાર પછી જેને લોકો 'જકાત યુદ્ધ' કહે છે એની શરૂઆત થઇ. થોડા જ દહાડા પહેલાં આયર્લેંડમાં ચૂંટણી થઇ ત્યાં પણ ઉદ્દામ રાષ્ટ્રવાદી દ' વૅલેરાનો વિજય થયો. હું આ લખું છું ત્યારે જર્મનીમાં રાજપ્રમુખની ચૂંટણીને અંગે ભારે પ્રચારકામ થઇ રહ્યું છે. તેમાં હિન્ડનબુર્ગ ને નાઝીઓના નેતા હિટલર વચ્ચે, ડૉ. જૅરી, જ્યૉ. ઓ. ડ્યુર્સ્ટેનું મુકુરેલ, છે. પણ કદાચ હિન્ડનબુર્ગ રાજપ્રમુખ રહે તોપણ થોડા માસમાં જ થનારી પ્રશિયાની પાર્લામેન્ટની ચૂંટણીમાં ઉદ્દામ રાષ્ટ્રવાદીઓની જ બહુમતિ થશે એમ સામાન્ય મત જણાય છે. ફ્રાંસના રાજપ્રમુખની ચૂંટણી, ત્યાર પછીનાં લવાલ અને તાર્દ્યૂનાં પ્રધાનમંડળો, બ્રાયાનો વાનપ્રસ્થાશ્રમ, આદિ બધું જ ફ્રાંસના ઉદ્દામ રાષ્ટ્રવાદની સાક્ષિની આપી રહ્યું છે. ઇટલીનો તો છેલ્લાં વર્ષોનો વિકાસ જ એના સર્વસત્તાધીશ મુસોલિનીની નીચે થયો છે ને! અને યુરોપનાં બીજાં ઘણાં નાનકડાં રાજ્યો પણ મહાજનો યેન ગતઃ સઃ પંથા। એ ન્યાયે એમને પગલે ચાલી રહ્યાં છે. અમેરિકાનું વલણ ...

વખતમાં 'તમે તમારૂં ફોડી લ્યો, પછી અમે જોઈશું' એવું થયું છે. જાપાન તો જાણે સૌથી ડગ આગળ વધી ગયું છે ને શાંગહાઈમાં લશ્કર જમા કરી રહ્યું છે. આમ બધે નજર કરનારને ઘડીભર નિરાશા થાય છે કે આંતરરાષ્ટ્રીયતાનું—રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના સ્નેહભર્યા સંબંધનું સ્વપ્ન વસ્તુતઃ કદી પણ ખરૂં થશે ખરૂં?

હા! ડૂબતાની આશા સમું એક તરણું એની નજરે પડે છે ખરૂં; અને તે પ્રજાસંઘ—'લીગ ઑફ નેશન્સ.' એના જન્મ પછી ઘણાએ એવી આશાઓ બાંધેલી કે આ બાળક અતીવ પરાક્રમી થશે અને વિશ્વશાંતિનું સ્વપ્ન સાચું પાડશે. પણ હવે તો એ બાળક પણ ઉમરલાયક થઈને કહેવા લાગ્યું જણાય છે કે મારી પાસેથી તમે બહુ વધારેપડતી શક્તિની આશા રાખો તો એમાં મારો શો દોષ? ચીન-જાપાનની લડતના સંબંધમાં એણે પોતાની અશક્તિ સંપૂર્ણતઃ જાહેર કરી અને આજે એ પ્રજાસંઘ શસ્ત્ર-સંયમન પરિષદની ભારે અઘરી પરીક્ષામાં બેઠેલો છે. જર્મની સમાન હક્ક માગે છે, ફ્રાંસ આંતરરાષ્ટ્રીય લશ્કર ઊભું કરવાની યોજના લાવે છે; આ બધા તીવ્ર મનાંતરોનું પરિણામ આગળથી કહેવાની હિંમત કોણ કરે? છતાં એટલું તો દરેક નિરીક્ષકને જણાય તેમ છે કે આશાનાં કિરણો હજુ સુધી તો નથી ફૂટ્યાં.

પણ આમ કેમ બને છે? પ્રજાસંઘમાં બેસનાર પ્રજાના પ્રતિનિધિઓ વિશ્વશાંતિ અને આંતરરાષ્ટ્રીય સહકારની કેવળ વાતો જ કરતા હશે! ના! એમ તો આપણાથી ન જ કહેવાય. તો પછી આ બધા સહૃદય પ્રયત્નો છતાં, મહાયુદ્ધ પછી આંતરરાષ્ટ્રીયતાને પંથે પડેલું જણાતું જગત આજે ફરી કેમ ઉદ્દામ રાષ્ટ્રવાદને માર્ગે ઘસડાય છે? નાવિકોનાં સ્પષ્ટ માર્ગદર્શન છતાં વિશ્વશાંતિના જહાજને ભેખડાવવા મથી રહેલું એ તોફાન કયું છે?

આ પ્રશ્ન મહા વિકટ છે. છતાં જ્યાં સુધી એનો નિકાલ નહિ થાય ત્યાં સુધી વિશ્વબંધુત્વનાં સ્વપ્નો જ રહેવાનાં છે. કેટલાક માને છે કે એક પ્રજા બીજી પ્રજાને ચૂસવાની અધર્મ્ય નીતિ જ્યાં સુધી ચાલુ રાખશે ત્યાં સુધી આંતરરાષ્ટ્રીયતાની વાતો કેવળ વાતો જ રહેવાની છે અને આજનો ઉદ્દામ રાષ્ટ્રવાદ એ જ માર્ગે ચાલે છે. એ કહે છે કે મારો દેશ પરદેશો પાસેથી ઓછામાં ઓછું ખરીદે, પણ પરદેશમાં વધારેમાં વધારે વેચે અને એ રીતે સમૃદ્ધ થાય. આ ઉદ્દામ રાષ્ટ્રવાદ સીધી લડાઈનો નહિ તો મહા અનર્થનો તો જરૂર સૂચક છે. વિશ્વબંધુત્વના હજુ તો કાચા કિનારા પર ઝપટાઈ રહેલા આ ઉદ્દામ રાષ્ટ્રવાદના મોજાને કોણ રોકશે?

દુનિયાને અજાણ્યુ એવા અહિંસાત્મક યુદ્ધને લડી દેખાડનાર હિંદ મહાત્માજી સમા સંતના નેતૃત્વ નીચે જો એ જવાબદારી નહિ સ્વીકારે તો બીજું કોણ સ્વીકારશે? ધર્મ અને નીતિને માર્ગે જ ચાલવાના એણે કોડ બાંધ્યા છે, એટલે આલમને મહાત કરી રહેલી અધર્મ્ય ચૂસક નીતિની સાથે એણે લડી લેવું રહ્યું. પોતાને આંગણેથી વહેતું દ્રવ્યઝરણું રોકવાનું જ નહિ, પરંતુ સારી દુનિયાનાં અધર્મ્ય ઝરણાંઓને અશક્ય કરવાનું હિંદે બીડું ઝડપ્યું છે. હિંદના અને ખાસ કરીને આ વાંચનાર ગુજરાતના યુવકોને, આપણા આ ધર્મયુદ્ધને રાષ્ટ્રીયતાની સંકુચિત સીમાઓમાં ન બાંધી તેનાં વિશ્વબંધુત્વને નજર સામે રાખવાની યાદ આપવા આ લખું છું.

કાર્લસરૂહ (જર્મની) — લવજી ઘોરિયા



(અનુસંધાન આગળના પાન ૨૪૮થી)

આવતી ઓલાદ ખાતર એ નવું શિખાઉપણું, નવું માબાપપણું તથા નવું શિક્ષકપણું અંગીકાર કરતો જઈ, નવાં હિંદુસ્તાનીઓનું બનેલું નવું હિંદુસ્તાન ઊભું કરી અન્યના જીવનને અજવાળી પોતાનું જીવન સફળ કરી જતા રહેશે.

ફિરોજશાહ રૂસ્તમજી મહેતા

# આદર્શ ગુજરાતી યુવાન કેવો હોવો જોઈએ?

હું યુવકને વખાણું છું કારણ હું યુવાનીનો ઉપાસક છું.
હું યુવકને સ્મરું છું કારણ એ મારામાં યુવાની લાવે છે.
હું યુવકને નમું છું કારણ એ મારા દેશની આશા છે.

જો કોઈ મને પૂછે કે આદર્શ ગુજરાતી યુવક કેવો હોય તો હું કહું કે એ ગમે એવો હોય, અતિ ધર્મિષ્ટ હોય, મહા બુદ્ધિશાળી હોય, પૂરો નીતિમાન હોય, ધારો કે ઉગતો ફિરિસ્તો યા આવતી કાલનો પયગમ્બર હોય, પણ એ બધાં પહેલાં એ 'જુવાન' તો હોવો જ જોઈએ. જેની કસરતથી કસાએલી કાઠી, કામ કરવાની તથા થાક ખમવાની અખૂટ શક્તિ અને મનોહર મર્દાનગી માગી લેવાને અન્ય જુવાનો ટળવળે એટલો જુવાન તો એ હોવો જ ઘટે.

આનંદ અને ઉલ્લાસ એ માનવ-જીવનાકાશની રંગીન વાદળીઓ છે. યૌવનકાળે એ રંગીન વાદળીઓમાં વીજળીક ઝબકારાઓ ઉત્પન્ન થઈ એ વિશેષ શોભે છે. એને જીંદગીની જરૂરિયાત કહો કે જીવનનું પોષણ કહો. આદર્શ યુવક એમાંથી પોષણ મેળવી અનુભવી તથા રસિક બને, પણ એ સદા સમજે અને સંભાળે કે આનંદ ભલે જીવન અર્થે હોય તો યે જીવન આનંદ માટે નથી. એને તો જીવનની મોટાઈનો ખ્યાલ હોય—જીવનની ફક્કડાઈનો નહિ.

તેને તન તથા મનના વિકાસ માટે, જીવનનિર્વાહ તેમજ જનસેવા માટે કાર્ય, કાર્ય ને કાર્ય પર જ અનહદ પ્રીતિ હોય. રળી ખાવા માટે કે જગત જોવા માટે, કળાવિદ્યા લેવા અને આપવા માટે તથા પરદેશમાં પોતાની જાતને અને દેશને ઝળકાવવા માટે સાત સમુદ્રની પાર જવાને એ કોઈપણ પળે તૈયાર અને તત્પર જ હોય; કારણ એના અંતરમાં ભારે હિંમત છે, હૈયે મોટી આશ છે, બાહુમાં પુષ્કળ બળ છે, ઊછળતું સાહસ છે અને શ્વાસોચ્છ્વાસમાં જગતભરના ઉચ્ચ અભિલાષ છે.

એની ચપળતા વિહ્વળતા ન હોય, એની રસવૃત્તિ વિષયવૃત્તિ ભણી વળાંક લેતી ન હોય, એની વ્યવહારબુદ્ધિ કેવળ વેપારબુદ્ધિની જ ન બનેલી હોય અને એની વિનોદબુદ્ધિ અસભ્યતાથી દૂર જ હોય. એ ટેકીલો છતાં નિરભિમાની હોય, ચંચળ છતાં સબળ હોય, શાન્ત સદ્ગુણો ધરાવવા સાથે ચપળ ગુણોથી સુસજ્જિત એવો એ નમ્ર વીર હોય.

તે સાચો સૌંદર્યપ્રેમી હોઈ સૌંદર્યનું આકર્ષણ ભોગવવા જેટલો મનુષ્ય હોય ખરો, પણ ત્યાર બાદ આકર્ષણનું સૌંદર્ય બગાડવા જેટલો પશુ તો એ ન જ બને.

આંધળું કોમીપણું અને ઝનૂની ધર્મીપણું એના ઉદાર હૈયે તલમાત્ર હોય નહિ. યુગધર્માનુસાર એ પોતાનું જીવન અને વર્તન સર્વ કોમીપણાના ભાવવાળું તેમજ સર્વદેશીય પણ રાખે જ. હું પ્રથમ હિંદીવાન છું અને પછી જ હિન્દુ, પારસી કે મુસલમાન છું, એવું મહા-અભિમાન એના રક્ત ભેગું રહેલું સદાસર્વદા એને સ્વતંત્રતા ભણી દોરવતું રહે.

આદર્શ ગુજરાતી યુવકના મનથી 'ધર્મ' એટલે અંતરનું પવિત્ર, પ્રામાણિક, 'સાદુ', રસિક, નિર્મળ કળામય, જ્ઞાની, તંદુરસ્ત, પરમાર્થી, ધગશમય સેવાકારી ઉચ્ચ જીવન. એ જ એનો ધર્મ, એ જ એની નીતિ. અને એ જ એની ભક્તિ તે દેવદહેરે પ્રકાશ શોધવા દોડશે નહિ; આત્મોન્નતિ કે જીવન-મુક્તિ કાજે હંસસ્વરૂપો કે જગદ્ગુરુઓના વગેવાડા ખોળશે નહિ; હવે પછીની સ્વર્ગની દુનિયાને ખાતર દુનિયાનું સ્વર્ગ રળી જવાનું ચૂકશે નહિ; દેવતાઓની દયા સદાયના યાચશે નહિ, પણ એ સર્વે તે સંસાર પાસેથી ક્રમેક્રમે સ્વયં શીખશે, સંપાદન કરશે અને પોતાની જીતેલી દિવ્યતાના જોર ઉપર જીવશે-ઝઝૂમશે.

આદર્શ ગુજરાતી યુવક ઈશ્વરની સૃષ્ટિમાં માનવ-મગતરૂં રહેવાને બદલે પોતાની નાનકડી સૃષ્ટિનો નબળો સબળો ઈશ્વર રહેવા—થવાનું જ અવશ્ય પસંદ કરે. ખુદાને એ માનતો છતાં સંસારમાં ઘણી વેળાએ એ ખુદા ખાતર ખુદાને બાજુએ જ રાખે, કારણકે એને પોતાનો ઈશ્વર સંભારવો છે પણ પોતાનું ઐશ્વર્ય ગુમાવવું નથી.

છેવટ, આદર્શ ગુજરાતી યુવક ચાલુ જમાનો વિચારતો રહી આવતો જમાનો વાંચશે. જો આજનો એ યુગદર્શક હશે તો આવતી કાલનો યુગસર્જક એ અત્યારથી જ થવા માંડશે, અને હવે પછીની નવી

(અનુસંધાન પાછળને પાને)

આકાશના ફલક ઉપર અંધારદેવીનાં આલેખનો સમાં વિલસતાં વિવિધમનોહર

# વાદળાં



**ડૉ. બાબુરાવ ના. વૈદ્ય** નીચે જણાવે છે તે મુજબ તેમનાં વર્ણ ને વિસ્તાર ઊંચાઈ ને આકારના પ્રમાણમાં ઋતુઋતુના ગુણધર્મ ને અસર કરાવે છે

શિયાળામાં જે ખાસ કરીને સવારે દેખાય, ઉનાળામાં બપોરે ટગલાબંધ આવીને આકાશ ભરી દે, અને ચોમાસામાં તો દિવસ આખો જેની ઘનઘોર શ્યામ ઘટાથી અંધારો થાય તથા વરસાદ પડીને કુદરતમાં લીલાલ્હેર થાય એ વાદળાંથી કોણ અજાણ્યું હશે? સૌએ એ જોયાં હોય છે.

પણ માત્ર જોયું એ જાણ નથી. એ વાદળાંઓનું તો આખું શાસ્ત્ર છે. ભડલીએ 'ભડલી-વાક્ય'માં વાદળાં તથા આખા વર્ષની ઋતુઓનું ભવિષ્ય રચ્યું છે. છતાં પણ સાધારણ રીતે આપણે વાદળાં વિષે હજી ઘણું ઓછું જાણીએ છીએ. કાલિદાસે અને એક અંગ્રેજ કવિએ રચેલાં 'મેઘ' ઉપરનાં કાવ્યોની તથા ગુજરાતી-માં 'અષાઢે પરાં વાદળાં પાસ આવે', 'આષાઢ આવ્યો ગાઢ વાદળાં છવાયાં'—એવી છૂટીછવાઈ પંક્તિઓની ઝાંખી સિવાય શાસ્ત્રીય રીતે આપણે એ વિષયમાં કશું યે કર્યું હોય એમ લાગતું નથી.

વાદળાંઓને ઓળખવાની સાચી રીત જો આવડે, એટલે કે તેનું પ્રમાણ, ઊંચાઈ, ઘટ્ટપણું, પડછાયા, રંગ ને ગતિ, તથા તેમાં થતા ફેરફારો પારખતાં શીખીએ તો એ બધાને આધારે ઋતુઓમાં થતા ફેરફારો વગેરે જાણી શકાય. નીચામાં નીચાં વાદળાં પૃથ્વીથી ૧૫૦૦ ફૂટ જેટલે ઊંચે ઝઝૂમતાં હોય છે, અને ઊંચામાં ઊંચાં ૪૦,૦૦૦ ફૂટ જેટલાં દૂર હોય છે. આછામાં આછાં વાદળાં શરબતી મલમલની ચાદરથી યે પાતળાં હોય છે, ને જંગીમાં જંગી વાદળાં મોટા ખડક જેવાં કાળાં ઘનઘોર ને નક્કર હોય છે. વળી વરાળ જેવાં હલકાં આકાશમાં તરતાં ને ઊડતાં વાદળાં પણ હોય છે.

ચોમાસાના દિવસોમાં આકાશમાંનાં વાદળાં ગળતાં જાય છે અને વરાળ કે ધુમાડા જેવાં પાતળાં બની પોતાની ઉપરનાં ઘનશ્યામ ઘટાવાળાં વાદળાંની નીચે આની તરલ ગતિએ પસાર થતાં દેખાય છે. તે વાદળાં વરસીને પૃથ્વી પરનાં જળાશયો, ખેતરો, વાડીઓ અને બાગોને સજલ અને લીલાંછમ કરી શાન્તિ પ્રસરાવે છે. એ વૃષ્ટિનું પાણી પૃથ્વીપટમાં પ્રવાહ રૂપે અને આન્તર પ્રવાહ રૂપે વહીને કુવા, નદીઓ ને ઝરણાં બને છે; અને સપાટ ભૂમિપટ ઉપર ટકતું પાણી ખેતરો, વાડીઓ, બગીચા વગેરેને પોષણ આપે છે. એ વૃષ્ટિનાં પાણી ઢાળવાળી ભૂમિમાં ધસતાં પૂર અને મોટી નદીઓ બની સમુદ્રને મળે છે; કોઈકોઈ સ્થળે તળાવો ભરે છે, કોઈકોઈ સ્થળે અદ્ભુત ધોધવા રચે છે.

મુંબઈ જતાં પ્રભાતના પહોરમાં રેલવેના ડબાની બારીમાંથી કુદરત નિહાળવા દૃષ્ટિ નાખીએ, તો લીલી હરિયાળી ટેકરીઓ પાછળ સૂર્યનો ઝાંખો પ્રકાશ દેખાય અને બધી ટેકરીઓની તળેટીમાં જાણે રાંધવા સારૂ ચૂલા જગાવ્યા હોય કે તાપણાં કર્યાં હોય તેમ ધુમાડાના ગોટેગોટ ધીરેધીરે ઊંચે ચડતા ને ટેકરીઓની ટોચને ઢાંકી દેતા જણાય. આ બધાં સવારે બનતા વરાળના આછાં વાદળાં હોય છે, અને તે ધીરેધીરે ઊંચે આકાશમાં ગતિ કરતાં જણાય છે. બીજાં તેની પાછળપાછળ તૈયાર થતા ને ઉપર આવતાં પણ દેખાય છે.

કોઈવાર ગિરનાર, આબુ કે પાવાગઢ ગયેલાને કે તેની આસપાસના પ્રદેશમાં વસનારાઓને વાદળાંનું નીચલું દૃશ્ય જોવાનું તો અનેકવાર મળતું હશે. ગિરનાર ઉપર ચડતી વેળા જો વાદળાં હોય તો તે વખતે ગિરનારની ટોચ દૃષ્ટિગોચર થતી નથી; અને આડાં દેખાતાં વાદળાં પાછળ જાણે કશું ન જ હોય એવો ખ્યાલ થાય છે. પણ અમુક ટૂંકો ચડ્યા પછી જેમ જેમ એ વાદળાંના પડની નજદીક આપણે આવતા જઈએ તેમતેમ આપણી દૃષ્ટિ રૂંધાતી જાય છે, અને બરાબર એ વાદળના ઘેરાવમાં આવેલી કોઈ ટૂંક ઉપર આપણે આવીએ ત્યારે તો આપણી આજુબાજુ જોવાની મહેનત કરીએ તોપણ કશું દેખાતું નથી અને આપણે વરાળ કે ધુમ્મસમાંથી પસાર થતા હોઈએ એવો ભાસ થાય છે. આમ દસપંદર કદમથી દૂર આપણે કંઈ પણ



૧ રેસાદાર વાદળી (White Cirrus) [illegible] દેખાય છે.



૧ બ પક્ષવાદળી-(Cirrus Cumulus) [illegible] દેખાય છે.



૨ ચાસવાદળી.(Cirro-Cumulus Clouds) [illegible] રેસાદાર વાદળી તૂટીને બનેલું. [illegible] દેખાય



૨ બ ચંદરવા વાદળી (Cirro-Stratus) [illegible] આકાશમાં ચંદરવાની જેમ છવાઈ રહે છે.

દેખી શકતા નથી ત્યારે આપણી ખાત્રી થાય છે કે આપણે વાદળાંમાંથી પસાર થઈએ છીએ; બલ્કે વાદળાં આપણને વીંધીને પસાર થાય છે. આ અનુભવ કરતા કરતા જરા ઊંચે ચડીએ તથા વાદળાંને વટી જઈને પછી આપણા પગ નીચેના પ્રદેશમાં નજર કરીએ તો કશું પણ દેખાતું નથી, અને જાણે વાદળાંના જથ્થાબંધ રહેલા તંતુ ઉપર આપણે ચડી બેઠા હોઈએ એવું ભાન થાય છે. ત્યારે આપણને ખાત્રી થાય છે કે એ વાદળાંનું ઝુંડ પસાર કરીને આપણે તેથી ઊંચે ચડ્યા છીએ. હવે એ પ્રદેશ ઉપરની બધી ટૂંકો અને પર્વતની રોચ જે પ્રથમ અદૃશ્ય હતી તે બધી ચોખ્ખી દેખાય છે. આમ *થતાં કુદરતની તાજગી અને ભવ્યતા માટે અત્યંત* માનની લાગણી થાય છે, પણ ઉપરનાં બીજાં દૃશ્યો જોતામાં એ પાછું બધું વિસરી જવાય છે.

આ જ વાદળાં શિયાળામાં ઝાકળિયો વરસાદ લાવી શિયાળુ પાકને પોષણ આપે છે. ઉનાળાની ગરમીથી વરાળ રૂપે બનનાં વાદળાંના ગોટેગોટ ઊંચે ચડીને આકાશને ઘેરી લે છે, અને ચોમાસામાં વાદળાંની ઘનશ્યામ મેઘઘટા આકાશને છવરાવી દે છે. ચોમાસામાં તે વરસાદ રૂપે પડી, અને ઉનાળામાં પાછાં વાદળાં બની, પાણીનો પ્રવાહ આકાશથી પૃથ્વીપર અને પૃથ્વીથી પાછું આકાશમાં ચક્કર માર્યા કરે છે અને પશુ, પક્ષી, માનવ, વનસ્પતિ એ બધાનો જીવનરસ બની તેમને અનંત ચેતન આપ્યાં કરે છે.

## ઊંચામાં ઊંચાં વાદળાં

સૌથી ઊંચામાં ઊંચાં વાદળાં ત્રીસથી ચાળીસ હજાર ફૂટ જેટલાં ઊંચે હોય છે. તેને Cirrus (સિરસ) કહે છે. આ વાદળાં લાંબાલાંબા આછા રેસાવાળાં (જુઓ ચિત્ર નં.૧), અથવા વાળના સફેદ ગુચ્છા જેવાં અથવા આખા યે વાદળાં આછી શરબતી મલમલની ચાદર છવરાઈ હોય તેવાં હોય છે, અને સૂર્ય કે ચંદ્રના પ્રકાશ વડે જ તે વાદળાં છે એવું ભાન થઈ શકે તેટલાં પાતળાં હોય છે. જુઓ ચિ. નં. ૨–ચંદરવા વાદળી.

એનાથી જરા નીચાં રહેનારાં વાદળાં વીસથી છવ્વીસ હજાર ફૂટ જેટલાં ઊંચે હોય છે, અને તે Cirro Cumulus (સિરો ક્યુમ્યુલસ)–પટ્ટા વાદળાં કહેવાય છે. (જુઓ ચિત્ર ૧ બ). ઉપર બતાવેલાં રેસાવાદળાંમાંથી જ આ વાદળાં બને છે અને ખાસ કરીને સવારે

અથવા સાંજે તેના આકારોમાં ફેરફાર જોવામાં આવે છે. આવાં વાદળાંને કાઠિયાવાડમાં 'આકાશમાં ચણા વાવ્યા' કહે છે, કેમકે તેનો દેખાવ ખેતરમાં વાવેલા ચણાના છોડ દૂરથી જેવા દેખાય તેવો કંઇક થાય છે, અને રૂનાં નાનાંનાનાં પુમડાં 'ચાસ'ના આકારમાં ગોઠવ્યાં હોય તેમ એ માલૂમ પડે છે.

ચિત્ર નં. ૨ માં રેસાદાર વાદળાંમાંથી કટકાકટકા થઇને ગોઠવાઇ ગએલાં જે તેતરવર્ણાં વાદળાં માલૂમ પડે છે તેને પણ (Cirro-Cumulus clouds) (સિરો કયુમ્યુલસ ક્લાઉડ્ઝ) કહે છે. તે તથા ઉપરનાં ચણા વાવ્યા માફક થઇ ગએલાં વાદળાંને ઠંડીનાં વાદળાં તરીકે ઓળખવામાં આવે છે. ખાસ કરીને કાર્તિકથી ફાગણ માસ સુધીમાં તે દેખાય છે અને એ વાદળાં ફાટે ત્યારે ટાઢ પડે એમ લોકો અનુભવથી કહે છે.

**મધ્યમ ઊંચાઇનાં વાદળાં**

એથી જરા નીચેનાં, તેરથી વીસ હજાર ફૂટ ઊંચેનાં મધ્યમ ઊંચાઇવાળાં મોટા ચાસનાં વાદળાં Alto-cumulus (આલ્ટો કયુમ્યુલસ) તરીકે ઓળખાય છે. આ વાદળાંના ખોળ ખોટા જરા મોટા હોય છે અને તે મોટે ભાગે સફેદ તથા જરા વધારે ઘટ્ટ હોવાથી શ્યામ, કાંઈક છાયાવાળાં દેખાય છે. તેની હારોની હારો આડીઊભી ગોઠવાએલી તથા પવનની લહરીઓને અનુકૂળ લહેરિયાં ધારણ કરતી દેખાય છે. એ વાદળાં કયારેક તો એકબીજાની એટલાં નજીક હોય છે કે તે એકમેકને જડી દીધેલાં લાગે છે.

આ પ્રકારનાં વાદળાંની મોટીમોટી, લાંબીલાંબી લહેરિયાંવાળી પ્રણીઓ પણ થાય છે; અથવા ઠંડીના વખતમાં કોઇ વાર સાંજે તેના કટકાકટકા થઇ, આકાશનાં ખેતરોમાં જાણે મોટામોટા છોડવા ઊભા હોય તેમ, સફેદ ખારેતા જેવાં એ હારેહાર ખેતરના ચાસ માફક ગોઠવાઇ ગએલાં દેખાય છે. (ચિત્ર નં. ૩) સવારે સૂર્યની ગરમી લાગતાં જ પાછા એ વાદળાં એકમેકને મળીને ભળી જઇ એકરસ બની જતાં દેખાય છે.

જ્યારે સૂર્ય પાછળના ભાગમાં હોય ત્યારે આ વાદળાંની કિનારી રૂપેરી દેખાય છે, અને સૂર્ય તેની પાછળ હોવાથી છાયાને લીધે તે કાળાં દેખાય છે. પણ જ્યારે સૂર્ય તેની સામે હોય અને સૂર્યનો પ્રકાશ તેના ઉપર પડતો હોય ત્યારે તે રૂના મોટામોટા ઢગલા



૩. મોટા ચાસનું વાદળ (Alto-Cumulus Clouds) ઉંચા ... આકાશમાં ... મોટા ટુકડાથી તે ઓળખાય.



૪. જાડાં વાદળ (Alto-Cumulus Lenticularis)— સૂર્યાસ્ત વખતે ...



૫. નાનાં ચાસવાળાં (Small Cumulus Clouds) ...



૬. ... (Alto-Stratus) પૃથ્વીથી ... હજાર ફૂટ ઉંચે ...



૬. ધોળાં વાદળીઓને (Strato-Cumulus) સૂર્યોદય વેળા રાતીપીળી રૂની પૂણીઓ આકાશમાં ચમકતી દેખાય છે.



૬ અ. હવા થોડીક ઘટી જાય તેમ ફેરફાર પામીને આકાશ આવું રૂપ ધારણ કરે છે.



૭. ખડાઉ વાદળ (Cumulus Clouds) મોટા ડુંગરાઓના જેવા આકારવાળાં ખડક જેવાં લાગે છે. તેથી ખડા કે ખડાઉ તરીકે ઓળખાય છે.



૭ બ. છુટી ખડા (Isolated Cumulus) સ્વચ્છ આકાશમાં પણ આ વાદળું વરતું દેખાય ને કોઈવાર તોફાન પણ મચાવે છે.

જેવાં, એકર્ણીન ઉપર ગોઠવાએલા સફેદ બરફના ઉતરતા ખડક જેવાં, ઉનાળાના દિવસોમાં (જેઠ તથા અષાડ માસમાં) દેખાય છે. (જુઓ ચિત્ર નં. ૪)

આના કરતાં વધુ નીચાં, ઘેરાં, ધટ્ટ, ભૂરાં કે વાદળી રંગનાં વાદળાં Alto stratus આલ્ટો સ્ટ્રેટસ કહેવાય છે. તે પૃથ્વીથી દસથી વીસ હજાર ફૂટ ઊંચાં હોય છે. ઉપરાઉપર થરની જેમ તે ગોઠવાએલાં હોય છે, તેથી સૂર્યની આસપાસ મેઘધનુષ્યના વિવિધ રંગોની રંગોળી આ વાદળાં ચીતરે છે. આ જાતનાં વાદળાં પોષથી ચૈત્ર કે વૈશાખ સુધીમાં ખાસ દેખાય છે. કોઈવાર માગશરમાં પણ દેખાય છે. (જુઓ ચિત્ર નં. ૫)

### છેક નીચાં વાદળાં

ઘનઘટ્ટ, મોટાં અને લાંબાં, આછા આસમાની રંગનાં, આખા આકાશને છવરાવી દેતાં વાદળાં Strato cumulus (સ્ટ્રેટો ક્યુમ્યુલસ) પૃથ્વીથી લગભગ તેર હજાર ફૂટ ઊંચે હોય છે. (જુઓ ચિત્ર નં. ૬ તથા ૬ અ) ઠંડી હોય ત્યારે કે રાત્રે તે આકાશમાં ગોઠવાએલાં હોય છે. અતિશય ઠંડીમાં તો લાંબીલાંબી પૂણીઓની થપ્પીઓ માફક તેમના થરના થર આખા આકાશમાં ગોઠવાએલા લાગે છે, અને સવારે નાના નાના ગોટા ઊંચે ચઢીને મોટામોટા નક્કર ગોટા બની ચપટી બેસણીવાળા બરફના ડુંગરાના ઢગલા જેવા બની આકાશમાં તે તરતા દેખાય છે. ચૈત્રથી શ્રાવણ ભાદરવા સુધી આકાશમાં આ દૃશ્ય નજરે પડે છે.

મોટાં ગોળ માથાંવાળા, ચપટી બેસણીવાળા ઢગલા ઊંચા નીચા છતાં એકસાથે હારદોર એક સરખી ગતિએ સરતા માલૂમ પડે છે, અને ધ્યાનપૂર્વક નિરીક્ષણ કરનારને તેના આકારમાં ફેરફાર થતા દેખાય છે. આ Cumulus ક્યુમ્યુલસ નામનાં વાદળાં પૃથ્વીથી ફક્ત ત્રણથી દસ હજાર ફૂટ ઊંચાં હોય છે, અને તેને આપણે 'ખડા' કે 'ખડાઉ અથવા ખડાયું' (એટલે ખડાઓ-ખડકો) કહીએ છીએ. આ વાદળાં આંખે અંજાઇ જવાય એવાં તેજવાળાં, અને જો સૂર્ય તેની પાછળ હોય તો કાળાં ડિબ્બાણ અને રૂપેરી કે સોનેરી કિનારીવાળાં દેખાય છે. (જુઓ ચિત્ર નં. ૭) વૈશાખથી ભાદરવા મહિના સુધીમાં આ વાદળાં ખાસ દેખાય છે. ચિત્ર નં. ૭ બમાં આવી એક છૂટી ખડા બતાવી છે.

જ્યારે તેના બહુ મોટામોટા ઢગલા બંધાઈબંધાઈને

ઘનઘટ્ટ થતા જાય છે ત્યારે તે કાળાં ભમ્મર જેવાં લાગે છે. આ વાદળાંના નીચેના ભાગો પીગળવાથી તેની નીચે આછા ધુમ્મસ જેવા વરાળના બાચકા તરલ ગતિએ દોડતા દેખાય છે. આકાશમાં આ રીતે નીચે સરતાં વાદળાં કોઇવાર વરસાદ રૂપે કે કોઇવાર બરફ કે કરા રૂપે પૃથ્વી પર પડે છે. આ વાદળાં તો પૃથ્વીથી ફક્ત દોઢથી પાંચ હજાર ફૂટ જ ઊંચે હોય છે. એને અંગ્રેજી પરિભાષામાં Cumulo Nimbus (ક્યુમ્યુલો નિમ્બસ) કહે છે. આ પ્રમાણે બનતાં વાદળાં વરસાદનાં વાદળાં—મેઘવાદળ કહેવાય છે. (ચિત્ર નં. ૮)



૮. મેઘ વાદળ (Cumulo-Nimbus) વરસાદ વરસાવનારાં આ વાદળ પૃથ્વીથી ૨૫૦૦ થી ૫૦૦૦ ફીટ ઊંચે હોય છે.

ચારે દિશાએ આકાશ વાદળાંથી છવાઇ રહ્યું હોય, બફારો અતિશય થતો હોય અને પવનની એક પણ લહરી લીમડાનાં પાન જેવાંને પણ જરા યે ચલાયમાન કરતી ન હોય, ત્યારે એકાએક ઠંડી લહરી અને મીઠી વાસવાળો પૃથ્વીનો સુગંધ મ્હેકી ઊઠે છે; તે વેળા આકાશ તરફ દૃષ્ટિ કરતાં ઉપર વર્ણવેલાં વાદળાં જાણે 'પાણી ભરવા જતાં' હોય તેમ જણાય છે; અને પછી જાણે એ પાણી ભરી લાવી ઠાલવતાં હોય તેમ ધોધમાર વરસાદ પાડીને અકળાએલી પૃથ્વીને અને પશુ, પક્ષી, માનવ, વૃક્ષાદિ સૃષ્ટિને શાન્તિમાં લીન કરી દે છે.

ક્યારેક આ વાદળાં મોટી બધી એરણનો આકાર, કે કોઇવાર તળાવને કાંઠે આવેલા ગામડાનો દેખાવ ધારણ કરે છે. ક્યારેક વળી સાત સૂંઢવાળા સ્વર્ગીય ઐરાવત હાથી જેવી અનેક સુંદર અને ભવ્ય આકૃતિઓ ધારણ કરે છે. સંધ્યાકાળે આ વાદળાંના ચિત્રવિચિત્ર રંગો આકાશને રંગીને કલ્પનાને પણ તેનો રંગ ચઢાવે છે.

વર્ષાઋતુમાં જ્યારે વૃષ્ટિ થવાની હોય ત્યારે જ આ જાતનાં વાદળાં થાય છે, અને એ ઋતુમાં ઉષા કરતાં સંધ્યા વધારે રમણીય હોય છે. આ વાદળાં અનેરા રંગો ધારણ કરી કવિની કલ્પનાને તથા ચિત્રકારની પીંછીને પણ કસોટીએ ચડાવે એવાં અદ્ભુત અને આહ્લાદ આપનારાં ચિત્રો આકાશપટમાં ખડાં કરે છે.

વર્ષાઋતુમાં વાદળાંનું ખાસ માહાત્મ્ય છે. વાદળાંથી ઢંકાએલા ચંદ્રની આસપાસ કૂંડાળું દેખી ચંદ્રમાં જળનો ભાસ થાય છે અને સાયંકાળનાં રંગબેરંગી વાદળાં દેખીને ગાનક માફક રાહ જોઇ રહેલા ખેડૂતો ખુશખુશ



૯. વર્ષા વાદળી (Nimbus "Rain Clouds") આખા આકાશમાં એક સરખું છવાઈ રહે છે. ક્યારેક કોઈ સ્થળે ડુંગરોની છાયા પડતાં આ આકાશ ઝાંખું બની રહે છે.

બની જાય છે. એક કાઠિયાવાડી કહેવત છે કે 'આથુ રાતો ને ઉગણી ગાતો' એટલે કે આકાશમાં રાતાં ને રંગીન વાદળાં જુએ છે ત્યારે સારા વરસાદની અને સારા પાકની આશા બંધાવાથી ખેડૂત આનંદમાં મ્હાલે છે.

ઉપર વર્ણન કરેલાં વાદળાંમાંથી ગળીને નીચે ઊતરતાં જે વાદળાં સરલતાથી સરતાં દેખાય છે તે વરસાદના ઊભાઊભા શેરડા પાડી પૃથ્વીપટ ઉપર પાણી રૂપે પાછાં ઉતરે છે. આ વાદળાં પૃથ્વીથી દોઢથી ચાર હજાર જ ફૂટ ઊંચાં હોય છે અને તેને Nimbus (નિમ્બસ–વર્ષાવાદળાં) કહે છે. તે ખાસ વરસાદનાં જ વાદળાં કહેવાય છે. (જુઓ ચિત્ર નં. ૯) ઉપરાં થઇ વાદળાંની નીચે દોડતાં ને વરસતાં આ વાદળાં તો સૌકોઇએ ચોમાસામાં જોયાં હશે. એ પાછાં પાણી રૂપે પૃથ્વી ઉપર આવ્યાં જાણીને કુદરતનાં બધાં પ્રાણી —પશુ, પંખી, વૃક્ષ વેલાદિ, સમુદ્ર, તળાવ, નદીઓ અને ઝરણાં નૂતન ઉલ્લાસ ધારણ કરે છે ને અવનવા સૌંદર્યશણગાર સજી હસતાં ને ઝૂલતાં દેખાય છે.



# ફોટોગ્રાફીથી ચિત્ર-સંયોજન

આ સાથે ઉપર બતાવેલા બે ફોટોગ્રાફોની યોગ્ય મેળવણીથી જે નીચેનું ચિત્ર તૈયાર કરવામાં આવ્યું છે તે જોઈને કોઈપણ વિચારી શકશે કે જુદાજુદા ફોટોગ્રાફોને યુક્તિથી સંયોજિત કરીને એક સુંદર ચિત્ર તરીકે રજુ કરી શકાય. આ ચિત્ર તૈયાર કરનાર ભાઈ રઘાભાઈ પરમારે તેની રીત નીચે આપી છે:

મુખ્ય ફોટોગ્રાફની નેગેટિવને એન્લાર્જિંગ કેમેરામાં મૂકીને જોઈતા માપ પર ફોકસ ગોઠવી, ચપ્પુથી કાપી શકાય એવા પોસ્ટ કાર્ડ જેટલા જાડા એક પૂઠા પર, જેટલો ભાગ લેવાનો હોય તેટલી આઉટલાઇન દોરી લેવી, અને તે લાઈન પ્રમાણે પૂઠું ચોક્કસાઈથી કાપી નાખવું. પછી એન્લાર્જરમાંથી ફોકસ થતા ચિત્રમાંના કાઢી નાખવાના ભાગ પર, તેટલા ભાગપુરતો પેલા પોસ્ટકાર્ડનો બચેલો ટુકડો ઢાંકી દેવો અને બાકી રહેલો લેવાનો ભાગ બ્રોમાઇડ કાગળ પર પ્રકાશિત કરી લેવો. પછી એ પ્રકાશિત થએલા ભાગ પર તેના માપનો અગાઉ વેતરી રાખેલો ટુકડો ઢાંકી દેવો. હવે ઉપરની નેગેટિવ ખેંચી લઈ, જે આકાશ, ઝાડ કે પાંદડાં નાખવાં હોય તેની નેગેટિવ મૂકી, બ્રોમાઇડ કાગળ પરના પ્રકાશ લાગ્યા વિનાના ભાગ પરનો ટુકડો ઉપાડી લેવો અને તેના પર જોઈતા દૃશ્યની છાપ પડવા દેવી. બંને સમયે પ્રકાશ આપવાનો વખત પહેલાં પ્રયોગથી નક્કી કરી રાખવો; જેથી કાગળ ડેવેલપ થતાં બંને પ્લેટોની ધારેલી છાપ એક સાથે પ્રકટ થશે. બંને વખત પ્રકાશ આપતી વેળા ઢાંકેલા પૂઠાને જરાજરા હલાવવાથી ચિત્રમાં સાંધ જણાશે નહિ.





આ બંને ફોટોગ્રાફોમાંના જોઈતા ભાગ સંયોજિત કરી નીચેનું ચિત્ર ઉપજાવ્યું છે.






તરુણ ગુજરાતને પાંખો તો ક્યારની પ્રગટી છે. શ્રી પુરુષોત્તમ કબાડીએ પહેલા ગુજરાતી વિમાની તરીકે નામ કાઢ્યું ત્યારથી ગુજરાતે વાયુયાનના ગણેશ માંડ્યા. તે પછી ભલે છૂટાંછવાયાં પણ ગુજરાતનાં યુવાન નરનારીઓએ એ ક્ષેત્રમાં પાંખો ફફડાવી છે.

પણ આ ઉપર પ્રકટ કરેલા શ્રી મનસુખલાલ ક. પારેખના ફોટોગ્રાફ તો એક વિશિષ્ટ કારણને લીધે અમે વાચકો આગળ રજૂ કરીએ છીએ. એ ચિત્રોમાં બતાવેલું એરોપ્લેન એમણે પોતે જ બનાવ્યું છે, અને એ બનાવવાની પ્રેરણા એમને 'કુમાર'માંથી મળી છે. શતાંક જેવી મંગલ અવધે પહોંચતા 'કુમાર'ના અંકમાં 'કુમાર'ની જ પ્રેરણાથી આપબળે આટલી સિદ્ધિ મેળવનાર યુવાનની પ્રગતિનો આંક મંડાય એ એક શુભગ અને વિરલ યોગ ગણાય. એમના પત્રમાંનો નીચલો ઉતારો એમના પ્રયત્નની રસદાયક હકીકતો આપશે:

"આજથી દોઢેક વર્ષ પહેલાં 'કુમાર'માં એક કાગળમાંથી નાનું હવામાં તરતું થઇ જાય તેવું એરોપ્લેન બનાવવાનો પ્લેન આવેલો. તે પ્રમાણે મેં બનાવ્યું. સરસ ઊડતું હતું. મને વિચાર થયો કે તેથી જરા મોટું અને વધારે વખત હવામાં રહી શકે તેવું કાં ન બનાવવું? મેં બનાવ્યું અને તે પણ સરસ ઊડ્યું. ત્યાર બાદ બાર ફૂટ લાંબી પાંખનું એક એરોપ્લેન બનાવ્યું, અને તેની અંદર એક નાનું મોટર સાઇકલનું એન્જીન તેને ગતિ આપવા મૂક્યું. પછી જાડું દોરડું બાંધી તેને ઉડાડ્યું અને હું ફતેહમંદ થયો. હવે, મેં એક મોટું એક માણસ બેસી શકે તેવડું એરોપ્લેન બનાવવાનું શરૂ કર્યું છે. જેમાં આગળનો પંખો (Propeller) અને એક ૩૫ ઘોડાબળનું એન્જીન બંને અમેરિકાની બનાવટનાં નાખ્યાં છે. બાકીનું બધું મેં મારા હાથે ઘડી બનાવ્યું છે. આ મશિન લગભગ તૈયાર થઇ ગયું છે. વીસેક દિવસ પછી હું તેની try કરી શકીશ, અને મને આશા છે કે તે જરૂર ઊડશે. આ આખો માસ હું કરાંચી એરોપ્લેન ચલાવતાં શીખવા રહ્યો હતો અને તે મેં શીખી લીધું છે. આ સાથે એ મારા પ્લેનના ફોટો મોકલું છું અને જ્યારે ઊડીશ ત્યારના ફોટો પણ હું આપને મોકલીશ. કહો આ 'કુમાર'ની જ પ્રેરણાનું પરિણામ ના?"

# ત્રણ ઈનામી હરીફાઈઓનાં પરિણામ

## ફોટોગ્રાફી હરીફાઇનું પરિણામ

આ હરીફાઇ માટે યોગ્ય જણાય એવા ફોટોગ્રાફો ચાલુ મળતા રહે છે તેથી તેની સાર્થકતા સિદ્ધ થાય છે. અનેક વિદ્યાર્થીઓ જીવનમાં નવું દૃષ્ટિબિંદુ શોધી કોઇ ઇતર સાધનોથી ન જ મળે એવું પ્રત્યક્ષ જ્ઞાન મેળવી રહ્યા છે અને અમને દૃઢ શ્રદ્ધા છે કે જતે દહાડે ફોટોગ્રાફી તરફ ઉદાસી રહેતા માણસો પણ તેની કિંમત પિછાન્યા વિના નહિ રહે. કુદરત માનવી અને ઇતર જીવસૃષ્ટિની અજબ લીલાઓ નીરખતાં કોઇ વિરામ્યું નથી, તેમજ ફોટોગ્રાફીનો વિષય તે બધાની નોંધ લેતાં અંત પામવાનો નથી; એટલે ફોટોગ્રાફી કરનારને તેમજ જોનારને આ વિષયમાં અનંત અખૂટ રસ મળ્યા જ કરવાનો.

વસો હાઇસ્કૂલમાંથી ભાઇ કાન્તિલાલ પટેલના 'બાલ ચિત્રલેખા'ના ચિત્રમાં અનેક ગુણો છે. ઠંડા પ્રદેશમાં કૅમેરાથી આટલું સ્વાભાવિક અને સ્પષ્ટ ચિત્ર લેવાનું મુશ્કેલ છે; છતાં આ ચિત્રમાં પાત્રની એકાગ્રતા, શરીરની સહજ શિથિલતા અને બાલજીવનની સરળતા એટલાં સરસ સચવાયાં છે કે આથી વિશેષની આશા ન જ રાખી શકીએ. બીજું ચિત્ર ભાઇ દર્પદ પંડ્યાએ મામૂલી કિંમતના કૅમેરાથી ઉપજાવ્યું છે તે જાણી સાનંદાશ્ચર્ય થાય છે. ૧×૧॥ ઇંચનાં ૧૬ ચિત્રો પાડતો બેબી ડૅર્વાર કૅમેરા અને કોડાકની વેરીક્રોમ ફિલ્મ (રંગો પાત્રની પેરાશ સાચવે એવી)થી કેવાં પરિણામો શક્ય છે તેનું એ સુંદર દૃષ્ટાંત છે. બાળકોનું ચિત્તમનોહર સૌંદર્ય કૅમેરા વડે









ઉપરનું ચિત્ર : ડાબી બાજુએ-'નર્મદાતટે સંધ્યા'; ફોટો, હર્ષદ પડયા, અમદાવાદ. જમણી બાજુ-'બાલ ચિત્રલેખા'; ફોટો, કાંતિલાલ પરેલ, વસો; બાજુનું ચિત્ર : મથાળે-'હવે તો પૂરૂં કરીને જ સૂવું છે'; ફોટો, ભાઉ કાલેલકર, મુંબાઈ; નીચે-'બાલારામનું મંદિર'; ફોટો, નટવરલાલ ગાંધી, સિદ્ધપુર.

પકડવાનો યોગ્ય સમય સંધ્યા જ છે. એ સમયે લાલ, પીળા કે સોનેરી રંગો પ્રધાન હોય છે એટલે રંગ ધારણ ન કરી શકે તેવી ફિલ્મોનાં ચિત્રો નિષ્ફળ નીવડે છે. ત્રીજું ઇનામ લેનાર ભાઉ કાલેલકરે રોજના જીવનમાંથી પ્રસંગ પકડી સુંદર ચિત્ર ઉપજાવ્યું છે. આવા ચિત્રમાં પાત્ર ને પ્રકાશની યોજના સાચવવાનાં ન આવડે તો તે નકામું નીવડે છે. ભાઉના ચિત્રમાં બાળકની રમણીય ગંભીરતા અને રસમયતા આકર્ષક બન્યા છે પછીનું ચિત્ર ગુજરાતના એક સુપ્રસિદ્ધ શીતળ સ્થળનું છે. પાલણપુર પાસે બાલારામનું સ્થળ તેના સૃષ્ટિસૌંદર્યે અને એકાંત શાંતિ માટે ઘણાને ખેંચી રહ્યું છે. ત્યાંના મંદિરના ઉઠાવદાર ફોટોગ્રાફ દ્વારા આપણને તેની ઝાંખી કરાવનાર સિદ્ધપુરવાળા ભાઇ નટવરલાલને એટલી જ સૂચના કરવાની કે સ્થળને યોગ્ય પાત્રની હાજરી સાથે ઉતારી હોત તો ચિત્રનું Romance-અદ્ભુતતા વધી જાત. સારી ફોટોગ્રાફી તેમને હાથ ચડી છે એટલે ભવિષ્યમાં વધુ સારાં ચિત્રો આપી શકશે એમ આશા છે.

નોંધપાત્ર ફોટોગ્રાફોમાં કુમારી હીરા કોઠારી (મુંબાઇ)નું 'ખંડિયેરો' મહેલું સ્થાન ખેંચે છે. ચિત્રના આગલા ભાગમાં વધારે જોરદાર છાયાઓની ખામી રહી ગઇ છે ને આકર્ષક વસ્તુઓ એક જ બાજુ ભેગી નાખી દેતી જણાય છે. 'ડોકિયું' નામનું સિદ્ધપુરના ભાઇ તુલસીદાસે પાડેલું ચિત્ર પ્રાચીન દેવાલયની ખાલી દેખાતી બેઠક અને પાછળનાં વિગત વિનાનાં એકલા



ને ત્યાં સામે ઘન નભ ચડચે તેહ સંગે મિયાને,
જીવ્યાદોરી શી સ્વકુશળની કહાવવા વાત ઇચ્છી;
યક્ષે એને નવ ગિરિફૂલે માનસી અર્ધ્ય આપ્યો,
પ્રીતે પ્રીતિભર વચનથી ઉચ્ચર્યો આવકાર.

(મેઘદૂત : કવિ નાનાલાલના અનુવાદ)

ચિત્રકાર • સ્વ. જગનાદાસ સંપત

સ્વ. જગનાદાસ સંપતની કળા ખીલી ન ખીલી ત્યાં તો કાળે એ રત્ન ઝડપી લીધું કચ્છ માંડવીના વતની આ જુવાને થોડા જ વખતમાં તેના સુંદર માનસની ખાત્રી કરી આપી હતી. તે મુંબઇની સરકારી ચિત્રશાળાના ત્રીજા વર્ષના વર્ગમાં અભ્યાસ કરતા. અવિશ્રાંત મહેનત, હઠાગ્રહ અને નિરભિમાનિતાથી તેમણે મિત્રો અને ગુરુઓનાં દિલ જીતી લીધાં હતાં. તેમની કલા લાગણીની ભિનાશવાળી હતી, અને પરિપાકના દિવસો ગયા હોત તો તે ઉત્કૃષ્ટ પ્રકારનું સ્થાન જરૂર પામત. તેમની સાદાઇ, કલામસ્ત જીવન અને સ્નેહાર્દ્રતાએ તેમના મિત્રો તથા મુરબ્બીઓને શોકસ્મૃતિમાં ડુબાવી દીધા છે 'બાંહ્ય ચડાવેલું ખાદીનું ખમીસ પહેરેલો, લગભગ ઉઘાડા કોલર અને મોટા ઝુલતા વાળ વાળો આ જુવાન હાથમાં એકાદ સ્કેચબુક સાથે કોઈ વખત બગીચાઓમાં તો કોઈ વખત પુરાણાં મંદિરોની ગિરદીમાંથી પસાર થતો દેખાતો ને સૌને વિચિત્ર જેવો લાગતો' એવું તેમના એક સ્નેહીએ તેમનું વર્ણન કર્યું છે. કલાની ધગશવાળા આ જુવાનની સ્મૃતિ રૂપ આ ચિત્ર 'કુમાર' માટે શ્રી ત્રિભુવન ગૌરીશંકર વ્યાસના સૌજન્યથી અમે અહીં આપી શક્યા એટલો કરુણ સંતોષ લઇએ છીએ. આ ચિત્ર એમની છેવટની કૃતિ હતું એમ શ્રી ત્રિભુવનભાઈ જણાવે છે; અને ખરેખર, તેમનાં બીજાં ચિત્રો કરતાં આમાં હાથની સ્થિરતા ને સુરેખતા તથા રંગની મિલાવટ વધારે ચડિયાતી દેખાય છે.



## કૃષ્ણાર્જુન

ચિત્રકાર : રવીન્દ્રનાથ દત્ત

કૃષ્ણ-ગીતા શ્રવણ કરી રહેલા અર્જુનનું કપરું સાદું છતાં ભાવયુક્ત ચિત્ર દોરનાર શ્રીયુત રવીન્દ્રનાથ દત્ત પોતે હજુ તો કુમારવય વટાવી યુવાને ઉંબરે પગ મૂકે છે એટલામાં તો તેમની કળા અને કલ્પનાશક્તિથી કેટલાયને મુગ્ધ બનાવી શક્યા છે. મુંબાઈની ન્યૂ ઇરા સ્કૂલમાં તે કળાના અધ્યાપક છે અને ગુજરાતની ઉછરતી પ્રજાને તેમની કળાનો રંગ ચડાવી રહ્યા છે મુંબાઈની ફેલોશિપ સ્કૂલના કલાના અધ્યાપક શ્રી પુલીન બિહારી દત્તના તે નાના ભાઈ થાય. એ ભ્રાતૃયુગલે મુંબાઈને બંગાળની નવી કળાની મીઠી વાનગીઓ પીરસવા માંડી છે. કલાશિક્ષણની અનિવાર્યતા સ્વીકારનાર તરીકે મુંબાઈની ફેલોશિપ અને ન્યૂ ઈરા સ્કૂલો ઈલાકામાં પહેલી જ છે એમ કહી શકાય અને ત્યાં બંને દત્ત બંધુઓએ એ શિક્ષણની વિશિષ્ટતા બતાવી આપી છે. શાળા-જીવનમાં કળાને આદરમાન મળવાથી કેવું માધુર્યભર્યું વાતાવરણ સરજાય છે તે જાણવું હોય તો એ શાળાઓ જોવી.

સફેદ દેવળોને લીધે નીરસ બન્યું છે. કાશીથી ભાઈ નરસિંહ પરમારે પણ 'દરવાજામાંથી ડોકિયું' નામનું ચિત્ર પાડ્યું છે. નામ ઘણું અઘટિત છે. દરવાજામાંની કમાન આગળ તો અનેક જાતનાં ચિત્રો પકડવાને અવકાશ છે, તેને બદલે ખાલીખમ દરવાજામાંથી સૂની નગરવાટમાં એક બે દૂરના માણસો જ દેખાય છે. ચિત્રના આગલા ભાગમાં ગાડું, ઢોર, બાર વટી જતું માનવી કે કોઈ ઘોડેસવાર લીધો હોત તો ચિત્રનો રંગ જામી જાત. મજબાહેને નામનું ભાઈ સુમતીલાલ મહેતા (પલક્ષ્મપુર)નું ચિત્ર તેના પડછાયા જોતાં નામે ખોટું લાગે છે. મજૂર ચિત્ર પાડવાની જગ્યાએ પહોંચ્યા છતાં એ ભાઈને ચિત્રનું ફેસિંગ કરતાં આવડ્યું નથી બકરાં, ગરવાડ અને ઝાડની સામગ્રી તો સરસ ચિત્રો આપી શકે. 'છેલ્લાં કિરણ'ની છબી લેનાર ભાઈ નટવરલાલ ગાંધી (સિદ્ધપુર)ને ભાઈ હર્ષદ પંડ્યાનું અહીં છાપેલું ચિત્ર ને તેની નોંધ જોવાની સૂચના કરીએ છીએ.

હજુ આપણા ગૃહસ્થજીવનનાં, પોળ કે શેરીનાં, નારીજીવનનાં વગેરે અનેક પ્રકારનાં ચિત્રો તરફ ફોટોબાજની નજર પડી લાગતી નથી. આટલાં સૂચન પછી એવાં ચિત્રો પકડવા કેટલાક યત્ન કરશે એમ ધારીએ છીએ.

## રંગપૂરણી હરીફાઈનું પરિણામ

'કુમાર'ના માગશર અંકમાં આ હરીફાઈ જાહેર કરવામાં આવી હતી. શ્રી કનુ દેસાઈનું અર્જુન-ઉર્વશીનું જે ચિત્ર આ અંકમાં અસલ રૂપમાં પ્રકટ થયું છે તેની રેખાઓ આપીને તેમાં મરજિપૂર્વક ત્રણ રંગો પૂરવાની સૂચના કરી હતી. તેમાં ૨૭ ઉમેદવારોએ ભાગ લીધો છે. જેકે કશા પ્રતિભા પ્રદીપે એવું તો એકે ચિત્ર નથી; છતાં આવેલાંમાંથી ઈનામોને પાત્ર જે ત્રણે મળ્યાં છે તે જોતાં તદ્દન અસંતોષ પામવા જેવું પણ નથી. આ કારણથી, જાહેર થએલાં પાંચ અને ત્રણ રૂપિયાનાં બે ઈનામોમાંથી ત્રણ ઈનામો નક્કી કરવામાં આવ્યાં છે. પહેલું રૂ. ૫નું ઈનામ ઘાટકોપરના ભાઈ ચતુર્ભુજ વલ્લભદાસને

-ગમ્યું છે. તેમણે મુખ્ય પાત્રો, આકાશનો ઉપરનો થોડો ભાગ અને જમીન પરના વર્તુલની કેટલીક રેખાઓ તદ્દન કાળી ભરીને ગાંખલા તથા જમીનનો વર્તુલ બહારનો ભાગ ઘેરા લાલ રંગે ભર્યો છે. પાત્રોની આસપાસ ઘટતી જગ્યા છોડી, વાદળાંની નૃત્યરેખાઓ સફેદ રાખી, બાકીનાં વાદળાં લીલા રંગે રંગ્યાં છે, અને તે જ રંગ વર્તુલના અંદરના પટામાં પૂરી રંગ સમતોલન સાચવ્યું છે. પરંતુ અર્જુન અને ઉર્વશીનાં વસ્ત્રોની રેખા તથા વર્તુલમાંનાં ફૂલોની કિંમત તેમણે ગણી નથી એટલી ભૂલ કરી છે. એ ભૂલ, રૂપિયા ત્રણનું બીજું ઈનામ લેનાર અમદાવાદનાં શ્વેતબાળા દેસાઈએ કરી નથી અને ઘણી કાળજીથી એ રેખાઓ સાચવી પાત્રો કાળા રંગે ભર્યા છે, પણ પાછળનું આકાશ એક જ આસમાની પટથી રંગીને નૃત્યમાં સાથ આપે એવાં વાદળાંના ગેલા ગુચ્છા તેમણે અવગણ્યા છે. એમની રંગોની પસંદગી પણ સારી નથી થઈ. એમની જ બરોબરનું ત્રીજું ઈનામ લેનાર ભાઈ ઉમિયાશંકર ઠાકર(આણંદ)ના કામમાં રંગની રૂચિરતા પ્રિય લાગે છે, પણ તેમણે કાળા રંગનો પ્રયોગ કરતાં થાપ ખાધી છે અને ચિત્રનું જોર ગુમાવ્યું છે. હરીફાઈમાંથી ઈનામો લેનારા તેમજ નહિ લેનારા ને બીજા વાચકો આટલી નોંધ પછી શ્રી કનુ દેસાઈનું મૂળ ચિત્ર તેના યોગ્ય ઠાઠમાં વધુ કદરદાનીથી જોશે એવી આશા છે.

### હું અને તું

• હીંચ •

હું બનું સૂરજ ને તું બને ચાંદલો,
ચાલો આકાશમાં ઊગીએ જી રે;
દાખીને જગમાં તેજ તણો અંચળો,
દિવસ ને રજની પોંખીએ જી રે.

હું બનું વાદળ ને તું બને વાદળી,
ચાલો આકાશને બેડીએ જી રે;
વાયુના નાદને પૃથ્વી ઝબોળતાં,
વસુધાની તૃષા છીપાએ જી રે.

હું બનું તારલો ને તું બને તારલી,
દેવોના દ્વાર પર દીપીએ જી રે,
અંધારે આથડતા એકલા પથિકને,
નયનોના કિરણોએ દોરીએ જી રે.

હું બનું પાંખ ને તું બને પાંખડી:
ઓગે ને વાડીએ વિહરીએ જી રે;
મારા ઉદ્ભવને, તારી સૌરભમાં,
ગગન ને ધરતી સમાવીએ જી રે.

હું બનું દીવો ને તું બને દીવડી:
ચાલો પ્રકાશને પ્રેરીએ જી રે,
ચૌદે બ્રહ્માંડનાં હૈયાં ભેરાવલાં,
તેના નિબિરદુર્ગ તોડીએ જી રે.

તા. ૧૧-૧૦-૩૧ મોહિનીચન્દ્ર

## નિબંધલેખન હરીફાઈનું પરિણામ

આધુનિક દેશચિત્રનિનું 'સત્ય દિગ્દર્શન ને સંગીત માર્ગદર્શન' કરાવતા લેખ માટે 'કુમાર'ના કારતક અંકમાં એક સજ્જન તરફથી જાહેર થએલા પચાસ રૂપિયાના ઈનામની હરીફાઈનું પરિણામ જણાવતાં તે ગૃહસ્થ લખે છે કે 'હરીફાઈ માટે સંપૂર્ણ સંતોષકારક નિબંધો મળ્યા નથી; છતાં જેમણે ભાગ લીધો છે તેમાંથી બહેન વિલાસિની ભગવાનલાલ મહેતા(કાળુપુર-અમદાવાદ)નો નિબંધ ઈનામને પાત્ર ઠરે છે. એ નિબંધ 'કુમાર'માં પ્રકટ કરવા જેવો નથી લાગ્યો.'



આસો માસ આવ્યો. દિવાળીનો દિવસ આવ્યો. વ્રજમાં ઇન્દ્રમહોત્સવની તૈયારી ઘેરઘેર ચાલી રહી છે.

કૃષ્ણ વાછરડાં ચારીને ઘેર આવ્યા છે. નંદજીને પૂછે છેઃ 'બાબા, આ દહીં તણાં દહીંથરાં ને ઘી તણાં ઘેબરાં'ની સુગંધ આવ્યા કરે છે, તે કંઇ મહોત્સવ થવાનો છે?'

નંદજી ભોળે ભાવે બોલ્યાઃ 'કેમ, તને ખબર નથી? એ તો ઇંદ્રદેવને અન્નકૂટ ધરવાનો છે. નવાં અન્ન પાક્યાં; નવાં નીર આવ્યાં; નવાં ઘાસ ઊગ્યા એટલે આપણે એમને પ્રસન્ન કરવા જોઇએ ને?'

કૃષ્ણ–ઉપેન્દ્રને ઇંદ્રનાં આ વખાણ ગમ્યાં નહિ. એ બોલ્યાઃ 'એમાં ઇંદ્રને શું? એ તો રહ્યો સોંપ્યું કામ કરનાર. અન્નકૂટ ધરાય તો આપણા ગિરિરાજને ધરાય; કારણકે એના ઉપર આપણી ગાયો ચરે છે અને દહીં દૂધની છોળો ઊડે છે; ભાતભાતનાં ફળફૂલ ત્યાં થાય છે. વળી જળ તો યમુનાજી પાય છે. માટે અન્નકૂટ ધરવો તો ગિરિરાજનો.'

નાનાનાના ગોપ ત્યાં હતા તેમને શ્રી કૃષ્ણની આ સૂચનાથી ખૂબ આનંદ થયો. બાળકોને તો કંઇકંઇ નવું જોઇએ. પણ વૃદ્ધ ગોપ કંઇ એમ કબૂલ કરે? તેમણે વાટાઘાટ કરી. આખરે બધા વ્રજવાસી ગિરિરાજનો મહોત્સવ ઊજવવા તૈયાર થયા.

કાર્તકી પડવે ગિરિરાજ તથા ગાયોની પૂજા થઇ અને છપ્પન પ્રકારના ભોગનો અન્નકૂટ ધરાયો. બધાંને આ નવા મહોત્સવથી ખૂબ મજા પડી.

પણ ઇંદ્રને પોતાનો ભાગ ન મળે તે રીસે ન બળે? એણે તો બારે મેઘ મોકલી ગોકુળ બધું ડુબાડી દેવા માંડ્યું.

કૃષ્ણે બધાને કહ્યુંઃ 'ચાલો ગિરિરાજની તળેટીમાં.' ગાયો, ગોપ તથા ગોપીઓ બધાં આવ્યાં. સાત દિવસ મૂસળધાર વૃષ્ટિ થઇ. પણ આખું યે ગોકુળ તો ગિરિરાજની તળેટીમાં નિર્ભય બેઠું છે.

કૃષ્ણે હાથ ઊંચો કરી ટચલી આંગળી ઊંચી કરી છે. જાણે ગોવર્ધન ઊંચક્યો ન હોય? ગોવાળો પોતાની ગેડીઓ ઊંચી કરે છે અને પર્વતને ટેકો દે છે.

આખરે ઇંદ્ર થાક્યો અને શરણે આવ્યો. ઇંદ્રનું ધાર્યું બંધ કર્યું તેથી પહેલાં તો વૃદ્ધ ગોપ બહુ ગભરાયા અને પસ્તાયા. પણ કૃષ્ણે લાજ રાખી.

ગોકુળમાં બધું થાળે પડી ગયું. મોટા ગોપ ગાયો ચરાવે છે. નાના ગોપ વાછરડાં ચારે છે. વૃદ્ધ ગોપ બેઠાબેઠા દેખરેખ રાખે છે અને નિરાંતે વાતો કરે છે.

યમુનાની શીતળ લહેર વાઇ રહી છે. સોનેરી સૂર્ય પોતાનું પ્રતિબિંબ નદીમાં જોઇ મલકાય છે. સુંવાળી રેતીમાં કડિયાળી ડાંગ ખભે ટેકવી, પછેડીથી પગ બાંધી વૃદ્ધ ગોપ અંદરઅંદર વાતો કરી રહ્યા છેઃ 'અલ્યા, પેલા કૃષ્ણની હિંમત ભારે. પણ કહો ન કહો એ નંદનો બાળક ન હોય. કારણકે જુઓને, નંદજી ગોરા, જસોદાજી ગોરાં અને કૃષ્ણ તો ઘનશ્યામ. એટલે રૂપમાં મળતા આવતા નથી. વળી નંદે કોઇ દિવસ પથરો સરખો યે ઊંચક્યો નથી, જ્યારે આ બાળકે તો આવડો મોટો પર્વત તોળ્યો? બાળક કારસું જણાય છે. પણ એ બાળક નંદનો ન હોય. આપણે આ વાતનું પારખું લેવું જોઇએ.'

બધાએ ગોપ હા, હા, કહેનાર ને ઊઠ્યા. તેમને આ વાતમાં રસ પડ્યો હતો, એટલે એ તો આવ્યા નંદને ઘેર.





નંદજી ગોવાળોના મુખી. એટલે પહેલાં તો બધા-એ આદરથી વાત કરી. 'નંદજી, તમે બડા ભાગ્ય-શાળી લાગો છો. તમારા કુળમાં આવું પરાક્રમ કર-નારો બાળક પાક્યો નથી. આટલા સાત વર્ષના બાળકે ગોકુળ રેલાતું રાખ્યું અને ગિરિરાજ ધાર્યો! અમને થાય છે કે આ બાળક કોણ હશે?'

નંદ જાણે છે કે આ બધા મારા કૃષ્ણનાં વખાણ કરવા આવ્યા છે. પણ ગોવાળીઆઓએ તો જુદી જ વાત છેડી. 'અમને તો એમ લાગે છે કે, નંદજી! કે કૃષ્ણ તમારો પુત્ર ન હોય! કાંઈ બાપદીકરા વચ્ચે આટલું બધું અંતર હોય?'

નંદને તો આ સાંભળી કંપારી આવી. ઘડપણમાં મને પુત્ર થયો તે આમનાથી વેઠાતું નથી તેથી ઇર્ષ્યાં-માં એ આમ બોલે છે. એમ તેમને ચોખ્ખું લાગ્યું.

નંદ બોલ્યા: "તમે જાણો જ છો ને કે ગર્ગાચાર્ય આવ્યા હતા. તેમણે કહ્યું હતું કે 'આ બાળક પુરુ-ષોત્તમ બનશે. પ્રભુના કોઈક અજાણ્યા અવતાર જેવો એ છે; પણ યુગબળથી એનો રંગ શ્યામ રહેશે.' એના જન્મથી મારે ઘેર હર્ષોલ્લાસની રેલમછેલ છે. આખું ગોકુળ આનંદમાં છે. કોઈકોઈક ઉત્પાત થાય છે, પણ પ્રભુ આપણું રખવાળું કરે છે."



વાર્તા

નંદની પ્રસન્ન નિંદા કરવા આવેલા ગોપ-થી વિશેષ કંઈ બો-લાયું નહિ. પણ હજી એમના મનનું સમા-ધાન થયું નહોતું. ત્યાં-થી ઊઠીને નંદ જેવા જ બીજા મજૂરિયાન ગોપ વૃષભાનુને ત્યાં જવા એ નીકળ્યા. તેમના મનમાં હતું કે એને પક્ષમાં લઈશું તો નંદને ઠીક ફજેત કરી શકાશે. જરૂર પડશે તો તેને ન્યાત બહાર પણ મૂકીશું.

વૃષભાનુને ત્યાં આવી ખબરઅંતર પૂછી પેલા વૃદ્ધ ગોપ બેઠા. વાતેવાતમાં નંદને ન્યાત બહાર મૂકવાની વાત ઉપાડી. પણ વૃષભાનુએ તેમને બોલતા અટકાવ્યા. એ બોલ્યા: "ભાઈ, મારે ત્યાં પણ ગર્ગાચાર્ય આવ્યા હતા. તેમણે પણ રાધાની જન્મકુંડળી જોઈને ભવિષ્ય ભાખ્યું હતું કે 'નંદને ઘેર જેમ કૃષ્ણ ઇશ્વરાવતાર જન્મ્યા છે, તેમ તમારે ઘેર રાધિકા સાક્ષાત લક્ષ્મી આવી છે.' ગુરુદેવ કાંઈ ખોટું બોલે?"

નંદના વચનને આવી અણધારી પુષ્ટિ મળી એટલે વૃદ્ધ ગોપ એકબીજાના મોં સામું જોવા મંડ્યા.

વૃષભાનુએ તેમને મીઠો ઠપકો દીધો: 'ભાઈઓ, તમે શું કામ આવો ખોટો તર્ક કરો છો? છતાં તમારું મન ન માનતું હોય તો લાવો આપણે તેનું પારખું લઈએ. મારી રાધાનો વિવાહ બાળો કૃષ્ણ સાથે કરવો છે એમ કહેવડાવીએ અને ત્યાં ચાંલ્લા તરીકે કંકુ કંકાવટી સાથે મોતીની ચાર માળા મોક-લાવીએ. આપણે કહેવડાવીશું કે જો વિવાદ કબૂલ હોય તો આવી બીજી ચાર માળા ઉમેરીને રાધાને માટે મોકલાવજો. પછી થયું? જે હશે તે બહાર આવશે.'

બધાએ આ સૂચનાને વધાવી લીધી. તત્કાલ ગોરને બોલાવવામાં આવ્યો. ગોર કૃષ્ણને વિવાહના ચાંલ્લા કરવા ચાલ્યો.

ગોર મલકાતે મોંએ ચાલે છે. એક હાથમાં કંકાવટી છે. બીજા હાથમાં મોતીનો થાળ છે. તે લઈ ધામેધામે એ જાય છે. રસ્તામાં કુતૂહલપ્રિય ગોવાલણીઓ તેમને



કારણ પૂછે છે. કેટલાંક છોકરાં યે તેમને કારણ પૂછતાં સાથે થાય છે. તેમને ખસેડતો ખસેડતો ગૉર નંદજીના નેસડા પાસે આવી પહોંચે છે.

નંદે ગૉરને દૂરથી જોયા, પણ કંઇ કળી શકયા નહિ. જ્યારે એને પોતાના આંગણામાં પગ મૂકતો જોયો ત્યારે એમને કંઇક સમજ પડવા માંડી.

ગૉરનું મો હસુંહસું થઇ રહ્યું હતું. એણે આવીને વધામણી ખાધીઃ 'નંદજી, તમારા કૃષ્ણને બોલાવો, હું એને વિવાહના ચાંલ્લા કરવા આવ્યો છું.'

જીવનને આરે આવેલા નંદનો આનંદ તો હૈયામાં માતો નથી. ઘડપણમાં બાલક શો ? તેના વિવાહનું ટાણું શું ! એ તો પોતાને ધન્ય ધન્ય માનવા લાગ્યા. હરખમાં કોના ઘરનું માગું છે એ પૂછવાનું પણ એ ભૂલી ગયા.

ભાન પાછું આવતાં એમણે ગૉરને પૂછ્યું, 'પણ કહો તો ખરા, કોને ઘેરથી આવો છો ?'

ગૉર બોલ્યોઃ 'વૃષભાણને ત્યાંથી આવવું થયું છે. એમણે એમની રાધાને માટે વિવાહ કરવા મને મોકલ્યો છે. ચાંલ્લામાં આ ચાર મોતીની માળા મોકલી છે અને કહેવડાવ્યું છે કે વિવાહ કબૂલ હોય તો મારી રાધાને માટે બીજી ચાર માળા ઉમેરીને મોકલજો.'

જસોદાજી ઘરમાં કામમાં હતાં. તે આ ઘડીએ આવી પહોંચ્યાં. પણ આ બધું શું થાય છે તે એમની આંખે કહ્યું ન કર્યું. તેમની વત્સલ આંખોમાંથી હર્ષાશ્રુની ધારા ચાલી રહી છે. અત્યારે એમનો ગૃહસ્થાશ્રમ ધન્ય થવાની વાત ચાલતી હતી. વહુને ઘેર લાવવામાં કઇ સાસુને ઉમળકો ન આવે ?

ગૉરનાં વાક્ય સાંભળતાં જાણે એમના ગાલમાં અમૃતના શેરડા પડયા. પણ ગોરે કહેલી છેલ્લી શરત સાંભળતાં એમનો એ આનંદ પલકવારમાં ઊડી ગયો. સમ ખાવાને પણ ઘરમાં મોતી ન મળે તો આઠઆઠ માળાઓ લાવવી કયાંથી ? હા, ગુંજાની માળાઓ માગત તો ઘોકળાં મોકલત. નંદ તથા જસોદા બંને વિમાસણમાં પડયાં.

નંદ તથા જસોદા બીજા ખંડમાં ગયાં. નંદે વાત કરવા માંડીઃ 'આ તો અણુમરજી પીડા આવી હા કહેતાં હોઠ કપાય છે. ના કહેતાં નાક કપાવા જેવું થાય છે. ઘેર બેઠે માગું આવ્યું તેની હા પડાય તેમ નથી; તેને પાછું ઠેલતા જીવ ચાલતો નથી. ત્યારે કરવું શું ?' નંદે પોતાની મૂંઝવણ બતાવી.

જસોદાએ ટાપશી પૂરી કે "વૃષભાણને ચાંલ્લા કરવા જ છે ત્યારે આટલી અઘરી શરત શું કામ કરતા હશે ? એ કંઇ જાણતા નથી કે—

'નંદજીને ઘેર નવ લખ ઢૂકે
વલોણાની * ગોળિયું ઊભરે રે લોલ'

આપણું ધન એ આપણી નવ લખ ગાયોનું ધણ: બીજું શું હોય ? મનભર માખણ માગે તો તે દેવાય, ગાયો માગે તો ગાયો દેવાય, પણ મોતી લાવવાં કયાંથી ?"

છેલ્લી અવસ્થામાં પુત્ર વિવાહની આવેલી તક જેમતેમ કરી સાચવી લેવાય છે. એની ચડભાંગ બંને કરી રહ્યાં છે. એટલામાં વાછરડાં દોડાવતા કૃષ્ણ આવી પહોંચ્યા. તેમને આમાંના કશાની કયાંથી ખબર હોય ? છતાં લીલાઓ બતાવવા જ જેમણે અવતાર લીધો હતો તેમને પ્રસંગ સમજતાં વાર લાગી નહિ.

બાલકૃષ્ણે તો રમતમાં ને રમતમાં થાળમાંથી એક મોતીની સેર ઉપાડી. આ વખતે તેમના તરફ કોઇનું પણ ધ્યાન નહોતું. કૃષ્ણ તો સેર લઇને સીધા યમુનાજીને કાંઠે દોડી આવ્યા. એક ખેતરમાં જઇ ગોતીની

* મૂળ ગીતઃ વેણું વાજે રે લોલ.

સેર તોડી નાખી, અને મોતી બધે વેરાઇ ગયાં.

પ્રભુની અઘટિત ઘટના તે થોડીક વારમાં એ મોતીના તો છોડ ઊગ્યા છે, ખેતરની ભૂમિ સુવર્ણમય બની ગઇ છે. લીલા પન્નાનાં તો પાંદડાં ફૂટ્યાં છે, હીરા-માણેકનાં ફૂલ થયાં છે ને ડાળેડાળ મોતીનાં લૂમખે-લૂમખાં લટકી રહ્યાં છે. જાણે લીલી દ્રાક્ષનું જ ખેતર!

ઘેર નંદ જસોદાજીની મૂંઝવણનો પાર આવતો નથી. આખરે ગોરે તેમને ભાનમાં આણ્યાં. તેણે ઉતાવળ કરાવી. એ ગાજીને બોલ્યોઃ 'જે તે ઉત્તર દઇ દોઃ જોયા વિવાહની ઘડી વહી ન જાય.'

નંદજી મટી ગયેલે મોંએ બહાર આવ્યા. પાછળ જસોદાજી આવ્યાં. તેમણે નિર્ણય કરી લીધો હતોઃ 'હલી રહે ને દો'ણી પણ રહે' તેમ કરવાનું એમણે ઠરાવ્યું હતું. બંને જણે બની શકે તેટલા વિનયથી કહ્યુંઃ "જુઓને, તમને ચાંલ્લો કરવા મોકલ્યા તે માટે વૃષભાણુજીનો અમારા તરફથી પાડ માનજો. પણ અમારા કૃષ્ણને એક બાધા ઊતરાવવાની બાકી છે તેથી તે થનાં પહેલાં અમારાથી હા કેવી રીતે પડાય? એટલે એમને કહેજો કે હમણાં શી ઉતાવળ છે? હજી તો—

'સાત બરસકો કુંવર કનાઇ આઠ બરસ રાધા ગોરી—
ચાલો બરસાને ખેલે હોરી'

એમ ગોપીઓ ગાય છે, એટલે આ એમનો મોનીનો થાળ તપાસી લ્યો."

આમ બોલીને જ્યાં મોતીના થાળમાંથી માળા-ઓ ઉપાડીને ગણી જુએ છે તો એક માળા ઓછી! જસોદાજીને તો ઊંડો ધ્રાસકો પડ્યો. જેમતેમ કરી માન રાખવા જઇએ છીએ ત્યાં વળી આ આપત્તિ ક્યાંથી?' નંદ પણ હાંફળાફાંફળા બની ગયા. ટોળે મળેલાં ગોપીજન તથા બાળકો આ ઘટના જોઇ દિલગીર થયાં. કૃષ્ણના ઘરની પ્રતિષ્ઠા તો થાય કે જેવાય જ કેમ?

એટલામાં મોતી ઊગાડીને આનંદમાં આવી ગયેલા કૃષ્ણ ત્યાં આવી ચડ્યા. શી ખેલાખેલ થઇ રહી છે તેની તો એમને ખબર જ હતી. ઝટ એમનો હાથ ઝાલી જસોદાજી ધમકાવવા લાગ્યાંઃ 'આવ્યા કૃષ્ણ, આમાંથી મોતીની માળા તેં લીધી છે?'

કૃષ્ણે કહ્યુંઃ 'મને પૂછતાં કેમ નથી? એ તો મેં ખેતરમાં લઇ જઇને એનાં મોતીનાં વાવેતર કર્યાં છે.' બાળકની નિર્દોષતાને લીધે નંદનો ક્રોધ ઊતરી ગયો. એ બોલ્યાઃ 'ગાંડા, મોતી તે વળી ખેતરમાં વવાતાં હશે? એ તો દરિયામાં પાકે. તેં માળા ક્યાં નાખી દીધી?'

કૃષ્ણે કહ્યું, 'મેં માળા નાખી દીધી નથી. એ તો એકમાંથી હજાર મોતી કરવાને માટે મેં તેને ખેતરમાં વેરી નાખી છે. આવો છોને, તે ખેતરમાં મોતી ઊગ્યાં પણ છેઃ ચાલો મારી સાથે, હું તમને બતાવું.'

વૃદ્ધ નંદજી ઘેલા બાલકની પાછળ ઘેલાં કાઢતા ચાલ્યા. એમને કૃષ્ણની મૂર્ખાઇ વસી નહિ. આગળ કૃષ્ણ ને પાછળ નંદજી તથા થોડાંક કૌતુકપ્રિય બાલકો ચાલવા લાગ્યાં.

દૂરથી આંગળી કરીને કૃષ્ણે હરખાતેહરખાતે પોતા-નું ખેતર બતાવ્યું. પાસે જઇને જુએ છે તો ખરેખાત, મોતીના તો માણસપૂર માણસપૂર જેવડા છોડ ઊગ્યા છે! લીલા કુંજગાર ખેતરમાં આમળાં આમળાં જેવડાં મોતીની લૂમો લહેરો લઇ રહી છે. સૂર્યના ઊતરતા તાપથી આખું ખેતર ચળકાટ મારી રહ્યું છે.

નંદજીનો હરખ તે કાંઇ હરખ જેવડો? એમને તો પ્રભુલીલાનાં જ જાણે સાક્ષાત દર્શન થયાં. ઘડી પછી સંસારની માયા તેમને સાંભરી આવી. હવે એ-મના પગમાં જોર આવ્યું હતું. એમની છાતી હર્ષમાં ગજગજ ઊંચી આવી હતી.

'હવે મોતીની શી ખોટ છે? વૃષભાણુને ઘેર આઠ માળા તો શું પણ 'થાળ ભરી શગ મોતીએ' મોકલી શકાશે અને વિવાહ ટાળવો નહિ પડે. ચાલો, આપણે ખોબેખોબા ભરી લઇએ.'

માળી જેમ ફૂલ ચૂંટતો હોય તેમ નંદે મોતી વડે ખોબો ભરી લીધો. વૃષભાણુને આપવા જેટલાં મોતી થયાં એટલે ઉતાવળા ઉતાવળા જસોદાજીને બતાવવા એ દોડ્યા.

આસભર્યો નંદજીનો ઉમંગ તો માતો નથી. હર-ખાતે હરખાતે જસોદાને બધી અદ્ભુત વાત તેમણે કરીઃ 'જુઓને, આ નવાઇ જેવી વાત! આપણા ખેતરમાં તો મોતી પાક્યાં અને તેની યે લૂમેલૂમો! આ હું લઇ આવ્યો.'

જસોદાને પણ આ જોઇ ખાનદાનીનો ગર્વ થઇ આવ્યો. તેમણે ગોરને કહ્યું 'વૃષભાણુને કહીએ તમે હાર મોકલ્યા તો અમે મોતીભર્યો થાળ મોકલીએ છીએ. અમારે વિવાહ કબૂલ છે. લ્યો, ચાંલ્લા થવા દો.'

ખૂબ પસ્તાવો થાય છે. કૃષ્ણને ન ગમુકાર્યાં અને ઊલટા તરછોડયા તે માટે એ માફી માગવા લાગી. એ બોલી:]

રાધા: હું ભૂલી, ભૂલી; મારા કનૈયા! મને માફ કર.

રાધાને એટલામાં કંઈક ચળકતું દેખાવા માંડે છે. મોતીનું ઝાડ જ એ જુએ છે. મોતીના ઝરણા અને મોતીના મહેલ. અને વાટે વેરેલા મોતીના થાળ એને દેખાય છે. . . પણ કૃષ્ણ કયાં? હવે કૃષ્ણે તેનો સંપૂર્ણ ગર્વ ગળી નાખ્યો હતો. રાધા ખૂબ આક્રંદ કરે છે. કૃષ્ણ એકાએક દર્શન દે છે એટલે રાધા, મોતીની કંઠમાળા એકદમ કૃષ્ણના હાથમાં મૂકે છે.

કૃષ્ણ: રહેવા દે, તારાં મોતી તારી પાસે રહેવા દે. મારે હવે એ મોતીની જરૂર નથી. હવે મને તારા પ્રેમનું જાગ્રત મોતી મળ્યું છે. હવે એ મારું છે.

આ પ્રમાણે 'The Pearl Tree' માં મોતીનું ઝાડ ઉગાડયાનો પ્રસંગ અંગ્રેજી નાટકકારે વિસ્તાર્યો છે તેમાં અદ્ભુતરસ ભારોભાર ભરેલો છે. આપણી 'મોતીનાં વાવેતર'ની પૌરાણિક વાત સાથે આનું સામ્ય બતાવવા પૂરતી આ પરિચય-નોંધ લખી છે જે વાચકોને ઉપકારક થશે . .

મંજુલાલ મજમુદાર

# શ્વેત રત્ન



પર્વતનાં શૃંગો પર આથમતા સૂર્યનાં કિરણો હજી પથરાતાં હતાં. તળેટીમાં દેવદ્વાર નામનું ગામડું હતું. ગામમાં નંદાદેવીનું પુરાણું ને પ્રખ્યાત મંદિર હતું. દૂર તરંગવતી સરયૂ કલ્લોલતી વહતી હતી.

આજે નંદાદેવીનો મેળો ભરાયો હતો. પુરુષ, સ્ત્રી ને બાળકોની ત્યાં મેદની જામી હતી. કોઇ આનંદથી નૃત્ય કરતા હતા, કોઇ ભજનો ગાતાં હતાં, એક ઠેકાણે થોડાક નાના છોકરાઓ કંઇક ખોદતા હતા તેને વીંટળાઇને કેટલાક લોકો ઊભા હતા. કુતૂહલ થતાં હું ત્યાં ગયો.

દેવળના ખંડિયેરોમાં એ બાળકોને ખોદતાં જોઇ મેં આશ્ચર્યથી પૂછયું: 'અલ્યા, અહીં કેમ ખોદો છો?'

સૌથી નાના છોકરાએ ખોદતાંખોદતાં જવાબ દીધો. 'છેક પૃથ્વીપાલને અહીં દાટયો ત્યારે તેની સાથે એક મોટો ધોળો હીરો અહીં દટાયો છે તે અમે શોધીએ છીએ.' એ પૃથ્વીપાલની વાત પૂછતાં તેણે આમ કહી:

"કેટલાં યે વર્ષો પહેલાં, જ્યારે અહીંઆ નાનું ગામડું યે નહોતું એ વખતમાં, આ નદીની પાસે ઝૂંપડું બાંધીને એક ડોશી અને એનો છોકરો રહેતાં હતાં. કાળી મહેનતે તેઓ ખરાબામાં મોલાત ઉગાડતાં અને પેટનો ગુજારો કરતાં. પણ મનનાં એવાં અમીર કે કોઇની પાસે હાથ લાંબો ન કરે. એનો છોકરો અરધો ભૂખ્યો અને અરધો નભાવસ્થામાં ઊછરીને મોટો થયો.

એક વખત ભયંકર દુકાળ પડયો. જે વાવ્યું હતું તે યે બળી ગયું. શિયાળામાં થોડુંક અનાજ સંઘર્યું હતું તે ખાઈ ખુટાડયું અને હવે ભૂખમરો શરૂ થયો. ડોશી બિચારી ભૂખે મરી ગઇ. મરતાં પહેલાં તેણે પૃથ્વીપાલને પાસે બોલાવ્યો અને કહ્યું: 'બેટા! મારો અંતકાળ હવે પાસે આવ્યો છે. મરતી વખતે મારે તને એક છેલ્લી વાત કહી દેવી છે. આ હૈયામાં ઘણાં યે વરસથી મેં તે દાબી રાખી હતી. જો સાંભળ:

'રામગંગાને સામે કાંઠે એક મહાપ્રતાપી ચંદ્રવંશી રાજા રાજ્ય કરતો હતો. એ બધાનો માનીતો હતો. તે જુવાનીમાં મરણ પામ્યો, એટલે તેનો નાનો ભાઇ ગાદીએ બેઠો. તેણે પોતાના મોટા ભાઇની રાણીને પોતાની સાથે પરણવાનું કહ્યું. પણ રાણી ગર્ભવતી હતી અને રાજાની સાથે તેને બહુ જ સ્નેહ, એટલે તેણે પરણવાની ચોકખી ના પાડી. આથી નવા રાજાએ પોતાનાં બધાં માણસોને રાણીની વિરુદ્ધ ઉશ્કેર્યાં. રાણીને વનમાં કાઢી મૂકી અને પોતે ગાદી બથાવી પડયો.

રાણી ઘણા યે દિવસો સુધી પર્વતની બખોલમાં રખડીને જંગલનાં ફળફૂલ ઉપર નિર્વાહ કરવા લાગી. એક દિવસ તે અચેતન અવસ્થામાં તરતના અવતરેલા બાળક સાથે પડેલી એક ગામડિયાના જોવામાં આવી. લોકો તેને નજીકના ગામમાં લાવ્યા અને સરયૂને કાંઠે એક ઝૂંપડું બાંધી તેમાં રાખી. જરા સાજી થતાં બળાપો કાઢીને તે જીવન વીતાવવા લાગી. પણ તેનું હૈયું તો તેના દીકરાનો હક્ક માગી મરેલા તેના રાજા યે ભાગનું.'

ડોશી થોડી વાર થાક ખાવા અટકી.

'પછી શું થયું મા? અને એ અત્યારે કયાં છે?'

'મારી પાસે આવ, બેટા.' કહી પૃથ્વીપાલનું માથું પાસે લઇ, સુંઘી તેણે કહ્યું: 'તું જ એ બાળક છે.'

અને પછી તે રાણી મરણ પામી.

એ જ રાતે ચીંથરેહાલ સ્થિતિમાં અને ભૂખ્યા પેટે પૃથ્વીપાલે ઝૂંપડી છોડી.

**પૂ**રફની ઝડી વરસતી હતી; પવન જોરશોરથી ફૂંકાતો હતો; પણ બહારના આ દુઃખની જરાયે દરકાર કર્યા વગર પૃથ્વીપાલ દૂર અને દૂર ચાલ્યો જતો હતો પછી તો રસ્તામાં તેને ભૂખે અંધારાં આવવા લાગ્યાં. થાકથી પગમાં ચેતન રહ્યું નહિ અને ટાઢથી અચેતન બની તે પૃથ્વી પર ઢળી પડ્યો.

પૃથ્વીપાલની આવી કરુણ દશા જોઇ દયાની દેવી અન્નપૂર્ણાને કરુણા પ્રકટી. તેણે પૃથ્વીપાલની પાસે આવીને તેને પોતાની હૂંફાળી ગોદમાં લીધો. દેવીએ પોતાના હાથે તેને ખવડાવ્યું. અનેક દિવસોથી સહેલું ભૂખનું દુઃખ એ ભૂલી ગયો. દેવીએ તેના શરીરે કોમળ અમૃત વર્ષાવતો હાથ ફેરવ્યો અને તે ગાઢ નિદ્રામાં પડ્યો.



દેવીના ખોળામાં પડ્યાંપડ્યાં તેને પોતાના કપાળ સાથે કશુંક અથડાતું લાગ્યું. તેણે સાપ ફેરવીને જોયું તો દેવીના ગળામાં લટકતો એક મોટો હીરો જણાયો. ઇંદ્રે આ હીરો દેવીને ભેટ આપેલો. પૃથ્વીપાલને થયું 'આ હીરો હું લઇ લઉં તો મારી ભવની ભૂખ જાય.' લલચાઇને તેણે દેવીની ગાંઠ છોડી કાઢી ધીમેથી છોડી લીધો. દેવીથી શું અજાણ્યું રહે? પણ તેમણે અપાર કરુણાથી તે રત્ન તેને લેવા દીધું.

પૃથ્વીપાલ જાગ્યો ત્યારે તેને બધું સ્વપ્ન જેવું લાગ્યું. તે બરફથી ઢંકાએલી મિત્રિજોડીમાં પડ્યો હતો. કુદરત તોફાન ખેલી રહી હતી વીજળીનો ચમકાર થયો અને પૃથ્વીપાલે પોતાના હાથમાં મેલું રત્ન જોયું. તેને સંતોષ થયો કે તે ખાલી સ્વપ્ન જ નહોતું.

પોતાનો ભેટ આપેલો હીરો અન્નપૂર્ણાએ આપુ-લેકના માનવીને લેવા દીધો તે ઇંદ્રથી સહન થયું નહિ. તેણે વજ્રને આજ્ઞા કરી. એક ભયંકર ગડગડાટ થયો અને પૃથ્વીપાલ રત્ન સહિત ત્યાં ને ત્યાં દટાઇ ગયો.

ઇંદ્રે તેનું વેર લીધું હતું.

**એ** રાતે નજીકના ગામના પૂજારીના સ્વપ્નામાં અન્નપૂર્ણા આવ્યાં અને પૃથ્વીપાલની શોકભરી વાત તેને કહી. જ્યાં તે દટાયો હતો તે જગ્યા જણાવી ત્યાં એક દેવાલય કરવાનો આદેશ દીધો.

દેવાલયમાં અન્નપૂર્ણાની મૂર્તિ પધરાવવામાં આવી. એ દેવાલયની પાસે આ ગામ વસ્યું. વખત જતાં પેલો પૂજારી મરણ પામ્યો. તેનો કોઇ વારસદાર નહોતો. મંદિર પડીને ખંડિયેર થઇ ગયું.

મરતા પહેલાં પૂજારીએ જણાવેલું કે પૃથ્વીપાલ ફરી પાછો આ ગામમાં જ જન્મ લેશે અને તે આ ઉત્સવને દિવસે અહીં આવીને ખોદશે તો તેને અન્નપૂર્ણા દેવીનું શ્વેત રત્ન જડશે. એ રત્ન મળશે કે તરત રાગગંગાની પેલી પારનું રાજ્ય પણ તેને મળશે."

એટલે એક પછી એક બાલ પ્રજાઓની આ શોધ ચાલુ જ રહી છે.

(સૂચિત) 'રસનિધિ'



શેઠ: (ઉમેદવારને) તમે નિષ્ઠાવાન, પ્રમાણિક ને વિશ્વાસુ છો?

ઉમેદવાર: જી હા.

શેઠ: ધારો કે તમે કાલે સવારે ઑફિસે આવો ને ટેબલ પર પચાસ હજારની નોટો પડેલી હોય તો તમે શું કરો?

ઉમેદવાર: એ રકમને હાથ સરખો પણ ન અડાડું— (શેઠ સંતોષપૂર્વક સાંભળી રહે છે, ત્યાં ઉમેદવાર વાક્ય પૂરું કરે છે)—પણ તેના વ્યાજમાંથી ગુજરાન ચલાવું.

એક દિવસ એક જાડો ને એક પાતળો માણસ બાજારમાં ભેગા થયા. જાડાએ પાતળાની મશ્કરી કરતાં કટાક્ષમાં કહ્યું: તમારું શરીર જોતાં મને દેશમાં દુકાળ પડ્યો હોય એવું જણાય છે.

પાતળાએ કહ્યું: સાચી વાત; અને તમારું શરીર જોતાં એ દુકાળ પડવાનું કારણ તમે હો તેવું જણાય છે.

ગગન: તું અપરાધમાં આઘરું કામ ક્યારે કરે છે?

મનુ: દાતણ કર્યા પહેલાંસ્તો.

ગગન: તે ક્યું?

મનુ: બિછાનામાંથી ઊઠવાનું.



# માધુકરી

શખમાં જળે છે અંગારા રે ભાઈ!
તારી રાખમાં જળે છે અંગારા
તિમિરે ઢંકાય જેવા તારા રે ભાઇ!
તેવા તારા છે માણના અંગારા.

સેનાઇ હશે ખાણ મહીં રત્ન કે ચમકયા કરે,
છીપમાં છુપાઇ સાગરે કો મોતીડું દમકયા કરે,
અણદીઠ માનવદેહમાં હૈડું સદા ઠમકયા કરે,
મગજે ભરાઇ રહ્યા વિચારો સ્વપ્ન શા ટમકયા કરે:—
રે ભાઇ! તારૂં જીવન પળપળ ઝંખતું ઝગકયા કરે:

આ તે શા ધૂળના ઢખારા રે ભાઇ!
તારા ધૂળે ઢંકાયા મિનારા:
રાખમાં જળે છે અંગારા રે ભાઇ!
તારી રાખમાં જળે છે અંગારા!

(વીસમી સદી) —કવિ ખબરદાર

## શસ્ત્રવૈદ્ય સુશ્રુત

હાલમાં દેશી વૈદ્યો બીલકુલ શસ્ત્રચિકિત્સા કરી શકતા નથી, અને પશ્ચિમની ડાક્તરી વિદ્યા આ દેશમાં આવ્યા પહેલાં એવી સ્થિતિ હતી કે સાધારણ ગૂમડું કપાવવું હોય તો કોઇ વાળંદ કાપે તો ભલે, પણ કોઇ વૈદ્ય તો ન જ કાપી શકે. આવી હાલની પરિસ્થિતિ જોઇને દેશી વૈદકવિદ્યામાં [illegible]ણી વાત જ નહિ હોય એમ સાધારણ માણસ માને [illegible] નવાઈ નહિ. પણ વસ્તુસ્થિતિ એથી જુદી જ છે.

દેશી વૈદકવિદ્યામાં શસ્ત્રચિકિત્સા છે, એટલું તો સામાન્ય આયુર્વેદાભ્યાસી પણ જાણે છે. આ શસ્ત્રવિદ્યાના મૂળ પ્રવર્તક—આ દેશની શસ્ત્રવિદ્યાના પિતાનું નામ સુશ્રુત

હાલની પેઠે પ્રાચીન કાળમાં પણ આ દેશમાં વૈદકની બે મુખ્ય શાખાઓ હતી, એક કાયચિકિત્સા (Medicine) અને બીજી શસ્ત્રચિકિત્સા (Surgery). આમાંથી પહેલી એટલે કાયચિકિત્સા સંબંધી આ દેશમાં બે હજાર વર્ષ પહેલાં જે કાંઇ શોધખોળ થએલી તેનો સાર વિ. સં. ના આરંભની આસપાસમાં ચરકસંહિતામાં સંગ્રહાયો છે. જ્યારે શસ્ત્રક્રિયા સંબંધી જે કાંઇ શોધખોળ થએલી તેનો સાર સો બસો વર્ષ પછી સુશ્રુતસંહિતામાં સંગ્રહાયો છે.

દેશી વૈદાનું જે વિશાળ સાહિત્ય—સેંકડો પુસ્તકો—અત્યારે મળે છે તેમાં સર્વશ્રેષ્ઠ આ સુશ્રુતસંહિતા છે આ અસાધારણ ગ્રંથના કર્તા ઋષિ સુશ્રુત કાશીના રાજા ધનવંતરી દિવોદાસના શિષ્ય અને ઋષિ વિશ્વામિત્રના પુત્ર હતા, એટલું જ આ મહાન શસ્ત્રવૈદ્યના જીવન વિષે શ્રુતપરંપરાથી જળવાઇ રહ્યું છે. પણ એનું અક્ષરજીવન અદ્ભુત પ્રેરણા આપનાર છે. બે હજાર વર્ષ ઉપરનાં શસ્ત્રચિકિત્સાનાં સાધનો અને એ જમાના સુધીમાં મળેલું જ્ઞાન જોતાં દુનિયાના શ્રેષ્ઠ શસ્ત્રવૈદ્યોમાં સુશ્રુતની ગણતરી કરવી જોઇએ

આ સુશ્રુતાચાર્યે કરેલાં શસ્ત્રકર્મોનું વર્ણન તો કોઇ સ્થળે મળતું નથી: પરંતુ તેણે જુદાજુદા શસ્ત્રસાધ્ય રોગોમાં શસ્ત્રકર્મનું જે વર્ણન કર્યું છે એ જોતાં તેણે જાતે ઘણાં શસ્ત્રકર્મો (operations) કર્યાં હોવાં જોઇએ આવું અનુમાન કરવા માટે કારણ છે. સુશ્રુતાચાર્યે પોતાના ગ્રંથમાં જે શસ્ત્રકર્મોનું તથા તેના સાધનરૂપ શસ્ત્રો તથા યંત્રો Surgical instrumentsનું વર્ણન કર્યું છે તે સુશ્રુત પહેલાંના કોઇ ગ્રંથમાં મળતું નથી. અને સુશ્રુત પછીના આયુર્વેદિક ગ્રંથોમાં આ બાબતનું જે કાંઇ વર્ણન મળે છે તે મોટેભાગે સુશ્રુતસંહિતાના ઉતારારૂપ છે સુશ્રુતના સમયમાં—તે પહેલાં અને તે પછી પણ—ઘણા વૈદ્યો અનેક પ્રકારની શસ્ત્રચિકિત્સા કરતા હશે આંખના રોગોની શસ્ત્રકર્માદિ આપી ચિકિત્સા વિદેહ વગેરેનાં તંત્રોમાંથી સુશ્રુતાચાર્યે સંગ્રહી છે એમ એ પોતે જ કહે છે. સુશ્રુત જેવો તેવા પ્રતિભાશાળી શસ્ત્રચિકિત્સક હોવા છતાં, શસ્ત્રવિદ્યાનો જે વિકાસ સુશ્રુતસંહિતામાં દેખાય છે તે એક માણસના આયુષ્યકાળમાં પ્રાપ્ત થવો સંભવિત નથી

સુશ્રુતે શસ્ત્રક્રિયાને લગતા જુદાજુદા કામમાં વપરાતાં જુદાજુદા આકારનાં એક સો યંત્રોનું વર્ણન કર્યું છે (જુઓ

છતાં ગોળાગાંનો તાર આધાર વગરનો રહેવાથી ભારે વીજળીક પ્રવાહ પસાર થતાં થોડા દહાડા બાદ તૂટી જતો અને ગોળો નકામો બનતો. આજથી વીસ વર્ષ પૂર્વે લૅંગમૂર આ કામમાં જોડાયા તે અગાઉ એડિસન અને એવા બીજા જબ્બર વિદ્યુત્‌વિદો હવા ખાલી કરેલા વીજળીક બત્તીના ગોળના પ્રયોગો કરતા હતા. લૅંગમૂરે હવા ખાલી કરી અંદર રહેલા તારમાંથી વિવિધ ગરમીના અંશે વિદ્યુત્ પસાર કરી જોઇ પ્રવાહી હવા નીચે બતી રાખી ઘણુંક દહાડા લગી પ્રયોગો કર્યા. આમ પોતાના સાથીઓ જોડે ઘણાં વર્ષ લગી કામ કર્યું. આ પછી તેમણે ખાલી ગોળામાં જુદાજુદા વાયુ સહેજસાજ તેમજ વધારે પ્રમાણમાં દાખલ કરી પ્રયોગો કરી જોયા. છેવટે ખાલી ગોળામાં નાઇટ્રોજન વાયુ ભરી અંદરના તારમાં વીજળીક પ્રવાહ વહાવ્યે બની સારી બળે છે અને એ તાર લાંબા વખત સુધી ટકી રહે છે એમ ડૉ. લૅંગમૂરે સાબિત કર્યું. એમની એ શોધ માન્ય થઇ અને આજે લગભગ બધા જ વીજળીક બત્તીના ગોળા નાઇટ્રોજન વાયુ ભરેલા જ આવે છે.

ડૉ. લૅંગમૂર વિજ્ઞાનક્ષેત્રમાં લગભગ પચીસેક વર્ષની સેવા અર્પી ચૂક્યા છે. આજે અમેરિકન ભૌતિકશાસ્ત્રીઓમાં તેમનું સ્થાન પ્રથમ આવે છે. પરમાણુઓની રચના, પરમાણુના એકેક થર, હાઇડ્રોજનના આણુના પરમાણુ થતાં તેમાંથી ઉદ્‌ભવતી ગરમી અને તેનો કઠણ ધાતુઓ સાંધવામાં થતો ઉપયોગ, વીજળીથી ધગધગતા વીજળીક બત્તીના તાર પર વિવિધ વાયુની થતી અસર, તેમજ રેડિયો અને બીજી ખાલી નળીઓ પર સૂક્ષ્મ પરમાણુ (ઇલેક્ટ્રોન)ની ગતિની થતી અસર ઇત્યાદિ શોધોથી જગતભરના વૈજ્ઞાનિક મંડળોમાં તે ખૂબ પ્રસિદ્ધ થયા છે. વળી તેમનું આ વિજ્ઞાનશાસ્ત્ર પ્રયોગશાળાના ઓરડાની ચાર દિવાલોમાં જ પુરાઇ નથી રહ્યું: પણ તેમણે કરેલી શોધો એટલા વ્યાપક રૂપમાં લોકોપકારક છે કે આ જમાનાનાં સર્વ સ્ત્રી-પુરુષ ને બાળકને તેનાથી લાભ થયો છે. વ્યાવહારિક દૃષ્ટિએ જોતાં તેમની સૌથી અગત્યની શોધ નાઇટ્રોજન વાયુ ભરેલા વીજળીક બત્તીના ગોળાની ગણાય છે. એથી તો પ્રકાશ માટે વપરાતા વીજળીક બળમાં અરધોઅરધ ફરક પડી ગયો છે: એટલે કે અરધું બળ (અને પરિણામે અરધું ખર્ચ) બચી જાય છે, અને એ વીજળીક ગોળા પણ લાંબી મુદત ટકે છે. હિસાબ ગણતાં માલૂમ પડ્યું છે કે એમની એ શોધથી એકલા યુનાઇટેડ સ્ટેટ્સમાં જ દર રાતના દસ લાખ ડૉલર (લગભગ ચાળીસ લાખ રૂપિયા)ની રકમની બચત વીજળીક બીલમાં થવા લાગી છે!

આ તો ડૉ. લૅંગમૂરની અનેક શોધોમાંની એક જ ગણાવી. હાઇડ્રોજનના પરમાણુઓના તેમણે કરેલા લાંબા અભ્યાસ પછી તે શોધનો ઉપયોગ કઠણ ધાતુઓ સાંધવામાં દહાડેદહાડે વધતો જ જાય છે. એ શોધ ઘણાં વર્ષોની મહેનત પછી ઇ.સ. ૧૯૨૭માં તેમણે સંપૂર્ણ રીતે જાહેરમાં મૂકી. આજ લગી જે ધાતુઓ તૂટ્યા પછી ફરી સાંધી જ ન શકાય તેવી ગણાતી અને તેને લીધે ઘણો બગાડ થતો તે ધાતુઓ આ અદ્‌ભુત યુક્તિથી પલકવારમાં પીગાળી સાંધી શકાય છે. આ યુક્તિનું રહસ્ય એમ છે કે જ્યારે વીજળીક પ્રવાહના—આને—ત્રાંબા કારબનના ટુકડા વચ્ચે જરા અંતર રાખી હાઇડ્રોજન વાયુ છોડવામાં આવે છે, જેથી આ કારબનની વીજળીક દીવીથી એ હાઇડ્રોજન વાયુના અણુઓનો સમૂહ તૂટી અનેક પરમાણુઓ બની જાય છે ને ત્યાંથી જરા દૂર જતાં ફરી એકઠા થઇ તે અણુઓના સમૂહ રૂપે બની જાય છે એ અણુઓની આ છૂટા થવાની અને એકઠા થવાની ક્રિયા વખતે તેમાંથી એવી તો સખત ગરમી છૂટે છે કે જે ગમે તેવી ધાતુને પણ પીગળાવી દે.

છેલ્લાં વીસ વર્ષમાં તેમણે જે જે ભૌતિક અને રાસાયનિક વિષયો પર શોધો કરી છે તેની સરેરાશ વરસે સાતની આવે છે. માનદ પદવીઓની તો તેમના પર ઝડી વરસી રહી છે. નૉર્થ વેસ્ટર્ન વિદ્યાપીઠે, એડીનબરો વિદ્યાપીઠે તથા કેલફિર્ન્યા વિદ્યાપીઠે તેમને 'વિજ્ઞાનના ડૉક્ટર'નો માનદ ઇલકાબ અર્પણ કર્યો છે. ૧૯૧૫માં અને વળી ફરી ૧૯૨૦માં 'ન્યૂ યાર્ક અમેરિકન રાસાયનિક મંડળ'નો નિકોલસ ચંદ્રક, ૧૯૨૮મા લંડનની અતિ પ્રસિદ્ધ જૂની રૉયલ સોસાયટીનો હ્યુજિસ ચંદ્રક, ૧૯૨૦માં અમેરિકન કળા અને વિજ્ઞાન સંસ્થાનો રમ્ફર્ડ ચંદ્રક અને ૧૯૨૫માં ઇટાલીનો પર્કિન ચંદ્રક તથા કેનિઝેરો પારિતોષિક એમને અર્પણ થયાં છે.

(પૉપ્યુલર સાયન્સ મન્થલી પરથી) દેવશંકર એ. શેલતપુરા

## શોધખોળ શાસ્ત્રનું વિદ્યાલય

આખી દુનિયામાં હજુ ઘણા યે પ્રદેશો એવા પડ્યા છે કે જે વિષે હાલની પ્રજાને કશું જ્ઞાન નથી. આવા બાકી રહેલા અજ્ઞાત પ્રદેશોમાં શોધખોળ માટે જવા ઇચ્છતા વિદ્યાર્થીઓ સારૂ મૅસેચ્યુસેટ્સની હાર્વર્ડ યુનિવર્સિટીએ ભૌગોલિક સંશોધન વિદ્યાલય (Institute of Geographical research.) નામની એક કૉલેજ ખોલી છે.

આ સંસ્થામાં જુદાજુદા ઉપયોગી હોકાયંત્રનો ઉપયોગ કરવાનું, આધુનિક સંસ્કૃતિથી અળગા રહેવાથી જોડે સંબંધ સાંધી રાખવા રેડિયોની ગોઠવણ કરતાં અને હવામાન સેવાનું તથા બીજી વૈજ્ઞાનિક સાંકળે, મેળવવાનું શીખી શકશે. આ રીતે વિદ્યાર્થી અર્વાચીન શોધક મંડળીના નેતા બનવાની લાયકાત મેળવી શકશે.

આ સંસ્થાની જરૂરિયાત સ્પષ્ટ થાય છે કે અત્યારે પ્લેન, મોટરો વગેરે હોવા છતાં દુનિયાનો ઘણો ભાગ હજી અજાણ્યો પડ્યો છે. એવા બાકી રહેલા ભાગોનાં ઠામઠેકાણાં આ સાથે આપેલા નકશામાં જોઇ શકાશે. તેમાં કેટલાક પ્રદેશો તો એવા છે કે જેને હજારો વર્ષોથી બીજા પ્રદેશો સાથે લેશ પણ વ્યવહાર-સંબંધ બંધાયો નથી, તેથી કેટલાક વિદ્વાનો માને છે કે ત્યાં જગતના આદિમકાળથી કેટલા યે છોડો અને જનાવરોની સૃષ્ટિ

## દોલત સમાન ગણાતી ટપાલની ટિકિટો

દુનિયામાં કેટલીક ટપાલની ટિકિટો એટલી જૂજ છે કે તે દોલત સમાન લેખાય છે. તેમાંની જે થોડી ટિકિટો બ્રિટિશ સામ્રાજ્યની છે તેમની હકીકત તથા તેમની હાલની કિંમત વિષેની હકીકત અહીં આપી છે.

આ સામે બતાવેલા ચિત્રમાં નં. (૧) ૧૮૫૪ની સાલની હિંદુસ્તાનની ચાર આનાની કિંમતની ટિકિટ છે; તેનું મૂલ્ય (હૅરલગ વૅલ્યૂ) આજે પચાસ પાઉંડ છે. પરંતુ નં. (૨) ની તે જ સ્ટૅમ્પની કિંમત અઢી સો પાઉંડ છે. આનું કારણ એ છે કે તેમાં ટિકિટની ફ્રેમ ઊંધી છપાએલી છે, અને એવી ભૂલવાળી ટિકિટો બહુ જૂજ હોવાથી તે મૂલ્યવાન ગણાય છે. નં. (૩)ની વેસ્ટર્ન ઑસ્ટ્રેલિયાની ૧૮૫૪ની ચાર પેનીની ટિકિટમાં પણ તે જ જાતની ભૂલ થઇ છે તે ઉપરનું હંસ પક્ષી ઊંધું છપાયું છે. આવી ભૂલવાળી ફક્ત દશ જ ટિકિટો આજે હસ્તીમાં હોવાથી તેની કિંમત પાંચસો પાઉંડ ઉપજે છે. નં. (૪) મૉરીશિયસની ૧૮૪૭ની એક પેનીની ટિકિટ છે તેની છૂટક કિંમત પાંચ હજાર પાઉંડ છે, પરંતુ તેની જ જોડે ચિત્રમાં બતાવેલી કવરની ટિકિટ સહિતની એ જોડી માટે તેના માલિકને બાર હજાર પાઉંડ ઓફર છે! ૧૮૪૭ની મોરિશિયસની બે પેનીની સ્ટૅમ્પની કિંમત પણ તેટલી જ છે. નં. (૫)ની બ્રિટિશ ગાયાનાની ૧૮૫૬ની એક પેનીની સ્ટૅમ્પ દુનિયાભરમાં ફક્ત એક જ છે, અને તે થોડાં વર્ષ પહેલાં લીલાંઉમાં વેચતાં તેના સાત હજાર પાઉંડ ઉપજ્યા હતા! આજે તેની કિંમત સાત હજાર ને આઠસો પાઉંડની ગણાય છે!

મોરિશિયસની ૧૮૪૭ની તથા બ્રિટિશ ગાયાનાની ૧૮૫૬ની આ ટિકિટો સૌથી વધારે કિંમતી હોવા ઉપરાંત તેની ટિકિટો અંગેની હકીકત પણ આનંદથી ઉપજાવે તેવી છે. મોરિશિયસની એક પેનીની ટિકિટ એક નિશાળિયાની ડાયરીમાંથી મળી આવેલી. તે વખતે તે છોકરાને તો ખ્યાલ પણ નહિ હોય કે તેની પાસેની ટિકિટ એક દોલત સમાન છે! તેવી જ રીતે બ્રિટિશ ગાયાનામાં એક સ્ત્રીને પોતાના કાગળોમાંથી એક જૂની બે સેન્ટની ૧૮૫૦ની ટિકિટ મળી આવતાં તેના એક હજાર પાઉંડ ૧૮૯૬માં ઉપજેલા. પરંતુ તે બાઇને તેનો ખ્યાલ ક્યાંથી હોય? મોરિશિયસની બે પેન્સની ટિકિટ માટે ૧૯૦૩માં લંડનના એક લીલાંઉમાં પંદરસો પાઉંડ ઉપજેલા હતા. તે ટિકિટ પણ એક નિશાળિયાના સંગ્રહમાંથી મળી આવી હતી.

નં. (૬) બર્મ્યૂડાની ૧૮૪૩ની એક પેનીની ટિકિટ છે. એવી ફક્ત ચાર ટિકિટો દુનિયામાં હસ્તીમાં છે. તેની કિંમત એક હજાર પાઉંડ છે. નં. (૭) સેન્ટ ક્રિસ્ટોફરની ૧૮૮૮ની ટિકિટ પણ ભૂલવાળી છે. તેમાં અઢી પેનીની ઉપર એક પેનીની છાપ ચાર પેની, તથા નં. (૧૦) સીલોન નવ પેની એ બંને ટિકિટો પણ વપરાયા વગરની હોવાથી તે દરેકની કિંમત પચાસ પાઉંડ છે. નં. (૧૧) ન્યૂ બ્રન્સવિકની ૧૮૫૧ની, એક શિલિંગની ટિકિટની કિંમત દોઢસો પાઉંડ છે. નં. (૧૨) ન્યૂઝીલાંડની ૧૮૫૫ની, એક પેનીની, વપરાયા વગરની જોડીની કિંમત એક સો પાઉંડ છે. નં. (૧૩) જિબ્રાલ્ટર ૧૮૮૯, દસ સેન્ટની ટિકિટમાં તેની કિંમત છપાયા વગર રહી ગએલી હોવાથી તે ભૂલવાળી ટિકિટની કિંમત પચાસ પાઉંડ અંકાઇ છે અને નં. (૧૪) કેપ ઑફ ગુડ હોપની ૧૮૬૧ની એક પેની વાળી ચાર ટિકિટની ડબલ જોડીની કિંમત એક હજાર પાઉંડ છે. નં. (૧૫) તે ૧૮૯૭ની ન્યાસાલૅન્ડ (બ્રિટિશ સેન્ટ્રલ આફ્રિકા)ની એક પેનીની ચેક ઉપરની સ્ટૅમ્પ છે અને તેની કિંમત સો પાઉંડ ગણાય છે. તેનું મહત્ત્વ એ છે કે એ વખતે ત્યાંની ટપાલ ઑફિસમાં એક પેનીની ટિકિટનો સ્ટૉક ખલાસ થવાથી, આ રીતે ચેક માટેની સ્ટૅમ્પ ઉપર 'ઇન્ટર્નલ પોસ્ટેજ' શબ્દ છાપીને ટપાલખાતાએ થોડો વખત કામ ચલાવ્યું હતું; એટલું જ નહિ પણ એ સ્ટૅમ્પ ઉપરનું એ ઓવરપ્રિન્ટ પણ પડ્યું ઊંધું છપાએલું હોઇ તે ભૂલવાળી હોઇ એવડા મહત્ત્વની ગણાઇ છે. નં. (૧૬) ન્યૂફાઉન્ડલૅન્ડ, ૧૮૫૭, એક શિલિંગની જોડીની કિંમત પાંચસો પાઉંડ છે. નં. (૧૭) ફર્સ્ટ ટ્રાન્સ–આટલાંટિક એર પોસ્ટ ૧૯૧૯ની ત્રણ સેન્ટની કોરી ટિકિટની કિંમત પાંચસો પાઉંડ છે અને નં. (૧૮) કૅનેડા ૧૮૫૧, બાર સેન્ટની વપરાયા વગરની બે ટિકિટની જોડીની કિંમત એક હજાર પાઉંડ છે.

ઉપરની ટિકિટો સિવાય અમેરિકાની ટિકિટોમાં બૉસ્કાવાનની ટિકિટની બે હજાર પાઉંડ, બ્રૅટલબૉરોની ટિકિટની એક હજાર પાઉંડ તથા ઍલેક્ઝાંડ્રિયાની ટિકિટની પંદરસો પાઉંડ કિંમત લેખાઇ છે. ત્યાંની જ સૅન્ડવિચ આઇલૅન્ડની બે સેન્ટની ટિકિટની કિંમત ચાર હજાર પાઉંડ છે. રૂમાનિયામાં મોલડાવીઆ પ્રાન્તની ૨૮ પારાની ટિકિટની બસો પાઉંડ, ચોપન પારાની ટિકિટનો સાઠ પાઉંડ, એકાશી પારાની ટિકિટની સાડા છસો પાઉંડ અને એકસો આઠ પારાની ટિકિટની દોઢસો પાઉંડ કિંમત છે. આવી બીજી પણ ઘણી ટિકિટોની લખલૂટ મોટી કિંમતે થાય છે. ઉપર જણાવેલી ઘણીખરી ટિકિટોની કિંમત લીલાંઉમાં ગએલાં વેચાણો ઉપરથી લેવામાં આવેલી છે.

ટૂંકામાં ટિકિટો સંઘરવાનો શોખ એ એવી અજબ વસ્તુ છે કે તેમાં આનંદની સાથે કોઇ વખતે કોઇને ભારે કિંમત પણ મળી જાય. જોકે બધાં માણસોને એ શોખ પાછળ નાણાં ખર્ચવાની જોગવાઇ હોઇ શકે નહિ, અને તેમાં યે વિદ્યાર્થીઓની ખીસાખર્ચી તો નાની હોય; તોપણ જેઓ ટિકિટોનો સંગ્રહ કરે છે તેઓ તો તેમને તેમાંથી મળતા આનંદથી તથા

























દોલત સમાન મનાતી ટપાલની છાપી ટિકિટો વિષે વિગતવાર માહિતી માટે આગેનો લેખ વાંચો.

## રામસિંહ માલમ

દીવ બંદરથી ઇરાની અખાતના ઓમાન બંદર તરફ જતા ફિરંગી વહાણ 'ડૉન ફર્નાન્ડિઝ'ના નાખુદાએ પોતાની આંખ ઉપર દૂરબીન લગાવી ચોપાસ નજર કરી

અરબી સમુદ્રમાં ગઇ રાતે જાગેલું તોફાન સાવ શમી ગયું હતું. દરિયાનાં નીલાં પાણી નીલા આસમાનની કોર સાથે એકાકાર થઈ જતાં હતાં. પવનની આછી લહેરથી થોડાં ઊછળતાં પાણીના મોજાં ઉપર સફેદ ટોપીની અખંડ ધારો નીલા રંગની સાડી ઉપર સફેદ સળિયાભાત જેમ ચમકતી હતી.

સમુદ્રની સપાટી ઉપર ભાંગેલાં વહાણોના વેરણછેરણ ટુકડાઓ ભયંકર તોફાનનાં ક્ષુદ્ર સ્મારકો સમાં દૂર અને નજીક તરતાં હતાં. 'ડૉન ફર્નાન્ડિઝ' પણ એ તોફાનમાંથી અણીશુદ્ધ સલામત નહોતું નીકળ્યું. એના સઢોના લીરા થઇ ગયા હતા, એનો કૂવાથંભ અરધેથી ભાંગી પડ્યો હતો, એના તૂતકના પાટિયાં મોજાંની પછડાટો ખાઇને ફાટી ગયાં હતાં. છતાં યે નાખુદાએ આત્મસંતોષ અનુભવ્યો. જે સેંકડો વહાણો સમુદ્રની સફરે નીકળેલા ઝંઝાવાતમાં અટવાયાં હતાં તેમાંથી જે રડયાંખડયાં થોડાંક જહાજો આબાદ તરતાં રહી શક્યાં હતાં એમાં આ ફિરંગી જહાજ પણ એક હતું.

'માણસ! માણસ!' એક ખલાસીએ બૂમ મારી.

હજી તો હમણાં જ શાંત થએલા તોફાની સાગર ઉપર કયો માણસ છે તે જોવાને નાખુદો દોડ્યો. તેની પાછળ બીજા ખલાસી દોડ્યા. પેલા બૂમ મારનાર ખલાસીને તેઓ વીંટળાઇ વળ્યા.

'ક્યાં છે? માણસ ક્યાં છે? શેમાં? એનું જહાજ ક્યાં છે?'

'જહાજ તો હું નથી દેખતો' ખલાસીએ કહ્યું. 'આ તો દરિયાની વચમાં એક માણસ ઊભો છે.'

'અરે ઉલ્લુ! પીનોબીનો છે કે શું? દરિયાની વચમાં માણસ તે ઊભતો હશે ખરો?'

'અરે જુઓ તો ખરા!'

ખલાસીએ આંગળી નોંધી ને એને ઇશારે સૌએ નજર કરી. ફિરંગી જહાજથી પાએક માઇલ દૂર જેટલે જ એક આદમીને તેઓએ મધ દરિયામાં ઊભેલો જોયો!

પારાવાર તાજુબીથી બધા એ માનવીને જોઇ રહ્યા. હજી તો હમણાં જ દરિયાની શાંઇ તેઓએ માપેલી તે સાઠ ફૂટ જેટલી થએલી. એ ઊંડા પાણીના પટ ઉપર મોજાંની અખંડ હારીઓ આગળ ને આગળ ધપતી હતી એવા સાગરમાં આ માનવી ઊભો હતો. શરીરે ઉઘાડો હતો. માથે ફેંટા જેવું બાંધ્યું હતું દરિયાનાં પાણી એને કમર સમાણાં થયાં હતાં. આખા યે જીવનમાં કોઇ ખલાસીએ આવો હેરતભર્યો દેખાવ નજરે જોએલો નહિ; કોઈ પાસે સાંભળેલો ય નહિ.

ફિરંગી જહાજનો માર્ગ એ મધ દરિયે ઊભેલા માનવીની પાસેથી જ જતો હતો. નાખુદાએ દોરડું નંખાવ્યું એ દોરડાને પકડીને એ માણસ જહાજની બાજુ ઉપર ચડવા લાગ્યો.

એકાએક નીચેનાં પાણીમાં કંઇક તરફડાટ થયા. પાણીનો મ મોજો ઊંચે ચડીને મોટા અવાજ સાથે પછડાયો. એક સાં ને લાંબા ખડક જેવું કોઇક પાણીની સપાટી ઉપર આ

'મગર! મગર!' ખલાસીઓએ બૂમ પાડી. ત્યાં મગરમચ્છ આડો ફર્યો એની પૂંછડીના ઝપાટાથી વહાણ આખો ફુવારો છૂટી ઊડ્યો અને એક મોટી કાળી હોડી દેખાતો મગર ખૂબ વેગથી દરિયાનાં પાણી કાપવા લાગ

જ્યારે મગરની પીઠ ઉપર ઊભવાની વાતમાંથી ત બીનું તત્ત્વ શમી ગયું ત્યારે નાખુદાએ એ માનવીને હકીકત પૂછી એણે જવાબ દીધો: 'સાહેબ! હું બેટ-દ્વારક વાઘેરો છું ખલાસી છું. મારું નામ રામસિંહ. રાવજી શેઠના કોટિયાનો હું માલમ છું ગઇ કાલે સાંજે હું મારી હોડી કાંઠે હતો ત્યાં એકાએક તોફાન જાગ્યું. મારી હોડી તણ ગઇ ને હું ભેગો તણાયો. હોડી ભાંગી ગઈ ને હું એ લાકડાને વળગી રહ્યો. દરિયાનાં મોજાંમાં પસડાતો પછડા દટાતો ને ઉપર આવતો હું ખૂબ થાકી ગયો. ત્યાં એકાએ મારા પગ કોઈ કઠણ વસ્તુને અડક્યા. પગ માંડીને જોઉં તો મ પગ નીચે કોઇ સખત જમીન લાગી એટલે હું ઊભો રહ્યો

તોફાની દરિયામાં પસડાએલા આ માનવીના ઇશ્વરે કરે ઉગારમાંથી એ ફિરંગી જહાજના આખા ખલાસીવર્ગને ખુ ચમત્કાર દેખાયો. નાખુદાએ રામસિંહને પોતાની સાથે સ જવાની તૈયારી બતાવી કહ્યું: 'કોઇ વતનું વહાણ માર્ગ મળશે એમાં તમને તમારે વતન મોકલી શકશે.'

ફિરંગીના જહાજને ઇરાનના અખાતને નાકે ચાંચિ મળ્યા. ચાંચિયાઓ ટોળાબંધ હતા. એમણે ફિરંગીનું વહા લૂંટી લીધું ને એના બધા યે ખલાસીઓને સાંકળ અને દોર વતી મજબૂત બાંધી પોતાની સાથે ઉપાડી ગયા. ચાંચિયાઓ પાડેલા જબ્બર બાકોરા વાટે વહાણમાં પાણી ભરાયા 'ડૉન ફર્નાન્ડિઝ' ડૂબી ગયું.

ચાંચિયાઓનું વહાણ પોતાના મૂળ નિવાસસ્થાન તર ઊપડ્યું. આ ચાંચિયા આરબ હતા ને રાતા સમુદ્રમાં આવેલ નાના બેટ પેરીમમાં રહેતા હતા. પેરીમ પહોંચ્યા પછ આરબ ચાંચિયાઓ અરબસ્તાનને કાંઠે ઊતર્યા ને ત્યાંથ ફિરંગી ખલાસીઓ અને રામસિંહ માલમ વગેરેને પગે ચલા વતા ચલાવતા કોઇ સારા ગુલામી બજાર તરફ રવાના થયા દરેક કેદીના ગળામાં લોઢાની પાટીનો મજબૂત પટો ખીલા ઓથી જડી લેવામાં આવ્યો હતો. આવા પટામાં આગ અને પાછળ બે કડીઓ રહેતી આ કડીઓ સાથે લોઢાન મજબૂત સાંકળ બાંધવામાં આવતી ને એ સાંકળ આગળ પાછળ ચાલતા કેદીના ગળાના પટાની કડી સાથે જડ લેવામાં આવતી આવી રીતે લોઢાના પટા અને સાંકળ જકડાયેલા કેદીઓના હાથ અને પગ છૂટા રહેતા અને તેઓ તેમનાં માથા ઉપર ચાંચિયાઓનો સરંજામ ઉપાડી શકતા.

આવી રીતે ચાલતી આ ગુલામોની સાંકળ આખરે જેદ્દાહની બજારમાં પહોંચી ને ત્યાં આ ગુલામો વેચાયા. રામસિંહ માલમ એક મીસરી ગુલામ વેપારીને ત્યાં વેચાયો. ત્યાંથી ઍલેકઝાંડ્રિયાની યુરોપીય ગુલામી બજારમાં મૂકાયો ને ત્યાંથી કાળા પાણીના કેદીઓને માટે ખાસ રાખવામાં આવતાં ફ્રેન્ચ વહાણોમાં એક ગુલામ ખલાસી (Gally slave) તરીકે રહ્યો.

આવી રીતે ચારેક વર્ષ ગાળ્યા પછી આખરે રામસિંહ માલમ ત્રણ ફ્રેન્ચ કેદીઓની સાથે એક તોફાની રાતે નાઠો. છુપાતા લપાતા, રાતે દોડતા ને દિવસે ક્યાંક ભરાઇ રહેતા આ ચાર બેરૂબંધીઓએ માર્સેલ્સ બંદરથી તે હૉલૅન્ડની હદ સુધીનો આખો યે ફ્રેન્ચ મુલક પસાર કર્યો.

હૉલૅન્ડ ભૂમિ તે સમયમાં પવિત્ર લેખાતી હતી. તે કાળે પણ ગમે તે ગુલામ એ ભૂમિ ઉપર પગ મૂકતાં જ સ્વતંત્ર થઇ જતો. રામસિંહ માલમ પણ એ રીતે સ્વતંત્ર થયો.

હૉલૅન્ડમાં એક મુછનોટ કારીગર કુટુંબમાં રામસિંહે નોકરી લીધી. ત્રણ વર્ષ નોકરી કરી. એની નેક નોકરી ને પ્રામાણિક રીતભાતથી એનો ડચ શેઠ એના ઉપર રાજી થયો. એક દિવસે એણે રામસિંહને પોતાની પાસે બોલાવ્યો:

'રામસિંહ માલમ!' શેઠ બોલ્યો: 'હું તારી નોકરીથી રાજી થયો છું. તને તારું વતન યાદ આવતું હશે. મારું એક વહાણ હમણાં હિંદ તરફ જવાનું છે. હું તને અમારે ખર્ચે તારા વતનમાં મોકલી આપવા માગું છું. તારાં માતાપિતા, બૈરાંછોકરાં જે કોઇ સ્વજન હશે તે તને યાદ કરતા હશે. હું રાજી થઇને તને રજા આપું છું હવે તું તારે વતન જા.'

આંખો પર હાથના નેજા કરીને પોતાની વાટ જોતાં એનાં વૃદ્ધ માતપિતા એણે બાર્યેક સ્વપ્નમાં જોયાં એક નાનકડા મકાનને બારણે હાથ ટેકવીને પોતાના પત્નીની અનંત કાળ સુધી રાહ જોઈ રહેતી એની વાગ્દત્તા એને દેખે ચડી આવી. શેઠનો આશિષ માથે ચડાવીને નાવેલો ખલાસી વહાણમાં ચડી બેઠો. હરેક વર્ષના ગાળા પછી એ દ્વારકામાં પાછો આવ્યો.

ને ત્યાં એની આખી યે સ્વપ્નસૃષ્ટિ ચૂંથાઈ ગઇ એની વાગ્દત્તાનો પત્તો નહોતો. કોઇ કહે કે એણે કૂવો પૂર્યો છે, કોઈ કહે કે કોડીનારના એક ખારવાનું એણે ઘર માંડ્યું છે. એનાં માતાપિતા કમાલ દશામાં ગુજરી ગયાં હતાં. વતનની સાથે પ્રીત બાંધનાર કોઈ સ્વજન એને ના રહ્યું. એ જ ડચ શેઠના વહાણમાં એ પાછો હૉલૅન્ડ ગયો. ને એ જ શેઠને ત્યાં એ ફરીને નોકર રહ્યો.

આ બીજા ગાળામાં રામસિંહ હૉલૅન્ડમાં ત્રણ વર્ષ રહ્યો. એ કાળે હૉલૅન્ડ મીનાકારી કામને માટે ખૂબ મશહૂર હતું ને એના શેઠનો પણ એ જ ધંધો હતો. રામસિંહે એ કારીગરી શીખી લીધી.

ત્રણ વર્ષ પછી રામસિંહ પોતાને વતન પાછો આવ્યો.

એ એક સારો હુન્નર શીખી આવ્યો હતો. કાઠિયાવાડનાં જુદાં જુદાં રાજ્યોમાં એ ફર્યો, પણ કોઈ રાજાને એની કદર કરવાની ફુરસદ કે પરવા ન હતાં. તે કાળે તો કાઠિયાવાડમાં નાની નાની ઠકરાતો અંદરઅંદર લડી વઢી પોતપોતાના સીમાડા વધારવામાં જ ગૂંથાઇ હતી. કોઇને એક હુન્નરી માણસને એના હુન્નરના વિકાસ માટે સગવડ આપવાની જરૂરત ન દેખાઇ.

પરંતુ કચ્છમાં તે કાળે એક ચાલાક રાજાનાં શાસન હતાં. છત્રીના દહેનો આ રંગી રાવ લખપતજી પોતાના રાજ્યાસનેથી કચ્છમાં વેપારની આબાદી, વિદ્યાનો પ્રચાર, કળા ને ચિત્રકામનો પ્રચાર ઝંખતો હતો. એણે વ્રજભાષાની, સંસ્કૃતની ને એવી પાઠશાળાઓ સ્થાપી હતી. વિદ્વાનો એને ત્યાં પડ્યાપાથર્યા રહેતા. એના કાળમાં ખેતીકામ શીખવવાની એક શાળા હતી એણે મોંઘા મૂલ આપી ચિત્રકારો પાસે ચિત્રો દોરાવ્યાં હતાં.

એવા રાવ લખપતજી—કચ્છના બાદશાહને કાને રામસિંહ માલમની કથા ઊડતીઊડતી આવી. એક પાલખી, એક અમલદાર ને પાંચ ઘોડેસ્વારો મોકલી એણે આ સાહસિક ખલાસીને પોતાના રાજ્યમાં નોતર્યો. પોતાના મહેલમાં ઉતારો આપ્યો. મીનાકારી કામના એના નમૂના અને એ હુન્નરમાં એની પારંગતતા એણે જોઈ રાવ લખપતે રામસિંહને એ મીનાકારી કામને કચ્છમાં ઉતારવાની તજવીજ કરવા માટે રાખ્યો. રાજમહેલના નીચેના એક ઓરડામાં ભૂજના સોનીઓને રોજ બપોરે બોલાવવામાં આવતા. ત્યાં રામસિંહે એમને મીનો કેમ બનાવવો, ચાંદી ઉપર કોતરકામ ને નકશી કેમ કરવાં, એ નકશી કરવા માટેના ઓજારો કેમ તૈયાર કરવાં, એ નકશીમાં મીનો કેમ પૂરવો એ બધુ યે સમજાવવા માંડ્યું રાજમહેલના ઓરડામાં જ બેસતી આ અજોડ હુન્નરશાળામાં દરેક સોનીને અને એના પચીસ વર્ષ ઉપરના પુત્રોને ફરજિયાત હાજરી આપવી પડતી. રામસિંહ માલમના એ પ્રયાસોના મૂળ એટલાં ઊંડા ગયા છે કે આજ પણ 'કચ્છ વર્ક'ને નામે મશહૂર બનેલું કચ્છી મીનાકારી અને નકશીકામ સારા હિંદમાં તો શું પણ યુરોપ અને અમેરિકામાં પણ સત્કાર પામે છે.

રાવ લખપત જેવા વિદ્યાશોખીન રાજાને દેવજી ઠક્કર નામે એક અતિ વિચક્ષણ દીવાન સાંપડ્યો હતો. એ દેવજી મીનાકારીના હુન્નરની સ્થાપનાના ફાયદા પૂરા સમજી ગયેલો હતો. વળી એનો રાજા એક શોખ મિજાજનો હતો તેથી એ ઘુવાળા દીવાને બિલ્ડીંગ સિવાયના બધો માટેનો ફેરફાર વાળ્યો. એણે 'આયના મહેલ' નામનું એક મકાન સર્જ્યું ને બીજે ફ્રાંસ શીખી લાવવા માટે રામસિંહને યુરોપ મોકલ્યો.

બીજી વારની આ મુસાફરીમાં રામસિંહ ઑસ્ટ્રિયામાં ગયો. ત્યાં એક કાચના કારખાનામાં એ મજૂર તરીકે રહ્યો. મજૂરી કરતાં કરતાં એણે એ આખો યે ઉદ્યોગ બરાબર જોઇને સમજી લીધો. પાંચ વર્ષે એ પાછો કચ્છમાં આવ્યો.

એ આવ્યો ત્યારે દેવજી દીવાન તો સ્વર્ગવાસ થયે હતો.

